# ભયંકર ભદ્ર

અથવા

## કેવળ ૨૪ વર્ષના ક્ષણભંગુર સંસારમાટે !

---

પ્રથમ ખણ્ડ

---

રેનૉલ્ડ્‌ઝ્‌કૃત "ફૉસ્ટ્‌"નો અવિકલ ગુર્જર અનુવાદ

અનુવાદક

ઠક્કુર નારાયણ વિસનજી

પોરબંદર (કાઠિયાવાડ).

---

" विवेकभ्रष्टानां भवति विनिपातः शतमुखः " भर्तृहरिः

---


પ્રકાશક

મહાદેવ રામચન્દ્ર જાગુષ્ટે

ગ્રંથવિક્રેતા અને ગ્રંથપ્રકાશક

ત્રણદરવાજા—અમદાવાદ

---

વિક્રમાબ્દ ૧૯૭૩ ઈ. સ. ૧૯૧૭

---

મૂલ્ય રૂ. ૨-૦-૦




વિશ્વવિખ્યાત આંગ્લ નવલકથાકાર જ્યૉર્જ ડબ્લ્યુ. એમ. રેનૉલ્ડ્જ.

B. A. P. Works

# ગ્રન્થ સમર્પણ



આ સંસારમાંનાં જે સ્ત્રી તથા પુરુષો આ ક્ષણભંગુર સંસારને શાશ્વત સ્વર્ગની ભાવનાથી અવલોકીને કેવળ ઐહિક ઐશ્વર્ય, નાનાવિધ ભોગવિલાસ, ઇન્દ્રિયસુખલાલસાની તૃપ્તિ તથા સ્વાર્થની સિદ્ધિને જ માનવજીવનનો નિષ્કર્ષ માની એ વસ્તુઓની પ્રાપ્તિમાટે પરમેશ્વર, ધર્મ તથા નીતિ આદિ કલ્યાણકારક પદાર્થોને તિલાંજલિ આપી મહાભયંકર પિશાચપૂજા તથા પિશાચવૃત્તિને પ્રેમથી સ્વીકારી લે છે અને અનેકવિધ નીચતમ કર્મોમાં પ્રવૃત્ત થાય છે, તેવાં પિશાચપૂજક સ્ત્રી પુરુષોને, એ પિચાચ્ચપૂજાના અંતિમ મહાદુઃખદાયક પરિણામનો સાક્ષાત્કાર કરાવવાના શુભ આશયથી, પ્રસ્તુત નવલકથા સાદર સમર્પિત કરવામાં આવે છે !



“ હજારો નરપિશાચો સ્વાર્થસરિતામાં તણાઇને;
બને શયતાનના શાગિર્દ લોભોથી દબાઇને;
ક્ષણિક સંસારસુખમાટે ધરે કેવી બુરાઇને ?;
કરે છે કામ એવાં કે લજાવે છે કસાઇને !;
અરે શયતાન પણ તે નરપિશાચોથી ડરી જાતો,
છતાં આશ્ચર્ય કે સંસારમાં શયતાન નિન્દાતો !;”

“દેવી દમયંતી” નાટક.

# ઉપોદ્‌ઘાત.



ઇંગ્લૅંડ્‌ તથા ફ્રાન્સ્‌માં જ્યૉર્જ ડબ્લ્યુ. એમ. રેનૉલ્ડ્‌ઝ્‌, સર વૉલ્ટર સ્કૉટ્‌, વિકટર્‌ હ્યૂગો, એલેક્ઝાંડર્‌ ડ્યુમા તથા મૉંશીયૅાર ઝોલા આદિ અનેક ઉત્તમોત્તમ નવલકથાકાર થઈ ગયા છે; છતાં અદ્યાપિ એ નવલકથાકારોમાં જો કોઇ સર્વથી શ્રેષ્ઠ, અગ્રેસર તથા વિશ્વવિખ્યાત નવલકથાકાર હોય, તો તે કેવળ રેનૉલ્ડ્‌ઝ્‌ અને રેનૉલ્ડ્‌ઝ્‌ જ છે, એમ કહેવામાં અતિશયોક્તિનો લેશ માત્ર પણ સંભવ નથી. કવિકુલગુરુ કવિ કાલિદાસના સંબંધમાં એક ઉક્તિ છે કેઃ—

**"पुरा कवीनां गणनाप्रसंगे कनिष्ठिकाधिष्ठित कालिदासः। अद्यापि तत्तुल्य कवेरभावाद् नामिका सार्थवती बभूव" ॥**

એટલે કે, 'પૂર્વે એકવાર કવિઓની ગણનાના પ્રસંગે કનિષ્ઠિકા અંગુલીપર કાલિદાસ આવીને વિરાજ્યા અને ત્યારથી અદ્યાપિ તેમના જેવા કવિનો સર્વથા અભાવ રહેવાથી તે પછીની અનામિકા અંગુલીપર વિરાજવા યોગ્ય બીજો કવિ ન મળવાથી અનામિકા અંગુલી સાર્થક થઈ!' અર્થાત્‌ અત્યારે પણ જો નવલકથાકારોની ગણનાનો પ્રસંગ આવે, તો કનિષ્ઠિકાનો અધિકારી તો રેનૉલ્ડ્‌ઝ્‌ થાયજ અને ત્યારપછી એવો ઉત્કૃષ્ટ અન્ય કોઈ પણ નવલકથાકાર અદ્યાપિ થએલો ન હોવાથી અનામિકાને અનામિકા રહેવાનો જ પ્રસંગ આવી લાગે એ સર્વથા સ્વાભાવિકજ છે. "**उदिते नैषधे काव्ये क्व माघः क्व च भारविः ?**" 'નૈષધકાવ્ય ઉદિત થતાં ક્યાં **માઘ** અને ક્યાં **ભારવિ**?' અર્થાત્‌ નૈષધકાવ્ય સમક્ષ **માઘ** અને **ભારવિ** ઉભયની પ્રભાનો ક્ષય થઇ ગયો! આવા પ્રકારની એક ઉક્તિ સંસ્કૃતમાં '**નૈષધકાવ્ય**'ની ઉત્કૃષ્ટતાના સંબંધમાં પ્રચલિત છે; તેજ ઉક્તિનો જો નવલકથાકારોના સંબંધમાં વ્યવહાર કરવામાં આવે, તો અવશ્ય એમજ કહી શકાય કે, રેનૉલ્ડ્‌ઝ્‌ની કૃતિ સમક્ષ અન્ય સર્વ નવલકથાકારોની કૃતિઓની

પ્રભાનો સંપૂર્ણ ક્ષય જ થઇ ગયો છે. હવે જ્યારે એક નવલકથાકાર તરીકે રૅનૉલ્ડ્ઝ્‌ની ઉત્કૃષ્ટતાનું આટલી સીમા પર્યન્ત સમર્થન કરાય, ત્યાં સ્વાભાવિકજ એવો પ્રશ્ન પૂછી શકાય કે, રેનૉલ્ડ્ઝ્‌ની કૃતિને શ્રેષ્ઠતાના આટલા ઉચ્ચતમ શિખરપર શા કારણથી ચઢાવાય છે અને એક નવલકથાકાર તરીકે રેનૉલ્ડ્ઝ્‌ની આવા પ્રકારની નિરવધિ પ્રશંસા તેના કયા ગુણોના આધારે કરાય છે ? પ્રશ્ન યથાર્થ છે અને તેનું ઉત્તર આ પ્રમાણે છે:—

નવલકથા તે આ સમસ્ત સંસાર કિંવા વિશ્વનું એક મૂર્ત્તિમત્‌ શાબ્દિક ચિત્ર કિંવા શાબ્દિક પ્રતિકૃતિ છે. સંસાર એક એવો શબ્દ છે કે જેમાં ઉત્તમ તથા અધમ સર્વ વિષયો તથા સર્વ વ્યવહારોનો સમાવેશ થઇ જાય છે. નવલકથા સંસારની શાબ્દિક પ્રતિકૃતિ હોવાથી અર્થાત્‌ નવલકથામાં પણ સંસાર પ્રમાણે સર્વ વિષયોનો સમાવેશ અવશ્ય હોવોજ જોઇએ. સાંસારિક મનુષ્યોના જીવનવ્યવહારમાં ધર્મ, નીતિ, આચાર, વિચાર, જ્ઞાન, વિજ્ઞાન, ન્યાય, અન્યાય, સ્વાર્થ, પરમાર્થ, આસક્તિ, વૈરાગ્ય, શોક, વિનોદ, વિલાસ અને વૈભવ તથા દારિદ્ર્ય આદિનો પરિસ્થિતિ અનુરૂપ વિસ્તાર થએલો નિત્ય આપણા જોવામાં આવ્યા કરે છે અને એ કારણથી સંસારના નવલકથારૂપ શાબ્દિક ચિત્રના આલેખનાર નવલકથાકારને ધર્મશાસ્ત્ર, નીતિશાસ્ત્ર, તત્ત્વજ્ઞાન, વિજ્ઞાનશાસ્ત્ર તથા સર્વ પ્રકારના સંસારવ્યવહાર તેમજ પ્રત્યક્ષ અનુભવ આદિ સર્વ વસ્તુઓની અત્યન્ત આવશ્યકતા હોય, તો તે સ્વાભાવિકજ છે. અર્થાત્‌ સાધારણતઃ સર્વ સાંસારિક વિષયોના સમાન જ્ઞાનને ધરાવનાર લેખક જ ઉત્તમ નવલકથાની સૃષ્ટિને નિર્માણ કરી શકે છે. નવલકથાના વિષયની સાધારણ મહત્તા આ પ્રમાણેની છે અને તેમાં પણ વળી ઐતિહાસિક નવલકથાને રચવામાટે તો એથી પણ કેટલાક વિશેષ ગુણ તથા વિશેષ જ્ઞાનની આવશ્યકતા આવી પડે છે. જે સમયની ઐતિહાસિક ઘટનાનો નવલકથામાં સ્ફોટ કરવાનો હોય, તે કાળની રાજકીય, ધાર્મિક,

સામાજિક, વૈજ્ઞાનિક તથા વ્યાવહારિક આદિ પરિસ્થિતિઓનું સંપૂર્ણ જ્ઞાન હોય, તોજ લેખક ઐતિહાસિક નવલકથાની ઉત્તમ રચના કરી શકે છે; અન્યથા તેનો તેવો પ્રયત્ન સર્વથા અફળ તથા વ્યર્થ જ થઈ પડે છે. એ સર્વ વિષયો ઉપરાંત એક નવલકથાકારે નવલકથા લખતી વેળાયે જે ત્રણ વિષયોમાં મુખ્યતઃ ધ્યાન આપવાનું હોય છે, તે ત્રણ વિષય **ભાવ** ( Idea ), **આશય** ( Aim ) અને **વિષય** (Subject) છે. ભાવ મહાન્ તથા ગંભીર, આશય ઉચ્ચ તથા શ્રેષ્ઠ અને વિષય વિસ્તીર્ણ તથા ચિરસ્થાયી હોવો જોઈએ. એ પછી **વસ્તુસંકલનાને** રચવામાં પણ નવલકથાકારના બુદ્ધિસામર્થ્યનું પરીક્ષણ થઇ જાય છે અને વસ્તુતઃ નવલકથાની ઉત્તમતાનો સર્વ આધાર કેવળ વસ્તુસંકલનાપર જ રહેલો હોય છે; અર્થાત્ વસ્તુસંકલના જેટલા પ્રમાણમાં ઉત્તમ, મધ્યમ કિંવા કનિષ્ટ હોય છે, તેટલા જ પ્રમાણમાં તે નવલકથા પણ ઉત્તમ, મધ્યમ કિંવા કનિષ્ટ પ્રકારની થાય છે. વસ્તુસંકલના સાથે નવલકથાકારની વર્ણનશક્તિ ( Descriptive-power ) પણ ઉચ્ચ પ્રકારની હોવી જોઇએ; કારણકે, નવલકથાના પ્રસંગમાં આવતાં ભિન્ન ભિન્ન સ્થળ, કાળ તથા વિષય ઈત્યાદિનું રસોત્પાદક તથા રુચિકર ભાષામાં મનોરંજક શૈલીથી વર્ણન કરવું, એ નવલકથાકારનો એક પ્રધાન તથા પ્રશંસનીય ગુણ મનાય છે. તેમજ વળી વિવિધ પાત્રજનોના સ્વભાવનું પૃથક્કરણ કરવામાં પણ બહુ અંશે નવલકથાકારના ચાતુર્યની કસોટી થાય છે. એ સર્વ ઉપરાંત *શૃંગાર, હાસ્ય, કરુણ, રૌદ્ર, વીર, ભયાનક, બીભત્સ તથા અદ્ભુત આદિ સાહિત્યોચિત આઠ રસોનું પણ યથાસ્થાન અને યથાવસર નવલકથામાં યથાપરિમાણ પોષણ કરી વાંચકોની વાંચનલાલસાને અંતપર્યન્ત જાગ્રત તથા ઉત્તેજિત અવસ્થામાં રાખવાની કળામાં તો નવલકથાકાર સંપૂર્ણ

---

* " शृंगार हास्य करुण रौद्र वीर भयानकाः ।
बीभत्साद्भुतसंज्ञौ चेत्यष्टौ नाटये रसाः स्मृताः " ॥ **मम्मटः**

નિષ્ણાત હોવોજ જોઇએ, નહિ તો ઘણીકવાર રસના યથાસ્થિત પોષણના અભાવે ઉત્તમ ભાવવાહિની કથાઓ પણ વાંચકોના અનાદર તથા તિરસ્કારનેજ પાત્ર થઇ પડે છે.

એક નવલકથાકારની યોગ્યતાનું આ વિવેચન કેવળ એટલા કારણથીજ કરવામાં આવ્યું છે કે, જે ઉપર્યુક્ત ગુણોની એક નવલકથાકારમાં અતિશય આવશ્યકતા હોય છે, તે સર્વ ગુણોનો રેનૉલ્ડ્ઝ્માં સંપૂર્ણ સમાવેશ હતો અને તેથીજ એ અલૌકિક પ્રતિભાસંપન્ન નવલકથાકારની નવલકથાઓ જેની કલ્પના પણ ન કરી શકાય, તેટલા પ્રમાણમાં લોકાદરને ભાજન થઇ શકી છે; એટલુંજ નહિ, પણ રેનૉલ્ડ્ઝ્ની એ નવલકથાઓની લોકપ્રિયતા યાવચ્ચંદ્રદિવાકરૌ અખંડ અને અવિચલ જ રહેવાની છે, એમ કહેવામાં લેશ માત્ર પણ અતિશયોક્તિનો સંભવ નથી. અત્યાર સૂધીમાં રેનૉલ્ડ્ઝ્ની ભિન્ન ભિન્ન નવલકથાઓની કોટ્યવધિ પ્રતિઓ વેચાઈ છે, પ્રતિવર્ષ લક્ષાવધિ પ્રતિઓ વેચાય છે અને ભવિષ્યમાં પણ કોટ્યવધિ પ્રતિઓ વેચાતી તથા વંચાતી રહેશે, છતાં તે નવલકથાઓમાંનો રસ જીર્ણ નથી જ થવાનો. સંસારમાંના પ્રત્યેક વિષયમાં રેનૉલ્ડ્ઝ્ કેટલી સીમાપર્યન્ત પ્રવીણ તથા નિષ્ણાત હતો, એની કલ્પના જ્યાં સૂધી તેની સર્વ નવલકથાઓનું મનન તથા પરિશીલનપૂર્વક વાંચન કરવામાં ન આવે, ત્યાં સૂધી થવી સર્વથા અશક્ય છે. ખરેખર જ્યારે રેનૉલ્ડ્ઝ્ની કોઇ પણ નવલકથાને વાંચવાનો આરંભ કરવામાં આવે છે, તે વેળાએ તેની સરસ તથા રહસ્યપૂર્ણ વસ્તુસંકલના, અદ્ભુત વર્ણનશૈલી, વિવિધમાનવસ્વભાવચિત્રાંકનકુશળતા, મનોહારિણી ભાષાછટા, અદ્ભુત આલંકારિકતા તથા સર્વરસાત્મક માધુર્યપ્રચુરતાના સાક્ષાત્કારથી આત્મા સંતુષ્ટ તથા આનંદમગ્ન થઇ જતાં વાંચક અન્ય સર્વ વિષયોના ધ્યાનથી પરાઙ્મુખ થઇ જાય છે. રેનૉલ્ડ્ઝ્ પોતાની નવલકથામાં જે વિષય તથા જે રસને સ્પર્શ કરે છે, તે વિષયમાં એટલી સીમા પર્યન્તની પ્રવીણતા દર્શાવે છે કે વાંચકની બુદ્ધિ અવશ્ય તેની એ સર્વ-

વિષયપ્રવીણતાના પરિચયથી કુંઠિતા જ થઇ જાય છે. રેનૉલ્ડ્ઝ્‌ની નવલકથાઓ સમાન સર્વાંગસુંદરી તથા સર્વવિષયવિભૂષિતા નવલકથાઓ આજ સૂધી કોઇએ લખી નથી અને ભવિષ્યમાં કોઇ લખશે, એવી સંભાવના પણ નથી. રેનૉલ્ડ્ઝ્‌ની નવલકથાઓ જેમ અન્ય રીતે રસવડે છલકાઈ જતી હોય છે, તેજ પ્રમાણે તેમાં વાંચકોને સંસારના આદર્શ જીવનના માર્ગને દર્શાવવાની પણ એક મહા અદ્‌ભુત શક્તિ રહેલી છે અને તેથી રેનૉલ્ડ્ઝ્‌ની નવલકથાઓમાં કયો વિષય તેના યોગ્ય સ્વરૂપમાં નથી ચર્ચાયો, એને શોધી કાઢવાનો જો કોઇ પરિશ્રમ કરે, તો તેનો એ પરિશ્રમ સફળ થાય કે કેમ એની પૂરેપૂરી શંકા જ રહ્યા કરે છે. આ કારણથી કેટલાક નિરપેક્ષ અને પક્ષપાતના દોષથી અલિપ્ત વિદ્વજ્જનો રેનૉલ્ડ્ઝ્‌ની નવલકથાઓને જાદૂની તથા રેનૉલ્ડ્ઝ્‌ને પોતાને નવલકથાકારોના 'મુકુટમણિ સમ્રાટ્' ની ઉપમા આપે છે અને તે સર્વથા સત્ય તથા યથાર્થ જ છે. રેનૉલ્ડ્ઝ્‌ પોતાની ભિન્ન ભિન્ન નવલકથાઓમાં સંસારમાંના ઐતિહાસિક, સામાજિક તેમજ કાલ્પનિક યથાર્થ પ્રસંગોને લઇને છળપ્રપંચ, નરહત્યાકાંડ, શુદ્ધ પ્રેમ, વ્યભિચાર, અવિચાર, અત્યાચાર, અનાચાર, વીરતા, કાતરતા, નીતિ, ધર્મ તથા તત્ત્વજ્ઞાન આદિ ભિન્ન ભિન્ન વિષયોનાં ચિત્રો એવાં તો મનોહર રીતિથી આલેખ્યાં છે કે તેમના નિરીક્ષણથી મનુષ્યો તત્કાલ મંત્રમુગ્ધવત્ થઇ જાય છે અને તેથી જ રેનૉલ્ડ્ઝ્‌ની નવલકથાઓ સાથે સરખાવતાં અન્ય નવલકથાકારોની નવલકથાઓ સર્વથા પ્રભાહીન તથા નીરસ જ જણાય છે. રેનૉલ્ડ્ઝ્‌ દિવાકર સમક્ષ અન્ય નવલકથાકારરૂપ ચંદ્ર તથા નક્ષત્રોનો પ્રકાશ મંદ તેમજ અસ્તંગત થઇ જાય છે.

રેનૉલ્ડ્ઝ્‌ની સર્વોત્કૃષ્ટતાને નિર્વિવાદ સિદ્ધ કરી બતાવવામાટે માત્ર એટલું એકજ પ્રમાણ સંપૂર્ણ છે કે, રેનૉલ્ડ્ઝ્‌ની નવલકથાઓનાં યૂરોપની તેમજ ભારતવર્ષની અનેક ભિન્ન ભિન્ન ભાષાઓમાં અનુવાદો તથા રૂપાન્તરો થઇ ચૂક્યાં છે

અને તે અનુવાદો તથા રૂપાન્તરોમાંનાં કેટલાંક અનુવાદો તથા રૂપાન્તરો અતિ સંક્ષિપ્ત સ્વરૂપનાં કિંવા સર્વથા કનિષ્ટ પ્રકારનાં હોવા છતાં પણ તેમનામાં રહેલા છલકાતા રસબાહુલ્યના યોગે સર્વત્ર વાંચકોના આદર તથા સત્કારને મેળવવાના ભાગ્યને પ્રાપ્ત કરી શક્યાં છે. આપણી ગુજરાતી ભાષામાં પણ રેનૉલ્ડ્ઝ્‌ની કેટલીક નવલકથાઓનાં સંક્ષિપ્ત અનુવાદો તેમજ રૂપાન્તરો પ્રકટ થએલાં છે, પરંતુ એમાંનાં કેટલાંક અનુવાદો તથા રૂપાન્તરો પારસી લેખકોના હાથે તથા પારસી સ્વરૂપમાં થએલાં હોવાથી હિન્દુ તથા મુસલ્માનો તેમના અસ્તિત્વથી પણ જાણીતા હશે કે નહિ, એની શંકા જ છે; તેમ જ રેનૉલ્ડ્ઝ્‌ના પારસી અનુવાદકો તથા રૂપાન્તરકારોએ પોતાનાં કરેલાં તે અનુવાદો તથા રૂપાન્તરોમાં ગમે તે કારણથી બહુ અંશે રેનૉલ્ડ્ઝ્‌ના નામને પ્રકટ કરવાની ઉદારતા ન બતાવેલી હોવાથી અમુક અનુવાદ રેનૉલ્ડ્ઝ્‌ની અમુક નવલકથાનો છે કિંવા અમુક નવલકથા રેનૉલ્ડ્ઝ્‌ની અમુક અંગ્રેજી નવલકથાનું રૂપાન્તર કિંવા અનુકરણ છે, એ વાર્ત્તા સાધારણ ગુજરાતી વાંચકોના જાણવામાં આવેલી ન હોવાથી રેનૉલ્ડ્ઝ્‌ની યોગ્યતા તથા મહત્તાથી આપણો ગુર્જર વાંચકવર્ગ જોઇએ તેટલા પ્રમાણમાં અભિજ્ઞ ન હોય, તો તે સર્વથા સ્વાભાવિક જ છે; અને એ કારણથી જ રેનૉલ્ડ્ઝ્‌ તથા તેની નવલકથાઓની સર્વોત્કૃષ્ટતાનું આ વિવેચન કરવું પડયું છે; કારણ કે, પ્રસ્તુત **'ભયંકર ભદ્ર અથવા કેવળ ૨૪ વર્ષના ક્ષણભંગુર સંસારમાટે!'** નામક નવલકથા એજ અલૌકિક નવલકથાકાર રેનૉલ્ડ્ઝ્‌ મહાશયની 'ફૉસ્ટ્‌' નામક એક અદ્‌ભુત કથાનો જ અવિકલ ગુર્જર અનુવાદ છે.

રેનૉલ્ડ્ઝ્‌ની નવલકથાઓમાં જેમ ઉત્કૃષ્ટતાની વિપુલતા રહેલી છે, તેજ પ્રમાણે તેની નવલકથાઓની સંખ્યા પણ વિપુલા છે; અર્થાત્ રેનૉલ્ડ્ઝ્‌ની જે નવલકથાઓ અત્યારસૂધીમાં પ્રકટ થઇ ચૂકી છે, તેમની સંખ્યા ૩૨ ની છે અને તેમાંની **'મિસ્ટ્રીઝ્‌ ઑફ ધિ કોર્ટ ઑફ લન્ડન્‌'** તથા 'મિ-

સ્ટ્રીજ઼ ઑફ઼ લન્ડન્' એ બે નવલકથાઓ તો અનુક્રમે **મહાભારત** તથા **રામાયણ** કરતાં બમણા પરિમાણની છે. આ કારણથી ઘણીકવાર સ્વાભાવિકજ કેટલાકોના મનમાં એવો પ્રશ્ન ઉદ્ભવે છે કે, 'આવી ઉત્કૃષ્ટ પાંચ દશ નહિ, પણ બત્રીસ નવલકથાઓને એકજ લેખિનીથી અસ્તિત્વમાં લાવવાને રેનૉલ્ડ્ઝ્‌ને જોઇતો અવકાશ ક્યાંથી અને કેવી રીતે મળી શક્યો હશે, એ કાંઇ કલ્પી શકાતું નથી! કારણ કે, જેની સર્વ નવલકથાઓનો જો એકજ મનુષ્ય વીસ વર્ષના વયથી અનુવાદ કરવા માંડે છે અને પચાસ વર્ષના વય પર્યન્ત અનુવાદ કરતોજ રહે, તોપણ તે અનુવાદની ભાગ્યેજ સમાપ્તિ થવાનો સંભવ ધારી શકાય, ત્યાં આટલી નવલકથાઓ સર્વથા મસ્તિષ્કમાંથી કાઢીને નવીનતાથી જ લખાય, એતો આ વિશ્વમાંનું એક અત્યંત મહદાશ્ચર્યજ કહેવાય !' આવો પ્રશ્ન રેનૉલ્ડ્ઝ્‌ના જીવનકાળમાં પણ એકવાર ઉપસ્થિત થયો હતો અને તેથી 'મિસ્ટ્રીજ઼ ઑફ઼ ધિ કોર્ટ ઑફ઼ લન્ડન્'ના અંતમાં એક Postscript (સમાપ્તિપત્ર) લખીને રેનૉલ્ડ્ઝે પોતાના વાંચકવર્ગને જણાવ્યું હતું કેઃ—

"Every week without a single intermission during a period of eight years, has a Number, under this title, been issued to the public. Its precurser, 'The Mysteries of London,' ranged over a period of four years. For twelve years, therefore, have I hebdomadally issued to the world a fragmentary portion of that which, as one vast-whole, may be termed an Encyclopædia of Tales. This Encyclopædia consists of twelve volumes, comprising six hundred and twenty-four weekly Numbers. Each Number has occupied me upon an average seven hours in the composition; and therefore no less an amount than four thousand three hundred and sixty-eight hours have been

bestowed upon this Encyclopædia of Tales, comprising the four volumes of "The Mysteries of London" and the eight volumes of "The Mysteries of the Court of London." Yet if that amount of hours be reduced to days, it will be found that only a hundred and eighty-two complete days have been absorbed in those publications which have ranged with weekly regularity over a period of twelve years! this circumstance will account to the public for the facility with which I have been enabled to write so many other works during the same period, and yet to allow myself ample leisure for recreation and for healthful exercise."*

---

* "ગત આઠ વર્ષના કાલાવધિમાં, એક વારના પણ અંતરાય વિના, પ્રતિસપ્તાહ 'ધિ મિસ્ટ્રીજ઼ ઑફ્ ધિ કોર્ટ ઑફ્ લન્ડન્' નામક કથામાલાની એક સંખ્યા વાંચકોમાટે પ્રકટ કરવામાં આવી છે; તેમજ આ કથામાળાના પૂર્વચિન્હરૂપ 'ધિ મિસ્ટ્રીજ઼ ઑફ્ લન્ડન્' નામક કથામાળા તત્પૂર્વે ચાર વર્ષપર્યન્ત પ્રકટ થઈ હતી. અર્થાત્ એથી બાર વર્ષ પર્યન્ત સાપ્તાહિક વિભાગથી વિશ્વને મેં તે ગ્રંથના ખંડરૂપ વિભાગો આપ્યા છે, કે જે ગ્રંથને તેના સમસ્ત અખંડ સ્વરૂપમાં કથાઓનો વિશ્વભંડારજ કહી શકાય. આ કથાવિશ્વકોષ બાર ભાગોનો બનેલો છે અને તેમાં છસેં ને ચોવીસ સાપ્તાહિક સંખ્યા–ભાગો–નો સમાવેશ થએલો છે. એમાંની પ્રત્યેક સાપ્તાહિક સંખ્યાના લેખનમાં સરેરાસ મારો સાત કલાકનો સમય ગએલો છે અને તેથી બધો મળીને આ કથાવિશ્વભંડારના સમસ્ત લેખનમાં મારો ચાર હજાર, ત્રણસેં અને અડસઠ કલાક કરતાં ઓછો સમય ખર્ચાયો નથી; આ કથાવિશ્વકોષમાં 'ધિ મિસ્ટ્રીજ઼ ઑફ્ લન્ડન્' ના ચાર ભાગ તથા 'મિસ્ટ્રીજ઼ ઑફ્ ધિ કોર્ટ ઑફ્ લન્ડન્' ના આઠ ભાગ મળી એકંદર બારે ભાગોનો સમાવેશ થઇ જાય છે. હવે જો ચાર હજાર, ત્રણસેં ને અડસઠ કલાકની સંખ્યાને ચોવીસે ભાગી તેના દિવસ ગણવામાં આવે, તો વાંચકોને એ જણાઈ આવશે કે, એ બાર ભાગાત્મક બૃહત્ કથાભંડારના લેખનમાં એકંદર ૧૮૨ દિવસોનોજ વ્યય થએલો છે; અને એ ૧૮૨ દિવસના પ્રયત્નને નિયમિત સાપ્તાહિક પ્રકાશનને પામતાં સંપૂર્ણતાથી પ્રકાશિત

અલૌકિક પ્રતિભા તથા અવિશ્રાંત ઉદ્યોગશીલતાનું આના કરતાં અધિક મનોહર, અધિક આદર્શ તથા અધિક અનુકરણીય અન્ય મૂર્ત્તિમત્ ઉદાહરણ મળવું બહુધા અશક્ય તેમજ અસંભવનીય નથી કે શું ?

અસ્તુ; હવે આપણે મહાશય રેનૉલ્ડ્જ્ના સંબંધમાં એક અન્ય વિષયનો કિંચિત્ ઊહાપોહ કરીશું અને તે એ કે, રેનૉલ્ડ્જ્ પોતે આવો એક અલૌકિક પ્રતિભાસંપન્ન પુરુષ હોવા છતાં અને તેની નવલકથાઓ આટલી સીમા પર્યન્ત સર્વોત્કૃષ્ટ હોવા છતાં કેટલાક કહેવાતા સભ્ય જનો રેનૉલ્ડ્જ્ના નામનો ઉચ્ચાર થતાંજ મોઢું વાંકું કરી જાય છે અને તેની નવલકથાઓને ત્યાજ્ય તથા તિરસ્કરણીય કહી ધિક્કારે છે અને તિરસ્કારે છે, એનું કારણ શું હોવું જોઇએ, એવો પ્રશ્ન સ્વાભાવિકજ ઉદ્‌ભવવાનો સંભવ છે અને તેથી એ પ્રશ્નનો પણ યોગ્ય નિર્ણય થવોજ જોઇએ. આંગ્લ સભ્ય સમાજમાંથી રેનૉલ્ડ્જ્ને એટલી સીમા પર્યન્ત બહિષ્કાર આપવામાં આવ્યો છે કે, 'ઇનસાઇક્લોપીડિયા બ્રિટાનિકા;' તેમજ બીજી પણ સર્વ 'ઇન્સાઇક્લોપીડિયા' ઓ અને 'ડિક્ષનરી ઑફ્ બાયોગ્રાફીસ્' જેવા પ્રચંડ ગ્રંથોમાં જ્યારે રેનૉલ્ડ્જ્ના ભૃત્ય તરીકે પણ ભાગ્યેજ શોભી શકે તેવા ક્ષુદ્ર નવલકથાકારોનાં પણ સંક્ષિપ્ત જીવન આપવામાં આવ્યાં છે, ત્યારે રેનૉલ્ડ્જ્ના નામોલ્લેખ જેટલી પણ એ ગ્રંથકારોએ ઉદારતા દર્શાવી નથી, અને એજ કારણથી શોકનો વિષય છે કે, અદ્યાપિ રેનૉલ્ડ્જ્ના જીવનચરિત્ર જેવી વસ્તુ

---

થવામાં બાર વર્ષના કાળનો ભક્ષ કર્યો છે! આ પરિસ્થિતિ વાંચકોને તે સરળતાનો સાક્ષાત્કાર કરાવશે કે જે સરળતાથી એજ બારવર્ષના કાલાવધિમાં અન્ય પણ અનેક નવલકથાઓ લખવામાં હું સમર્થ થયો છું; એટલુંજ નહિ, પણ આટલો બધો લેખનવ્યવસાય કરવા છતાં પણ મને વિશ્રાંતિ તથા આરોગ્યવર્દ્ધક વિચરણમાટેનો વિપુલ અવકાશ મળી શકતો હતો."

સર્વથા +દુષ્પ્રાપ્યજ થઈ પડી છે. વળી કેટલીકવાર ગ્રંથકારે જો પોતાના ગ્રંથોની પ્રસ્તાવનામાં અમુક કારણવશાત્ પોતા• વિષેના કાંઇક ઉલ્લેખો કરેલા હોય, તો તેના આધારે કદાચિત્ ગ્રંથકારના જીવનની કેટલીક ઘટનાઓનું સ્પષ્ટ કિંવા અંધુક અનુમાન કરી શકાય છે; પરંતુ રેનૉલ્ડ્‌ઝ્‌ની સર્વે નવલકથાઓમાં પ્રસ્તાવનાનોજ જ્યાં સર્વથા અભાવ છે, ત્યાં પછી તેના પોતાવિષે કરાયલા ઉલ્લેખોની પ્રાપ્તિનો તો સંભવજ ક્યાંથી હોઈ શકે વારૂ? અસ્તુ; રેનૉલ્ડ્‌ઝ્‌ પર તેના વિરોધીઓ વડે જે મુખ્ય અને ગુરુતર આક્ષેપ કરાય છે, તે તેની અતિશૃંગારપ્રિયતા કિંવા બીભત્સપ્રિયતાનો છે. એ પ્રતિપક્ષીઓનું એવું કથન છે કે, 'રેનૉલ્ડ્‌ઝ્‌ની નવલકથાઓ અતિશૃંગારના ઘૃણાકારક પ્રસંગો તથા બીભત્સ રસવડે છલકાતી હોવાથી વિકારવર્ધિની થઇ પડે છે અને તેથી તે કદાપિ વાંચવા યોગ્ય નથી. દુરાચારોનો યોગ્ય માર્ગદર્શક ભોમિયો રેનૉલ્ડ્‌ઝ્‌ની નવલકથાઓ સમાન અન્ય કોઇ પણ મળી શકે તેમ નથી, એટલે કે, રેનૉલ્ડ્‌ઝ્‌ની નવલકથાઓ વાંચકના હૃદયમાં દુષ્પરિણામનેજ નિપજાવે છે અને વાંચકને દુરાચાર તથા અવનતિના માર્ગમાંજ ખેંચી જાય છે!' એવોજ લગભગ એ વિરોધી મહાશયોના આક્ષેપનો મથિતાર્થ છે. આ આક્ષેપકોમાંનો કેટલોક વર્ગ દ્વેષને આધીન થએલો છે અને કેટલાક લોકો કેવળ અંધપરંપરાના ન્યાયને અનુસરીને 'આવો નાચ્યો તેમ બોદલી પણ નાચી' પ્રમાણેજ રેનૉલ્ડ્‌ઝ્‌ના શિરપર આવા આવા આક્ષેપો કરવા મંડી જાય છે. આ આક્ષેપોમાં રંચમાત્ર પણ તથ્યાંશ નથી, છતાં રેનૉ-

---

+ રેનૉલ્ડ્‌ઝ્‌ના જીવનચરિત્રને મેળવવાના અત્યાર સુધીમાં મેં અનેક પ્રયત્નો કર્યા છે, પરંતુ અદ્યાપિ તે પ્રયત્નો સફળ થઈ શક્યા નથી. છતાં એ દિશામાંના મારા પ્રયત્નો ચાલુજ છે અને તેના યોગે ભવિષ્યમાં જો રેનૉલ્ડ્‌ઝ્‌ના જીવનચરિત્રની પ્રાપ્તિ થશે, તો તેને યોગ્ય સ્વરૂપમાં ગુર્જર ભાષામાં પ્રકટ કરવાનો મારો દૃઢ નિશ્ચય છે. આશા છે કે, રેનૉલ્ડ્‌ઝ્‌ની નવલકથાઓના અન્ય ગુર્જર અનુવાદકો પણ રેનૉલ્ડ્‌ઝ્‌ના યથાર્થ જીવનચરિત્રને મેળવવાના બની શકે તેટલા પ્રયત્ન કરશે.

હૃદ્જ વિષયક તિરસ્કારભાવનો જે આટલી સીમાપર્યન્ત વિસ્તાર થએલો છે, તેનું મૂળ કારણ જાદું જ છે. રાજર્ષિ ભર્તૃહરિના કથન અનુસાર આ સંસારમાં એક એવો નિયમ રૂઢ થએલો દેખાય છે કેઃ—

"यस्यास्ति वित्तं स नरः कुलीनः ।
स पंडितः सः श्रुतिमान् गुणज्ञः ॥
स एव वक्ता स च दर्शनीयः ।
सर्वे गुणाः कांचनमाश्रयन्ते" ॥

અર્થાત્—"જે ધનવાન્ છે, તેજ કુલીન છે, તેજ પંડિત છે, તેજ શ્રુતિમાન્ છે, તેજ ગુણજ્ઞ છે, તેજ વક્તા છે અને તેજ દર્શનીય (સુંદર) છે; એટલે કે, કુલીનતા, પાંડિત્ય, શ્રુતિમત્તા, ગુણજ્ઞતા, વકતૃતા તથા સૌન્દર્ય આદિ સર્વ ગુણો કેવળ કાંચન (લક્ષ્મી) ના આશ્રયેજ રહેલા છે." નિર્ધન મનુષ્ય કુલીન હોવા છતાં અકુલીન, પંડિત હોવા છતાં મૂર્ખ, શ્રુતિમાન્ હોવા છતાં અશ્રુતિમાન્, ગુણજ્ઞ હોવા છતાં ગુણજ્ઞતાહીન, વક્તા હોવા છતાં મૂક અને સુંદર હોવા છતાં વિદ્રૂપ મનાય છે; કેવળ કાંચન (લક્ષ્મી)ના અભાવથી તેના અન્ય સર્વ નૈસર્ગિક ગુણોનો અભાવ થઈ જાય છે, એવોજ આ વિલક્ષણ વિશ્વનો વિલક્ષણ ન્યાય છે. બહુધા એ ધનાઢ્ય જનોજ પ્રત્યેક દેશમાં સમાજના નેતા હોવાથી તેઓ ભયંકર દુરાચારી, અત્યાચારી, અધર્મશીલ, વિષયલોલુપ, વ્યભિચારી, પરધનાપહારી કે નરહત્યાકારી હોવા છતાં પણ જે પાપો કિંવા અપરાધોના પરિણામે દરિદ્ર કિંવા સાધારણ સ્થિતિના મનુષ્યોને ભયંકર શિક્ષાને ભોગવવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે, તેજ કિંવા તેથી પણ ભીષણતર પાપો કિંવા અપરાધો કરવા છતાં ધનાઢ્યજનો ધન તથા સત્તાના પ્રાબલ્યથી ન્યાયદેવતાના પંજામાંથી આબાદ છટકી જાય છે; એટલું જ નહિ, પણ સાધારણ જનસમાજ અનેક પ્રકારે તેમના હસ્તતળે દબાયલો હોવાથી જેને તેઓ પૂર્વ દિશા કહે છે તેજ પૂર્વ દિશા થાય છે. વસ્તુસ્થિતિ આવી હોવાથી દીન તથા સાધનહીન જનોને પ્રત્યેક દેશ તથા પ્રત્યેક કાળમાં એવા દુષ્ટ ધનાઢ્યોના અનેક

પ્રકારોના અત્યાચારોને મૂક મુખથી સહન કરવાં પડે છે, એટલુંજ નહિ, પણ અનેકવાર કાં તો પોતાની કુલકામિની-ઓની પ્રતિષ્ઠાનું બલિદાન આપવું અને કાં તો જીવનની આશાનો સર્વથા પરિત્યાગ કરવો, એવા ભયાનક પ્રસંગો પણ સાધારણ વર્ગના લોકો સમક્ષ આવીને ઊભા રહે છે! અને તે ખરેખર મહાકરુણોત્પાદક પ્રસંગ હોય છે!! આવા પીડાવર્ધક પ્રસંગોના સાક્ષાત્કારથી સહૃદય તથા અનુકંપાશીલ મનુષ્યોનાં અંતઃકરણ દયાથી દ્રવી જાય છે અને દયાથી પ્રેરિત થઈને તેઓ તે દીનજનોના ઉદ્ધારના પરોપકારમય કાર્યમાં પોતાના જીવનનું બલિદાન આપવાને પણ તૈયાર થાય છે! રેનૉલ્ડ્જ. આવોજ એક દયાપ્રેરિત પરોપકારી પુરુષ હતો. તેના સમયમાં કેવળ ઈંગ્લૅંડમાંજ નહિ, કિન્તુ યૂરોપના જર્મની, ફ્રાન્સ, સ્પેન, રોમ અને અન્યાન્ય દેશોમાં ધનાઢ્ય જનોનો સામાન્ય જનવર્ગસાથેનો અત્યાચારમય વ્યવહાર સીમાનું ઉલ્લંઘન કરી ગયો હતો અને સાધારણ જનસમાજમાં તેના યોગે ભયંકર હાહાકાર વ્યાપી ગયો હતો. દીનજનોની આ દુર્દશા દયાભિભૂત રેનૉલ્ડ્જ.થી જોઈ શકાઈ નહિ અને તેથી તેણે મદાંધ ધનાઢ્ય તથા સત્તાધીશ પુરુષોના અત્યાચારોના નિવારણમાટે, પોતાપાસે અન્ય કોઈ પ્રબળ સાધન ન હોવાથી, લેખિનીરૂપ કૃપાણીને પોતાના કરમાં ધારી લીધી; અને ઉચ્ચ વર્ગ તથા સામાન્ય વર્ગના લોકોની નવલકથાના વાંચનમાં અધિક અભિરુચિ હોવાથી નવલકથાના સ્વરૂપમાં પોતાના ઇચ્છિત વિષયને રજૂ કરવાથી યોગ્ય પરિણામ નિપજાવી શકાશે, એમ ધારીને રેનૉલ્ડ્જે. પૂર્વકાળના જે જે કેટલાક અત્યાચારી ધનાઢ્ય તથા સત્તાધીશ પુરુષો થઇ ગયા હતા, તેમના જીવનની ઘટનાઓને લઇને ઐતિહાસિક નવલકથાઓની, પિશાચપૂજા કિંવા પિશાચધર્મને સ્વીકારવાથી અંતે મનુષ્યનો કેટલી સીમાપર્યન્ત અધઃપાત થાય છે એ દર્શાવવામાટે કેટલીક ઐતિહાસિક પરંતુ કલ્પનાપ્રધાન અદ્ભુત કથાઓની તથા અંતમાં કેટલીક સત્ય વર્ત્તમાન ઘટનાપ્રચુર સામાજિક નવલકથાઓની સૃષ્ટિને નિર્માણ કરવાનો પૂર્ણ ઉ-

ત્સાહથી આરંભ કરી દીધો અને તેના પરિણામે એક અમૂલ્ય રત્નમાળા સમાન રેનૉલ્ડજ.ની બત્રીસ રત્નરૂપ બત્રીસ નવલકથાઓની એક અમૂલ્ય કથામાળાને મેળવવાનું સૌભાગ્ય અંગ્રેજી ભાષાને પ્રાપ્ત થયું.

અંગ્રેજી સાહિત્યમાં નવલકથા–Novel–ની વ્યાખ્યા આ પ્રમાણે કરાયલી છેઃ–" A fictitious prose narrative or tale presenting a picture of real life, especially, of the emotional crises in the life–history of the men and women portrayed." એટલે કે, " જે કથા એક કાલ્પનિક ગદ્યગાથા હોય છે કિંવા સત્ય જીવનના ચિત્રને રજૂ કરનારી અને તેમાં પણ જેમાં સ્ત્રી તથા પુરુષોના જીવન–ઇતિહાસમાંની વિકાર કિંવા મનોવિકાર–પ્રેરિત સંદિગ્ધતાનું યથાર્થ ચિત્ર આલેખાયલું હોય છે, તેને નવલકથા કહેવામાં આવે છે. " નવલકથાની આ વ્યાખ્યા યથાર્થ તથા અતિશય સુંદર છે, એ તો એક નિર્વિવાદ વાર્ત્તા છે અને નવલકથાની એ સુંદર વ્યાખ્યાને અનુસરીનેજ રેનૉલ્ડજે પોતાની સુંદર નવલકથાઓની સુંદર રચના કરેલી હોવાથી જો તેની નવલકથામાં સત્ય જીવનમાં નિત્ય અનુભવાતા વિકાર કિંવા મનોવિકારપ્રેરિત અત્યાચાર, અનાચાર, વ્યભિચાર તથા પાપકર્મ આદિનાં યથાર્થ ચિત્રો આલેખાયાં હોય, તો તે સર્વથા સ્વાભાવિકજ છે અને તેથી જીવનનાં એ સત્ય ચિત્રોને રજૂ કરતાં એક નવલકથાકાર તરીકે રેનૉલ્ડજ લેશ માત્ર પણ દોષભાગી સિદ્ધ થઈ શકતો નથી; કારણ કે, તેણે જેમ પોતાની નવલકથામાં નાનાવિધ પાપમય જીવનનાં યથાર્થ શાબ્દિક ચિત્રો આલેખ્યાં છે, તેજ પ્રમાણે ધર્મશીલતા, પાતિવ્રત્ય, ઉદારતા, પરોપકારશીલતા, નિસ્પૃહતા તથા અનુકંપાશીલ વ્યક્તિઓની આદર્શતાનાં પણ અનેક પ્રસંગે એવાં તો મનોહર તથા પ્રભાવદર્શક શાબ્દિક ચિત્રો આલેખ્યાં છે કે જ્યારે માનવજીવનનાં એ આદર્શ તથા અનુકરણીય ચરિત્રચિત્ર વાંચકના જોવામાં આવે છે, તે વેળાયે પાપમય જીવનપ્રતિ તેના હૃદયમાં એવી તો

ઘૃણા ઉદ્દ્ભવે છે કે એકવાર તો અત્યંત પાપાત્મા પુરુષનાં પાષાણહૃદયો પણ દ્રવીને થોડી વારને માટે ધર્મમાર્ગના અનુગામી બની જાય છે. તેમજ વળી રેનૉલ્ડજે પોતાની નવલકથાઓમાં ક્યાંય પાપનો વિજય અને ધર્મનો પરાજય બતાવ્યો નથી, કિંતુ સર્વત્ર કેવળ 'यतो धर्मस्ततो जयः यतः पापं ततः क्षयः!' એજ તત્ત્વનું પ્રબળતાથી પ્રતિપાદન કરેલું છે. વસ્તુસ્થિતિ આવી હોવા છતાં રેનૉલ્ડજીની નવલકથાઓને જો અશ્લીલતામય, વિકારવર્ધિની તથા ત્યાજ્ય માનવામાં આવે, તો તે દોષ તેમ માનનારાનાં બુદ્ધિનોજ છે; રેનૉલ્ડ્જી કિંવા રેનૉલ્ડ્જીની નવલકથાઓનો નથી. દિવાકરના સામ્રાજ્યમાં દિવાભીત (ઘૂવડ)ને પોતાના અંધત્વના કારણથી કદાચિત્ અંધકારનો ભાસ થાય, તો તે દોષ દિવાભીતની દૃષ્ટિનો જ છે, દિવાકરનો નથી!

રેનૉલ્ડ્જની નવલકથાઓ આવી રીતે અત્યંત ઉત્તમ હોવા છતાં રેનૉલ્ડ્જે 'सत्यं ब्रूयात् प्रियं ब्रूयात् न ब्रूयात् सत्यमप्रियम्' એટલે કે, 'જે સત્ય પ્રિય થઇ પડે તેવું હોય તે સત્યજ બોલવું; અપ્રિય થઈ પડે તેવું સત્ય ન બોલવું!' એ તત્ત્વને ભૂલી કેટલાક પાપમૂર્ત્તિ ધનાઢ્ય તથા સત્તાધીશ પુરુષોને સર્વથા અપ્રિય થઇ પડે તેવાં સત્યોનો સત્યપ્રિયતાના પ્રબળ પ્રવાહમાં તણાઈને નિર્ભયતાથી સ્ફોટ કરવા માંડયો અને અંતે 'ધિ મિસ્ટ્રીઝ્ ઑફ લન્ડન્' તથા 'ધિ મિસ્ટ્રીઝ્ ઓફ ધિ કોર્ટ ઓફ લન્ડન્' નામક બે નવલકથાઓમાં તેના એ અપ્રિય થઇ પડનારા સત્યની માત્રા એટલી બધી વધી ગઈ અને તીવ્ર થઇ ગઇ કે, અઢારમી સદીમાં તેના યોગે ઇંગ્લૅંડના ધનાઢ્ય તથા સત્તાધીશોના મંડળમાં ભયંકર કોલાહલ વ્યાપી ગયો, એક પ્રકારે ત્યાં મહાભારત સામાજિક તથા રાજનૈતિક ક્રાન્તિનો રંગ દેખાવા લાગ્યો અને રેનૉલ્ડ્જી મહાશયને જીવનરક્ષામાટે ફ્રાન્સ તથા અમેરિકાનો આશ્રય લેવો પડયો! પરંતુ કૃપાળુ, સત્યપ્રિય તથા ન્યાયપ્રતિમા બ્રિટિશ સરકારની ન્યાયજન્ય ઉદારતા અલૌકિક હોવાથી ઉક્ત ગ્રંથોને નષ્ટ કરવાનો ધનાઢ્ય તથા સત્તા-

ધીશ જનોનો પૂર્ણ આગ્રહ હોવા છતાં તે ગ્રંથોનો બ્રિટિશ સરકારે નાશ ન કર્યો, કિન્તુ તેમાંના કેટલાક ભાગને કાઢી નખાવીને તે ગ્રંથોના પ્રચારને અવિચલ રાખ્યો અને તેથીજ આજે તે ગ્રંથોના વાંચનનો સર્વને લાભ મળી શકે છે. બ્રિટિશ સરકારની આ ઉદારતા તથા સત્યપ્રિયતામાટે બ્રિટિશ સરકાર અવશ્ય અતુલ ધન્યવાદને પાત્ર છે. આવી રીતે ધનાઢ્ય તથા સત્તાધીશવર્ગના એ ગ્રંથોના પ્રચારને સદાને માટે તાળું વસાવી દેવાના પ્રયત્નો તો નિષ્ફળ થઇ ગયા, એટલે તેમણે બીજી રીતે રેનોલ્ડ્ઝ.ની નવલકથાઓના વાંચનને અટકાવવાની યુક્તિને શોધી કાઢી અને તે એ કે, તેમણે રેનૉલ્ડ્ઝ.ની નવલકથાઓને અશ્લીલતાવર્ધક, અનીતિપ્રચારક તથા ત્યાજ્ય તરીકે ગણી કાઢી અને ત્યાર પછી તેમના દબાણથી તેમજ ગાડરિયા પ્રવાહના ન્યાયથી અન્ય જનો પણ રેનૉલ્ડ્ઝની નવલકથાઓને નિંદવા મંડી ગયા! પણ એથી કાંઇ રેનોલ્ડ્ઝ.ની નવલકથાના વાંચનારાની સંખ્યામાં ઘટાડો થયો નહિ; કિન્તુ એથી તો તેના વાંચનારાની સખ્યામાં દિવસાનુદિવસ વધારો જ થવા લાગ્યો અને રેનૉલ્ડ્ઝ.ની નવલકથાઓની કરોડો નકલોનું ભયંકર વેચાણ થવા લાગ્યું. કારણ સ્પષ્ટ જ છે કે, કોઇ પણ કારણવશાત્ જ્યારે એક વસ્તુનો અતિશય બળથી નિષેધ કરાય છે, તે વેળાયે તે વસ્તુને જોવા તથા જાણવાની લોકોની ઇચ્છા તેટલાજ પ્રમાણમાં પ્રબળ તથા તીવ્ર થઇ જાય છે; કારણ કે, પાણીને જેટલી ઉંચાઈથી નીચાણમાં નાખવામાં આવે છે, તેટલીજ ઉંચાઇએ પુનઃ ચઢવાનું બળ પાણીમાં સ્વાભાવિકજ ઉત્પન્ન થાય છે અને આ નિયમજ રેનૉલ્ડ્ઝ.ની નવલકથાઓના સંબંધમાં સત્ય સિદ્ધ થયો છે; એટલે કે, તેમને પછાડવાનો જેટલા બળથી પ્રયત્ન કરાયો છે, તેટલાજ બળથી ઊછળવાનું બળ તે નવલકથાઓને પ્રાપ્ત થએલું છે. એટલામાટે વાંચકોને અમારી માત્ર એટલીજ પ્રાર્થના છે કે, તેમણે—

"पुराण मित्येव न साधु सर्वं न चापि काव्यं नवमित्यवद्यम्।
सन्तः परीक्ष्यान्यतरद्भजन्ते मूढः परप्रत्ययनेयबुद्धिः" ॥

—"જે પુરાણુ કાવ્ય છે તે જ ઉત્તમ છે અને જે નવીન કાવ્ય છે તે સર્વથા નિન્દ્ય જ છે, એમ છે જ નહિ; એટલા-માટે જે બુદ્ધિમાન્ સજ્જનો છે, તે તો પોતેજ પરીક્ષા કરીને તેની ઉત્તમતા કે અધમતાનો નિર્ણય કરે છે; અને જેઓ મૂઢ હોય છે, તેઓજ બીજાની બુદ્ધિ પ્રમાણે વર્ત્તે છે!" એ નિયમને નિરંતર લક્ષમાં રાખીને રેનૉલ્ડ્ઝ્‌ની નવલકથાઓની ઉત્તમતા કે અધમતાનો તેમના સંપૂર્ણ તથા અનુશીલનપૂર્વક વાંચનથી પરીક્ષાન્તે જ નિર્ણય કરવાનો છે. જો તેઓ કવિ કાલિદાસના આ ઉપદેશ પ્રમાણે વર્ત્તીને રે-નૉલ્ડ્ઝ્‌ની કૃતિની પરીક્ષા કરશે, તો અમારો દૃઢ નિશ્ચય છે કે, રેનૉલ્ડ્ઝ્‌ની જે નવલકથાઓ અમૂલ્ય રત્ન છે તે રત્ન જ સિદ્ધ થશે.

રેનૉલ્ડ્ઝ્‌ની એ સર્વ નવલકથાઓના ઉત્તમ ગુજરાતી અનુવાદો થવાની આવશ્યકતા છે, એવો મારો અભિપ્રાય આજે ઘણાં વર્ષોથી થએલો છે અને અનેકવાર જો બની શકે તો રેનૉલ્ડ્ઝ્‌ની ચાર પાંચ નવલકથાઓના અનુવાદ કરવાનો વિચાર અનેકવાર મારા મસ્તિષ્કમાં ઘોળાયા કરતો હતો, પરન્તુ અગત્યનાં અન્ય લેખનકાર્યોની વિપુલતા, શ્રી આર્યનીતિ-દર્શક નાટક સમાજ, શ્રી આર્ય નાટ્ય સમાજ તથા વિદ્યાવિનોદ નાટક સમાજનાં નાટકો લખવાના દબાણુ તથા કેટલીક અ-ચાનક આવી પડેલી સાંસારિક આપત્તિઓના યોગે મારા એ વિચારને વ્યવહારમાં યોજવાનો અવસર આજસૂધી મને પ્રાપ્ત થઇ શક્યો નહોતો. એવામાં ગતવર્ષમાં અમદાવાદના જૂના અને જાણીતા ગ્રંથપ્રકાશક તથા ગ્રંથવિક્રેતા સ્વર્ગસ્થ મહાદેવ રામચંદ્ર જાગુષ્ટેના ચિરંજીવી શ્રીમાન્ ગોવિન્દરાવ ઉર્ફે બાબૂરાવની રેનૉલ્ડ્ઝ્‌ની નવલકથાઓના સારા અનુવા-દોને પ્રકાશિત કરવાની ઇચ્છા થવાથી અને તે ઇચ્છાના પ્રથમ ફળરૂપ રેનૉલ્ડ્ઝ્ કૃત 'ઑરન્જ્ સ્ટેચ્યૂ' નામક નવલકથાના **'પિશાચ મન્દિર'** નામક રૂપાન્તરના પ્રથમ ભાગનું પ્રકા-શન પણ થઈ જવાથી રેનૉલ્ડ્ઝ્‌ની અમુક નવલકથાઓનો અનુવાદ કરી આપવામાટેનો તેમણે મને આગ્રહ કર્યો અને

તે આગ્રહને વશ થઈ રેનૉલ્ડ્ઝ્ કૃત ‘ ફૉસ્ટ્ ’ નામક એક અદ્‌ભુત કથા ( Romance )ના અનુવાદનો મેં ગતવર્ષમાં આ પ્રથમ ખણ્ડ લખીને તૈયાર કર્યો હતો કે, જે આજે મુદ્રિત થઇને વાંચકોના કરકમળમાં વિરાજવાના શુભ અવસરને પ્રાપ્ત કરી શક્યો છે.

પૂર્વે નવલકથા ( Novel ) નું જે લક્ષણ આપવામાં આવ્યું છે, તેના કરતાં અદ્‌ભુત કથા ( Romance ) નું લક્ષણ કાંઇક ભિન્ન છે અને તે આ પ્રમાણે;–" As now generally used, the turm 'Romance' is used to denote a fictitious story, either in prose or verse, in which some, if not most, of the incidents border on the marvellous and impossible. A fictitious narrative in prose or verse which passes beyond the limits of real life. " એટલે કે, “અત્યારે અદ્‌ભુત કથાનો જે અર્થમાં વ્યવહાર કરાય છે, તદનુસાર જે કથામાંની સર્વ નહિ તો પણ કેટલીક ઘટનાઓ અશક્ય તથા ચમત્કારિક હોય અને જે કથા સત્ય જીવનની સીમાઓનો અતિક્રમ કરનારી હોય તેવી ગદ્ય કિંવા પદ્યમાં રચાયલી કોઇ પણ કાલ્પનિક કથા સાધારણતઃ અદ્‌ભુત કથા જ કહેવાય છે.” રેનૉલ્ડ્ઝે આ વ્યાખ્યાને અક્ષરે અક્ષર અનુસરીને **ફૉસ્ટ, નેક્રોમેન્સર્** તથા **વૅગ્નર ધિ વેરવુલ્ફ** નામક ત્રણ અદ્‌ભુત કથા રચી છે; છતાં તે કથાઓમાં પણ ઐતિહાસિકતા પ્રધાન છે અને અદ્‌ભુતતા ગૌણ છે, એનું અહીં સારી રીતે સ્મરણ રાખવાનું છે; કારણ કે અદ્‌ભુતતાના પ્રવાહમાં વહીને રેનૉલ્ડ્ઝે ઐતિહાસિકતાનો રંચમાત્ર પણ નાશ થવા દીધો નથી. અસ્તુ; હવે આપણે ફૉસ્ટના ઇતિહાસનો કાંઈક વિચાર કરીશું.

જર્મનીના ઇતિહાસમાંથી તથા જર્મન ભાષામાં લખાયલાં **ફૉસ્ટ** અથવા **ફૉસ્ટસ** વિષયક અન્ય કેટલાંક પુસ્તકોમાંથી એવાં પ્રમાણો મળી આવે છે કે, **જોહાન્** ફૉસ્ટ નામક એક વિખ્યાત ઐન્દ્રજાલિક ( જાદૂગર ) અને તંત્ર-

વિદ્યાવિશારદ પુરુષ જર્મનીમાં ઈ. સ. ની પંદરમી સદીના અંતમાં કિંવા સોળમી સદીના પ્રારંભમાં અસ્તિત્વ ધરાવતો હતો અને તે ઇ. સ. ૧૫૩૮ માં, વિશ્વવિખ્યાત મહાત્મા અને પ્રોટેસ્ટંટ ધર્મના મૂળ સંસ્થાપક માર્ટિન્ લ્યુથરના સ્વર્ગવાસથી આઠ વર્ષ પૂર્વે, સ્વર્ગવાસી થયો હતો. સ્પૅન્-હેમના ધર્માધ્યક્ષ અને એક અતિશય કીર્તિશાળી વિદ્વાન્ જોહાન્ ટ્રિટેન્‌હેમનો ઉક્ત ઐન્દ્રજાલિક ફૉસ્ટ સાથે ઇ. સ. ૧૫૦૬ ના મે મહિનામાં ગેન્‌હોસેન્ નામક સ્થાનમાં મેળાપ થયો હતો અને તે વેળાયે વાર્ત્તાલાપના પ્રસંગમાં ફૉસ્ટે એવો ઉદ્‌ગાર કાઢ્યો હતો કે;–“ જો પ્લેટો તથા એરિસ્ટોટલનાં સર્વ પુસ્તકોને બાળી નાખવામાં આવ્યાં હોય, તો હું તે સર્વ પુસ્તકોને મારા સ્મરણભંડારમાંથી પાછાં સજીવન કરી બતાવવાને સમર્થ છું ! ” તેના આ ઉદ્‌ગારથી સ્પષ્ટ જણાઇ આવે છે કે, ફૉસ્ટ એક ઐન્દ્રજાલિક તથા તંત્રવિદ્યાવિશારદ હોવા સાથે અલૌકિક વિદ્વાન્ પણ હોવો જોઈએ. ફૉસ્ટ પિશાચ ( શયતાન ) નો ઉપાસક હતો અને પિશાચે જે-ટલાં વર્ષ પર્યન્ત તેની આજ્ઞાને આધીન રહેવાનો કરાર કર્યો હતો, તેટલાં વર્ષ પર્યન્ત પિશાચ એક શ્વાનના સ્વરૂપમાં નિરંતર તેની આજ્ઞાના પાલનમાટે તેની પાસેજ રહેતો હતો અને તે કાલાવધિની સમાપ્તિ થતાં પિશાચેજ એક અતિ-થિવિશ્રામગૃહમાં નિશાના સમયમાં ફૉસ્ટનો નાશ કર્યો હતો. ફૉસ્ટના સંબંધમાં યૂરોપની ભિન્ન ભિન્ન ભાષામાં અત્યાર સૂધીમાં અનેક ગ્રંથો લખાયલા છે, પરંતુ ડચ ભાષાના એક પુસ્તકમાં તો ફૉસ્ટના મરણના વર્ષ તરીકે ઈ. સ. ૧૫૩૮ ને સિદ્ધ કરવા સાથે ફૉસ્ટનો પિશાચના હસ્તે જે સમયે નાશ થયો હતો, તે સમયને પણ નિશ્ચિત કરી બતાવવામાં આવ્યો છે અને તે સમય તે ઇ. સ. ૧૫૩૮ ના ઑક્ટોબર માસની ૨૩ મી તારીખ પછીની અને ૨૪ મી તારીખથી પૂર્વની રાત્રિનો સમય હતો, એવું વિધાન તે ગ્રંથમાં કરાયલું છે.

અર્થાત્ ફૉસ્ટ વિષયક એ કથાઓના આધારે જ રેનૉ-લ્ડ્‌જે. પ્રસ્તુત નવલકથાની રચના કરેલી હોવી જોઇએ, એવું

સ્પષ્ટ અનુમાન કરી શકાય છે; પરન્તુ તે સાથે રેનૉલ્ડ્ઝે તત્કાલીન જર્મનીની રાજનૈતિક તથા સામાજિક પરિસ્થિતિ તથા પિશાચવૃત્તિ, રોમના મહાન્ ધર્માધ્યક્ષ (પોપ) ના પ્રાસાદ (Vatican) માં ચાલી રહેલી અમાનુષી ભયંકરતાઓ તથા માનવ સ્વભાવની ક્ષુદ્રતાઓ તેમજ ધર્મનો જય તથા પાપનો ક્ષય આદિ વિષયોનો એવા તો અલૌકિક ચાતુર્યથી એ કથામાં સમાવેશ કરી દીધો છે કે એ કથાના વાંચનથી ક્ષણે ક્ષણે આપણે આશ્ચર્યચકિત થઇ જઈએ છીએ. પ્રસ્તુત નવલકથામાં પિશાચ અથવા શયતાન એક અગ્રભૂમિકા ભજવી બતાવે છે, પરંતુ આશ્ચર્યનો વિષય તો એજ છે કે, પિશાચ માનવજાતિનો શત્રુ હોવા છતાં અને માનવજાતિના અધઃપાતમાંજ તેનો લાભ સમાયલો હોવા છતાં જ્યારે પણ ફૅાસ્ટ તેને કોઇ પણ અયોગ્ય ઘટનાને ઉપસ્થિત કરવાની આજ્ઞા આપે છે, તે વેળાયે પિશાચ તે ઘટનાને ઉપસ્થિત કરવાથી થનારી ભાવિ હાનિઓના વર્ણનથી તેને તે કાર્યથી પરાઙ્મુખ કરવાની સર્વ ચેષ્ટાઓ કરે છે અને અસહ્ય ઉપાલંભોની શોકસહિત વૃષ્ટિ વર્ષાવે છે; પરંતુ કાળા માથાનો માનવી ક્ષણભંગુર સંસારસુખની લાલસાથી જ્ઞાનશૂન્ય બની સારાસારને ભૂલી જાય છે અને અકરણીય કૃત્યો પિશાચના હાથે કરાવે છે; એ પ્રસંગો એવા તો હૃદયવેધક તથા મનોવેધક લખાયા છે કે વાંચનાર ઘડીભર પોતાના અસ્તિત્વને પણ ભૂલી જાય છે! વિશેષ વિવેચનની આવશ્યકતા નથી; કારણ કે, નવલકથા વાંચકોના કરકમળમાંજ છે એટલે આ કથનની સત્યતાનો તે પોતાની મેળેજ સાક્ષાત્કાર કરી લેવાને સમર્થ છે.

પ્રસ્તુત ફૅાસ્ટ નામક રેનૅાલ્ડ્ઝ્.ની નવલકથાની અદ્વિતીય ઉત્કૃષ્ટતાનું એક સર્વોત્કૃષ્ટ પ્રમાણ તો એજ છે કે, આજકાલ જે પ્રખ્યાત લલના લેખિકા શ્રીમતી મેરી કૉરેલીની નવલકથાઓ આંગ્લભાષાભિજ્ઞ સભ્ય જનસમાજમાં અત્યંત આદરને પાત્ર તથા પ્રશંસનીય ગણાય છે, તે શ્રીમતી મેરી કારેલીકૃત " Sorrows of Satan " નામક અદ્ભુત કથા

( Romance ) શ્રીમાન્ રેનૉલ્ડ્ઝ્‌કૃત પ્રસ્તુત “ Faust ” નામક નવલકથાનું એક પ્રકારનું રૂપાન્તરજ છે, એમ એ ઉભય નવલકથાઓના તુલનાત્મક વાંચનથી તત્કાળ આપણા જાણવામાં આવી શકે છે. છતાં પણ એટલું તો અહીં અવશ્ય સ્મરણમાં રાખવુંજ જોઇએ કે, જે રસમાધુરી, જે વસ્તુ સંકલનાની ઉત્તમતા, જે વર્ણન શૈલીની મનોહારિણી છટા અને જે સંવાદબળની આકર્ષકતા “ફૉસ્ટ”માં દૃષ્ટિગોચર થાય છે; તે રસમાધુરી, તે વસ્તુ સંકલનાની ઉત્તમતા, તે વર્ણન શૈલીની મનોહારિણી છટા તથા તે સંવાદબળની આકર્ષતાનો “Sorrows of Satan”માં શતાંશ માત્ર પણ નથી તે નથીજ. કારણકે, જેવી રીતે સંસ્કૃત ભાષામાં રચાયલી કવિ બાણભટ્ટ કૃત ‘કાદમ્બરી’ના વિષયમાં એમ કહેવાય છે કે, “**कादम्बरी रसज्ञेभ्य आहारोऽपि न रोचते**”। એટલે કે, “કાદંબરીના રસજ્ઞોને આહાર પણ રુચતો નથી!” તેજ પ્રમાણે રેનૉલ્ડ્ઝ્.કૃત ‘ફૉસ્ટ’ ના રસના જ્ઞાતાઓ આહારને પણ ભૂલી જાય છે અને શ્રીમતી મેરી કૉરેલીકૃત “Sorrows of Satan” માં વારંવાર રસનો ભંગ થતો હોવાથી મનોભંગના પ્રસંગો પ્રાપ્ત થયા કરે છે, આટલો એ ઉભય કૃતિઓમાં ભેદ રહેલો છે. આ કારણથી ‘નલચમ્પૂ’ ના ટીકાકાર માન્યવર ગુણવિનય નામક જૈને જેવી રીતે ‘કાદમ્બરી’ ને મુકુટતાડ.કાની ઉપમા આપી છે, તેવીજ રીતે જો આપણે રેનૉલ્ડ્ઝ્.ની નવલકથાઓને આંગ્લ ભાષામાં લખાયલી સર્વે નવલકથાઓની મુકુટતાડ.કા માનીએ, તો આપણી તે માન્યતા અયોગ્ય તો નહિજ ગણાય; કારણકે, શ્રીમતી મેરી કૉરેલી જેવી એક પ્રતિષ્ઠિત રમણી લેખિકાએ પણ જેની નવલકથાનું રૂપાન્તર કરવામાં પોતાનું ગૌરવ માન્યું છે, તે રેનૉલ્ડ્ઝ્.ની નવલકથાઓ માત્ર એટલા પ્રમાણથીજ અન્ય નવલકથાઓની મુકુટતાડ.કા સિદ્ધ થતી હોવાથી એ વિશેના અધિક ઊહાપોહની આવશ્યકતા છેજ નહિ. અસ્તુ; હવે આપણે ‘ફૉસ્ટ’ ના ગુજરાતી અનુવાદવાદના વિષયપર આવીશું.

'ફૉસ્ટ' નો ગુજરાતી ભાષામાં આ કાંઈ પ્રથમ અનુવાદ નથી; કિન્તુ મારી ધારણા પ્રમાણે એટલે કે જ્યાં સૂધી મારા જાણુવામાં છે ત્યાં સૂધી 'ફૉસ્ટ' નું એક રૂપાન્તર 'ચન્દ્ર' માસિકમાં કટકે કટકે કેટલાંક વર્ષ પૂર્વે છપાતું હતું, પરંતુ તેની પૂર્ણાહુતિ થઇ હતી કે નહિ, એ મારા જાણુવામાં નથી અને ત્યાર પછી 'શયતાનનો સાથી' નામથી ફૉસ્ટનો એક અનુવાદ પુસ્તકના આકારમાં પણ પ્રકટ થયો હતો. પરંતુ 'ચન્દ્ર' માંનું ફૉસ્ટનું રૂપાન્તર જેમ નિર્માલ્ય હતું, તેમજ 'ફૉસ્ટ'નો 'શયતાનનો સાથી' નામક અનુવાદ એટલો તો સંક્ષિપ્ત સ્વરૂપમાં અને રસહીન ભાષામાં કરાયો હતો કે લગભગ રેનૉલ્ડ્ઝ્‌ની કૃતિનો નિર્દયતાથી વધ જ કરાયો હતો, એમ કહેવામાં કોઇ પણ પ્રકારનો પ્રત્યવાય નથી. પ્રસ્તુત અનુવાદ રેનૉલ્ડ્ઝ્‌ના 'ફૉસ્ટ' નો અવિકલ ગુર્જર અનુવાદ હોવાથી પ્રસ્તુત ખંડ સમાન ચાર ખંડોમાં સમાપ્ત થવાનો છે અને એટલાથીજ કલ્પના કરી શકાશે કે, 'શયતાનનો સાથી' રેનૉલ્ડ્ઝ્‌કૃત 'ફૉસ્ટ'નો ચોથો ભાગ પણ નથી. રેનોલ્ડ્ઝ્‌ની નવલકથાને અનુવાદિત કરવાનો મારો આ પ્રથમ પ્રયત્ન કેટલા પ્રમાણુમાં સફળ થયો છે, એનો નિર્ણય વાંચકોએજ કરવાનો હોવાથી એ વિષયના વિશેષ વિવેચનની કશી પણ આવશ્યકતા નથી.

પ્રસ્તુત નવલકથાનું મૂળ નામ 'ફૉસ્ટ' (Faust) હોવા છતાં ગુજરાતી અનુવાદનું નામ **'ભયંકર ભદ્ર અથવા કેવળ ૨૪ વર્ષના ક્ષણુભંગુર સંસાર માટે!'** એવા હેતુથી રાખવામાં આવ્યું છે કે, ફૉસ્ટે પોતાના પારલૌકિક શાશ્વત કલ્યાણુને વેચી પિશાચ પાસેથી કેવળ ૨૪ વર્ષમા ક્ષણુભંગુર સાંસારિક કલ્યાણુને પ્રાપ્ત કરેલું હોવાથી તે કલ્યાણુ તો હતું, પરંતુ ભયંકર ભદ્ર (કલ્યાણુ) હતું. અર્થાત્ મૂળ નામ નાયકનું છે અને ગુજરાતી અનુવાદનું નામ નવલકથાના આશય કિંવા રહસ્યને દર્શાવનારૂં છે.

**'ભયંકર ભદ્ર'** નો દ્વિતીય ખણ્ડ છપાય છે અને તૃતીયખણ્ડ લખાય છે; એટલે આશા છે કે, પરમાત્માની

કૃપા હશે તો બહુધા આ વર્ષના અંત સૂધીમાં સર્વ ખણ્ડો પ્રકાશિત થઇ જશે. 'ફ્રૉસ્ટ'ના અનુવાદની સમાપ્તિ થયા પછી જો જીવન છે અને આરોગ્ય જળવાયલું રહેશે, તો "ધિ મિસ્ટ્રિજ઼ ઑફ્ ધિ કોર્ટ ઑફ્ લન્ડન્' ના અનુવાદ-કાર્યને આરંભવાની મારી આકાંક્ષા છે; પરંતુ તે આકાંક્ષાને નિર્વિઘ્ન પૂર્ણ તથા સફળ કરનાર તો કેવળ પરમાત્માજ છે.

જો મારો આ નવીન પ્રયત્ન પણ મારા અન્ય સાહિત્ય વિષયક પ્રયત્નો પ્રમાણે સુજ્ઞ અને રસિક ગુર્જર વાંચકોના આદરને પાત્ર થશે, તો હું મારા પરિશ્રમનો મને યોગ્ય પુરસ્કાર મળેલો માનીશ.

અહમ્મદાબાદ ( અમદાવાદ ),<br>વિક્રમાર્ક ૧૯૭૩ માઘ કૃષ્ણતૃતીયા;<br>તા. ૧૦ મી ફેબ્રુઆરી ૧૯૧૭;<br>મંગળવાર

ઠક્કુર નારાયણ



# અનુક્રમણિકા

| પ્રકરણ | વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| | ભૂમિકા .... .... .... .... | ૧ |
| ૧ લું. | રજ્જુ અને કૃપાણ .... .... .... | ૨૨ |
| ૨ જું. | ‘ફ્રેમ્’ ન્યાયસભા .... .... .... | ૩૧ |
| ૩ જું. | રોજેન્થેલ દુર્ગ .... .... .... | ૪૮ |
| ૪ થું. | આક્રમણ .... .... .... .... | ૫૭ |
| ૫ મું. | હમેલ અને ડેવિજ .... .... .... | ૬૭ |
| ૬ ઠું. | લિન્સ્ડોર્ફ દુર્ગ .... .... .... | ૭૭ |
| ૭ મું. | ગિરિરાજ બ્રોકેન્ .... .... .... | ૮૯ |
| ૮ મું. | લિન્સ્ડોર્ફ દુર્ગના ગુપ્ત ભેદો .... .... | ૯૫ |
| ૯ મું. | ભેદોનો પ્રકાશ .... .... .... | ૧૦૫ |
| ૧૦ મું. | જીર્ણ પત્રમાંનો લેખ .... .... .... | ૧૧૨ |
| ૧૧ મું. | મધ્ય નિશા .... .... .... .... | ૧૨૧ |
| ૧૨ મું. | આનન્દોત્સવ.... .... ... .... | ૧૨૮ |
| ૧૩ મું. | ઉત્સવનો ભંગ .... .... .... | ૧૩૯ |
| ૧૪ મું. | ત્રણ પ્રતિબંધ .... .... .... | ૧૪૬ |
| ૧૫ મું. | પ્રતિજ્ઞા અને પ્રતિહિંસા .... .... | ૧૫૭ |
| ૧૬ મું. | પ્રેમપરીક્ષા .... .... .... .... | ૧૬૫ |
| ૧૭ મું. | બે રાજકુટુંબ .... .... .... | ૧૭૯ |
| ૧૮ મું. | નારંગવાટિકા .... .... .... | ૧૮૬ |
| ૧૯ મું. | ભયંકર ભેદ.... .... .... .... | ૧૯૯ |
| ૨૦ મું. | સહોદર .... .... .... .... | ૨૧૦ |
| ૨૧ મું. | મંડપગૃહ .... .... .... .... | ૨૧૭ |
| ૨૨ મું. | દોલામન્દિર .... ... .... .... | ૨૩૧ |
| ૨૩ મું. | વેસુવિયસના શિખરે .... .... .... | ૨૪૪ |

**પ્રથમ ખણ્ડ સમાપ્ત**

# ભયંકર ભદ્ર

અથવા

# કેવળ ૨૪ વર્ષના ક્ષણભંગુર સંસારમાટે !

## ભૂમિકા

ઇ. સ. ૧૪૯૩ ના ઑગસ્ટ માસના આરંભ સાથે આપણી પ્રસ્તુત નવલકથાનો પણ આરંભ થાય છે. નભોમંડળ સ્વચ્છ હતું અને આકાશમાં મેઘોનું ચિન્હ માત્ર પણ દેખાતું નહોતું. અરુણનાં રક્તવર્ણ કિરણો અત્યંત આડંબર સહિત વિટનબર્ગના દેવાલયના સુવર્ણકલશોપર પડીને પ્રકાશનું પરાવર્ત્તન કરી રહ્યાં હતાં. એ પ્રાચીન નગરના પાર્શ્વ ભાગથી એલ્બી નદી પર્યન્ત અત્યંત સુશોભિત સનોબર વૃક્ષોના એક અરણ્યનો વિસ્તાર થએલો હતો; એ નદીના તીરપ્રાન્તમાં પરિપક્વ ક્ષેત્રોમાંનાં સુવર્ણરંગી ગુચ્છો પ્રાતઃકાલિક મંદ અને શીતલ સમીરના આઘાતથી આન્દોલિત થતા હતા; અને બીજી બાજૂએ આવેલા એક વિશાળ મેદાનમાં રોજેન્થેલ દુર્ગના સ્વામી બેરન્ (મહારાજ) રોજેન્થેલનાં પશુઓ ચરતાં જોવામાં આવતાં હતાં. યદ્યપિ સૂર્યનારાયણ એ પરમ રમણીય દૃશ્યને પોતાનાં કિરણોવડે સ્નાન કરાવતો હતો અને નગર તથા એક પર્વતના શિખરભાગમાં આવેલા રોજેન્થેલ દુર્ગમાં સૂર્યપ્રકાશના વિસ્તાર સાથે મનુષ્યોના કોલાહલનો પણ વિસ્તાર થતો જતો હતો; છતાં પણ વિટનબર્ગના કારાગૃહના નીચેના ભાગમાંના ઓરડાઓમાં તો અદ્યાપિ મહાભયંકર અંધકાર મહારાજાધિરાજનોજ બીષણ અને સંપૂર્ણ અધિકાર વ્યાપેલો દેખાતો હતો.

એ અંધકારાચ્છાદિત ભયંકર કારાગૃહના દુર્ભાગી નિવાસીઓ તો અદ્યાપિ ગાઢ નિદ્રામાંજ પડ્યા હતા; કારણ કે, ભયાનક અંધકાર તેમને માત્ર નેત્રોને ઊઘાડવાની પણ આજ્ઞા આપતો નહોતો. એ કારાગારવાસીઓમાં એક એવો પણ બન્દિવાન્ હતો કે જે પોતાની શય્યામાં બેઠો બેઠો જો દેખાય તો સૂર્યના એકાદ કિરણને જોવામાટે બારીમાંથી પોતાની દૃષ્ટિને બાહ્ય ભાગમાં દોડાવવાની ચેષ્ટા કરી રહ્યો

હતો. એ બન્દિવાન્ તેનાં વય અને વસ્ત્રો આદિને જોતાં કોઇ એક તરુણ વિદ્યાર્થી હોય, એવું અનુમાન કરી શકાતું હતું.

એ ભાગ્યહીન વિદ્યાર્થીને વિટનબર્ગના કારાગૃહમાં પડયાને છઠ્ઠો મહિનો ચાલતો હતો. તેને ત્યાંના દિવસની એક એક ઘટિકા એક એક વર્ષ સમાન જણાતી હતી. તેની સર્વે આશાઓનો સર્વથા લોપ થઇ ગયો હતો; કારણ કે, હવે તેને પોતાની મુક્તિનો કોઇ પણ માર્ગ કિંવા ઉપાય દેખાતો નહોતો અને એ કારણથી તે સર્વથા નિરાશ તથા હતાશ થઇ ગયો હતો. પણ હા, તેના હૃદયમાં અદ્યાપિ એક મંદ કિંવા અંધુક આશાનો કિંચિત્ ભાગ અવશિષ્ટ હતો અને તેના યોગેજ અત્યાર સૂધી તે પોતાના જીવનને ધારણ કરી રહ્યો હતો. તેની એ આશા એ હતી કે, "જ્યારે મને અહીંથી લઇ જઇને ન્યાયાસન સમક્ષ ઉભો રાખવામાં આવશે, તે વેળાયે ન્યાયદેવતા મને બંધનમુક્ત કરવામાં એક પળ માત્રનો પણ વિલંબ કરશે નહિ;" કારણ કે, કારાગૃહવાસનાં દુઃખોને ભોગવવા યોગ્ય એક પણ ભયંકર અપરાધ તેણે કર્યો નહોતો, એ વિશે તેનો પોતાનો દૃઢ વિશ્વાસ હતો.

ત્યારે એ તરુણ વિદ્યાર્થીનો અપરાધ શો હતો વારૂ અને તેને એ ભયંકર કારાગૃહમાં શા દોષથી નાખવામાં આવ્યો હતો ? પ્રિય વાંચક, એ તરુણ વિદ્યાર્થી કેવળ પ્રેમના અપરાધથીજ કારાગૃહવાસી થયો હતો. કોઇ એક ઉચ્ચ કુટુમ્બની એક નવયૌવના અને પરમ સુંદરી બાળાએ પોતાની ત્રિભુવનમોહિની મૂર્તિ બતાવીને એ બિચારાના ચિત્તને ચોરી લીધું હતું અને તે યુવતીના પ્રેમમાંજ એ વિદ્યાર્થી વિલક્ષણ ઉન્માદને વશ થઇ ગયો હતો. હે થેરેસા ! એક ઉચ્ચ વંશની લાડકવાયી અને એકની એક પુત્રી ! કેવળ તારા આનંદજનક ધ્યાન અને સ્મરણના યોગેજ આ યુવક કારાગૃહમાંના ભયંકર અંધકારમાં પણ ધૈર્યથી પોતાના પ્રાણને ધારણ કરી રહ્યો છે; અર્થાત્ જેવી રીતે તૂફાનમાં સપડાયલા નાવિકો ઘનઘોર કૃષ્ણ ઘટામાં ચમકતી એક તારાને જોઈને અતિશય પ્રસન્ન થાય છે, તેજ પ્રમાણે આ નિરાશ યુવક કેવળ તારા અને તારાજ ધ્યાનથી કાંઇક પ્રસન્ન થતો દેખાય છે. હા, એ તારોજ પ્રેમી છે અને એનો પ્રેમ પણ એક અગાધ સાગર સમાન ઉછળતો હોય, તેમ જણાય છે. પ્રિય બાળા ! હું આમ કહીને તને કાંઈ હૃદયહીનતાનો દોષ નથી દેતો; કારણ કે, તારૂં હૃદય પણ એના પ્રેમજળથી પલળી ચૂક્યું છે; તારૂં કોમળ હૃદય પણ એ યુવકના સ્નેહમાટે તડપ્યા કરે છે ! પરન્તુ હાય, વસ્તુસ્થિતિ ગમે તેવી હોય અને ભલે સદાને માટે ઉભયનાં હૃદયોમાં અનુરાગનો અગ્નિ પ્રજળતો

રહે, છતાં ધર્મના સૂત્રથી તમો ઉભયનો સંગ સંધાય, એવો લેશ માત્ર પણ સંભવ દેખાતો નથી; કારણ કે, એક અગ્નિકીટથી તેજઃપુંજ સૂર્યનારાયણની સમાનતા કેવી રીતે કરી શકાય વારૂ ? અને એજ પ્રમાણે એક દરિદ્રી તથા છિન્નવસ્ત્રપરિધાન વિદ્યાર્થી રોઝેન્થેલ દુર્ગના અધીશ્વરની એકની એક અને લાડકવાયી પુત્રીસાથે લગ્નસંબંધ કરી શકે, એ ઘટના આકાશકુસુમ સમાનજ કહી શકાય.

પોતે એક તુચ્છ વિદ્યાર્થી હોવા છતાં તે એક ઉચ્ચ કુળની બાળામાં પોતાનો પ્રેમભાવ રાખે, એ રોઝેન્થેલના અધીશ્વરની દૃષ્ટિમાં એક મહાભયંકર દોષ દેખાતો હતો. તે આ સમાચાર સાંભળતાંજ એક ચગદાયલા સર્પ સમાન વળ ખાવા લાગ્યો અને તેના શિરપર એક અસત્ય દોષનો આરોપ કરીને ગમે તે પ્રકારે તેણે તેને વિટનબર્ગના કારાગૃહમાં નખાવી દીધો. રોઝેન્થેલના એ અધીશ્વરના અધિકારો પણ ઈશ્વરની કૃપાથી કાંઈ ઓછા નહોતા. પોતાના એ અધિકારોનો તેણે આ વેળાયે સંપૂર્ણ ઉપયોગ કર્યો અને અનેક પ્રપંચો યોજીને અત્યાર સુધી એ અપરાધીને તેણે ન્યાયાસન સમક્ષ રજૂ થવા ન દીધો.

કારાગૃહમાંનાં નિત્યનાં નવાં નવાં કષ્ટો અને અસંખ્ય દુઃખોને ભોગવવાથી એ વિદ્યાર્થીનું હૃદય રોઝેન્થેલના અધીશ્વરથી બિલ્કુલ બદલી ગયું હતું, એટલુંજ નહિ, પણ તેના હૃદયમાં તે ઘમંડી સરદાર વિશેના સંપૂર્ણ વૈરભાવનોજ નિવાસ થઈ ચૂક્યો હતો અને વાસ્તવિક રીતે જોતાં બિચારા એ વિદ્યાર્થીને કારાગૃહમાં એવાં એવાં શારીરિક કષ્ટો આપવામાં આવતાં હતાં કે, વેદના અસહ્ય થવાથી ઘણીકવાર તે એવા પોકારો કર્યા કરતો હતો કે; "હાય, આકાશ કિંવા પૃથ્વીની કોઈ એવી શક્તિ નથી કે જે મારો આ અસહ્ય યાતનામાંથી ઉદ્ધાર કરે ! જો કોઈ પણ એક ઘટિકા માત્રને માટે પણ મારી પ્રિયતમા થેરેસાના સમાગમનો લાભ મને અપાવી શકે એમ હોય, તો આ કષ્ટમાંથી છૂટયા પછી તદ્વિષયક મારી આ સંસારમાંની સર્વે મીઠી મીઠી આશાઓને સદાને માટે તિલાંજલિ આપી દેવાને હું તૈયાર છું !"

એ ઉપરાંત એ નિરાશ બન્દિવાન્ બીજું પણ જે કાંઇ પોતાના મનમાં આવે તે બક્યા કરતો હતો. અત્યારે પણ બેઠાં બેઠાં તેણે અનેકવાર ઉપર્યુક્ત ઉદ્ગાર કાઢ્યા. તે વારંવાર બારીમાંથી બહાર સૂર્યપ્રકાશને જોવામાટે દૃષ્ટિને દોડાવી રહ્યો હતો, એટલામાં અચાનક તે ઓરડાનો દરવાજો અંદરની બાજૂએ ઉઘડી ગયો અને દરવાજામાંની ભારી સાંકળ પત્થરના મજબૂત ફર્શપર ટકરાઇને મોટા અવા-

જથી ભાગી ઉઠી. એ પછી તે ક્ષણેજ કારાગૃહના અધિકારીએ હાથમાં દીપક લઇને એ ઓરડામાં પ્રવેશ કર્યો.

હવે દીપકનો તીવ્ર પ્રકાશ એ યુવકના સુંદર પરંતુ પીતવર્ણ મુખમંડળપર પડવા માંડ્યો અને તેના યોગે તેના રક્તિમામિશ્રિત કૃષ્ણ કેશ, નીલવર્ણ નેત્રો તથા ઘાટીલા હસ્ત પાદાદિ શરીરાવયવો સ્પષ્ટ દેખાવા લાગ્યા. તેનો આકાર, તે યુવક સૅક્સન્ વંશીય હોવો જોઇએ, એમ સ્પષ્ટ દર્શાવી રહ્યો હતો.

કારાગૃહના અધિકારીનું આગમન થતાંજ યુવક પોતાની તૃણશય્યામાં બેઠો થયો અને પોતાના પૂરા કદની ઉંચાઇએ ઊભો થઇને પૂછવા લાગ્યો કે; "દારોગા સાહબ! અત્યારે અચાનક શા કારણથી અહીં આવ્યા છો વારૂ? આ મારા ભોજનનો સમય પણ છે નહિ; કારણ કે, મારામાટે ભોજન તો આપ નિશાના સમયમાંજ લાવો છો અને અત્યારે તો હજી અરુણનો જ ઉદય થવા માંડ્યો છે. પરંતુ, હા, કદાચિત્ તમે અત્યારે મને મારી મુક્તિના શુભ સમાચાર સંભળાવવામાટેજ આવ્યા હશો." એ પછી યુવક હૃદયની પ્રસન્નતાથી શીઘ્ર શીઘ્ર કહેવા લાગ્યો કે; "શું ત્યારે ખરેખર તમે મને છોડી મેલવામાટેજ આવ્યા છો? કેમ મહાશય, છે તો એમજને?" આટલું બોલી પોતાના બન્ને હાથોને બગલોમાં નાખી અદબ વાળીને યુવક દુઃખને ક્ષણમાત્રને માટે ભૂલીને તે કારાગૃહાધિકારીના ઉત્તરની વાટ જોવા લાગ્યો.

દારોગાએ ગંભીરતાથી કહ્યું કે; "આવા સ્થાનમાં રહીને હવે તું શા શુભ સમાચાર સાંભળવાની આશા રાખે છે, તે હું સમજી શકતો નથી. આજ હું તને—"

"આજે તમે મારા છૂટકારાના સમાચાર લઈનેજ અહીં આવ્યા છો; એમજ કે નહિ?" યુવક વિદ્યાર્થીએ અધીરતાથી વચ્ચેજ પ્રશ્ન કર્યો.

"ફૅારસ્ટ્! એમ નથી; કિંતુ અત્યારે હું તને એ કહેવા આવ્યો છું કે, એક કલાકની અંદર તારે ન્યાયાસન સમક્ષ ઉપસ્થિત થવાનું છે. પ્રાતઃકાળ થઇ ગયો છે; આ ઓરડાની બહાર તડકો આવતાંજ સૈનિકો અહીં આવશે અને તને તેઓ ન્યાયમંદિરમાં લઇ જશે. હું લાવ્યો છું તે સમાચાર આટલાજ છે."

"તો એનાથી વધારે સારા બીજા શા સમાચાર હોઈ શકે વારૂ? આપે પોતે પણ આ વિષયમાં મને ઘણી ઘણી આશાઓ બંધાવી હતી, એ આપ ભૂલી ગયા કે શું? હું પ્રસન્નતાપૂર્વક મારા

પર મૂકાયલા તે અસત્ય દોષોને સાંભળીશ અને જો હું પૂર્ણ બળથી તે દોષોનું નિવારણ કરીશ, તો પછી ન્યાયદેવતા મને કારાગૃહમાંથી શામાટે મુક્ત નહિ કરે વારૂ ?" ફ્રૂસ્ટે કહ્યું.

"પ્રિય યુવક, આવી આશાને હવે હૃદયમાંથી કાઢી નાખ અને જળના પ્રવાહમાં વાલુકાનું ભવન બાંધવાનો ઉદ્યોગ ન કર. તું પોતેજ વિચાર કરી જો કે તેં દોષ કેવો કર્યો છે !"

"હું જ્યાં સૂધી અનુમાન કરૂં છું, ત્યાં સૂધી મારા પર એજ અપરાધ મૂકાયલો હોવો જોઇએ કે, મેં રોઝે-ન્થેલના અધીશ્વરની દુહિતાને ફોસલાવીને મારી સાથે લગ્ન કરવામાટેની તેની અનુમતિ મેળવી છે; પરંતુ નહિ, આમ થયુંજ નથી; થેરેસા મારા પર પ્રાણ આપે છે અને હું પણ તેના માટે મારા પ્રાણ આપવાને તૈયાર છું. બળાત્કાર જેવું આમાં કાંઇ છેજ નહિ; અમો ઉભયનો પરસ્પર શુદ્ધ અને સત્ય સ્નેહ હોવાથી એમાં મેં દોષ જેવું કાંઈ કર્યુંજ નથી !" યુવક વિદ્યાર્થી ફ્રૂસ્ટે પોતાની શુદ્ધતાનું સમર્થન કરી બતાવ્યું.

"શું તું એ પણ નહોતો જાણતો કે, જન્મતાંજ યુવતી થેરેસાનું જર્મનીના બાદશાહ મૅક્સૂમિલિયનના ભત્રીજા ડ્યૂક લિયોપોલ્ડ સાથે સગપણ થઇ ચૂક્યું હતું તે ?" દારોગાએ એક વિલક્ષણ પ્રશ્ન પૂછ્યો.

એના ઉત્તરમાં ફ્રૂસ્ટે જણાવ્યું કે; "જે ઘટનાને સમસ્ત વિશ્વ જાણે છે, તે ઘટનાને હું ન જાણતો હોઉં, એ બનીજ કેમ શકે વારૂ ? પરંતુ અમારો પ્રેમ પણ વિચિત્ર પ્રકારથી બંધાયો છે, એ કદાચિત્ તમારા જાણવામાં નહિ આવ્યું હોય. માત્ર એકજવાર ચાર આંખો થઈ અને બન્નેનાં હૃદય મળી ગયાં. છેવટે તે દયાળુહૃદયા બાળાએ તે અણદીઠા રાજકુમાર સાથે સરખાવતાં આ દીન અને સાધનહીન વિદ્યાર્થીના પ્રેમનેજ પ્રેમથી સ્વીકારીને માન આપ્યું અને ત્યાર પછી મારી સાથે પરણવાનું પોતાની ઇચ્છિાથીજ વચન આપી દીધું."

"ત્યારે તો ફ્રૂસ્ટ ! તું પોતાના દોષનો પોતેજ સ્વીકાર કરે છે ને શું !" દારોગાએ ઉદ્દગાર કાઢ્યો.

"દોષ વળી કેવો ? જો બે વ્યક્તિઓનાં હૃદયમાં પરસ્પર આકર્ષણના યોગે શુદ્ધ સ્નેહનો સંભવ થાય, તો તેમાં દોષ જેવું શું હોઈ શકે વારૂ ?" ફ્રૂસ્ટે પોતાની ભાવના પ્રમાણે વિશ્વને નિહાળવાની ચેષ્ટા કરી.

દારોગાએ ગંભીર સ્વરથી કહ્યુ કે;–"એક કુમારિકા અને સગપણથી બીજાની થઈ ચૂકેલી પત્ની સાથે પ્રેમસંબંધ કરવો એ દોષ

નહિ તો બીજું શું છે વારૂ? અને આવા અપરાધનો દંડ મૃત્યુ છે, એ કદાચિત્ તારા જાણુવામાં નહિ હોય.”

મૃત્યુનું નામ સાંભળતાંજ ફ્રૉસ્ટ ભયભીત થઈ ગયો અને ભય-દર્શક મુદ્રાથીજ કહેવા લાગ્યો કે; “આતો મહાભયાનક શિક્ષાજ કહી શકાય. ના, ના; આમ કદાપિ બની શકેજ નહિ. તમે કદાચિત્ સ્વપ્નમાંજ આમ બબડતા હશો. ન્યાયમંદિરમાં વિરાજતી અને ધર્મની તુલાને હસ્તમાં ધારણુ કરનારી ન્યાયદેવતા આવો અન્યાય કરે, એ કદાપિ નજ સંભવે!”

“રોજેન્યેલ દુર્ગના અધીશ્વર જેવો એક મહાસમર્થ પુરુષ, તારા મૂળને ઉખેડવામાટે આતુર થઇ રહ્યો છે, એટલે હવે તારો કોઇ પણુ રીતે બચાવ થઈ શકે તેમ છેજ નહિ.” દારોગાએ બીજી રીતે નિરાશાનું દર્શન કરાવ્યું.

“પરંતુ એ તમે કેવી રીતે જાણી લીધું કે, ન્યાયદેવતા પણુ પોતાના ભાલપ્રદેશમાં અન્યાયના આવા ભયંકર કલંકને ધારી લેવાને તૈયાર છે;–પણુ હા, તું ઉન્મત્ત છે અને બુદ્ધિમંદ છે; એક નીચ પદવીનો અનુચર, ન્યાયદેવતા આટલી સીમાપર્યન્તનો અન્યાય નજ આપે, એ રહસ્યને કયાંથી અને કેમ કરીને જાણી શકે વારૂ?” ફ્રૉસ્ટ વાતની વાતમાં કોપાયમાન થઈ ગયો.

પરંતુ દારોગાનો સ્વભાવ શાંત હોવાથી તે આશ્વાસન આપતો ફ્રૉસ્ટને કહેવા લાગ્યો કે:–“ભાઈ! આવી આપત્તિઓને હું પોતે પણુ ભોગવી ચૂક્યો છું. હું વાસ્તવિક આ કારાગૃહનો અધિકારી નહિ, પણુ તારા જેવો જ એક બન્દિજન છું. મારા પ્રાણુનો નાશ ન થાય અને આ કારાગૃહમાં પણુ જીવિત રહીને દિવસ વીતાડી શકાય, એટલા-માટે જ મેં મારા આયુષ્યના અવશિષ્ટ દિવસોને સરકારનાં ચરણોમાં અર્પી દીધા છે અને આ દારોગાનું કામ મારી ઇચ્છાથી જ સ્વીકારી લીધું છે.”

તેના આ વિધાનથી ફ્રૉસ્ટ આશ્ચર્યચકિત થયો અને પૂછવા લા-ગ્યો કે: “એવો તે આપનો શો અપરાધ હતો વારૂ?”

“મારા તે અપરાધના નામોચ્ચારની અત્યારે કશી પણ આવ-શ્યકતા નથી; પણુ હા, એટલું હું તને જણાવું છું કે, મને પણુ મર-ણુની જ શિક્ષા ફર્માવવામાં આવી હતી.” દારોગાએ કહ્યું.

“તો શું આના વિના આપની મુક્તિનો બીજો કોઈ પણુ ઉપાય હતો જ નહિ?” ફ્રૉસ્ટે ખોંચીને સવાલ પૂછ્યો.

“ના, બીજો કોઇ માર્ગ હતો જ નહિ; પરંતુ નહિ;—” આ-

ટલું બોલીને તે દારોગો કાંઈક વિચારમાં પડી ગયો અને થોડીવાર વિચારમગ્ન રહીને કહેવા લાગ્યો કે:–"હું ભૂલ્યો; મારા છૂટકારાનો એક એવો ભયાનક માર્ગ હતો કે તેના અવલંબનથી હું મુક્ત પણ થાત અને તે ઉપરાંત અપાર સંપત્તિનો સ્વામી પણ થઈ શકત; પરન્તુ નહિ; પરમેશ્વરે મને સારી બુદ્ધિ આપી, મને સારો માર્ગ બતાવ્યો અને હું તે મહાભયાનક માર્ગમાં જવાથી બચી ગયો."

તેની આ વાર્ત્તા સાંભળતાં ફ્રૅાસ્ટ કોણ જાણે શા કારણથી, કંપી ગયો અને પુનઃ પૂછવા લાગ્યો કે: "ત્યારે શું ખરેખર જ તે માર્ગ મહાભયાનક હતો?"

"બસ, હવે તું એ વિષયમાં મને કાંઇ પણ પૂછીશ નહિ." આ શબ્દો ઉચ્ચારતાં દારોગાનું મુખમંડળ પીળું થઈ ગયું અને તેનો સ્વર એટલો બધો મંદ થઇ ગયો કે તેથી તેના હૃદયમાં વ્યાપેલા ભયનું સ્પષ્ટ અનુમાન કરી શકાતું હતું.

ફ્રૅાસ્ટ પુનઃ આગ્રહ કરતો કહેવા લાગ્યો કે:–"દારોગા સાહબ, હવે તે ભેદ મને સ્પષ્ટતાથી જણાવો; કારણ કે, અર્ધી વાર્ત્તા જણાવીને તમે મારા હૃદયમાં જે આતુરતા ઉપજાવી છે, તે એ ભેદને જાણ્યા વિના પાછી શમી શકે તેમ નથી."

"પરંતુ મારાથી તારી એ આતુરતાને તૃપ્ત કરી શકાય તેમ નથી." આટલું કહીને દારોગાએ અત્યંત ભયભીત દૃષ્ટિથી પોતાની આસપાસ ચારે તરફ જોયું અને ત્યારપછી કહ્યું કે:–"કારણ કે, આ ઓરડો તે તેજ ઓરડો છે."

"નહિ, દારોગા સાહબ! મને એ માર્ગનો ભેદ દર્શાવવામાં આનાકાની ન કરો; આમ જુઓ; મારી પાસે રૂપિયાની ભરેલી થેલી છે અને મારી એ પૂંજી, જો તમે મને એ ભેદ બતાવી દો, તો તમને પ્રસન્નતા પૂર્વક આપી દેવાને હું તૈયાર છું." ફ્રૅાસ્ટે દારોગાને લક્ષ્મીનો લોભ બતાવ્યો.

દારોગાએ તે થેલીને પોતાના હાથમાં લઇને કહ્યું કે:–"તરુણ વિદ્યાર્થી, હું તને તારી આ ઉદારતામાટે ધન્યવાદ આપું છું અને સાથે એ પણ જણાવું છું કે, એ ભેદની પેટીને મેં જે તાળું વાસી રાખ્યું હતું, તે તાળાને ખોલી નાખવાના કાર્યમાં તારી આ થેલી જ કૃતકાર્ય થઈ છે. હવે હું તને તે ભેદ કહી સંભળાવું છું, માટે તે ધ્યાન રાખીને સાંભળી લે." આમ કહીને દારોગાએ તે ભેદનો આવી રીતે સ્ફોટ કરવા માંડયો:–"આ એક પુરાતન ભેદ છે, પણ ખબરદાર, આ ભેદ આ ઓરડાની દીવાલો વિના બીજા કોઇના જાણવામાં ન

આવે, એની સંભાળ રાખજે; કારણ કે, અત્યાર સુધી આ દીવાલો વિના અન્ય કોઇ પણ એ ભેદને જાણતું નથી. એક પુરાતન દંતકથા જણાવે છે કે, બહુધા દોઢસો વર્ષ પૂર્વે પોતાના સમસ્ત કાળને સૃષ્ટ-પદાર્થ વિષયક શોધખોળમાં વીતાડનારા એક વિજ્ઞાનશાસ્ત્રવેત્તા વિદ્વાન્ પુરુષને આ ઓરડામાં જ બન્દિવાન્ તરીકે રાખવામાં આવ્યો હતો. તે પુરુષ એક ભયંકર વિદ્વાન્ હતો અને તંત્રવિદ્યામાં પણ પારંગત હોવાથી પિશાચોને વશ કરવાની તે બહુ જ સારી શક્તિ ધરાવતો હતો. તેને કારાગૃહમાં નાખ્યા પછી ફાંસીને લાકડે લટકાવી દેવાની આજ્ઞા થઈ ગઇ, પરંતુ તે વિદ્વાન્ પૈશાચિક બળની સહાયતાથી આ ઓરડામાંથી અદશ્ય થઈ ગયો. એ ઘટના એવી રીતે બની કે, તેણે એક મંત્રના બળથી નરકની ભયાનક ગર્તામાંથી એક પિશાચને બોલા-વ્યો અને સ્વતંત્રતા, ધન, બળ તથા નવયૌવન કિંવા દીર્ઘ આયુ-ષ્યના બદલામાં પોતાના દેહ તથા આત્માને તે પિશાચના હાથમાં સદાને માટે વેચી નાખ્યા! અને હા, જે મંત્રના બળથી તે પિશાચને તેણે બોલાવ્યો હતો, તે મંત્ર અદ્યાપિ આ દીવાલના એક પત્થરપર લખેલો છે. એ મંત્રને ભૂંસી નાખવાના અનેક પ્રયત્નો કરવામાં આ-વ્યા હતા, પરંતુ એ મંત્ર ભૂંસાયો નહિ અને એ ઘટનાના સ્મરણ-થીજ મારા શરીરમાં કંપનો આવિર્ભાવ થતો હતો. હવે જો તું પોતાના દેહ તથા આત્માને પિશાચના હસ્તમાં અર્પીને આ કારાગૃહ-માંથી મુક્ત થઇ મૃત્યુના મુખમાંથી છૂટવાની ઇચ્છા રાખતો હોય, તો તેમ કરવાને તું સર્વથા સ્વતંત્ર છે." આટલું કહીને શિરથી ચરણ પર્યન્ત કંપતા દારોગાએ દીપકના પ્રકાશને તે બન્દિવાન્‌ની શય્યા તરફ નાખ્યો અને ભયથી બોલી ઊઠયો કે: "પવિત્ર મેરી આપણું રક્ષણ કરો! તે મંત્ર શિલાલેખના રૂપે અદ્યાપિ અહીં વિદ્યમાન છે!"

ફ્રૉસ્ટે પણ ત્યાં દૃષ્ટિપાત કર્યો; અને તેની એ ચેષ્ટાને જોતાં જ દારોગાએ પોકાર કરીને કહ્યું કેઃ—"ખબરદાર, એ મંત્રને વાંચીશ નહિ! કારણ કે, જો એ મંત્રને વાંચીશ, તો વાંચનની સમાપ્તિ થતાં જ તે પિશાચ પોતાના ભયાનક સ્વરૂપમાં આવીને આ ક્ષણે જ આપણા સમક્ષ ઉપસ્થિત થઇ જશે." આ સૂચના આપતાંની સાથે-જ દારોગો તે સ્થાનમાંથી કાંઇક પાછો હટી ગયો અને તે એટલા-માટે જ કે, તે શિલાલેખપર તેના દીપકનો પ્રકાશ પડી ન શકે. એ પછી તે બોલ્યો કેઃ—"ફ્રૉસ્ટ, હવે મારે અહીંથી જવું જ જોઇએ; તું અડધા કલાકમાં તૈયાર રહેજે; કારણ કે, સૈનિકો તને લઇ જવામાટે હમણાં જ અહીં આવી પહોંચશે." દારોગો આ પ્રમાણેની અંતિમ

સૂચના આપી પોતાના દીપકને લઇને ત્યાંથી ચાલ્યો ગયો અને તે દુર્ભાગી બન્દિવાન્ પુનઃ પૂર્વ પ્રમાણે અંધકારમાં જ ચિંતામગ્ન અવસ્થામાં એકલો રહી ગયો.

ફ્રૅસ્ટ પોતાને એકાંતનો લાભ મળતાંજ આત્મગત પરંતુ ગર્જનામય સ્વરથી કહેવા લાગ્યો કે:—" મને કુમાર્ગમાં જવાની ઇચ્છાથી અટકાવ્યો, એ તે દારોગાએ બહુ જ સારૂં કર્યું; અને ભવિષ્યમાં પણ હું એટલું જ માગું છું કે, ઇશ્વર મને દુષ્ટ માર્ગમાં જવાની ઇચ્છાને અટકાવવાની સંપૂર્ણ શક્તિ આપે! ઓ થેરેસા!" પુનઃ એક ક્ષણમાત્રના મૌનને ધારણ કરીને તે ઉન્મત્ત પ્રમાણે બોલી ઊઠયો કે:—" પ્રિયતમા થેરેસા! તું એ તો જાણેજ છે કે, તારા માટે હું સર્વ કાંઇ કરવાને તૈયાર છું; પણ હાય, મારૂં અંતઃકરણ આ અડધા કલાકથી કેવું ડામાડોળ થઇ રહ્યું છે! મારાં શ્રવણોમાં તે ભયાનક ભેદની કથા અદ્યાપિ ગુંજી રહી છે કે જે ભેદ પ્રથમ કદાપિ મારા સાંભળવામાં આવ્યો નહોતો. દારોગાના ઉચ્ચારેલા શબ્દો પ્રતિધ્વનિ પ્રમાણે મારા હૃદયમાંથી વારંવાર શા કારણથી નીકળ્યા કરે છે વારૂ? શું, આ ઘટના અત્યાર સૂધી જે ઉચ્ચતમ સ્થાનમાં હું દઢતાથી ઊભો છું, તે ઉચ્ચતમ સ્થાનમાંથી મને નીચે પાડીને અધોગર્ત્તામાં નાખી દેવા માગે છે! શું મારે ખરેખર સદાને માટે નરકની ગહન અને જ્વાળામય અગ્નિસ્ફુલિંગોથી ભરેલી ભયંકર ગર્તામાંજ પડવું પડશે? ઓહ, આ હઠીલાં ધ્યાનો જાણે મારા ચિત્તમાં દઢ થતાં જતાં હોયની! એવોજ અત્યારે મને ભાસ થયા કરે છે. ઓ થેરેસા! તારા કોમળ હસ્તોને પોતાના હસ્તમાં ધારણ કરવા, તારા મધુર મંજુલ સ્વરને સાંભળવો, તારા સ્વર્ગીય સૌન્દર્યથી મંડિત મુખચંદ્રનું દર્શન કરવું અને તારા ઉન્નત તથા ઉત્સાહપૂર્ણ વક્ષસ્થળનો પોતાના વક્ષસ્થળને સ્પર્શ કરાવીને આલિંગનનો આસ્વાદ લેવો, એ સર્વ ચેષ્ટાઓ સ્વર્ગના આનંદથી સહસ્ત્રવાર વિશેષ આનંદજનક છે; અને જો એ આનંદની મને પ્રાપ્તિ થાય, તો પછી:—" આટલું બોલીને તેણે પોતાના સ્વરના સ્વરૂપને બદલી નાખ્યો અને કિંચિત્ ભીષણતાને ધારીને કહ્યું કે:—" જે ઘમંડી સરદાર અને જે અન્યાયશીલ અધિકારીઓ મારા રક્તપિપાસુ બની ગયા છે, તેમની પાસેથી હું આ અત્યાચારોનો બદલો પણ વ્યાજ સાથે વાળી લઇશ! આહ, પ્રેમદેવતા મારા હસ્તે સર્વ કાંઇ કરાવશે! હા, થેરેસાનો સ્નેહ મને સ્વર્ગની આશાઓથી વિભક્ત કરી દે છે અને થેરેસા, ઓ થેરેસા! કેવળ તારામાટે જ હું પિશાચની સહાયતા લેવાને અને નરકમાં જવાને કેવળ વિવશતાથી નહિ, કિંતુ પ્રસન્નતાથી તૈયાર છું!"

એ ક્ષણેજ દ્વાર ઊઘડ્યું અને એક અધિકારી હાથમાં દીપક લઈને તે ઓરડામાં આવી લાગ્યો. ઓરડામાં આવીને તેણે કહ્યું કે; "ફૅાસ્ટ, અલ્પ સમયમાંજ ન્યાયાસને વિરાજનાર વરિષ્ટ ન્યાયાધીશ સમક્ષ રજૂ કરવામાટે તને લઈ જવાને હું આવ્યો છું.

તેના આ શબ્દો સાંભળતાં જ ફૅાસ્ટનું શરીર શીતલ થઇ ગયું અને તે કંપાયમાન થતો કહેવા લાગ્યો કેઃ—"કેવળ એક ક્ષણ! ના, થોભો—એક ક્ષણ નહિ; હું કેવળ ત્રણ મિનિટનો જ સમય માગું છું, કે જે અવધિમાં મારાથી મારા વિખરાયલા ધ્યાનને એકત્ર કરી શકાય અને ન્યાયાધીશ સમક્ષ હું મારો યોગ્ય બચાવ કરી શકું."

"જે મનુષ્ય હવે આ સંસારમાં થોડાક કલાકોના અતિથિ સમાન છે, તે મનુષ્યની આટલી યાચનાને અમાન્ય કરી તેને હતાશ કરવાની મારી ઇચ્છા નથી." આવા ઉદ્‌ગાર કાઢી તે ઓરડાના ફર્શપર પોતાના દીપકને મૂકીને તે અધિકારી તત્કાળ ત્યાંથી બહાર ચાલ્યો ગયો.

અધિકારીના જવા પછી ફૅાસ્ટ તેના ઉચ્ચારેલા શબ્દોનો પુનરુચ્ચાર કરીને પોતાના અંતઃકરણને પૂછવા લાગ્યો કેઃ—"ત્યારે હવે હું આ સંસારમાં માત્ર થોડાક કલાકના અતિથિ સમાન છું? શું મારા ભાગ્યનો આ પ્રમાણે જ નિર્ણય થઇ ચૂક્યો છે? હા, એમજ છે, નહિ તો એ કારાગૃહાધિકારી આ શબ્દો શામાટે ઉચ્ચારે? એણે મને ઠગવાની ચેષ્ટા તો નથી જ કરી." આટલું બોલીને તે ગહન વિચારમાં પડી ગયો અને પુનઃ એક ક્ષણ પછી પોકાર કરતો કહેવા લાગ્યો કેઃ—"ઓહ! મહાભયાનક માર્ગ! માર્ગ ભયાનક હોવા છતાં મારી મનોદેવતા મને એ માર્ગમાં જવાનો જ આગ્રહ કર્યા કરે છે! પણ હે દુષ્ટ મન! તારો ગમે તેવો આગ્રહ હોવા છતાં પણ હું એ ભયાનક માર્ગમાં પ્રવેશ કરવાનો નથી; અલ્પકાળના સુખમાટે હું મારા ધર્મ અને શાશ્વત સ્વર્ગસુખને સદાને માટે તિલાંજલિ આપવા નથી ઇચ્છતો!"

ત્રણ મિનિટનો સમય વીતી ગયો અને કારાગૃહનો અધિકારી પાછો તેના ઓરડામાં આવી પહોંચ્યો. આવતાં જ તેણે ફૅાસ્ટને કહ્યું કેઃ—"મારી પાસેથી તેં જેટલો સમય માગ્યો હતો, તેટલો સમય વીતી ગયો છે; એટલે હવે ઊઠ અને મારી સાથે ન્યાયમંદિરમાં આવવાને ચાલતો થા. અકારણ વિલંબ કરવામાં લાભ નથી."

ફૅાસ્ટે તેને અત્યંત આર્જવતા અને નમ્રતાથી કહ્યું કેઃ—"હું કરગરીને માગી લઉં છું કે, હજી મને બે મિનિટનો અવકાશ આપો.

કેવળ બે તુચ્છ મિનિટનો જ હું ભીખારી છું અને એટલા અવધિમાં મારૂં ચિત્ત ઠેકાણે આવી જશે, એટલે હું તરત તમારી સાથે ન્યાયમંદિરમાં જવામાટે ચાલતો થઇશ."

"હું ન્યાયાધીશના વચનબાણને સહન કરી લઇશ, પણ તારી ઇચ્છાનો અનાદર કરીશ નહિ. દુર્ભાગી બન્દિવાન્! જા, મેં તને બે મિનિટનો બીજો અવકાશ પણ આપ્યો." આટલું કહીને તે અધિકારી પાછો ઓરડામાંથી બહાર ચાલ્યો ગયો કે, જ્યાં અંધકારને બદલે સૂર્યના પ્રકાશનો વિસ્તાર થએલો હતો. બન્દિવાન્ પાછો પોતાના ઓરડામાં એકલો જ રહી ગયો.

"નહિ નહિ, આટલા અલ્પ વયમાં જ આવા મનોહર સંસારમાંથી સદાને માટે ચાલ્યા જવાનું મારાથી કદાપિ બની શકે તેમ નથી!" ફૅાસ્ટ, તે અધિકારીના જવા પછી ઓરડામાં આમ તેમ ભ્રમણ કરતો આવેશના ભાવથી કહેવા લાગ્યો અને એ વેળાયે તેનાં નેત્રોમાંથી એક પ્રકારનો અનૈસર્ગિક અગ્નિ નીકળ્યા કરતો હતો. "પ્રાણેશ્વરી થેરેસા, આપણે પાછાં અવસ્ય મળીશું અને હું મારી સર્વે મહતી કામનાઓને તારાં ચરણોમાં સમર્પી દઇશ; તેમજ તારા પિતા અને તેના ભ્રષ્ટ ન્યાયાધીશ કે જેઓ હાથ ધોઇને મારી પાછળ પડયા છે, તેમને પણ તેમના આ અત્યાચારોનો સ્વાદ ચખાડીશ અને વૈરનો બદલો બરાબર વાળી લઇશ. મારા ભાગ્યનો આવોજ નિર્ણય લખાયલો છે અને મારે વિધાતાની આજ્ઞાનું પાલન કરવુંજ જોઇએ. હું જીવીશ, મારી પ્રાણેશ્વરી થેરેસા! તારા પ્રેમના ઉપભોગમાટે અને એ પાજીઓ પાસેથી તેમનાં પાપોનો જવાબ લેવામાટે તેમજ એ પાપોની તેમને ભયંકર શિક્ષા આપવામાટે હું જીવીશ; આ કારણોમાટે મારે કોઇપણ ઉપાયે આ સુંદર સંસારમાં જીવિત રહેવુંજ જોઇએ!"

આ પ્રમાણેના વિચારપર આવીને તેણે દીપકને જમીનપરથી ઉપાડયો અને ત્યાર પછી તે જે દીવાલપર પેલો મંત્ર લખેલો હતો, તે દીવાલ તરફ આગળ વધ્યો. પરંતુ પાછો તે જરાક અચકાયો; કારણ કે તેનાથી સહજમાં તે મંત્રને વાંચી લેવાનું સાહસ કરી શકાતું નહોતું. તે પાછો મનોગત કહેવા લાગ્યો કેઃ—"અરે, પણ આ મુક્તિમાર્ગને સ્વીકારતાં તો પુનઃ ઇશ્વરની સર્વે કૃપાઓથી મારે સદાને માટે વંચિત રહેવું પડશે. અરે શું, બે મિનિટનો અવસર પણ વીતી ગયો?" આટલું બોલીને તેણે જાણે કાંઇક સાંભળતો હોયની તેવી ચેષ્ટા કરી અને પુનઃ સ્વગત કહ્યું કેઃ—"હા, કોઇનો પદધ્વનિ તો અવસ્ય સંભળાય છે; પણ હવે તે ધ્વનિ બંધ થયો હોય એમ જણાય

છે. મને લાગે છે કે, તે દયાળુ અધિકારી વિના માગે જ મને એક બે મિનિટનો વધારે અવસર આપી રહ્યો છે. ઓહ! ઓહ! મૃત્યુ પણ એક કેવી મહાભયંકર વસ્તુ છે અને તેમાં પણ બાત્રીસ વર્ષના વયના તારુણ્યવસંતમાં વિહરતા એક યુવકને માટે તો મરણ જેવી કોઈ ભયાનક વસ્તુ આ વિશ્વમાં છેજ નહિ !" આટલું બોલતાં બોલતાં તે યુવકના શરીરમાં કંપનો આવિર્ભાવ થયો અને તેનું મસ્તિષ્ક ભ્રમવા લાગ્યું. છેવટે પોતાના મસ્તિષ્કની સર્વે શક્તિઓને એકત્ર કરીને તેણે નિરાશાયુક્ત ઉદ્યોગ સહિત તે શિલાલેખપર પોતાની દૃષ્ટિ નાખી અને કહ્યું કેઃ–"બસ, સાહસ અને વીરતાને ધારણ કરીને એક ડગલું આગળ ભરતાં જ મારી આ અવસ્થાનું તત્કાળ પરિવર્ત્તન થઇ જશે! હવે હું સ્વર્ગનો અધિકારી થાઉં કે ભયંકર રૌરવ કિંવા કુંભીપાક જેવા નરકનો નિવાસી થાઉં, પણ આગળ વધવાનો આરંભ તો મેં કરી જ દીધો છે."

આવા પ્રકારના નિશ્ચયપર આવ્યા પછી તે અચકાયો પણ નહિ અને તેણે એક ક્ષણમાત્રનો વિલંબ પણ ન કર્યો. તત્કાળ તેણે પોતાના દીપકવાળા હાથને દીવાલ તરફ આગળ વધાર્યો અને દીપકના પ્રકાશની સહાયતાથી તે નિમ્ન મંત્રને શીઘ્રતાથી વાંચવા લાગ્યોઃ—

"આત્મવિઘાતકની તુરબત જે ભયંકાર અતિ ભાસે છે;
ગૃધ્ર શૃગાલોના ધ્વનિ ભયકર જેનાથી ભવ ત્રાસે છે;
શબભક્ષક શીતલ કીટક જે શબ ભક્ષી ઉલ્લાસે છે;
નરકપાસ જેને શય્યા કરી દર્દુર મહા વિલાસે છે;
કૃષ્ણ કાક જે કબરો ઉપર નિજ પક્ષો ફફડાવે છે;
શબવાહક કંગાલ કર્કટી ધ્વનિ વિચિત્ર સંભળાવે છે;
ભયદ ડાકિની જે સ્થાનોમાં નિજને સદા વસાવે છે;
દરી અસ્થિ પિંજરની કે જે ભય હૃદયે ઉપજાવે છે;
માનવહન્તા નરપશુનાં જે અસ્થિ રખડતાં માર્ગ વિશે;
સ્મશાનવાસી પ્રેતભૂત જે અંધકારમાં સદા દિશે;
એ સમસ્ત વસ્તૂઓના હું અત્યારે દોં શપથ તને;
હે પિશાચ, મારી આજ્ઞાથી, દે નિજ દર્શનલાભ મને!"

તે સાહસી વિદ્યાર્થીના વદનમાંથી જેવો એ મંત્રના અંતિમ અક્ષરનો ઉચ્ચાર થયો, કે તેજ ક્ષણે તે ચમકીને જરાક પાછો હટી ગયો; દીપક તેના હાથમાંથી છૂટીને એક બાજૂએ જઇ પડ્યો અને એક પિશાચપ્રતિમા મનુષ્યના આકારમાં પોતાનાં નેત્રો સમક્ષ ઊભેલી તેના જોવામાં આવી.

એ પિશાચની પ્રતિમામાં ભયંકરતા જેવું કાંઇપણ હતું નહિ; કિંતુ એથી વિરુદ્ધ તેના મુખમંડળમાં એક પ્રકારની શોકચ્છાયા વિસ્તરેલી દેખાતી હતી; કેવળ એટલું જ નહિ, પણ તેના હૃદયમાં કોઇ એક મહાભયંકર અને શાશ્વત જ્વાળા ભડકેલી હોય, એમ પણ સ્પષ્ટ દેખાઇ આવતું હતું, અને તે જ્વાળા તેના હૃદયને બાળીને ભસ્મીભૂત કર્યા કરતી હતી. પરંતુ હા, તેના શરીરમાં એક પ્રકાશમયી તીક્ષ્ણ જ્યોતિનો પણ નિવાસ હતો અને તે જ્યોતિના પ્રકાશથી અત્યારે તે સ્થાન પ્રકાશમય બની જતાં ત્યાંના અંધકારનો લોપ થઈ ગયો હતો. પિશાચરાજે આવતાંની સાથે જ ગંભીર સ્વરથી પ્રશ્ન કર્યો કે:— "મને અહીં આવવાનો પરિશ્રમ તેં શામાટે આપ્યો છે?"

"આ ભયંકર કારાગૃહમાંથી મને મુક્ત કરો; મને જીવનદાન આપો; મારા પ્રાણોને બચાવો!" ફૉસ્ટે અતિશય આર્જવતાથી પ્રાર્થના કરી.

"હું તને આ ભયંકર કારાગૃહમાંથી આ ક્ષણેજ મુક્ત કરીશ; તને જીવનદાન આપીશ; અને તારા પ્રાણોને બચાવીશ!" પિશાચે આશ્વાસન આપ્યું અને એ શબ્દોના ઉચ્ચાર સાથે તે ફૉસ્ટને પોતાના હસ્તપર ઉપાડીને ચપલા પ્રમાણે ચમકાટ કરતો કારાગૃહની છતમાંથી બહાર નીકળી ગયો અને ફૉસ્ટ તેના હસ્તમાં ચેતનહીન અને નિશ્ચેષ્ટ થઈ ગયો.

*  *  *  *

જ્યારે ફૉસ્ટ પાછો શુદ્ધિમાં આવ્યો, તે વેળાયે તેણે પોતાને પોતાના વિટનબર્ગમાંના કૉલેજની સ્હામે આવેલા ગૃહમાં પડેલો જોયો. તેણે પોતાનાં નેત્રો ઉઘાડયાં અને ભયભીત થઈને તે સર્વત્ર દૃષ્ટિપાત કરવા લાગ્યો. એ વેળાયે દિવસના પ્રકાશનો સર્વત્ર વિસ્તાર થઇ ગયો હતો. પરંતુ જ્યારે તેની દૃષ્ટિ કારાગૃહની ગન્દી દીવાલોને બદલે પોતાના મકાનની ચકચકતી તખ્તાબંદીપર પડી અને તેણે જેનાપર તેનાં લેખનવાંચનનાં સાધનો પડેલાં હતાં અને કૉલેજની લાયબ્રેરીમાંથી જે ગ્રંથો તે અભ્યાસમાટે લાવ્યો હતો તે ગ્રંથો પણ જેનાપર પડયા હતા તે પોતાના ટેબલને જ્યારે જોયું, ત્યારે ખરેખર તેના હર્ષનો અતિરેક અને આનંદનો અવધિ જ થઇ ગયો.

તે પોતાના આસનપર બેસીને પોતાના મન સાથે જ વાર્ત્તાલાપ કરતો કહેવા લાગ્યો કે;—"ખરેખર એ એક સ્વપ્ન અને તે પણ વળી મહાભયાનક સ્વપ્ન હતું! અને એ સ્વપ્નના યોગે હું અત્યંત ભયભીત થઇ ગયો છું. પણ હવે મારા મનમાં એજ વિચાર થયા

કરે છે કે, એ સ્વપ્નમાં મેં શું શું જોયું ? હા, ઠીક સ્મરણ થયું; હું જાણે કે એક મહાભયંકર અને અંધકારમય કારાગૃહમાં પૂરાયલો હતો અને મારા તે કારાગૃહવાસને છ મહિના જેટલો સમય વીતી ગયો હતો. મારી સર્વ આશાઓનો અનુક્રમે લોપ થતો ગયો; પણ તે પછી મેં શું જોયું ! ઓ પવિત્ર મેરી ! તેના સ્મરણથી અત્યાર સુધી મારા શરીરમાં કંપનો આવિર્ભાવ થયા કરે છે;–તે પછી મેં જોયુ કે, અમુક એક મંત્રને ઉચ્ચારીને મેં એક પિશાચને બોલાવ્યો, તે પિશાચે એક પળ માત્રમાં મને તે કારાગૃહમાંથી મુક્ત કરી દીધો; અને તે પણ એક એવી અણીની વેળાયે કે જે ક્ષણે કારાગૃહનો અધિકારી મને ન્યાયાધીશ સમક્ષ લઇ જવામાટે મારા ઓરડામાં આવવાની તૈયારીમાં હતો. પરંતુ હે પરમાત્મન્ ! હું તને કોટિશઃ ધન્યવાદ આપું છું કે, એ કેવળ એક સ્વપ્ન જ હતું; કેવળ અનિષ્ટ ધ્યાનોનું પરિણામ માત્ર હતું. હવે હું મારી પ્રિયતમા થેરેસા પાસે જઇશ અને તેને પણ મારા આ મહાભયાનક સ્વપ્નનો સમસ્ત વૃત્તાંત કહી સંભળાવીશ. મારા એ સ્વપ્નનો વૃત્તાંત સાંભળતાંજ તે કોમળહૃદયા બાળાનાં નેત્રોમાંથી અવશ્ય અશ્રુનો પાત થવા માંડશે. અરે, એ સ્વપ્નમાં પણ મારે જે અસહ્ય કષ્ટોને સહન કરવાં પડયાં છે, તે કષ્ટોને હું અદ્યાપિ ભૂલી શકતો નથી અને જાણે એ ઘટના ખરેખર જ બની હોયની ! એવો જ અત્યાર સુધી મને ભાસ થયા કરે છે; પણ હશે; મારે હવે થેરેસાની પાસે સત્વર જ જવું જોઇએ.”

આ પ્રમાણે બોલીને ફૉસ્ટ મંદતાથી હસ્યો અને પોતાના આસનપરથી ઉઠીને દ્વારની દિશામાં ચાલવા લાગ્યો; પરંતુ અચાનક પોતાની દીન પર્યંકશય્યાપરની મચ્છરદાનીની છાયામાં જ્યારે તેણે તે જ પિશાચને ઊભેલો જોયો અને તેથી તે વેળાયે તેના હૃદયમાં જે ભય અને તેના આત્મામાં જે ભયંકર આઘાત થયો, તેનું યથાર્થ વર્ણન કરવાની કોઇની પણ લેખિની કિંવા જિવ્હામાં લેશ માત્ર પણ શક્તિ હોય, એવી અમારી માન્યતા નથી. એ પિશાચને જોતાં જ ફૉસ્ટનું મસ્તિષ્ક ચક્રાકાર ભ્રમણ કરવા લાગ્યું અને જો પાસેના ટેબલને તેણે ન પકડી લીધું હોત, તો અવશ્ય તે પૃથ્વીપર પછડાઈ પડયો હોત, એમાં લેશ માત્ર પણ સંશય નહોતો. તે નિઃશ્વાસ નાખીને બોલ્યો કે;–“ત્યારે હે પરમાત્મન્ ! એ કેવળ સ્વપ્ન તો નહોતું જ ને ? એને સ્વપ્ન માન્યું એ મારી કેવળ ભ્રાન્તિ જ હતી ને ?”

હવે પિશાચ પોતાના બન્ને હાથોને છાતીપર અદબની પેઠે રાખીને ધીમે ધીમે ફૉસ્ટ પાસે આવ્યો. એ વેળાયે તેના ઓષ્ઠોમાં

ઘૃણાયુક્ત મંદ હાસ્ય સ્પષ્ટ દેખાતું હતું; કે જે ઓષ્ઠોમાં પ્રથમ કેવળ શોકની છાયા જ દેખાતી હતી. આ વેળાયે તે જાણે ધૂમ્રના મધ્યમાં ઉભો હોયની એવી રીતે તેનો આકાર વિલક્ષણ અને અંધુક દેખાતો હતો. તેણે ફૉસ્ટની પાસે આવીને એવા તો ગહન અને ગંભીર સ્વરથી વાર્ત્તાલાપનો આરંભ કર્યો કે, તેના યોગે વિદ્યાર્થી ફૉસ્ટનું હૃદય ભયંકરતાથી કંપવા લાગ્યું. પિશાચ બોલ્યો;–"નહિ, તારૂં એ સ્વપ્ન નહોતું, કિન્તુ એ એક સત્ય ઘટના જ હતી; અને વળી સત્ય ઘટના પણ એવા પ્રકારની કે, જો ભવિષ્યમાં તું પોતાના જીવન અને સંસારનાં અસંખ્ય સુખોની આકાંક્ષા રાખીશ, તો તું સદાને માટે મારો આજ્ઞાધારક દાસ થઈ જઇશ. પરંતુ હજી પણ કાંઈ બગડી ગયું નથી; જો તારી ઇચ્છા હોય, તો હજી પણ તું મારી સહાયતાનો અસ્વીકાર કરી શકે એમ છે અને મને અહીંથી દૂર કરીને કેવળ પોતાના ભાગ્યપર આધાર રાખી શકે એમ છે."

એના ઉત્તરમાં ફૉસ્ટે જણાવ્યું કે; "તું કહે છે કે, હજી પણ કાંઇ બગડી ગયું નથી, તો હવે મને તારી સહાયતાની કશી આવશ્યકતા પણ નથી. મારા ભવિષ્યનાં સર્વ આનંદ અને સત્ય સુખોને હું કદાપિ ત્યાગી દેવાનો નથી; નહિ, હવે હું તારી કોઈ પણ પ્રકારની સહાયતા લેવા ઇચ્છતો નથી. તું હવે અહીંથી ભલે આ ક્ષણે જ પ્રયાણ કરી જા, અને મારી દૃષ્ટિથી સદાને માટે દૂર થા."

"જો તારી એવીજ ઇચ્છા હોય, તો મારો એક શબ્દ સાંભળી લે;" પિશાચે ભયંકર વાણીથી કહ્યું, "જો તું મારી સહાયતાનો અસ્વીકાર કરતો હોય અને મને પોતા પાસેથી દૂર કરવા જ માગતો હોય તો તારે આ ક્ષણે જ પુનઃ પેલા ભયંકર કારાગૃહમાં જવામાટે તૈયાર થવું જોઇએ. ત્યાંથી તને ઘસડીને ન્યાયમંદિરમાં લઇ જવામાં આવશે અને ન્યાયમંદિરમાંથી તારો વધસ્થાનમાં જવાનો માર્ગ બહુ જ અલ્પ હોવાથી મૃત્યુ તારાં સર્વ સુખ અને દુઃખોનો એક પળ માત્રમાં જ અંત લાવી દેશે!"

એના ઉત્તરમાં ફૉસ્ટે દૃઢતા રાખીને જણાવ્યું કે;—"એ સર્વ સંકટોને સહન કરવાનું મારામાં સંપૂર્ણ સામર્થ્ય છે; કારણ કે, ઇશ્વર મને કદાપિ વિસારી દેવાનો નથી. તે સર્વ શક્તિમાનમાં હવે મારો વિશ્વાસ દૃઢતાથી બંધાતો જાય છે. જો સર્વસત્તાધીશ પરમાત્મા જ મારો સહાયક હશે, તો કોઇવાર થેરેસા પણ અવશ્ય મારી પ્રાણેશ્વરી થઇ જશે."

ઘૃણામંડિત હાસ્ય કરીને પિશાચ કહેવા લાગ્યો કે;—"મૂર્ખ-

શિરોમણિ અને કૃતઘ્ન તરુણ ! તું શું એમ ધારે છે કે, જે, જર્મનીના એક મહાબલિષ્ટ અને શ્રેષ્ઠ પુરુષની દુહિતા છે અને જેનું એક રાજ-કુમાર સાથે સગપણ થઈ ચૂક્યું છે, તે તારા જેવા એક છ છ મહિનાથી અદૃશ્ય થએલા અને તુચ્છ દરિદ્રી વિદ્યાર્થીના ધ્યાનમાં નિમગ્ન થઇને બેસી રહી હશે ? તેના પિતાએ તારી આ અદૃશ્યતાની કથા શું એવા રૂપમાં પોતાની પુત્રીને નહિ કહી સંભળાવી હોય કે, તું તો કોઇ અન્ય અબળાનો અનુરાગી હતો અને તેથી અન્ય દેશમાં જઇને તે અબળા સાથે તેં લગ્નસંબંધ પણ કરી લીધો છે ? થેરેસા તારા કારાગૃહવાસની કથાને જાણતીજ નથી; તે તો માત્ર એટલુંજ જાણે છે કે, તું તારા ગૃહમાંથી અચાનક અદૃશ્ય થઈ ગયો છે. છતાં આવી અવસ્થામાં પણ, હે મૂઢમતિ વિદ્યાર્થી ! તું એમજ માની બેઠો છે કે, તે તારી આશા રાખીને જ બેસી રહી હશે? આમ થવું સર્વથા અશક્ય અને અસંભવનીય છે, અને એ વિચારાંતે તું પોતે પણ જાણી શકે એમ છે. મૃત લોકની એક અબળા આવી ઉદારતા અને આવી દૃઢતા કદાપિ બતાવી શકેજ નહિ. ”

પિશાચના આ વાદને સાંભળીને ફ્રૌસ્ટ કહેવા લાગ્યો કે;— “ મારી પ્રાણેશ્વરી થેરેસાના મનમાં મારા વિશેનો કશો પણ વિચાર નથી, એ વાર્ત્તા મારા જાણવામાં આવી જાય; તેનું હૃદય મારાથી ફરી ગયું છે, એ વિશેનો મને વિશ્વાસ બંધાઇ જાય અને તેના હૃદય-મંદિરમાં કોઇ અન્ય પુરુષના પ્રેમની સ્થાપના થઇ ચૂકી છે, એ વિશે મારો દૃઢ નિશ્ચય થઇ જાય; તો હું તારી આજ્ઞાને ઇચ્છાપૂર્વક સ્વીકારવાને તૈયાર છું અને ત્યાર પછી મારાપર જે કાંઈ વીતશે, તેને હું સહન કરી લઇશ. જો હું તારો દાસ થઇશ, તો મને ધન અને બળ ઉભય વસ્તુઓની પ્રાપ્તિ થશે અને એ વસ્તુઓ પ્રાપ્ત થતાંની સાથેજ હું મારા વૈરીઓ પાસેથી વૈરનો બરાબર બદલો લઇશ; પછી તે વૈરી આર્ક ડયૂક લિયોપોલ્ડ પોતે હોય, તો તેની પણ મને દરકાર નથી ! પરંતુ ઓ વિશ્વાસઘાતક પિશાચ, તારા વચનમાં મારો વિશ્વાસ બંધાતો નથી; કારણ કે, તું તારા કથનના એક પણ અક્ષરને પ્રમાણથી સિદ્ધ કરી શકતો નથી. નહિ નહિ; થેરેસા અદ્યાપિ પોતાના વચનમાં દૃઢ હશે જ, એમ મારી મનોદેવતા મને વારંવાર કહ્યા કરે છે. ”

“ જ્યારે તારો મારા વચનમાં વિશ્વાસ જ નથી, તો પછી પોતાના બળને પ્રકટ કરી બતાવવાથી મને શો લાભ થવાનો હતો વારુ ? ” પિશાચે કિંચિત્ ભયાનક થઇને કહ્યું.

“ હે પિશાચ, હું પ્રતિજ્ઞા કરૂં છું કે, જો તું તારા કથન પ્રમાણે




"......ત્યાં પહોંચવાને તે વેગથી દોડયો, પરંતુ પ્રબળ પિશાચે તેને ત્યાંજ રોકી રાખ્યો......"

મારી પ્રિયતમા થેરેસાને નિઃશીલ અને અપ્રામાણિક સિદ્ધ કરી બતાવીશ, તો હું અને મારો આત્મા બન્ને તારા વશમાં થઈ જઇશું; પણ એથી મને એટલો લાભ તો અવશ્ય મળશે કે, જ્યાં સુધી હું આ સંસારમાં રહીશ, ત્યાં સુધી ધન, બળ, પ્રતિશોધ અને પ્રિયતમા થેરેસા તો મારા અધિકારમાં રહેશે !" ફૉસ્ટે જોશમાં આવી જઇને એ પ્રમાણેનાં વચનો ઉચ્ચાર્યાં.

પિશાચ તેનાં એ વચનોને પકડીને કહેવા લાગ્યો કે;—"અને જો તારી ઇચ્છા પ્રમાણેજ મારા કથનનું પરિણામ તારા જોવામાં આવી જાય, તો શું તું મારા અનુમતિપત્ર અથવા કરારનામામાં પોતાના હસ્તાક્ષરો કરી આપવાને તૈયાર રહીશ કે ?"

"હા હા, એ તો મેં પ્રથમથીજ જણાવી દીધું છે કે, હું તત્કાળ તારા અનુમતિપત્રપર મારા હસ્તાક્ષર કરી આપીશ." ફૉસ્ટે કોઇ પણ પ્રકારની આનાકાની વિના અનુમોદન આપી દીધું.

"જેવી તારી ઇચ્છા છે, તે પ્રમાણેનું જ પરિણામ થશે." આમ કહીને પિશાચે પોતાના દક્ષિણ બાહુને બારી તરફ લંબાવ્યો અને ત્યાર પછી નિમ્નલિખિત મંત્રનો પોતાના મુખથી ઉચ્ચાર કર્યો:—

"વસી રહ્યો જે મંત્રમહીં છે અગમ્ય સત્તાનો અધિકાર,
જે જાદૂના નામ માત્રથી ગર્ભગલિત છે આ સંસાર;
તે જાદૂના શપથ આપીને કરૂં તને આજ્ઞા આ વાર,
બતાવ થેરેસા, અત્યારે તારો જે હોયે અવતાર !"

પિશાચના એ મંત્રોચ્ચારની સમાપ્તિ થતાં જ તે બારીની સ્હામે કાળા મેઘોની એક ઘટા છવાઈ ગઇ અને ત્યાર પછી જ્યારે તે મેઘોની ઘટા અદૃશ્ય થઈ ગઇ, તે વેળાયે ત્યાં રોઝેન્થેલ દુર્ગમાંનો એક ઓરડો દેખાવા લાગ્યો કે જે ઓરડામાંના એક પૌરસ્ત્ય દેશીય આસનપર સુંદરી થેરેસા બેઠેલી દેખાતી હતી. તેના દીર્ઘ અને સુવર્ણરંગીય કેશોની સુંદર લટો તેની સુકોમળ અને શોભાયમાન ગ્રીવાની આસપાસ વિખરાયલી પડી હતી અને તેનાં ચપળ નેત્રો પોતાની ચપળતાને ત્યાગી સ્થિરતાથી તેના મૃદુ હસ્તમાંના એક ચિત્રના અવલોકનમાં તલ્લીન થએલાં દૃષ્ટિગોચર થતાં હતાં.

એ દૃશ્યને જોતાં જ ફૉસ્ટ એક ઉન્મત્ત મનુષ્ય પ્રમાણે પોકાર કરીને કહેવા લાગ્યો કેઃ-"હા, એજ, મારી થેરેસા એ જ છે !" આટલું બોલીને પિશાચમંત્રના બળથી જ્યાં તે છબિ દેખાતી હતી ત્યાં પહોંચવાને તે વેગથી દોડ્યો, પરંતુ પ્રબળ પિશાચે તેને ત્યાં જ

રોકી રાખ્યો અને કિંચિન્માત્ર પણ આગળ વધવા દીધો જ નહિ. ફૌસ્ટ પોતાને તેના હાથમાંથી છોડાવવાનો પ્રયત્ન કરીને કહેવા લાગ્યો કેઃ—"મને મારી પ્રિયતમા પાસે જવા દે; મને તેની પાસે જતો ન અટકાવ; મને છોડી દે !"

પિશાચ તેને વિશેષ ભ્રાન્તિમાં નાખવાના ઉદ્દેશથી સુંદર અને મૃદુ સ્વરથી કહેવા લાગ્યો કેઃ—"અરે ઉન્મત્ત, કિંચિત્ ધૈર્યને ધારી લે; એ થેરેસા અત્યારે તારા પ્રતિસ્પર્ધીની એટલે કે પોતાના અન્ય પ્રેમીની છબિને નિહાળતી બેઠી છે. જરા જો તો ખરો કે, તેનાં નેત્રો એ છબિના નિરીક્ષણમાં કેવાં તલ્લીન થએલાં છે ! અરે જો જો, હવે તો તે એ પ્રતિમાને પોતાના હૃદય સાથે ચાંપી રહી છે ! અહા, એ યુવતીનો પોતાના પ્રેમી પુરુષમાં કેટલો બધો પ્રેમ જડાયલો છે ! ખરેખર થેરેસાએ પોતાના હૃદયમાંથી તને તો સર્વથા વિસારી જ દીધો છે, તેનું હૃદય અન્ય પુરુષના પ્રેમમાં નિમગ્ન થયું છે !!"

ફૌસ્ટ અત્યંત શોકાચ્છાદિત સ્વરથી બોલ્યો કે;—"ખરેખર, પિશાચ, તારામાં આવા ચમત્કારોને પ્રત્યક્ષ કરી બતાવવાની અદ્ભુત શક્તિનો નિવાસ છે; અને હવે મારો તારા વચનમાં લેશ માત્ર પણ અવિશ્વાસ નથી. તારાં સર્વ વચનો સત્ય છે અને થેરેસા સર્વથા કૃતઘ્ન જ નીવડી છે ! આવા પ્રેમને હું દૂરથી જ દંડવત્ પ્રણામ કરૂં છું; હું ધૂર્ત નારીજાતિને ધિક્કારૂં છું !!"

એ પછી તે દૃશ્ય મંદ અને અંધુક થવા લાગ્યું અને ધીમે ધીમે પુનઃ ત્યાં એક કૃષ્ણ મેઘનો આકાર દેખાયો. ત્યાર પછી તે મેઘઘટા પણ અદૃશ્ય થવા લાગી અને બે ચાર પળમાં તો તે બારી તેની પૂર્વ અવસ્થામાં જ દૃષ્ટિગોચર થઈ. ફૌસ્ટ જાણે થોડીવારને માટે પિશાચની ઉપસ્થિતિને સર્વથા ભૂલી જ ગયો હોયની ! તેની પેઠે એકદમ ઉદ્ગાર કાઢવા લાગ્યો કે;—"ખરેખર, આમ થવું જ જોઈતું'તું ! હવે સમસ્ત ભેદ મારા જાણવામાં આવી ગયો ! જે કાંઈ થયું છે તે પ્રકૃતિના નિયમ પ્રમાણે જ થયું છે. થેરેસાએ એમ જ ધારી લીધું હશે કે, ફૌસ્ટ મારા પ્રેમને ભૂલી ગયો છે; કારણ કે, ગત છ માસના કાલાવધિમાં હું તેને મળ્યો પણ નથી તેમજ તેનાપર એકાદ પ્રેમપત્રિકા પણ પાઠવી નથી; એટલે પછી એવી ઘટનાનું પરિણામ આવા પ્રકારનું થાય, એમાં આશ્ચર્ય શું હોઇ શકે વારૂ ? મારા કારાગૃહવાસની વાર્ત્તાથી તેને અજ્ઞ રાખવામાં આવી હતી અને તેને એમ જણાવવામાં આવ્યું હતું કે, ફૌસ્ટે તો બીજી કોઇ સ્ત્રી સાથે લગ્નસંબંધ કરી લીધો છે. આ કારણથી જ થેરેસાનું હૃદય મારા પ્રેમથી

વિરક્ત થએલું હોવું જોઇએ અને તેણે મારી પાસેથી મારી એ કૃતઘ્નતાનો બદલો લેવામાટે એવા એક પુરુષ સાથે પ્રેમસંબંધ રાખ્યો કે જે પુરુષ મારા કરતાં પણ તેનામાં અધિક પ્રેમ રાખનારો હતો.”

પિશાચે તેની એ હૃદયદુર્બળતાનો તત્કાળ લાભ લઇ લેવાના ઉદ્દેશથી કહ્યું કે;–“મારા વચનની સત્યતાનો મેં તને તારી ઇચ્છા પ્રમાણે સાક્ષાત્કાર કરાવી દીધો છે, એટલે હવે તું મને શું ઉત્તર આપે છે? તું મારો આજ્ઞાધારક અનુયાયી થવાને તૈયાર છે કે કેમ?”

“શું હું તારો આજ્ઞાધારક અનુયાયી થઈ જાઉં?” ફૉસ્ટ અત્યંત આવેશમાં આવીને બોલવા લાગ્યો;–“નહિ, નહિ, એમ થવાનું જ નથી. મેં તને કાંઈ એવા પ્રકારનું વચન આપ્યું નથી; અને જ્યારે મારી પ્રાણેશ્વરી થેરેસાનું હૃદય મારાથી ફરી ગયું છે, તો પછી મારા જીવિત રહેવાથી પણ મને શો આનંદ મળવાનો હતો વારુ? બસ, થઇ ચૂક્યું; મને ભલે હવે પાછો તે ભયંકર કારાગૃહમાં લઇ જા! પ્રેમહીન શુષ્ક સાંસારિક જીવન કરતાં કારાગૃહવાસ વિશેષ ઉત્તમ છે, એમાં તો લેશ માત્ર પણ શંકા નથી જ.”

“અસત્યવાદી અને દુર્ભાગી યુવક! તારા જેવો એક ભીરુ અને કાયર પુરુષ સાહસને ધારણ કરી ફાંસીના માચડાપર જઇને દૃઢતાથી ઉભો રહે એ કદાપિ શક્ય હોઈ શકે ખરૂં કે? તું હજી એ જાણતો નથી કે, તારા માટે ફાંસીનો માચડો તૈયાર છે અને જો તું મારો અનુયાયી ન થાય, તો થોડા સમયનો જ તારા માટે આ સંસાર છે.” પિશાચે તેના હૃદયમાં ભયનો પ્રવેશ કરાવ્યો.

પિશાચના એ શબ્દો સાંભળતાં જ ફૉસ્ટની શિરાઓમાંનું રક્ત ભયના યોગે શીતલ થઇ ગયું અને તે કષ્ટના ભયથી કમકમીને મંદ સ્વરથી કહેવા લાગ્યો કે:–“પિશાચ, એ કષ્ટોને સહન કરવાની શક્તિનો મારામાં સર્વથા અભાવ જ છે, એ તું મને સપ્રમાણ સિદ્ધ કરી બતાવ, તો પછી હું તારો આજ્ઞાધીન દાસ થવાને તૈયાર છું.”

“જો એમ જ હોય, તો એમાટેની તું મારા સમક્ષ પ્રતિજ્ઞા કર કે જેથી તું પાછો પોતાના વચનથી ફરી ન જાય.” પિશાચે જણાવ્યું.

“હું પ્રતિજ્ઞા કરૂં છું કે, હવે હું મારા વચનથી કદાપિ ફરીશ નહિ.” ફૉસ્ટે પિશાચની આજ્ઞા પ્રમાણે પ્રતિજ્ઞા પણ કરી.

“બહુ સારૂં; ત્યારે તારી એ ઇચ્છાને પણ હું પૂરી કરી બતાવું છું;” એ પ્રમાણે કહીને પિશાચે પુનઃ પોતાના દક્ષિણ બાહુને બારી

તરફ લંબાવ્યો અને તેની સાથે નિમ્ન લિખિત મંત્રનો ઉચ્ચાર પણ કર્યો:-

" વસી રહ્યો જે મંત્રમહીં છે અગમ્ય સત્તાનો અધિકાર,
જે જાદૂના નામ માત્રથી ગર્ભગલિત છે આ સંસાર;
તે જાદૂના શપથ આપીને કરૂં તને આજ્ઞા આ વાર,
દશ્ય આવ ફાંસીનું અહીં તું બતાવ ભીતિજનક આકાર ! "

તેના આ મંત્રોચ્ચારની સમાપ્તિ થતાંજ પુનઃ બારીમાં કૃષ્ણ મેઘની ઘટા દેખાવા લાગી અને ત્યાર પછી જ્યારે ધીમે ધીમે તે મેઘ-ઘટા અદશ્ય થઇ ગઇ, એટલે તે દીન વિદ્યાર્થી ફૉસ્ટને કારાગૃહની સ્હામેનું એક વિશાળ મેદાન દેખાયું. એ મેદાનમાં લોકોની બહુ જ મોટી ભીડ જામેલી હતી, સર્વ લોકોની દૃષ્ટિ, તેમના મધ્યમાં ઊભા કરેલા ફાંસીના માચડામાં જ લાગી રહી હતી; અને એ માચડાની પાસેજ જલ્લાદો પોતાનાં શસ્ત્રાસ્ત્રથી સજ્જિત થઇને આમ તેમ ભ્રમણ કરતા દેખાતા હતા. અર્થાત્ ત્યાં એક માનવહત્યાના કાંડ-માટેની સર્વ તૈયારીઓ થઇ ચૂકી હતી અને માત્ર બલિદાનના આવવાનો જ વિલંબ હતો.

ફૉસ્ટ આ ભયંકર દશ્યને જોઇને ગર્ભગલિત થઇ ગયો અને તેના ધૈર્યનો અંત થવાથી તે પોકાર કરીને બોલ્યો કે;-" બસ, બહુ થયું; હવે મારાથી આ ભયંકર દશ્ય જોઈ શકાતું નથી ! " આમ બોલતાંની સાથે તેણે પોતાની દૃષ્ટિને તે દશ્યમાંથી ફેરવીને અન્ય દિશામાં વાળી દીધી.

' નહિ; હજી, એ સર્વ તૈયારીઓ તારા પોતાના પ્રાણનાશ-માટેજ કરવામાં આવી છે, એનો પણ સંપૂર્ણ નિશ્ચય કરી લે કે જેથી વળી પાછી તારા મનમાં કોઇ પણ પ્રકારની શંકા ન રહી જાય. " પિશાચે તેના નિશ્ચયને દઢ કરાવવામાટે કહ્યું.

ફૉસ્ટે પુનઃ તે હૃદયદ્રાવક અને ભીષણ દશ્ય પ્રતિ દૃષ્ટિપાત કર્યો અને તે વેળાયે ત્યાં એકત્ર થએલા જનસમુદાયના મધ્યમાં એક મનાદી ફેરવનારને તેણે ઉભેલો જોયો. મનાદી બોલનારે પ્રથમ પોતાના હાથ-માંની ઘંટાનો નાદ કર્યો અને ત્યાર પછી તે સર્વના સાંભળવામાં આવી શકે તેવા બળવાન્ સ્વરથી બોલવા લાગ્યો કે;-" ફૉસ્ટના આત્માના કલ્યાણમાટે ઇશ્વરની પ્રાર્થના કરો; કારણ કે, તેને આજે મધ્યાન્હ કાળે તેના ભીષણ અપરાધના કારણથી મૃત્યુદંડ આપવામાં આવશે. તેના આત્માના કલ્યાણમાટે પ્રભુની પ્રાર્થના કરો, ભાઈ ! પ્રાર્થના કરો ! "

"મને બચાવી લે; મને હવે સત્વર બચાવી લે!" ફૉસ્ટે ગોઠણુ-મંડીએ પડી પ્રેમથી પિશાચના હસ્તને પોતાના હસ્તમાં લઇને અત્યંત આર્જવતાથી એ શબ્દો ઉચ્ચાર્યા.

"હું તને બચાવીશ!" પિશાચે આશ્વાસન આપ્યું; "આજથી ચોવીસ વર્ષ પર્યન્ત તારી ઇચ્છિત બલિષ્ટતા, સંપત્તિ અને તારી પ્રિયતમા થેરેસા તારા સ્વામિત્વમાં રહેશે; અને એ ચોવીસ વર્ષનો અવધિ જે દિવસે પૂરો થશે, તે દિવસે તારે મારા દાસત્વનો એક પણ શબ્દ ઉચ્ચાર્યા વિના તત્કાલ સ્વીકાર કરવો પડશે; કબૂલ છે?"

"કેવળ ચોવીસ વર્ષમાટે જ એ વસ્તુઓ મારા અધિકારમાં રહેશે? એથી અધિક અવધિમાટે નહિ જ કે?" ફૉસ્ટે પ્રશ્ન કર્યો.

"ચોવીસ વર્ષ કરતાં વિશેષ એક પળ માત્રને માટે પણ નહિ." પિશાચે પ્રત્યુત્તર આપ્યું; "અને એ ચોવીસ વર્ષના કાલાવધિ પર્યન્ત હું તારો આજ્ઞાધીન દાસ થઇ રહીશ."

"સત્તા, સંપત્તિ, પ્રતિહિંસા અને પ્રીતિ–થેરેસાની રતિ! ઓહ, આ વસ્તુઓ કાંઇ સાધારણ નથી!" વિદ્યાર્થી ફૉસ્ટે ઉદ્ગાર કાઢ્યા અને એ વેળાયે તેનું હૃદય ઉન્માદયુક્ત આવેગથી ઉછાળા મારી રહ્યું હતું. "આનાથી વિશેષ બીજું શું જોઇએ વારૂ? હું તારી ઇચ્છાને સ્વીકારૂં છું; તારા વચનને મસ્તકે ધારૂં છું!"

તેના મુખમાંથી આ શબ્દો નીકળતાં જ પિશાચે પોતાનાં વસ્ત્રો-માંથી એક લખેલો કાગળ કાઢીને ટેબલપર રાખ્યો અને તે કાગળ પ્રતિ અંગુલીનિર્દેશ કરીને ફૉસ્ટને કહ્યું કે;–"આ અનુમોદનપત્રપર તારા હસ્તાક્ષર કરી આપ!"

પ્રાણ જવાના ભયથી ગભરાઇ ગએલા અને મહત્ત્વાકાંક્ષાના બળથી અંધ થએલા યુવક વિદ્યાર્થીના સર્વ અવરોધોનો અંત આવી ગયો અને તેથી તેણે જરા પણ આનાકાની ન કરતાં પિશાચના તે કરારનામાપર પોતાના અક્ષરોથી પોતાનું નામ લખી આપ્યું.

જે ક્ષણે એ આત્મવિનાશક પિશાચપત્રિકામાં તે વિદ્યાર્થીના હસ્તાક્ષર લખાયા, તે ક્ષણે જ વિટનબર્ગ નગરપર ભયંકર મેઘઘટા છવાઇ ગઇ, તે મેઘોની ભયંકર ગર્જના થવા લાગી, ચપળા ચમકવા લાગી, ઝંઝાવાતનો આરંભ થયો, આકાશપ્રદેશ અંધકારમય થઇ ગયો અને એક મહાભયાનક અવસ્કંદ (તૂફાન) ની બળ અને વેગપૂર્વક વૃદ્ધિ થવા લાગી.

આ દૃશ્યને જોઇને ફૉસ્ટ પશ્ચાત્તાપ કરતો બોલ્યો કે;–"હાય, હું કેવો દુર્ભાગી! આ મેં અત્યારે શું કરી નાખ્યું!"

એટલામાં પિશાચના ઘૃણાયુક્ત અને ભયાનક અટ્ટહાસનો ધ્વનિ તેનાં શ્રવણોમાં આવીને અથડાયો, કે જે તેનાં શ્રવણોમાંથી થઇને તેના હૃદયપર્યન્ત જઇ પહોંચ્યો અને તેણે તેના હૃદયમાં એક એવો તો આઘાત કરી દીધો કે, તે આઘાત અસહ્ય થવાથી તેના યોગે ફ્રૉસ્ટ ચેતનહીન થઇને પોતાના ઓરડાના ફર્શપર પછડાઇ પડ્યો.

---

# પ્રકરણ ૧ લું

## રજ્જુ અને કૃપાણ

ઈ. સ. ૧૪૯૩ ના ઑગસ્ટ માસનો મધ્યકાળ એટલે કે ૧૫ મી તારીખનો દિવસ હતો. એ દિવસનો સૂર્ય અસ્તાચલમાં જવાની તૈયારીમાં હતો અને વિભાવરીના અંધકારનો મંદ મંદ વિસ્તાર થતો જતો હતો, તે વેળાયે એકલો એકાટ એક અશ્વારોહી કેમ્બર્ગ નામક એક ગામડામાંના એક પથિકાશ્રમ આગળ આવ્યો અને ત્યાં તેણે પોતાના અશ્વને થોભાવ્યો.

એ યુવક અશ્વારોહીની અવસ્થા બહુધા ત્રેવીસ વર્ષથી વિશેષ તો નહોતી જ. જો કે તેના શરીરનો આકાર ઘાટીલો અને મુખમંડળ અતિશય સુંદર તો નહોતાં જ; છતાં તેને કોઇ પણ પ્રકારે બેડોળ અને કુરૂપ કહી શકાય તેમ પણ નહોતું. અને હા, તેના મુખમંડળ તથા વાર્ત્તાલાપમાં જે એક અદ્વિતીય વિશિષ્ટતા હતી તે એ કે જે કોઇ પણ તેના સમાગમમાં આવતું હતું તે તેના વાર્ત્તાલાપથી તત્કાળ મુગ્ધ થઇ જતું હતું. તેનાં વસ્ત્રોને જોતાં એવું જ અનુમાન કરી શકાતું હતું કે, તે અત્યંત ધનાઢ્ય પણ નહોતો તેમજ અત્યંત કંગાલ પણ નહોતો; પરંતુ તેની રીતિનીતિ અને વાણી આદિ એવા પ્રકારનાં હતાં કે, તેમને જોતાં અવશ્ય તે કોઈ ઉચ્ચ કુલનો જ અલંકાર હોવો જોઇએ, એવા અનુમાનપર આપણને આવવું પડતું હતું.

જો કે તે એક હૃષ્ટપુષ્ટ યુવક નહોતો, તોપણ પોતાના દૃઢ શરીરના યોગે પોતાના સમાનવયસ્ક યુવકો કરતાં કાંઇક વધારે જ બળવાન્ દેખાતો હતો; અને ખરેખર તે એક બળવાન્ યુવક હતો પણ ખરો. તેના લાંબા અને કાળા વાળો ડોકપર આવીને વળી ગએલા હતા, તેની દાઢી મૂંડેલી હતી અને તેની ન્હાની ન્હાની મૂછો ઘણીજ સફાઇથી નીચી વળેલી હતી. તેનાં વિશાળ નેત્રોમાં એક પ્રકારનો વિશિષ્ટ ચમકાટ દેખાતો હતો અને તેનો ભાલપ્રદેશ વિશાળ તથા તેજસ્વી હતો.

તેની મુખાકૃતિમાં કાંઈક ગર્વિષ્ટતાની છટા દેખાતી હતી, પરંતુ તે છટા તેનાં વસ્ત્રોના યોગે તેને શોભાવનારી થતી નહોતી. એ યુવકના કમરપટામાં એક તલ્વાર લટકેલી હતી અને ઘોડાના જીનનાં બન્ને બાજૂનાં એ ખાનાંમાં જૂના વખતના બે તમંચા રાખેલા જોવામાં આવતા હતા. તેણે પોતાના અશ્વને પથિકાશ્રમ આગળ થોભાવતાંજ તે પથિકાશ્રમનો સ્વામી તેને અશ્વપરથી ઊતરવાના કાર્યમાં સહાયતા આપવામાટે ઝટ ત્યાં દોડી આવ્યો, પરંતુ એ યુવકે તેને દૂર રહેવાનો ઈશારો કરી દીધો અને પોતે પોતાના અશ્વની પીઠપર જ આસનને દૃઢ કરીને આગળની પેઠે જ બેસી રહ્યો. એ પછી તેણે તે પથિકાશ્રમના સ્વામી સાથે નમ્ર શબ્દોમાં કેટલોક વાર્ત્તાલાપ કર્યો, પરંતુ તેની એ નમ્રતા બિલ્કુલ બનાવટી હોય, એમ સ્પષ્ટ જણાઈ આવતું હતું. તેણે પથિકાશ્રમના સ્વામીને પ્રથમ પ્રશ્ન તો એ જ પૂછ્યો કેઃ—" મારા ભલા મિત્ર ! વિટનબર્ગ અહીંથી કેટલુંક દૂર હશે વારૂ ? "

એના ઉત્તરમાં તે પચાસ વર્ષના વયના દેખાતા અને પ્રભાવશાળી પથિકાશ્રમસ્વામીએ જણાવ્યું કેઃ—" લગભગ ત્રણ ગાઉ; પણ રસ્તો ઘણો જ ખરાબ છે, એટલું જ નહિ, પણ રસ્તામાં ચોર અને લુટારાનો પણ બહુજ ત્રાસ છે. ફાધર થિયૅાડોસિયસ્ ! કેમ, મારૂં આ કહેવું ખરૂં છે કે નહિ વારૂ ? "

અંતિમ શબ્દો તેણે એક લાંબા, દૂબળા પાતળા અને બુઢ્ઢા પાદરીને ઉદ્દેશીને ઉચ્ચાર્યા હતા કે જે પાદરી તે પ્રવાસીના આવવાથી જે ટેબલપર તે પથિકાશ્રમના સ્વામી સાથે ગપાટા હાંકવાના અને મદિરા પીવાના કામમાં રોકાયલો હતો, તે ટેબલને છોડીને અત્યારે પથિકાશ્રમના સ્વામી પાસે આવીને ઊભો રહ્યો હતો. પથિકાશ્રમના સ્વામીનો એ પ્રશ્ન સાંભળતાં જ તેણે તે અશ્વારોહી યુવકને અત્યંત ઉત્સુકતાથી નિરખવાનો આરંભ કર્યો અને ત્યાર પછી મંદ હાસ્ય સહિત, કે જે હાસ્યને તે અશ્વારોહી જોઈ ન શક્યો, તે કહેવા લાગ્યો કેઃ—" એ અરણ્યની ભયંકરતાનો વિચાર કરતાં મારો તો એજ અભિપ્રાય થઇ ગયો છે કે, જેને પોતાના પ્રાણ પ્રિય ન હોય, તે જ મનુષ્ય બીજા કોઇના સાથસંગાથવિના એ માર્ગમાં જવાનું સાહસ કરી શકે. જે પોતાના પ્રાણની જરા પણ ચિંતા રાખતો હોય, તે પુરુષ ગમે તેવો શૂરવીર હોવા છતાં પણ એ માર્ગમાં એકલા જવાની હિંમત કરી શકે તેમ નથી. "

" ત્યારે શું લૉર્ડ રોજેન્થેલ પ્રવાસીઓની નિર્ભયતામાટેની કશી પણ વ્યવસ્થા નથી કરતા ? શું તેમણે પોતે જ નિર્દય લુટારાઓને

એવી સરળતા કરી આપી છે કે, જેથી તેઓ આવી રીતે લૂટફાટ અને ખૂનખરાબી કર્યા કરે છે ?" પથિક યુવકે કાંઇક રોષ દર્શાવીને કહ્યું.

"કદાચિત્ આપ એ નહિ જાણતા હો, કે એ અરણ્ય લૉર્ડ રોઝેન્થેલના અધિકારમાં નથી, કિંતુ એ અરણ્યનો અધિકાર મેન્ફ્રેડ-કાઉન્ટ લિન્સૂડાર્ફ઼-ના જ હાથમાં છે." પથિકાશ્રમના સ્વામીએ કાંઇક રુક્ષતાથી જણાવ્યું.

તરુણ પ્રવાસીએ પોતાને જાણે કોઇ ગત વાર્તાનું સ્મરણ થઈ આવ્યું હોય તે પ્રમાણેની મુખાકૃતિ કરીને કહ્યું કેઃ–"જર્મનીની વિશાળ રાજસભામાં મૅક્સિમિલિયનના રાજ્યાભિષેકપ્રસંગે જર્મન સામ્રાજ્ય-માંના સર્વે ઉચ્ચપદાધિકારીઓ અને સભ્ય પુરુષો આવ્યા હતા, છતાં જે એક જ મહાનુભાવ આવ્યા નહોતા, તે જ એ કાઉન્ટ લિન્સૂડૉર્ફ઼ કે નહિ ?"

"જી હા, તેજ કાઉન્ટ લિન્સૂડૉર્ફ઼;" પથિકાશ્રમના સ્વામીએ આ શબ્દો ધીમા સ્વરથી ઉચ્ચાર્યા. એટલામાં પેલો પાદરી ત્યાંથી દૂર ખસી ગયો એટલે તે પથિકાશ્રમનો સ્વામી પુનઃ કહેવા લાગ્યો કેઃ– "પરંતુ આ અરણ્યના માર્ગમાં એકલા ચાલવામાં જેટલો ભય સમાયલો છે, તેટલોજ ભય આ વાર્ત્તાને મુખથી ઉચ્ચારવામાં પણ સમાયલો છે; સૂર્યાસ્ત પછી આ અરણ્યમાં પ્રવાસ કરવો અને કાઉન્ટ લિન્સ્ડૉર્ફ઼નાં કૃત્યોની ચર્ચા કરવી, એ ઉભય ઘટનાઓ એકસરખી ભયંકર છે, એ કદાપિ ભૂલી જશો નાહ."

પથિકાશ્રમના સ્વામીની આ વાર્ત્તા સાંભળીને તે તરુણ પથિક વિચાર અને ચિંતામાં પડી જવાથી કેટલીકવાર સૂધી મૌનનું અવલંબન કરીને ઊભો રહ્યો અને ત્યારપછી અમુક એક નિશ્ચયપર આવીને ઘોડાની પીઠપરથી નીચે કૂદી પડયો. તેણે ઘોડાની લગામને પથિ-કાશ્રમના સ્વામીના હાથમાં આપીને કહ્યું કેઃ–"હું મારા આ અલ્પ પંથને હવે પાર કર્યા વિના તો નથી જ રહેવાનો; પછી ભલે તેમ કરતાં મારાપર જે સંકટ આવવાનું હોય તે આવે. પરંતુ હા, અત્યારે મારૂં શરીર પ્રવાસના શ્રમથી કાંઇક શિથિલ થએલું હોવાથી ઉત્તેજનમાટે મને થોડીક તીવ્ર મદિરાની અવશ્યકતા છે; માટે કૃપા કરીને થોડીક ઉત્તમ મદિરા લાવો; અને હા, એક બીજી વાત પણ સાંભળી લ્યો અને તે એ કે, હું જ્યાંસૂધી મદિરાપાનના કાર્યથી મુક્ત થાઉં, ત્યાં સૂધીમાં તમે, વિટનબર્ગપર્યન્ત મારી સાથે આવે તેવા કેટલાક હથિયારબંધ માણ-સોને બોલાવી લ્યો; તેમજ તમારા અશ્વરક્ષકને પણ મારા ઘોડાની માલિશ કરી નાખવામાટેની આજ્ઞા આપી દો કે જેથી ઘોડો પણ તાજોતવાનો થઈ જાય. પણ જુઓ, બની શકે ત્યાં સૂધી આ સર્વે

કાર્યો શીઘ્રતાથી કરી નાખો; આ કાર્યોની સમાપ્તિમાં એક પળ માત્રનો પણુ અકારણુ વિલંબ થવો ન જોઇએ, એ સારી રીતે સ્મરણુમાં રાખજો."

આ પ્રમાણુેની આજ્ઞા આપીને તે પથિક પથિકાશ્રમના અંદરના ભાગમાં ચાલ્યો અને ત્યાં જઇને તેણે પોતામાટે ભોજન ઇત્યાદિ લાવવાામાટેની આજ્ઞા આપી દીધી. અલ્પ સમયમાં જ નાના પ્રકારનાં સ્વાદિષ્ટ ભોજનો અને મદ્ય ઇત્યાદિ પદાર્થોને લાવીને પથિકાશ્રમના પરિચારકોએ તેની આગળ રજૂ કરી દીધા. એવી રીતે એ પ્રવાસી મદિરાપાન અને ભોજન કરવાના કાર્યમાં રોકાયો, એટલે પથિકાશ્રમનો સ્વામી તેના ઘોડાને લઈને તબેલા તરફ ચાલવા લાગ્યો, પણુ એટલામાં આપણો પેલો પૂર્વપરિચિત પાદરી દોડીને તેની પાસે આવ્યો અને અધિકારદર્શક સ્વરથી તેને કહેવા લાગ્યો:–" હુર્મન્! આ પ્રવાસી આજ રાતે કોઇ પણુ પ્રકારે અહીંથી આગળ વધવો ન જોઇએ, એ સારી રીતે ધ્યાનમાં રાખી લેજો."

"પરંતુ શ્રીમાન્! મારાથી એને આગળ વધતો કેવી રીતે અટકાવી શકાય, તે આપ જ કહી દો જોઇએ?" હુર્મને સ્હામો પોતાનો પ્રશ્ન રજૂ કર્યો.

"એના ઘોડાને કાં તો લંગડો કરી નાખ અને કાં તો માંદો પાડી નાખ અને પછી એને એમ જણુાવી દે કે, પ્રભાત થતાં સુધી કોઈ પણુ રીતે બીજો ઘોડો મળી શકે તેમ નથી. એ ઉપરાંત તેને એ પણુ જણુાવી દેજે કે, આજ રાતે એ અરણ્યમાં જનારા હથિયારબંધ માણુસો પણુ મળી શકવાના નથી." પાદરીએ તેના પ્રશ્નના ઉત્તરમાં યોગ્ય યુક્તિઓ બતાવી દીધી.

"શ્રીમાન્‌ની આજ્ઞા પ્રમાણેજ સર્વ વ્યવસ્થા યથાર્થ સ્વરૂપમાં થઈ જશે અને એ પ્રવાસી કોઇ પણુ રીતે આજ રાતે આગળ વધી શકશે નહિ." હુર્મને આધીનતાથી પાદરીની આજ્ઞાને મસ્તકે ચઢાવીને નમ્રતાથી ઉત્તર આપ્યું.

"વારુ, તો એ પ્રવાસીને જેમાં તખ્તાબંદી કરેલી છે, તે ઓરડામાં જ સૂવાડજે." પાદરીએ બીજી આજ્ઞા આપી.

હુર્મને પુનઃ નમ્રતાથી જણુાવ્યું કે:–" એ પ્રમાણે જ થશે. શ્રીમાન્‌ના ઉચ્ચારેલા એક એક અક્ષરનું શ્રીમાન્‌ની ઇચ્છા પ્રમાણે જ સર્વ પ્રકારે પાલન કરવામાં આવશે."

એ પછી પથિકાશ્રમનો સ્વામી હુર્મન્ ઘોડાને લઇને તબેલા તરફ ચાલ્યો ગયો અને પાદરી સાહબ પથિકાશ્રમમાંના સર્વ જનોના

બેસવામાટેના મોટા ઓરડામાં જવાને ચાલતા થયા. પાદરી જેવો તે યુવક પ્રવાસીના ઓરડા પાસેથી નીકળ્યો કે તરત યુવકની તેનાપર દૃષ્ટિ પડી અને તેથી તે પાદરીને સંબોધીને કહેવા લાગ્યો કે:–"કૃપા કરીને આપ મારી સાથે બેસીને કિંચિત્ મદિરાપાન કરશો કે ? જો કે આ ગામડામાંની મદિરા છે, છતાં ગામડામાંની અને તેમાં પણ ખાસ કરીને અહીંની મદિરા એક પ્રકારે અતિશય ઉત્તમ છે."

"મારાં ધન્યભાગ્ય કે હું અહીં અચાનક આ ક્ષણે આવી પહોચ્યો." આમ કહીને પાદરી તેના ઓરડામાં ઘુસી આવ્યો અને કુરસીપર બેસી પોતાના મદિરાપાત્રને ભરીને તે પથિકને પૂછવા લાગ્યો કે:–"આજે તો આપ બહુ લાંબી મંજિલ કાપીને આવ્યા હશો, ખરૂં કે નહિ ?"

"હું કાંઇ એટલી બધી લાંબી મંજિલ આજે કાપી આવ્યો નથી. વારૂ, પણ હવે હું લિન્સ્ટૉર્ફના કાઉન્ટ મેનફ્રેડના સંબંધમાં કાંઇક પૂછવા માગું છું અને તે એ કે, મેં એમ સાંભળ્યું હતું કે, લૉર્ડ રોજેન્થેલ અને એ કાઉન્ટ સાહબનો પોતપોતામાં કાંઇક બગાડ થએલો છે, એ વાર્ત્તા સત્ય છે કે કેમ ?"

"હા, હશે કદાચિત્ !" પાદરીએ રુક્ષતાથી ઉત્તર આપ્યું.

"તેમજ મેં એમ પણ સાંભળ્યું છે કે, કાઉન્ટ સાહબ પોતાની પ્રજાથી પોતાના સ્વભાવના કારણથી જ મહાભયભીત રહ્યા કરે છે અને તેમને પોતાના પ્રાણની રક્ષામાટે એક પ્રકારનો વિશેષ પ્રબંધ પણ કરવો પડ્યો છે; તેમની સ્ત્રીનો પણ સ્વર્ગવાસ થઈ ગયો છે અને ભવિષ્યમાં તેમના આસને વિરાજનાર અને રાજ્યકાર્યને ચલાવનાર તેમને કોઈ સંતાન પણ નથી, એ સર્વ વાર્ત્તાઓમાં કાંઇપણ તથ્યાંશ છે ખરો કે ?" પથિકે પોતાની પ્રશ્નપરંપરાને આગળ લંબાવીને પૂછ્યું.

"જી હા, એવું કાંઇક સંભળાય છે તો ખરૂં." પાદરીએ કહ્યું, અને તે પાછો મદિરાપાન કરવા લાગ્યો. એ પાદરીનું ચિત્ત વાર્ત્તાલાપ કરતાં મદિરાપાનમાં જ વધારે પરોવાયલું હતું.

પથિકે વળી પાછો પ્રશ્ન કર્યો કે:–"કેમ મહાશય, એ કાઉન્ટનો એક મોટો ભાઇ પણ હતો અને સંભળાય છે કે, તે અચાનક મરી ગયો, એ વાર્ત્તામાં કેટલોક સત્યાંશ છે વારૂ ?"

પરંતુ પાદરી તેની વાતને કાપીને કહેવા લાગ્યો કે:–"પથિક મહાશય, હું કેવળ ઇશ્વિરની ભક્તિમાં નિમગ્ન રહેનાર એક ધર્માધ્યક્ષ હોવાથી આવા સાંસારિક વિષયો સાથે મારો કોઇ પણ પ્રકારનો સં-

બંધ નથી અને તેથી જો મારાથી આપના પ્રશ્નોનાં સંતોષકારક ઉત્તર ન આપી શકાય, તો તેની મને ક્ષમા કરશો. કેવળ માનવજાતિના આત્માના કલ્યાણ વિના મારા હૃદયમાં બીજું કોઇ ધ્યાન રહેતું જ નથી. જો આપ આ પ્રાંતના મનુષ્યોના વૃત્તાન્તને જાણવામાટે બહુ જ ઉત્સુક થઇ રહ્યા હો, તો એ સર્વ વાર્તાઓ આ પથિકાશ્રમના સ્વામી હર્મનને પૂછો એટલે તે આપને સંતોષકારક રીતિથી—"

પાદરી હજી તો આગળ બોલવા જતો હતો એટલામાં તો પથિકાશ્રમનો સ્વામી હર્મન્ પણ ત્યાં આવી લાગ્યો. તેને આવેલો જોતાં જ તરુણ પ્રવાસીએ પોતાની પ્રથમ વાર્તાને ઊડાવી દીધી અને બનાવટી નમ્રતાથી તેને સંબોધીને કહ્યું કે:–" મારા પ્રિય હર્મન્! કહો, શા સમાચાર લાવ્યા છો?

" અત્યંત અનિષ્ટ સમાચાર. મારો અનુચર ગામમાં જઇને આ ઘડીયે જ પાછો આવ્યો છે. આપની સાથે આવી શકે એવો એક પણ મનુષ્ય તેને મળ્યો નથી; કારણકે, ગામના જમીનદાર બરથોલ્ફ્ને ઘેર આજે લગ્નનો અવસર હોવાથી ગામનાં જેટલાં માણસો છે તે બધાં તેનાજ કામકાજમાં લાગી ગયાં છે. તેમને રૂપિયાની સારી રીતે લાલચ બતાવવા છતાં પણ આજે કોઇએ આવવાની હા ન પાડી તે ન જ પાડી!" હર્મને સ્નાનના સમાચાર સંભળાવ્યા.

એ નિરાશાજનક સમાચાર સાંભળીને તરુણ પ્રવાસીએ શાંત ભાવથી જણાવ્યું કે:–" જો એમ જ હોય, તો પછી હું એકલો જ મારા માર્ગમાં આગળ વધીશ. મારી પાસે એવું છેજ શું કે જે લુટારાઓ લૂટી જશે; કેવળ એક પ્રાણ છે, પણ તે પ્રાણને લેવા આવતાં તેમને પણ બે ચાર મનુષ્યોના પ્રાણનાં બલિદાન આપવાં પડશે. કદાચિત્ હું મારા પ્રાણ આપીશ, પણ બહુ મોંઘા ભાવથી આપીશ!"

" પરંતુ શ્રીમાન્ મહાશય, હજી આપને એક બીજા સમાચાર તો મેં સંભળાવ્યાજ નથી; તે દુઃખદ સમાચાર એ છે કે, આપનો અશ્વ પણ ઘણો જ માંદો થઇ આવ્યો છે."

" અરે!" એટલું બોલીને પ્રવાસી પોતાના આસનપરથી ઉઠીને ઊભો થયો અને ત્યારપછી નિરાશાજનક સ્વરથી બોલવા લાગ્યો કે:– " તો શું ખરેખર મારી ભાગ્યદેવીએ મને આ કેમ્બ્રિજની તૂટેલી ઝૂપડીમાં પડ્યા રહેવાની અને મારા સમયને વ્યર્થ નષ્ટ કરવાની પરિસ્થિતિમાં લાવી મૂક્યો છે? હું તમારી સાથે તબેલા સુધી આવવા માગું છું; માટે કૃપા કરીને મને તબેલાનો રસ્તો બતાવો."

આ શબ્દો તરુણ પ્રવાસીએ બહુ જ ગભરાટથી ઉચ્ચાર્યા હતા અને તેથી પથિકાશ્રમના સ્વામીને લાચારીથી ફાનૂસ પ્રકટાવવોજ પડ્યો; કારણ કે, એ વેળાએ હવે સર્વત્ર અંધકારનો વિસ્તાર થઇ ગયો હતો. હર્મન્ એ પ્રવાસીને તબેલામાં લઇ ગયો અને ત્યાં પ્રવાસીએ જોયું તો તેનો ઘોડો ખરેખર જ માંદો થઇ આવ્યો હતો અને અત્યારે હવે તે પોતાના આરોહીને પોતાના પૃષ્ઠ ભાગે બેસાડીને પ્રવાસમાં આગળ વધી શકે એ સર્વથા અશક્ય ઘટના હતી. પોતાના અશ્વની આવી અવસ્થાને જોઇને તરુણ પ્રવાસી હર્મનને ઠપકો આપતો કહેવા લાગ્યો કે:-

"તમે ઘોડાને પાણી પીવડાવવામાં ઉતાવળ કરી હોય એમ જણાય છે. ગર્મ થએલા ઘોડાને તમે એકદમ ટાઢું પાણી પાઇ દીધું અને તેથી બિચારૂં ગરીબ જાનવર બીમાર પડી ગયું. હવે તો જ્યાં સૂધી હું અનુમાન કરૂં છું ત્યાં સૂધી મારે આખી રાત અહીંજ વીતાડવી પડશે, એમજ જણાય છે." આટલું બોલી તે પ્રેમથી ઘોડાની ગર્દનપર હાથ ફેરવતો કહેવા લાગ્યો કે:-"વારૂ, કાંઈ ચિંતા નહિ; મારો સમય મારો પોતાનો છે."

એ પછી તરુણ પથિકે પોતાના ચામડાના કોથળામાંથી અમુક એક ઔષધિ કાઢી અને તે ઔષધિ હર્મનને બતાવીને તેણે કહ્યું કે:-"સદ્‌ભાગ્યયોગે આ ઔષધિ મારી સાથે છે, એટલે ચિંતા નથી; નહિ તો મહા કઠિનતા થઇ પડત. લ્યો અને આ ઔષધિ અશ્વને શીઘ્રજ પીવડાવી દો, એટલે આશા છે કે, થોડા કલાકમાંજ એ ઔષધિના યોગે મારો અશ્વ પાછો સાજો થઇ જશે; અને સાથે એ પણ ધ્યાનમાં રાખજો કે, સૂર્યોદયથી પૂર્વે મારા પ્રવાસની સર્વ સામગ્રી તૈયાર હોવી જોઇએ."

આ પ્રમાણેની આજ્ઞા આપીને અને અશ્વને ઔષધ પાઇને તરુણ પ્રવાસી પથિકાશ્રમમાંના વિશાળ ઓરડામાં આવ્યો. ત્યાં તેણે કાંઇક ભોજન પણ લીધું અને મદિરાનું પાન પણ કર્યું. આ કાર્યની સમાપ્તિ પછી તેણે પથિકાશ્રમના સ્વામી હર્મન્ સાથે કાઉન્ટ મૅન્ફ્રેડના તથા રોઝેન્થેલના બેરનના સંબંધમાં કાંઇક સંભાષણનો આરંભ કર્યો; પરંતુ ત્યાં પેલા પાદરી અથવા ધર્માધ્યક્ષની હાજરી હોવાથી હર્મને તેના એક પણ પ્રશ્નનું ઉત્તર ન આપ્યું, એટલુંજ નહિ, પણ તેણે પોતાના કુડતાને પોતાના મુખપર તાણીને ખોટેખોટો ઊંઘવાનો દેખાવ કરવા માંડ્યો. સત્ય વસ્તુ તો એ હતી કે, તે પાદરીની ઉપસ્થિતિએ તે બિચારા હર્મનના હૃદયમાં એક મંત્રનુંજ પરિણામ નિપજાવ્યું હતું; તેના

મોઢામાં જાણે તાળુંજ વસાઇ ગયું હતું અને કેવળ સસ્તામાં છૂટી જવામાટેજ તેણે આ ઉપાયને શોધી કાઢયો હતો.

જ્યારે તરુણુ પથિકે પોતાના પ્રશ્નોનો આવી રીતે સર્વથા નિરાદર થતો જોયો એટલે તે પણુ ચીડાઇને ઊઠયો અને હર્મનને કહેવા લાગ્યો કે;–“ ચાલો અને મને મારા શયનમાટેનો ઓરડો કયાં છે તે બતાવો. ”

પથિકાશ્રમના સ્વામીએ તેની આ આજ્ઞાનું તરત પ્રતિપાલન કર્યું અને હાથમાં એક ફાનૂસ લઇ તેની આગળ આગળ ચાલી એક નિઃસરણીપર ચઢીને તેને એક ઓરડામાં લઇ ગયો. એ ઓરડો અંધકારમય, સાંકડો અને સગવડનાં બહુ ઓછાં સાધનોવાળો હતો; છતાં ગામડામાંના એક પથિકાશ્રમના ઓરડા તરીકે તો એને પણુ એક સારો ઓરડોજ કહી શકાય તેમ હતું. એ ઓરડામાં આવીને હર્મને પોતાના હાથમાંના દીપકને એક ખૂણામાં રાખી દીધો અને ત્યારપછી તે પ્રવાસીને નમન કરીને તે નીચે જવાની તૈયારીમાં હતો, એટલામાં તે પથિકે ઊછળીને હર્મનનો હાથ પકડી લીધો અને ત્યારપછી તે તેને પ્રભાવદર્શક સ્વરથી કહેવા લાગ્યો કે;–“ નીચેના વિશાળ ઓરડામાં જે પાદરી બેઠેલો છે, તે કોણ છે ? ”

“ એક યોગ્યતાવાન્ ધર્માધ્યક્ષ, અને એનું નામ છે થિયોડોસિયસ્. ” આ પ્રમાણેનું ઉત્તર આપીને હર્મન્ બહુજ ઊતાવળથી તે ઓરડામાંથી બહાર ચાલ્યો ગયો કે જેથી પ્રવાસીના અન્ય પ્રશ્નોનાં ઉત્તરો તેને આપવાં ન પડે. તેણે બહાર નીકળતાંજ તે ઓરડાનાં બારણાં વાસી દીધાં અને ત્યારપછી બહારથી સાંકળ વસાયાનો અવાજ પણ પ્રવાસીના સાંભળવામાં આવ્યો. એ અવાજ સાંભળતાંજ તેના મનમાં ખટકો થયો અને તેથી પ્રથમ તો જઇને તેણે દ્વારને ધકેલ્યું; પરંતુ જ્યારે તેણે ખરેખર જ બારણાંને બહારથી વસાયલાં જોયાં એટલે તેના હૃદયમાં શંકાનો સંચાર થયો અને તેથી તે મનોગત કહેવા લાગ્યો કે;–“ આમાં શો ભેદ સમાયલો હશે વારૂ ? ” એ પછી તે બારી તરફ ફર્યો અને તેને હસ્તસ્પર્શ કરીને બોલ્યો કે;–“ બારીમાં પણુ લોઢાનાં મજબૂત સળિયાં જડેલાં છે અને આ સર્વ ઘટનાઓને જોતાં સ્પષ્ટ જણાઇ આવે છે કે, અવશ્ય મારી સાથે કાંઈ પણુ દગાની બાજી ખેલાઇ રહી છે ! ”

એ પછી તેણે દીપકને હાથમાં લઇને આખા ઓરડાને તપાસવાનો આરંભ કર્યો. એ ઓરડામાં બીજું તો કાંઇ તેના જોવામાં ન આવ્યું, પણુ એક ખૂણામાંના એક ટેબલપર કેટલાંક વાસણુ અને

એક બટવો ઇત્યાદિ વસ્તુઓ તેના જોવામાં આવી શકી. તે હજી તો એ ટેબલને જોતો જ હતો, એટલામાં અચાનક એક ધડાકો થયો અને તેથી તેણે મસ્તકને ઉંચું કરીને જોયું એટલે તેના જાણવામાં આવ્યું કે, ટેબલની લગોલગ જે તખ્તાબંદીની દીવાલ હતી તેમાંનો એક તખ્તો અંદરની બાજૂએ નીચે સરકી ગયો અને ત્યાં પડેલા છિદ્રમાંથી એક નગ્ન હસ્ત બહાર નીકળી આવ્યો. એ નગ્ન હસ્તે તે છિદ્રમાંથી બહાર નીકળીને એક કૃપાણને બળપૂર્વક તે ટેબલપર ખોસી દીધો અને ત્યારપછી તે હસ્ત જેટલી ત્વરાથી બહાર આવ્યો હતો તેટલીજ ત્વરાથી પાછો અદૃશ્ય થઇ ગયો.

આ સર્વ કાર્ય એક નિમેષ માત્રમાં જ થઈ ગયું હતું. આ ચમત્કારને જોઇને તે તરુણ પ્રવાસી ફાળ ભરીને આગળ વધ્યો અને તેણે ત્યાંના બંધ થઇ ગએલા તખ્તાને પુનઃ હટાવવાનો પ્રયત્ન કર્યો; પરંતુ તેનો એ પ્રયત્ન કિંવા ઉદ્યોગ લેશ માત્ર પણ સફળ થઇ શકયો નહિ.

હવે તેણે ટેબલમાં સરળ ખોસાયલા કૃપાણપર પોતાની દૃષ્ટિ દોડાવી અને ત્યારપછી વધારે નિકટમાં જઇને જોયું, તો તે કૃપાણની મુષ્ટિકામાં એક કાગળ સૂત્રવડે લપેટેલો તેના જોવામાં આવ્યો. મહદ્ આશ્ચર્યથી તે તરુણ પ્રવાસીએ કૃપાણની મુષ્ટિકાપરથી તે કાગળને છોડી લીધો અને દીપકના પ્રકાશમાં તેનું નિરીક્ષણ કરતાં નિમ્નલિખિત લેખ તેમાં લખાયલો દેખાયો —

“ આ રજ્જુ અને કૃપાણના નામથી તમને આજ્ઞા કરવામાં આવે છે કે, આજે મધ્યરાત્રિના સમયે જે મનુષ્ય તમારા ઓરડામાં આવે, તેની સાથે કોઇપણ પ્રકારના પ્રતિકાર વિના તમે અત્યંત મૌન ધારીને ચાલ્યા આવજો. ખબરદાર, પ્રતિકારનો લેશ માત્ર પણ પ્રયત્ન કરશો નહિ ! ”

તે ક્ષણે જ એ પત્રિકા તે તરુણ પ્રવાસીના હાથમાંથી હેઠી પડી ગઇ; તેના સર્વાંગમાં ભયનો અધિકાર વ્યાપી ગયો હતો. તે નીચેના વાક્યને ઉચ્ચારતો એક કુરસીપર માથે હાથ દઇને બેસી ગયો;—

“ પવિત્ર કુમારિકા મેરી ! મારૂં રક્ષણ કર ! આ એક તે આજ્ઞા છે કે, જેનો મારા જેવા પુરુષથી પણ અનાદર કરી શકાય તેમ નથી ! ! ”

# પ્રકરણ ૨ જું

## 'ફ્રેમ્' ન્યાયસભા

જ્યારે તે તરુણ પથિકના મનમાંથી તે ભયાનક પત્રિકા અને તેમાંના લેખના વાંચનથી ઉદ્‌ભવેલો ભય કાંઇક ઓછો થયો, ત્યારે પછી અત્યંત લજ્જાથી તે ત્યાંથી ઊઠયો અને ઓરડામાં જ ઇતસ્તતઃ ભ્રમણ કરતો આત્મગત કહેવા લાગ્યો કે;—

"આ મેં શું કર્યું ? મારે 'ફ્રેમ્' ન્યાયસભાથી ભયભીત થવાનું શું કારણ છે વારૂ ? હું એતો સારી રીતે જાણું છું કે, મારે એ ન્યાયસભાના ન્યાયાસન સમક્ષ તેની આજ્ઞાને માન આપીને ઉપસ્થિત તો થવું પડશે જ; કારણ કે, જો હું ત્યાં નહિ જાઉં, તો એ ન્યાયસભાનો અધ્યક્ષ અથવા ફ્રી કાઉન્ટ અવશ્ય મારા વધની આજ્ઞા આપી દેશે અને તેમ થતાં તેના સર્વત્રસંચારિ ગુપ્તચરો ગમે ત્યાંથી પણ શોધી કાઢીને મને મારી નાખશે, એમાં તો લેશ માત્ર પણ સંશય નથી જ. હે પવિત્ર મેરી !" એ પછી તે યુવક મહાવેગથી બોલવા લાગ્યો કે;–"એ ન્યાયસભાના બળ સમક્ષ મોટા મોટા સમ્રાટો, રાજકુમારો અને લક્ષ્મીપુત્રોના અધિકારો પણ તુચ્છ મનાય છે, તો પછી એક મનુષ્યની શી શક્તિ કે એ ન્યાયસભાના બળનો તિરસ્કાર કરી શકે ? જ્યારે સહસ્રાવધિ મનુષ્યોના સમૂહે પરસ્પર અનુમતિથી મળીને અને ગુપ્ત રીતિથી એકત્ર રહેવાની દૃઢ પ્રતિજ્ઞા કરીને મનુષ્યોપર અત્યાચાર ન થવા દેવાનું અને ન્યાય તથા ન્યાયાલય ઉભયને પોતાના અધિકારમાં રાખવાનું બીડું ઉઠાવ્યું છે અને જેમાં સમ્રાટ્‌થી લઇને તુચ્છ મનુષ્ય પર્યન્તના સર્વ મનુષ્યો આવી મળેલા છે; ત્યારે હવે કોની શક્તિ છે કે એ ન્યાયસભા સાથે વિરોધ કરે અને પોતાના પ્રાણને પોતે જ ભયમાં નાખે ? વળી તેમણે જેવી ઇચ્છા કરી હતી તે પ્રમાણેની કૃતિ પણ તેમણે કરી બતાવી છે; એટલે કે, મોટા મોટા સમ્રાટ્ રાજા, રાજકુમાર અને અન્ય પ્રકારના સત્તાધારી પુરુષોને પણ એ ન્યાયસભાએ ઉચિત દંડ આપ્યા છે. મોટા મોટા ગર્વિષ્ટ રાજાઓ અને મહા અત્યાચારી સરદારોના ગર્વને એ ન્યાયસભાએ નિમેષ માત્રમાં જ ગાળી નાખ્યો છે. જ્યારે એ ન્યાયસભાનો અનુચર કોઇ દુર્ગના દ્વારમાં રાત્રિની વેળાયે પહોંચે છે અને રજ્જુ તથા કૃપાણને દ્વારમાં ખોસીને એ બે વસ્તુઓના નામથી ન્યાયસભામાં ઉપસ્થિત થવામાટેનો આવાહન શબ્દ ઉચ્ચારે છે, તે વેળાયે તેના મુખથી પોતાના નામનો ઉચ્ચાર

થએલો સાંભળીને મોટા મોટા અધિકારીઓનું લોહી પણ સૂકાઇ જાય છે; તેમનો તે અધિકાર એ વેળાયે લેશ માત્ર પણ ઉપયોગમાં આવી શકતો નથી અને કંપતા કે થથરતા તેમને 'ફેમ્' ન્યાયસભામાં આવીને ઉપસ્થિત થવુંજ પડે છે."

આટલું બોલીને તે તરુણ પ્રવાસી પાછો આસનપર બેસી ગયો; અને એકલો હોવા છતાં પણ કંપાયમાન થવા લાગ્યો; કારણ કે, તે એ તો સારી રીતે જાણતો હતો કે, 'ફેમ્' અથવા તો ગુપ્ત ન્યાયસભાના સભાસદો તેમણે કરેલી ભીષણ પ્રતિજ્ઞા અને મરણના ભયથી તે ન્યાયસભામાં કોઇ પણ મનુષ્યના સંબંધમાં જે કાંઈ પણ નિર્ણય કિંવા શિક્ષાની આજ્ઞા અપાય તેને ગુપ્ત રાખવામાટે બંધાયલા જ હતા, અર્થાત્ ત્યાંની રાત્રિસભાના ભેદનો તેઓ પ્રાણ જતાં પણ સ્ફોટ થવા દેતા નહોતા. એ વિશેના વિચારથી તે પોતાના મનને પૂછવા લાગ્યો કે;—"એવો સંભવ છે ખરો કે, એ ગુપ્ત સભાના કોઇ સભાસદનો મારી સાથે કાંઇ પણ વૈરભાવ હોય અને તેણે મારી પાસેથી તે વૈરનો બદલો લેવામાટે આ ઉપાયને ઉત્તમ માની લીધો હોય ?" આ અનુમાન કરતાં જ તે ગભરાઇ ગયો, પોતાના આસનપરથી પાછો ઊઠ્યો અને પુનઃ ઇતસ્તતઃ ભ્રમણ કરતો આત્મગત કહેવા લાગ્યો કે;—

"પરંતુ નહિ; એ ગુપ્ત ન્યાયસભા વૈરશીલોના વૈરોના નિર્ણયમાં પોતાના અમૂલ્ય સમયનો વ્યય કરતી નથી; કારણ કે એ ન્યાયસભાની, ભયાનક અત્યાચારોના પ્રતિકારમાટે, નિર્બળોને બળવાનોના આઘાતથી બચાવવામાટે અને અત્યાચારી તથા દૂષિત જનોને તેમના અત્યાચાર તથા દોષોનો ઉચિત દંડ આપવામાટેજ, ઉત્પત્તિ કરવામાં આવી છે. જ્યારે ઇ. સ. ૧૪૨૯ માં સમ્રાટ્ સિગિસ્મંડ જેવો પુરુષ એ ન્યાયસભાનો સભાસદ્ થયો હવો, તો પછી એ સભાની ન્યાયશીલતા વિશે શંકા જ શી હોઇ શકે? કારણ કે, આવો પુરુષ વિચાર કર્યા વિના તો એ ન્યાયસભાનો સભાસદ્ નહિ જ થયો હોય! તો પછી આવી ન્યાયશીલા અને ગુણશીલા સભાના ન્યાયાસન સમક્ષ ઉપસ્થિત થવામાટે હું અચકાઉં છું શા માટે? હું મારી હિંમતની પૂરેપૂરી સહાયતા લઇશ અને એ ન્યાયસભામાં ઉપસ્થિત થઇને ન્યાયાધીશો જે કાંઇપણ પ્રશ્નો પૂછશે તેમનાં સ્પષ્ટ ઉત્તરો આપીશ."

પરંતુ ગમે તેમ હોય, પણ એ તરુણ પ્રવાસી સાથે અવશ્ય કોઇ પણ એક ગુપ્ત ભેદ સંબંધ ધરાવતો હતો; કારણકે, તેના આવા ઉદ્ગારો અને વિચારો હોવા છતાં પણ કોણ જાણે શા કારણથી તે વારંવાર

કંપાયમાન થયા કરતો હતો. મધ્ય નિશાનો સમય થવા આવ્યો અને એ યુવક પણ તૈયાર થઇને બેઠો. તેણે પોતાના ચિત્તની ચંચળતાપર પૂરેપૂરો અધિકાર મેળવી લીધો હતો અને તેથી અત્યારે હવે તેના હૃદયમાં કોઇ પણ જાતિનો ધડકો અથવા ખટકો બાકી રહ્યો નહોતો. અચાનક દ્વારના બાહ્ય ભાગમાં કોઇનાં પગલાંનો અવાજ થતો સંભળાયો, પરંતુ એથી પણ તે જરાય ન ગભરાયો અને આગળની પેઠે જ શાંત ભાવથી પોતાના આસનપર બેસી રહ્યો. હવે બારણાંપરની સાંકળ ઊઘડી, ત્યારપછી બારણાં ઊઘડયાં અને જેનું સમસ્ત શરીર લોહના આવરણથી આચ્છાદિત થએલું હતું એવા એક પુરુષે તે ઓરડામાં પ્રવેશ કર્યો. એ પુરુષના હાથમાં એક નાગી તલ્વાર હતી અને તેની મૂઠપર 'ફેમ્' ન્યાયસભાના ચિન્હ તરીકે એક રજ્જુ લપેટેલી હતી. યુવકે એ વ્યક્તિને જોઇને ભય કિંવા આશ્ચર્યનું લેશ પણ ચિન્હ ન દર્શાવ્યું; કિંતુ તે તેની સાથે તે જ્યાં લઇ જાય ત્યાં જવાને તૈયાર હતો, એવી ભાવનાને દર્શાવવામાટે તેણે કેવળ સાંકેતિક રીતિથી પોતાના મસ્તકને કિંચિત્ નમાવ્યું; તેમ જ તે આગંતુકે પણ પ્રત્યક્ષ કશો વાર્તાલાપ ન કરતાં એ યુવકને કેવળ પોતાની પાછળ આવવામાટેનો માત્ર આજ્ઞાદર્શક સંકેત જ કરી દીધો.

તેનો એ સંકેત થતાં યુવકે પોતાના આસનપરથી ઊઠીને તેની પાછળ ચાલવા માંડયું, તેઓ બન્ને નિઃસરણીપરથી ઊતર્યા અને પથિકાશ્રમના પાછળના ભાગમાંના માર્ગે થઇને બહાર નીકળ્યા. બહાર આવ્યા પછી એ બન્ને તે માર્ગમાં ચાલવા લાગ્યા કે જે માર્ગ સીધો સનોબરના અરણ્યમાં જતો હતો. હજી તો યુવક પ્રવાસી તે મનુષ્યની સાથે અલ્પ અંતરપર જ ગયો હતો, તેવામાં પગલાંના અવાજે તેને જણાવી દીધું કે, ગુપ્ત સભાના બીજા પણ કેટલાક શસ્ત્રધારી મનુષ્યો તેની પાછળ પાછળ ચાલ્યા આવતા હતા. એ લોકો એ પ્રમાણે ચાલતા સનોબરના અરણ્યમાં આવી પહોંચ્યા અને ત્યાં આવતાં જ તે યુવકના પેલા હથિયારબંધ સાથીએ એક મશાલ સળગાવી અને મશાલનો પ્રકાશ થતાં જ પેલા પાછળ ચાલતા સૈનિકો આગળ વધીને તે યુવકની ચારે તરફ ફરી વળ્યા અને તેથી હવે એ યુવક એક બન્દિવાન્ પ્રમાણે તે સૈનિકોના મધ્યમાં રહીને આગળ વધવા લાગ્યો. એ લોકો કાંઇ પણ બોલ્યા ચાલ્યા વિના કેવળ મૌનનું અવલંબન કરીને અરણ્યમાંના માર્ગમાં આગળ અને આગળ વધતા રહ્યા અને છેવટે તેઓ જ્યાં પ્રવાસીઓના વિશ્રામમાટે એક દેવાલય બનાવવામાં આવ્યું હતું, ત્યાંના ખુલ્લા મેદાનમાં આવી લાગ્યા.

આ સ્થાનમાં આવીને તે લોકો અટકી ગયા અને પ્રથમ વાર જ તે યુવકને લઇ આવનાર શસ્ત્રધારી અને કવચવેષ્ટિત પુરુષે યુવકને ઉદ્દેશીને કહ્યું કેઃ–" હવે તારી આંખોપર પટ્ટી બાંધવામાં આવશે. તારે આથી ભયભીત થવાનું કાંઇ પણ કારણુ નથી; કારણુ કે, હું તો કેવળ એક આજ્ઞાધારક અનુચર છું અને તને કોઇ પણ પ્રકારે કષ્ટ આપવાની મારી ઇચ્છા છે જ નહિ. એ તો તું જાણે જ છે કે, મને મળેલી આજ્ઞાનું મારે પાલન કરવું જ જોઇએ, એટલે આમાં મારો બીજો કશો પણ ઉપાય ચાલી શકે તેમ નથી."

તેના આ શબ્દો સાંભળીને અને પોતાને આવી ભયંકર પરિસ્થિતિમાં આવી પડેલો જોઇને યુવક કાંઇક ભયભીત થવા લાગ્યો અને તેથી તે કંપાયમાન થતો કહેવા લાગ્યો કે; " તો તમે મને ક્યાં લઇ જાઓ છો વારૂ ?"

તેના એ પ્રશ્નને સાંભળીને તે ગુપ્ત ન્યાયસભાના અનુચરે પોતાના કમરબંદપ્રતિ અંગુલીનિર્દેશ કર્યો કે જે કમરબંદમાં બીજાં હથિયારોની સાથે એક રજ્જુથી લપેટેલો કૃપાણુ પણ લટકતો દેખાતો હતો. અર્થાત્ એ પ્રમાણેના સંકેત પછી તે બોલ્યો કે;–" રજ્જુ અને કૃપાણુ એ બે જેનાં ચિન્હો છે, તે ગુપ્ત ન્યાયસભા સમક્ષ જ તને લઇ જવામાં આવે છે."

તે યુવકે પોતાની ભીતિ અને અસ્વસ્થતાને મનમાંજ દબાવીને કાંઇ પણ બોલ્યા વગર પોતાની આંખોપર તેમને પટ્ટી બાંધવા દીધી; કારણુ કે, " ના પાડવાથી કશો પણ લાભ થઇ શકે તેમ નથી જ; અને વધારે આનાકાની કરીશ, તો બળાત્કારે પણ એ લોકો પોતાનું ધાર્યું તો કરશે જ અને લાભ એટલો જ થશે કે, અત્યારે એઓ સભ્યતાથી બોલે છે તેને બદલે તુચ્છતાનું પ્રદર્શન કરાવવા માંડશે; " એ તે પોતાના મનમાં સારી રીતે જાણતો હતો અને તેથીજ એ પટ્ટીના વિષયમાં તેણે જરા પણ વિરોધ ન દર્શાવ્યો.

વળી પાછા તેઓ સર્વે સાથે મળીને આગળ વધવા લાગ્યા. એ વેળાયે યુવકને તેના ઓરડામાંથી લઇ આવનાર સૈનિક સંદેશવાહકના એક હાથમાં તે યુવકનો હાથ હતો અને તેના બીજા હાથમાં મશાલ હતી. એવી રીતે લગભગ અડધા કલાક સૂધી એ લોકો આગળ અને આગળ વધતા રહ્યા અને ત્યાર પછી અચાનક તેઓ એક સ્થળે ઉભા રહી ગયા. એ પછી તે મેદાનમાં એક બ્યુગલનો ધ્વનિ પ્રસરી ગયો અને તે સાથે એવો એક પ્રશ્ન પણ સાંભળવામાં આવ્યો કે;–" તમો કોણુ છો ?"

એના ઉત્તરમાં તે કવચધારીએ ભીષણ નાદથી જણાવ્યું કેઃ– "ફ્રેશર્યોફેન!" આ ઉત્તરના પ્રત્યુત્તરમાં પુનઃ ધ્વનિ સંભળાયો કેઃ– "બહુ સારૂં, આગળ વધો." આ ઉત્તરપ્રત્યુત્તરની ઘટનાને એક ક્ષણનો જ સમય થયો હશે, એટલામાં ચાવીઓનો ધ્વનિ અને સાંકળોનો ખણખણાટ સાંભળવામાં આવ્યો અને તેને સાંભળતાં જ તે યુવક પ્રવાસી પોતાના સૈનિક તરીકેના અભ્યાસના યોગે મનમાં જાણી ગયો કે, તે કોઇ દુર્ગ સમક્ષ આવી લાગ્યો છે અને એ ધ્વનિ તે દુર્ગનાં દ્વારોને ઉઘાડવાથી અને ખાઇપરના ઉઠાવી લીધેલા પુલને પાછો ખાઇપર નાખવાથી જ ઉત્પન્ન થએલો હોવો જોઇએ.

યુવક પ્રવાસીનું અનુમાન યથાર્થ જ હતું; કારણ કે, એ પછી જેવો તે આગળ વધ્યો એટલે પોતાના પદાઘાતથી ઉદ્‌ભવતા પોલા ધ્વનિથી તેનો નિશ્ચય થઇ ગયો કે; તે એ વેળાયે લાકડાના પુલપરથી પસાર થતો હતો અને ત્યારપછીના પોતાનાં પગલાનાં શબ્દના પ્રતિધ્વનિના યોગે તેના જાણવામાં આવ્યું કે, હવે તે કોઇ એક મેહરાબવાળી જગ્યામાં હતો. ત્યારપછી તેને એક વિશાળ અને ભવ્ય આગારના દ્વારમાં લઇ જવામાં આવ્યો અને ત્યાં થોડીવાર થોભ્યા પછી એક દ્વાર ઉઘડતાં સર્વ જનોએ તે દ્વારમાં પ્રવેશ કર્યો.

હવે તેઓ એક એવા માર્ગમાં હતા કે જે માર્ગ પહોળાઇમાં બહુ જ ઓછો હતો, પરંતુ ઉંચાઇમાં ઘણો જ વધારે હતો. એ માર્ગમાં કેટલાક અંતરસુધી જવા પછી એ લોકો એક વિશાળ ઓરડામાં આવી પહોંચ્યા અને તે ઓરડામાં એટલા બધા પ્રકાશનો વિસ્તાર થએલો હતો કે, પોતાની આંખોપર પટ્ટી હોવા છતાં પણ તે ઓરડામાંનું કેટલુંક દૃશ્ય તે યુવક પ્રવાસીના જોવામાં આવી ગયું. એવામાં કોઇની એવી આજ્ઞા સંભળાઈ કેઃ–" એની આંખોપરની પટ્ટીને કાઢી નાખો." એ આજ્ઞાસૂચક ધ્વનિને સાંભળતાં જ યુવક કાંઇક ચમકી ગયો; કારણ કે, તેને એ સ્વર બહુધા પોતાના પરિચયનો હોય, એમ લાગ્યું. અને એની સાથે તે પથિકના મનમાં અન્ય વિષયોનું ધ્યાન પણ સ્ફુરી આવ્યું; અર્થાત્ મધ્ય રાત્રિના સમયમાં સનોબરના અરણ્યમાંની ગુપ્ત યાત્રા, આંખોપર પટ્ટી બંધાવાનો પ્રકાર, દુર્ગમાં પ્રવેશ, આ ભવ્ય આગારમાં આગમન અને ત્યારપછી ગુપ્ત ન્યાયસભા સમક્ષ રજૂ થવાની તૈયારી, એ સર્વ ઘટનાઓ નિમેષ માત્રમા તેનાં મનશ્ચક્ષુ આગળથી પસાર થઇ ગઇ. તે યુવક એ ઘટનાઓના વિચારમાં નિમગ્ન હતો એટલામાં તેની આંખોપરની પટ્ટીને કાઢી નાખવામાં આવી અને તેના

યોગે નેત્રા ઉઘડતાં તેણે પોતાને એક ન્યાયાલય સમાન સુસજ્જિત વિશાળ ઓરડામાં ઊભેલો જોયો.

તે ઉભો હતો ત્યાંથી સ્હામે થોડા જ અંતરપર ભીંતની અડોઅડના એક ઊંચા ચબૂતરાપર એક પ્રકારનું સિંહાસન ગોઠવેલું હતું અને તે સિંહાસનપર મખમલના એક શામિયાનો અદ્ધર છવાયલો હતો. નીચેના ભાગમાં અન્ય જનો બેઠેલા હતા અને એ સિંહાસનપર ફ્રીકાઉન્ટ ઉત્તમોત્તમ વસ્ત્રોને પરિધાન કરીને વિરાજમાન થયો હતો. જો કે આપણો યુવક પ્રવાસી કાંઇક ચમકી ગએલો હતો, છતાં જ્યારે ફ્રીકાઉન્ટના મુખમંડળમાં તેણે દૃષ્ટિપાત કર્યો એટલે તત્કાળ તેના જાણુવામાં આવી ગયું કે, તે ફ્રીકાઉન્ટ અન્ય કોઇ નહિ, પણ પથિકાશ્રમમાં તેની સાથે મદિરા પાન કરનાર પેલો પાદરી કિંવા ધર્માધ્યક્ષ જ હતો. એ ચબૂતરાની સ્હામેજ ઘણાક બાંકડા અર્ધ ગોળાકાર ગોઠવેલા હતા અને તેમનાપર સભાના બીજા કેટલાક શસ્ત્રધર અને શસ્ત્રહીન સભાસદો પોતાનાં મસ્તકોને ખુલ્લાં રાખીને બેઠા હતા. ચબૂતરાની સ્હામેનાજ એક ટેબલપર એક તલ્વાર રાખવામાં આવી હતી કે જેની મૂઠ ક્રાઇસ્ટના ક્રૉસના આકારની હતી અને તેની આસપાસ એક રજ્જુ લપેટેલી હતી.

એ ઓરડામાંની દીવાલોમાં લોઢાની જડેલી અભરાઇઓપર બળતી મીણબત્તીઓના પ્રકાશથી આખો ઓરડો પ્રકાશમય થઇ ગયો હતો અને તે પ્રત્યેક મીણબત્તીની પાસેના ગોખલામાં ખ્રીસ્તી ધર્મના સંતો તથા મહાત્માઓની પ્રતિમાઓ જોવામાં આવતી હતી.

અચાનક ફ્રીકાઉન્ટે આજ્ઞા કરી કે;–"મૌનનું અવલંબન કરો!" અને તેની એ આજ્ઞા થતાં જ ત્યાં બેસીને કોલાહલ કરતા લોકોએ પોતાના બોલવાને મંદ તથા અસ્પષ્ટ કરી નાખ્યું. કાઉન્ટે બીજીવાર આજ્ઞા કરી કે;–"વિશેષ મૌનની આવશ્યકતા છે!" તેની એ બીજી વારની આજ્ઞાથી સભાસદોનું બોલવું ઓષ્ઠોમાં આવીને અટક્યું, તો પણ જાણે પોતાને સંતોષ ન થયો હોય તેવી રીતે કાઉન્ટે ત્રીજીવાર કહ્યું કે,–"ન્યાયાલયમાં અત્યંત શાંતિનો વિસ્તાર હોવો જોઇએ:" અને ત્રીજીવારની એ સૂચના મળતાંની સાથે ત્યાં સર્વથા મરણ સમાન નિઃશબ્દતાનું સબળ સામ્રાજ્ય વ્યાપી ગયું. આવી રીતે સભામાં સંપૂર્ણ શાંતિનો વિસ્તાર થતાં કાઉન્ટે બીજા પ્રકારની આજ્ઞા કરતાં કહ્યું કે;–"આ મનુષ્યને ન્યાયાસન સમક્ષ લઇ આવો."

"હું ન્યાયાસન સમક્ષ ઉપસ્થિત છું." એમ કહીને આપણો તરુણ પથિક પેલા બાંકડાઓની અર્ધ ગોળાઇમાં જઇને ઉભો રહ્યો.

"તમે અહીં શા કારણથી આવ્યા છો? કાઉન્ટે તેને ભીષણ સ્વરથી એ પ્રશ્ન પૂછ્યો.

"મારા અહીંના આગમનનું કારણ એ છે કે, રજ્જુ અને કૃપાણના ચિન્હથી મને આ ન્યાયાસન સમક્ષ ઉપસ્થિત થવાની આજ્ઞા આપવામાં આવી હતી." તરુણ પ્રવાસીએ દૃઢતાથી કહ્યું.

"ત્યારે તો જેનાં ચિન્હો આ રજ્જુ અને કૃપાણ છે, તે ન્યાયસભાને તમે સારી રીતે જાણતા તો હશો જ?" કાઉન્ટે પૂછ્યું.

"હું આ ન્યાયસભાની સત્તાને સારી રીતે જાણું છું." તરુણ પ્રવાસીએ પૂર્વ પ્રમાણેની નિર્ભયતાથી જ એ શબ્દો ઉચ્ચાર્યા.

"ત્યારે શું તમે આ ન્યાયસભાના અદ્વિતીય સત્તાબળને સ્વીકારો છો?" કાઉન્ટે ત્રીજો પ્રશ્ન પૂછ્યો; પરંતુ તે યુવકે તેના એ પ્રશ્નનું કાંઇ પણ ઉત્તર આપ્યું નહિ. તેને આવી રીતે નિરુત્તર રહેલો જોઇને કાઉન્ટે વક્ર મુદ્રા કરીને જણાવ્યું કે;–"ચિન્તા નહિ, આ ન્યાયસભાના અલૌકિક સત્તાબળનો હમણાં જ તમને સાક્ષાત્કાર થઇ જશે; પણ, હા; તમારૂં નામ શું છે તે તો જણાવો."

મારૂં નામ અવશ્ય આપના જાણવામાં હોવું જ જોઇએ; નહિ તો મારા નામને જાણ્યા વિના આપ મને અહીં કેવી રીતે બોલાવી શકત વારૂ?" તરુણ પ્રવાસીએ પ્રતિપ્રશ્ન પૂછ્યો.

"આવી રીતે વૃથા વિવાદમાં વેળાનો વ્યય ન કરો અને સ્પષ્ટ જણાવી દો કે અત્યારે તમે કયા નામથી પ્રવાસ કરી રહ્યા છો?" ફ્રીકાઉન્ટે કઠિન સૂચના આપીને પૂછ્યું.

"હું એક સામાન્ય પ્રજાજન અથવા નાગરિક પ્રમાણે કેવળ મનોરંજન તથા પ્રવાસમાટે જ બહાર નીકળ્યો છું; મને જે માર્ગપત્રિકા વાચનામાં મળી હતી તેમાં મારૂં નામ ચાર્લ્સ્ હેલન લખેલું છે અને તે આપ જોઇ શકો તેમ છે." આમ કહીને તે યુવકે એક લપેટેલા કાગળને પોતાના ખીસામાંથી કાઢીને વરિષ્ટ ન્યાયાધીશ અથવા તો તે ફ્રીકાઉન્ટના હાથમાં આપી દીધો.

ફ્રીકાઉન્ટ તે કાગળને હાથમાં લઇને ઉપાલંભના રૂપમાં કહેવા લાગ્યો કે;–"એક સામાન્ય પ્રજાજન અથયા નાગરિક પ્રમાણે? અરે, આ ન્યાયસભામાં આવવાની સાથે જ સામાન્ય અને અસામાન્ય સર્વ એક સરખી રીતે સામાન્ય જ બની જાય છે! શું ત્યારે તમારી રોઝેન્થેલ દુર્ગમાં જવાની ઇચ્છા છે? અને એ પણ તમારા જાણવામાં આવ્યું છે કે, તમને અહીં શામાટે બોલાવવામાં આવ્યા છે?"

"હું શું જાણું કે, મને અહીં શા કારણથી બોલાવવામાં આવ્યો છે!" યુવકે કિંચિત્ ગર્વદર્શક સ્વરથી ઉત્તર આપ્યું,

એ વેળાયે એક સભાસદે તેના હાથમાં એક લપેટેલો કાગળ આપ્યો અને તે યુવકે તે કાગળને ખોલીને અત્યંત આતુરતાથી વાંચવાનો આરંભ કર્યો. લગભગ અડધા કલાક સૂધી તે એ કાગળને જોતો રહ્યો. વાંચતાં વાંચતાં કોઇ વાર તેનું મુખમંડળ રક્તવર્ણ થઇ જતું હતું તો કોઇ વાર વળી શ્વેત થઇ જતું હતું. છેવટે તેના મુખમંડળમાં એક પ્રકારની મહાભારત હૃદયવેદનાનાં ચિન્હો દેખાવા લાગ્યાં. ફ્રીકાઉન્ટે તેને પૂછ્યું કે;–"દસ્તાવેજ વાંચ્યો?"

"જી હા; મેં વાંચી લીધો!" એમ કહીને યુવકે તે દસ્તાવેજને કોપના આવેશથી ઓરડાના ફર્શપર નાખી દીધો.

"તો બસ, એ દસ્તાવેજપર હસ્તાક્ષર કરી આપો એટલે આ ક્ષણે જ તમારી સ્વતંત્રતા તમને પાછી મળી જશે." ફ્રીકાઉન્ટે તેના કોપની પરવા ન કરીને પોતાની ઇચ્છાને આજ્ઞાના સ્વરૂપમાં વ્યક્ત કરી બતાવી.

"અને જો હું એ દસ્તાવેજપર હસ્તાક્ષર ન કરૂં તો?" યુવકે વિરુદ્ધતાદર્શક પ્રશ્ન રજૂ કર્યો.

"તો પછી મૃત્યુ તમારા માટે તૈયાર છે!" ફ્રીકાઉન્ટે રુક્ષતા અને બેપરવાઇથી ટૂંકામાં જ જણાવી દીધું.

તેના આ શબ્દો સાંભળતાં જ વિશેષ કોપાયમાન થઇને તે યુવક ગર્જના કરીને આજ્ઞાદર્શક સ્વરથી કહેવા લાગ્યો કે;–"તો શું, આવો અસભ્ય વાર્તાલાપ તમે કોની સાથે કરી રહ્યા છો એ તમારા જાણવામાં નથી કે શું? કદાચિત્ તમે મારા અધિકારોથી અજ્ઞ હશો અને તેથી જ અત્યારે મારી સાથે આવું અસહ્ય અસભ્ય વર્ત્તન ચલાવવાનું સાહસ કરી રહ્યા છો!"

"હું તમને અને તમારા અધિકારોને સારી રીતે જાણું છું; વિવશતા અથવા પ્રાર્થના, એ અમારાં કર્તવ્ય નથી, મારૂં કર્ત્તવ્ય કેવળ આજ્ઞા આપવાનું છે. તેમ છતાં પણ એટલે કે, હું આ પવિત્ર ન્યાયસભાનો વરિષ્ટ ન્યાયાધીશ હોવા છતાં પણ વળી એક વાર તમને કહું છું કે, આ દસ્તાવેજપર હસ્તાક્ષર કરી આપો અને એમાં જ તમારૂં કલ્યાણ સમાયલું છે." ફ્રીકાઉન્ટે યુવકના શબ્દોની જરા પણ દરકાર ન રાખીને બીજીવાર પોતાની તે જ આજ્ઞાનો ઉચ્ચાર કર્યો.

"નહિ, અને કદાપિ નહિ!" યુવકે એ શબ્દો એવા સ્વરથી ઉચ્ચાર્યા કે જેથી તેના હૃદયમાંનો પ્રચંડ કોપ પ્રત્યક્ષ દેખાઈ આવતો હતો.

"જો તમારો એવોજ નિશ્ચય હોય, તો એ પણ નિશ્ચયપૂર્વક જાણી લેજો કે, આ ન્યાયસભા પોતાના નિયમનો તમારી વિરુદ્ધ સંપૂર્ણતાથી ઉપયોગ કરશે. હજી પણ એક વાર વિચાર કરી જુઓ." ફ્રીકાઉન્ટે પુનઃ એક વાર તેને વિચારમાટેનો અવકાશ આપ્યો.

"મને હવે એ વિશેના વિચારની આવશ્યકતા નથી; પણ હા, તમે પોતે અવશ્ય વિચાર કરી જુઓ કે, તમારાથી મારી સાથે આવો ક્રૂર વ્યવહાર કરી શકાય તેમ છે કે કેમ ? કારણ કે, જો તમારા હાથે મારું કાંઈ પણ અનિષ્ટ થશે, તો તેની પ્રતિહિંસામાટે રોમ તથા જર્મન્ સામ્રાજ્યનાં એકે એક સંતાન તૈયાર થઇ જશે અને તમારી મહાદુર્દશા કરી નાખશે." યુવક હુમેલે કહ્યું.

"હઠવાદી યુવક ! અત્યારે તું મને બળાત્કારે નિષ્ઠુર બનાવે છે; પરંતુ એ વિશે તો મારો દૃઢ નિશ્ચયજ થઈ ગયો છે કે, તું પોતાના હઠને ત્યાગવાનો નથી અને તેથી નિરુપાય થઇને ન્યાયસભાને પોતાના કાર્યનો આરંભ કરવો પડે છે. ન્યાયસભાએ તારા સંબંધમાં જે કાંઇ નિર્ણય કર્યો છે, તે હવે તને સ્પષ્ટતાથી સંભળાવવામાં આવે છે."

આ પ્રમાણે બોલીને બે ચાર પળને માટે ફ્રીકાઉન્ટ શ્વાસ લેવાનો દેખાવ કરીને શાંત થઇ ગયો; પરંતુ ખરી રીતે તો એમ કરીને તેણે તે યુવકને વિચાર કરવામાટેનો અને ન્યાયસભાની આજ્ઞાને સ્વીકારવામાટેનો એટલો સમય આપ્યો હતો.

પરંતુ તે યુવક પણ એવો તો દૃઢતાશીલ હતો કે, તેણે અંતપર્યન્ત કાંઇ પણ ન બોલતાં કેવળ અધિકારદર્શક અત્યંત મૌનનું જ અવલંબન કરી રાખ્યું. હવે એ બન્દિવાનના સંબંધમાં શો નિર્ણય થાય છે એ જાણવામાટે સર્વનાં નેત્રો આતુરતાથી તે બન્દિવાન્ યુવકના અવલોકનમાં જ તલ્લીન થએલાં હતાં. એવામાં ફ્રીકાઉન્ટે નિમ્નલિખિત નિર્ણયપત્રને ભીષણ સ્વરથી વાંચવાનો આરંભ કર્યો:—

"એક વ્યક્તિ કે જે કેટલાંક કારણવશાત્ પોતાને ચાર્લ્સ હુમેલના નામથી ઓળખાવવાનું પસંદ કરે છે, તેને મારા સમક્ષ ઉપસ્થિત થવામાટે રજ્જુ અને કૃપાણના નામથી બોલાવવામાં આવ્યો હતો અને આ ન્યાયસભાના કેટલાક સભાસદોની ઇચ્છાથી તેમની રૂબરૂમાં જ તેની સમક્ષ કેટલીક દેશહિતકારક વાર્ત્તાઓ રજૂ કરવામાં આવી હતી, પરંતુ તેણે મહાનિરાદરયુક્ત બુદ્ધિથી તે વાર્ત્તાઓનો તિરસ્કારપૂર્વક અસ્વીકાર કર્યો હતો. એ કારણથી હું એ અપરાધમાટે તેને દૂષિત ઠરાવું છું; એ દેશહિતકારક વાર્ત્તાઓને ન સ્વીકારવાનો દોષ તો તેણે

કર્યો જ છે, પરંતુ તે ઉપરાંત ન્યાયસભાના અપમાનનો એક બીજો આરોપ પણ હું તેનાપર મૂકું છું અને તેનું કારણ એ છે કે, જે કાગળમાં તે દેશહિતકારિણી વાર્તાઓ લખાયલી હતી તે કાગળને અત્યંત તિરસ્કારપૂર્વક તેણે જમીનપર નાખી દીધો હતો. એટલામાટે અત્યંત ઉચ્ચ અધિકારોને ભોગવતી આ ન્યાયસભા એના સંબંધમાં આજ્ઞા આપે છે કે, એ દોષી અથવા અપરાધી મનુષ્યને મનુષ્યની જાતિથી દૂર કરી દેવો, એજ સર્વથા ઉચિત છે; કારણ કે, સત્યાસત્યનું જ્ઞાન, ન્યાય, અનુકંપા, સભ્યતા અને દેશમાં શાંતિને જાળવી રાખવાની ધારણા ઇત્યાદિ જે સદ્ગુણરૂપ અલંકારો ઈશ્વરે મનુષ્યને આપેલા છે, તે અલંકારોને હું એનામાં અલ્પ પ્રમાણમાં પણ જોઇ શકતો નથી. હું એ અપરાધીને એક અધિકારહીન વ્યક્તિ તરીકે વ્યક્ત કરૂં છું અને તેથી હવે પ્રત્યેક મનુષ્ય, એક અપરાધી સાથે જેવો વ્યવહાર કરવામાં આવે છે તેવા પ્રકારનો વ્યવહાર એની સાથે કરી શકે એમ છે. હું એનાં રક્ત તથા માંસપર શાપની વૃષ્ટિ વર્ષાવું છું અને આજ્ઞા આપું છું કે, એના શબને ભૂમિદાહ પણ ન આપવો, કિંતુ એના શબને કાગડા, ગીધ અને શૃગાલોના ભક્ષમાટે જંગલમાં રખડતું જ મૂકી દેવું. તેમજ હું બીજી એ પણ આજ્ઞા આપું છું કે, એના ગળામાં રજ્જુ બાંધીને એને લટકાવી દેવો અને એને જળ, સ્થળ તથા આકાશના જીવોનો ભક્ષ થવા દેવો. છતાં પણ જો ઈશ્વર સ્વીકારે, તો હું એના આત્માના કલ્યાણમાટે ઈશ્વરની પ્રાર્થના તો કરીશ જ !"*

---

* 'ફ્રેમ ગેરિક્ટ્' નામક એ ન્યાયસભા દ્વારા અપાતી એ મરણશિક્ષાઓનું સ્વરૂપ ખરેખર અતિશય ભયંકર હતું. હમણાં જ પ્રકટ થએલા જર્મન ભાષાના એક પુસ્તકમાંના એક પ્રકરણમાં એ ન્યાયસભા વિશે ઘણુંક લખવામાં આવ્યું છે અને ગ્રંથકાર એ ન્યાયસભાની અસંખ્ય ભયાનક તથા વિલક્ષણ ઘટનાઓનો ઉલ્લેખ કરીને અને તેની ભયંકરતાને દર્શાવીને કહે છે કે, "એ ન્યાયસભાના ફ્રીકાઉન્ટો અથવા ન્યાયાધીશો અપરાધના કોઈ પણ પ્રકારના વિશેષ પ્રમાણ વિના જ કેવળ અનુમાન અને અનુમાનના આધારે જ માની લીધેલા અપરાધીને મૃત્યુની શિક્ષા આપી દેતા હતા, પણ મૃત વ્યક્તિના ધન આદિ પદાર્થોને તેઓ હસ્તસ્પર્શ પણ કરતા નહોતા. તે અપરાધીના મૃત શરીરપર રજ્જુ તથા કૃપાણ એ બે ચિન્હો રાખવામાં આવતાં હતાં અને તેથી તે શબને કોઈ પણ ભૂમિદાહ આપવાનું નામ માત્ર પણ ઉચ્ચારી શકતું નહોતું." એ ઉપરાંત લઘુમાં લઘુ ઇતિહાસોમાં પણ એ ન્યાયસભાનું ન્યૂન કે અધિક વર્ણન મળી આવે છે. એ ગુપ્ત ન્યાયસભાનો ઇ. સ ની અગિયારમી સદીમાં જર્મની દેશમાં જન્મ થયો હતો અને તે સમયથી ઉચ્ચથી ઉચ્ચ

ફ્રીકાઉન્ટ અથવા ન્યાયાધીશે પોતાના ન્યાયનિર્ણયને સંભળાવવાના કાર્યની સમાપ્તિ કરીને પોતાના આસનના પશ્ચાદ્‌ભાગમાંથી રજ્જુને ઉપાડી લીધી અને તેને સ્હામેના અર્ધ ગોલાકાર ભૂમિભાગમાં નાખી દીધી. 'ફેમ્' ન્યાયાલયના છ અનુચરો તરત દોડયા, તેમનામાંના એકે તે રજ્જુને ઉપાડી લીધી અને બાકીના પાંચ સૈનિકોએ બન્દિવાનને પકડી લીધો.

એ પછી ફ્રીકાઉન્ટ ન્યાયસભાના તે આજ્ઞાધારક અનુચરોને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે;–"હું તમને આજ્ઞા આપું છું કે, તમે આ મનુષ્યને અરણ્યમાં લઇ જાઓ અને માત્ર એક કલાકના કાલાવધિમાં જ આ ન્યાયસભાના નિર્ણયનું સર્વાંશે પાલન કરી નાખો. ત્યાર કેડે આ મનુષ્યના મરી જવા પછી એના મૃત શરીરમાં 'ફેમ' નાં ચિન્હો એટલે કે રજ્જુયુક્ત કૃપાણને ખોસી દેજો કે જેથી એ કોઇ ચોર, લુટારા અથવા તો તેના કોઇ શત્રુના હાથે મરાયો છે, એવી લોકોને ભ્રાંતિ ન થાય અને તે પવિત્ર 'ફેમ' ન્યાયસભાના અપરાધીના અપવિત્ર દેહ તરીકે તરત ઓળખાઈ જાય !"

તેની આ આજ્ઞાને સાંભળીને ચાર્લ્સ હુમેલે ભીષણ ગર્જનાથી બોલવાનો આરંભ કર્યો કે;–"હું સર્વ ઇશ્વરીય અને માનુષી શક્તિયો વડે આ અત્યાચારપ્રતિ મારી વિરુદ્ધતા દર્શાવું છું અને ઇશ્વરનાં ચરણોમાં પ્રાર્થના કરૂં છું કે, તે અહીં બેઠેલા આ વીરોમાંના કોઇ પણ એક વીરનરના હૃદયમાં એટલા સાહસનો નિવાસ કરે, કે તેથી તે વીરનર આ અત્યાચારમયી ઘટનાના સમાચાર—"

---

શ્રેણીના લોકો એ ન્યાયસભાના સભાસદો થતા આવ્યા હતા. દીન અને નિર્બળ પ્રજાજનોને રાજ્યાધિકારીઓના અત્યાચારથી બચાવવા, એજ આરંભમાં એ ન્યાયસભાનું મુખ્ય કર્તવ્ય હતું અને એટલામાટે એણે પોતાના બળને પણ બહુજ વધારી મૂકયું હતું, પરંતુ પાછળથી પોતાના એજ બળનો એ ગુપ્ત ન્યાયસભાએ અત્યાચારોની વૃદ્ધિના કાર્યમાંજ વ્યય કરવા માંડયો અને એ ન્યાયસભા રક્ષકને બદલે ભક્ષકનો વ્યવસાય કરવા લાગી. સહસ્રાવધિ રાજા, મહારાજા, રાજકુમાર અને અન્યાયન્ય જનો એ સભાના અત્યાચારી હસ્તના આઘાતથી સ્વર્ગમાં પ્રયાણ કરી ગયા અને એજ કારણથી એ ન્યાયસભાના સભાસદો આમ તેમ વિખરાઈ જવા માંડયા. આમ થવાથી એ સભાનું બળ ઘટવા માંડયું અને તે ઘટતાં ઘટતાં ઇ. સ. ૧૫૬૨ માં બિલ્કુલ તૂટી ગયું. છતાં કયાંક કયાંક એ ન્યાયસભાનાં કેટલાંક છૂટાં છવાયાં ચિન્હો અથવા સ્વરૂપો રહી ગયાં હતાં, પરંતુ તેમનો પણ ઈ. સ. ૧૮૧૧ માં વીરનર જેરોમી બોનાપાર્ટે સદાને માટે અંત કરી નાખ્યો અને તેથી હવે એ સંસ્થાનું નામ કેવળ ઇતિહાસનાં પૃષ્ઠો વિના અન્યત્ર કયાંય પણ જોવા કે સાંભળવામાં આવતું નથી.

તે હજી તો આગળ બોલવા જતો હતો એટલામાં ફ્રીકાઉન્ટે તેને વચ્ચે જ બોલતો અટકાવ્યો અને કહ્યું કે;–" આ ન્યાયસભાના કોઇ પણ સભાસદમાં એટલું સામર્થ્ય છે જ નહિ કે, આ સંસ્થાનો અપરાધી તેનો પોતાનો બંધુ અથવા પિતા હોય તોપણ અહીંના ગુપ્ત ભેદોના સમાચાર બીજા કોઇને સંભળાવી શકે; કારણ કે, સર્વને પોતાના પ્રાણ વિશેષ પ્રિય હોય છે. લઇ જાઓ, આ અપરાધીને ! "

'ફ્રેમ્' ન્યાયસંસ્થાના પરિચારકો તત્કાળ હ્યુમેલને ન્યાયાલયમાંથી બહાર લઈ ગયા અને પેલા લઘુ માર્ગમાં થઇને તેઓ દુર્ગની અંદર ચાલ્યા. હ્યુમેલની આંખોપર હવે પટ્ટી બાંધવામાં આવી નહોતી; કારણ કે, પરિચારકોએ એમ જ ધારી લીધું હતું કે, ' એ હવે થોડીવારમાં જ માર્યો જવાનો છે એટલે એનાથી હવે ભેદોને ગુપ્ત રાખવાનું કાંઇ પણ કારણ નથી. '

ચંદ્રમા એ વેળાયે નભોમંડળના મધ્ય ભાગમાં વિરાજીને પોતાના શીતલ પ્રકાશને વિસ્તારી રહ્યો હતો; તેનો શીતલ અને કોમળ પ્રકાશ અસંખ્ય નક્ષત્રોની સાથે મળીને સર્વત્ર પ્રસરી ગયો હતો; અને એ વેળાયે નક્ષત્રોનો ચમકાટ જાણે કોઈ ગહન રંગના લીલી મખમલના શામિયાનામાં ઘણાંક રત્નો ટાંકેલાં હોયની ! તે પ્રમાણેનોજ દેખાતો હતો. તે તરુણ પ્રવાસીએ ઉંચી દૃષ્ટિથી જોતાં તે દુર્ગના દૃઢ બુર્જો અને બાકોરાંવાળી દીવાલો જાણે કૃષ્ણ વસ્ત્ર પરિધાન કરીને નિઃસ્તબ્ધતામાં પોતાને તાકી રહી હોયની ! એવો તેને ભ્રમ થવા લાગ્યો. તેની સર્વ આશાઓ તેના હૃદયમાંથી પ્રયાણ કરી ગઈ હતી, તેનાં શસ્ત્રો તેની પાસેથી છીનવી લેવાયાં હતાં અને ૭ નાગી તલ્વારો ચારે તરફથી તેના શિરપર પોતાની છાયાને પ્રસારી રહી હતી. એ વેળાયે યુવકના અંતઃકરણમા કેવળ ઇશ્વિર વિના બીજા કોઇનું સ્મરણ થતું નહોતું અને અંતઃકરણથી કેવળ ઇશ્વિરના નામને જપતો જ તે આગળ ચાલ્યો જતો હતો. દુર્ગના આંતરિક ભાગમાંના માર્ગની સમાપ્તિ થઇ, પાછાં દુર્ગનાં દ્વાર ઉઘડયાં, કાષ્ઠના પુલને ખાઇપર નીચે ઉતારવામાં આવ્યો અને એ દુઃખી પ્રવાસી યુવક ૭ યમદૂતોની સાથે તે દુર્ગમાંથી બહાર નીકળ્યો.

હવે તે ગુપ્ત ન્યાયસભાના પરિચારકોમાંનો એક પરિચારક પોતાના હાથમાં એક મશાલ લઇને આગળના ભાગમાં ચાલવા લાગ્યો. એ મશાલનો અંધુક પ્રકાશ દૂર પર્યન્ત પહોંચતો હતો અને તેમાંથી નીકળતો ધૂમાડો પાછળ ચાલતા મનુષ્યોનાં મોઢાંપર આવીને અથડાતો હતો. માર્ગમાં એક શબ્દ માત્રનો પણ કોઈએ ઉચ્ચાર કર્યો નહિ.

અન્તે મનુષ્યોનો એ લઘુ સમુદાય જે સનોબરના અરણ્યમાં થઇને આવ્યો હતો તે સનોબરના અરણ્યમાંજ પાછો આવી પહોંચ્યો અને એક પરિચારક હવે બહુજ સંભાળથી બીજાઓને માર્ગ બતાવતો આગળ આગળ ચાલવા લાગ્યો. અલ્પ સમયમાંજ પ્રવાસીઓના વિશ્રામમાટે જ્યાં દેવાલય બનાવવામાં આવ્યું હતું તે ખુલ્લા મેદાનમાં એ જનસમુદાય આવી પહોંચ્યો.

અહીં આવીને ન્યાયસભાના પરિચારકો ઉભા રહી ગયા અને તેમના અધિકારીએ હુમેલને ઉદ્દેશીને અને તેને પોતાની આંગળીથી એક વિશાળ વૃક્ષ બતાવીને કહ્યું કે;–"જે સ્થાનમાં તારૂં મરણ થવાનું છે, તે સ્થાન આજ છે. હવે જો આ છેલ્લી ઘડીયે તારે ઇશ્વિરની કાંઇ પણ પ્રાર્થના કરી લેવી હોય, તો આ દેવાલયમાં જઇને તારાથી તે પ્રાર્થના કરી શકાય તેમ છે."

ચાર્લ્સ હુમેલ પોતાના મુખથી કાંઇ પણ બોલ્યો નહિ; કિંતુ દૃઢતાથી ચરણોને ગતિમાન્ કરીને તે દેવાલયમાંના પ્રાર્થના કરવાના સ્થાનમાં આવી લાગ્યો. એ સ્થાન લોઢાના મજબૂત થાંભલાથી ઘેરાયલું હતું અને તે થાંભલાઓમાં લોઢાની સાંકળો લાગેલી હતી. અહીં આવીને તે ગોઠણમંડિયે બેસી ગયો અને કેટલાંક પળ પર્યન્ત ઇશ્વિરની પ્રાર્થના કરતો રહ્યો. જ્યાં સુધી તે ઇશ્વિરની પ્રાર્થનામાં નિમગ્ન રહ્યો, ત્યાં સુધી તે છ સૈનિકો તેને ચારે તરફથી ઘેરીને ઉભા રહ્યા. છેવટે તે ઉઠયો અને તેણે નિર્ભયતાદર્શક સ્વરથી તે પરિચારકોના અધિકારીને સંબોધીને કહ્યું કે;–"યમના દૂતો! હું તૈયાર છું!!"

"અવશ્ય તું એક વીર પુરુષ દેખાય છે." તે અધિકારીએ તેની નિર્ભયતાથી મુગ્ધ થઇને તેને ધન્યવાદ આપ્યો.

"હું કેવળ એટલુંજ જાણું છું કે, તમારી અત્યાચારિણી ન્યાયસભાની આજ્ઞાનું પાલન કરવા કરતાં આવી રીતે મરણને શરણ થવું, એ સહસ્ત્રવાર અધિક ઉત્તમ અને શ્રેયસ્કર છે." ચાર્લ્સ્ હુમેલે ધન્યવાદનું ઉત્તર આપ્યું.

એ પછી તે પરિચારકોમાંના એકે પોતાના અધિકારીની અનુમતિથી તે વૃક્ષમાંની એક બહાર નીકળી આવેલી શાખાપર દોરડું નાખ્યું; એ દોરડાનો એક છેડો તેમના હાથમાં રહ્યો અને બીજા છેડાનો ફાંસો કરીને તે ફાંસાને તેમણે તે યુવકની ગર્દનમાં નાખી દીધો. ત્યાર પછી તેના હાથાને પાછળ કમરપર રાખીને મજબૂત બાંધી લેવામાં આવ્યા. મરણની ઘટિકા આટલી નિકટમાં આવેલી છતાં પણ

તે વીર યુવકે પોતાના મુખમાંથી એક પણ શબ્દ ન ઉચ્ચાર્યો; કિન્તુ તેના મુખમાંથી કેવળ ઈશ્વરની પ્રાર્થનાજ નીકળતી સંભળાતી હતી. તેના પ્રાણનાશની સઘળી તૈયારીઓ હવે થઇ ચૂકી હતી અને તેથી તેને પોતાની મુક્તિનો કોઈ પણ માર્ગ એ વેળાયે દેખાતો નહોતો. પરન્તુ તે પરિચારકોમાંના બે પરિચારકો તે વૃક્ષની શાખાપર નાખેલા દોરડાને તાણવાની અને યુવકને લટકાવવાની તૈયારીમાં હતા, તેવામાં તેજ ક્ષણે એક કૃષ્ણવસ્ત્રપરિધાના અને દીર્ઘ મૂર્ત્તિ અચાનક એક બાજૂએ પૃથ્વીમાંથી પ્રકટ થઈ અને એક અત્યંત ઉચ્ચ પદવીના અધિકારી પ્રમાણે તેણે તે પરિચારકોને આજ્ઞા કરી કે;–" તમારા આ શિકારને છોડી દો." માત્ર એટલુંજ નહિ પણ તેણે આગળ વધીને પોતાની ચમકતી તલ્વારને મ્યાનમાંથી બહાર કાઢીને તેના સાધારણ સ્પર્શથી તે યુવકના ગળામાંના દોરડાને કાપી નાખ્યું.

આ ચમત્કારિક દૃશ્યને જોઈને પરિચારકોનો અધિકારી પોકાર કરીને કહેવા લાગ્યો કે;–" આને એકદમ પકડી લ્યો; એટલે પછી એને આપણે બતાવી દઈશું કે, 'ફેમ' ન્યાયસભાના કાર્યમાં બાધા નાખનારાઓને તેમના એ કૃત્યનું કેવું ભયંકર પરિણામ ભોગવવું પડે છે!"

પોતાના અધિકારીની એ આજ્ઞા સાંભળીને બે પરિચારકોએ તે યુવકને પકડી રાખ્યો અને ત્રણ પરિચારકોએ મળીને તે નવીન આગંતુક વ્યક્તિપર તેને પકડવામાટે આક્રમણ કર્યું.

" અવિચારી મૂર્ખ મનુષ્યો!" તે આગંતુક વ્યક્તિએ તુચ્છકારદર્શક સ્વરથી કહ્યું અને આજ્ઞા કરી કે;–" શું તમે એ નથી જાણતા કે, તમે કોનાપર આક્રમણ કરી રહ્યા છો? પાછા હટીને દૂર ઊભા રહો."

હુમેલ એ વેળાયે મહદાશ્ચર્યમાં પડી ગયો હતો. તેણે તો એવું જ અનુમાન કર્યું હતું કે, ન્યાયસભાના પરિચારકો એ વ્યક્તિના આ ક્ષણે જ ટુકડે ટુકડા કરી નાખશે; પરંતુ નહિ, તે આગંતુક વ્યક્તિના ઉચ્ચારેલા એ શબ્દોમાં જાદૂનું પરિણામ સમાયલું હતું અને તેથી તે શબ્દોને સાંભળતાં જ તે પરિચારકો ત્યાંથી પાછા હટી ગયા, કંપતા હાથોથી તેમણે પોતાના હથિયારોને છોડી દીધાં અને ભયથી તેમની મશાલ પણ નીચે જમીનપર પડી ગઇ.

ત્યાર પછી તે નવીન આગંતુક પુરુષ કોઇ પણ પ્રકારના ભય વિના તે યુવક પ્રતિ આગળ વધવા લાગ્યો; તેના હૃદયમાં કોઇનો ભય કિંવા ખટકો હતો જ નહિ, એમ તેની ચર્યાથી સ્પષ્ટ જણાઇ આવતું હતું. ધીમાં પગલાંથી ચાલતો તે હુમેલની પાસે પહોંચ્યો અને ત્યાં

આવીને જે એ પરિચારકો હ્યુમેલને પકડીને ઊભા હતા તેમને તેણે દૂર હટાવી દીધા અને જે દોરડાથી તે યુવકના હાથ બાંધવામાં આવ્યા હતા તે દોરડાને પણ પોતાની તલ્વારથી કાપી નાખીને તે યુવકને પ્રેમદર્શક સ્વરથી કહ્યું કે;–" મહાશય, હવે આપ મારી પાછળ પાછળ ચાલ્યા આવો અને હવે આપ પોતાના હૃદયમાં કોઇ પણ પ્રકારની શંકા કિંવા ભીતિને સ્થાન આપશો નહિ !"

યુવકને આ પ્રમાણે કહીને તે અરણ્યની દિશામાં ચાલ્યો; કોઈ પોતાની પાછળ ચાલ્યું આવતું હશે એ વિશેનો તેના મનમાં ખટકો માત્ર પણ દેખાતો નહોતો; કારણ કે, તે સાધારણ ગતિથી અને ધીમાં પગલાંથી શાંત ચિત્તે જ ચાલ્યો જતો હતો. આવું ભયાનક કાર્ય કરવા છતાં પણ, એટલે કે, 'ફ્રેમ્ ગેરિક્ટ્' ન્યાયસભાના બન્દિવાનને તે સભાના પરિચારકોના હાથમાંથી છોડવવા છતાં તેના હૃદયમાં ભયનો લેશ માત્ર પણ નિવાસ હોય એમ દેખાતું નહોતું. ચાર્લ્સ્ હ્યુમેલ તેની પાછળ પાછળ એ ચમત્કારને જોતો જોતો ચાલ્યો જતો હતો કે, 'ફ્રેમ્' ન્યાયસભાના પરિચારકો જાણે તેમનાં ચરણોને કોઇએ મંત્રના બળથી પૃથ્વી સાથે જકડી દીધા હોયની તેવી રીતે પાષાણની પ્રતિમા પ્રમાણે ચેષ્ટાહીન થઇને ઊભા હતા; અને પૃથ્વીપર પડેલી બળતી મશાલના પ્રકાશમાં સ્પષ્ટ દેખાતું હતું કે, તેમનાં મુખમંડળોમાં ભય, આશ્ચર્ય અને વિલક્ષણ વ્યગ્રતાનાં ભીષણ ચિન્હો પ્રકટેલાં હતાં.

ચાલતાં ચાલતાં ચાર્લ્સ્ હ્યુમેલે પોતાના તે મુક્તિદાતા નવ આગંતુકને ઉદ્દેશીને કહ્યું કે;–" મહાશય, હવે આપણે ચાલવામાં ઉતાવળ કરવી જોઇએ; નહિ તો ક્યાંક એમ ન થાય કે, તેઓ પાછા આવીને આપણને પકડી લે અને આપણો પરિશ્રમ અફળ થઇ જાય !"

એના ઉત્તરમાં તે આગંતુકે જણાવ્યું કે;–" એ છ સૈનિકો તો શું પણ છ હજાર સૈનિકોની સમસ્ત સેના પણ આપણાપર ચઢી આવે, તો પણ તેનાથી આપણો એક વાળ પણ વાંકો કરી શકાય તેમ નથી !" તેણે આ શબ્દો સંપૂર્ણ ગંભીરતાથી ઉચ્ચાર્યા હતા, તેના એ શબ્દોના પ્રત્યેક અક્ષરમાંથી સત્યતા વર્ષી રહી હતી અને તેથી એ શબ્દોને સાંભળતાં જ હ્યુમેલના હૃદયમાં પણ એ નવીન આગંતુકનો અલૌકિક પ્રભાવ પડી ગયો. એ વેળાયે તે એ વિશેનો જ વિચાર કરી રહ્યો હતો કે;–" આ પુરુષમાં એવી તે શી વસ્તુ રહેલી છે કે, એ કોઇથી લેશ માત્ર પણ ભયભીત થતો નથી ?" વિચાર કરતાં કરતાં તે એવા અનુમાનપર આવ્યો કે;–" કદાચિત્ 'ફ્રેમ' ન્યાયસભાનો એ સર્વથી શ્રેષ્ઠ અને ઉચ્ચતમ અધિકારી હશે અને તેથી એણે પ્રત્યક્ષ

કાંઇ પણ ન કહેતાં ગુપ્ત રીતિથી તે પરિચારકોને એવું કોઇ ચિન્હ બતાવ્યું હશે કે જેથી તે પરિચારકોની આવી દુર્દશા થએલી છે !” તે આ પ્રમાણેના વિચારોના વમળમાં ગોથાં ખાતો તે અજ્ઞાત વ્યક્તિની સાથે અરણ્યમાં આવી પહોંચ્યો, પરંતુ તેને કાંઇ પણ પૂછવાનું હુમેલથી સાહસ કરી શકાતું નહોતું. જ્યારે એ બન્ને જનો ચાલતા ચાલતા ક્રેમ્બર્ગ નામક ગ્રામના નિકટમાં પહોંચી ગયા એટલે ત્યાં તે કૃષ્ણ-વસ્ત્રધારી અજ્ઞાત પુરુષ અચાનક આગળ વધતો અટકી ગયો અને પાછળ ફરીને હુમેલને કહેવા લાગ્યો કે;–“ આપ થોડીવાર અહીં ઉભા રહો; હું આપના અશ્વને અહીં લઇ આવું છું.” આટલી સૂચના આપીને તે શીઘ્રતાથી પાછો આગળ વધ્યો અને ક્ષણ માત્રમાં તો હુમેલની દૃષ્ટિથી અદૃશ્ય થઇ ગયો.

પોતાને વળી પાછો એકલો પડી ગયેલો જોઈને હુમેલ પોતાના મનમાં બહુજ ભયભીત થવા લાગ્યો અને અનેક પ્રકારની ચિંતાઓ ચિત્તમાં આવી આવીને તેને વૃશ્ચિક પ્રમાણે ડંખ મારવા લાગી. તે કાંઈ મૃત્યુથી ડરતો નહોતો, કિંતુ તેના મનમાં માત્ર એજ ખટકો થયા કરતો હતો કે, વળી પાછો ક્યાંક ‘ ફ્રેમ ’ ન્યાયસભાના અધિ-કારીઓનો સાક્ષાત્કાર ન થઇ જાય! એ પછી જેની એક એક કૃતિએ તેને આશ્ચર્યના સમુદ્રમાં ડુબાવી દીધો હતો, તે નવીન આગંતુક પુરુ-ષના સંબંધમાં તે પાછો કેટલાક વિચારો કરવા લાગ્યો. વળી પાછો એ વિચારને પણ ત્યાગીને તે મનોગત કહેવા લાગ્યો કેઃ–“ જો હું રોજેન્થેલ દુર્ગની દિશામાં દોડતો ચાલ્યો જાઉં, તો આશા છે કે, મા-રાથી સત્વર જ ત્યાં પહોંચી શકાય અને જો એકવાર ત્યાં પહોંચી જવાય, તો પછી કોઇ પણ પ્રકારનો ભય ન રહે, એ સ્વાભાવિક છે.” પરંતુ એ વિચાર કરતાં તરત પાછું તેને સ્મરણ થઇ આવ્યું કે;– રોજેન્થેલના બેરનપરની જે પરિચયપત્રિકાઓ હું લઇ આવ્યો છું, તે તો પેલા પથિકાશ્રમમાં જ પડી રહી છે, એટલે તે પરિચયપત્રિ-કાઓ વિના મારાથી રોજેન્થેલ દુર્ગના સ્વામી પાસે પણ કેવી રીતે જઇ શકાય વારૂ ?” આ પ્રશ્નનો તેની મનોદેવતાએ અદ્યાપિ કોઇ પણ પ્રકારનો નિર્ણય કર્યો નહોતો, એટલામાં તો ઘોડાના ટાપાનો અવાજ તેના કાનોમાં આવીને અથડાયો અને ત્યાર પછી બે ચાર પળ-માં જ તે ભેદ ભરેલો પુરુષ તેના સમક્ષ આવીને ઉભો રહ્યો.

તે અજ્ઞાત પુરુષ પોતે કાળા રંગના એક કદાવર ઘોડાપર સવાર થએલો હતો અને હુમેલના ઘોડાની લગામને તેણે પોતાના હાથમાં પકડી રાખી હતી. ત્યાં આવતાંજ તેણે હુમેલને ઉદ્દેશીને કહ્યું કે;–

"આ આપનો અશ્વ તૈયાર છે, માટે આરૂઢ થઈ જાઓ અને પ્રયાણ કરી જાઓ."

હુમેલે અત્યંત પ્રસન્નતાથી તેની આજ્ઞાને માની લીધી અને ત્યાર પછી જ્યારે તેણે ઘોડાના જીન અને તેનાં બન્ને ખાનાંને તપાસી જોયાં તો તે અજ્ઞાત પુરુષ તેની એક પણ વસ્તુને પથિકાશ્રમમાં છોડી આવ્યો નહોતો એ જોઇને તેના આશ્ચર્યનો પરમ અવધિ જ થઇ ગયો. એટલે તે પોતાના આશ્ચર્યને વ્યક્ત કરતો કહેવા લાગ્યો કે;–"આવશ્યકીય પત્રો, બીજાં કાગળિયાં અને ચામડાની ન્હાની બેગ, એમાંની કોઇ પણ વસ્તુને આપ ભૂલ્યા નથી."

અજ્ઞાત પુરુષે બેપરવાઇથી કહ્યું કે;–"હજી પણ સારી રીતે તપાસી લ્યો કે, કોઇ વસ્તુ રહી તો નથી ગઇ; કારણ કે, જો કોઈ વસ્તુ રહી ગઇ હોય, તો હજી પણ લાવી શકાય તેમ છે."

"જી નહિ; કાંઇ પણ રહ્યું નથી." આ પ્રમાણે કહીને હુમેલે વિનય દર્શાવીને પૂછ્યું કે;–"પરંતુ એટલું મને જાણી લેવા દો કે, જે ઉદારચરિત મહાશય આવા સંકટના સમયમાં મારા આટલી સીમા પર્યન્ત સહાયક થયા છે, તે મહાપુરુષનું નામાભિધાન શું છે? કારણ કે, જો આપનું નામ મારા જાણવામાં આવે, તો તે નામનો ઉચ્ચાર કરીને મારાથી આપને ધન્યવાદ તો આપી શકાય અને મારી કૃતજ્ઞતાને વ્યક્ત તો કરી શકાય!"

"હું વળી પાછો આપને મળીશ અને તે વેળાયે આપને મારો પરિચય કરાવીશ." અજ્ઞાત વ્યક્તિએ ગંભીરતાથી કહ્યું.

"આપણે પાછા મળીશું!" હુમેલે અત્યંત આવેગયુક્ત આશ્ચર્યથી ઉદ્દગાર કાઢ્યો; "પરંતુ આપણું એ મિલન પાછું ક્યાં થશે વારૂ?"

"રોજેન્થેલ દુર્ગમાં!" અજ્ઞાત પુરુષે ઉત્તર આપ્યું. "આપ અત્યારે ત્યાંજ જાઓ છો–આ માર્ગ અહીંથી બાણ સમાન સરળ રેષામાં રોજેન્થેલ દુર્ગ પર્યન્ત ચાલ્યો જાય છે. હવે બીજી કોઇ પણ દુર્ઘટના વિશેની આપ ચિંતા ન રાખશો; કારણ કે, આપનો બચાવ ઘણીજ ઉત્તમતાથી કરવામાં આવ્યો છે." ત્યારપછી તેણે વિલક્ષણ હાસ્ય કરીને કહેવા માંડયું કે:–"જો કે આપ એ બાબતને જાણતા નથી, પણ હું આપને અત્યારે જ જણાવી દઉં છું કે, આજથી સાતમે દિવસે રોજેન્થેલ દુર્ગમાં એક મહાભારત ઉત્સવ થવાનો છે અને તે ઉત્સવપ્રસંગે જ હું ત્યાં આવીશ."

આટલું બોલતાંની સાથે જ તે કૃષ્ણવસ્ત્રધારી અજ્ઞાત પુરુષે પોતાના અશ્વને એડ લગાવી અને એ સૂચના મળતાંજ તે પ્રકાંડકાય

અને વિશાલાકાર બળવાન્ અશ્વ ઝંઝાવાત પ્રમાણે માર્ગમાં જાણે ઉડતો હોયની! તે પ્રમાણે ચાલવા લાગ્યો અને નિમેષ માત્રમાં તો તે અશ્વ અને અશ્વારોહી બન્ને હુમેલનાં નેત્રોથી બહુજ દૂર અને અદૃશ્ય થઇ ગયા. ત્યારપછી હુમેલ પણ અનેક પ્રકારના તર્ક વિતર્ક કરતો અને ભયાનક સંકટમાંથી મુક્ત થવામાટે ઇશ્વિરનો આભાર માનતો પોતાના અશ્વપર આરોહણ કરીને પોતાના માર્ગમાં પ્રયાણ કરી ગયો.

---

## પ્રકરણ ૩ જું

### રોજેન્થેલ દુર્ગ

અભિમાની બેરન રોજેન્થેલનો, રોજેન્થેલ દુર્ગપરનો અધિકાર, તેના પોતાના સમયથી જ નહિ, કિંતુ તેના પૂર્વજોના સમયથી જ ચાલ્યો આવતો હતો અને એ દુર્ગ વિટનબર્ગ નગરથી અલ્પ અંતરાયપરની એક ઉચ્ચ ભૂમિપર આવેલો હતો. રોજેન્થેલ દુર્ગ તે પુરાતન દુર્ગોમાંનો જ એક દુર્ગ હતો કે જેમના અવશેષો ( ખંડિયેરો ) અને દૂર દૂર પર્યન્ત વિસ્તરેલાં ઇંટ અને પાષાણો આજે પણ જર્મનીના પર્વતોમાં દૃષ્ટિગોચર થઇ શકે છે. તે સમયના એ દુર્ગો જર્મનીમાંની મુખ્ય મુખ્ય નદીઓના તીરપ્રાન્તમાંના ઉચ્ચ ભૂમિભાગમાં આવેલા હતા, એ અહીં ખાસ કરીને ધ્યાનમાં રાખવાનું છે.

રોજેન્થેલ દુર્ગનું ક્ષેત્રફળ લગભગ એક માઇલના ચતુર્થાંશ જેટલું હતું અને એ દુર્ગની દીવાલોના ગર્ભમાં એક ઉત્તમ નગર વસેલું હતું. એક દુર્ગની રક્ષામાટે જે આવશ્યકીય સાધનો હોવાં જોઈએ, તે સર્વ સાધનો એ દુર્ગમાં ઉપસ્થિત હતાં. એ દુર્ગમાં અન્નના ભંડાર, શસ્ત્રાસ્ત્રકોષ, દારૂગોળો અને સૈન્ય આદિની એટલી વિપુલતા તો અવશ્ય હતી કે, જો કોઇ શત્રુ સતત એક વર્ષ પર્યન્ત દુર્ગને ઘેરીને પડ્યો રહે અને તે ચારે તરફનાં નિર્વાહસાધનોનોને દુર્ગમાં આવવાનાં દ્વારોને બંધ કરી નાખે, તો પણ એ દુર્ગમાંના એક હજાર મનુષ્યો કોઇ પણ પ્રકારની આપત્તિ વિના દુર્ગમાં રહીને જ તે શત્રુના આઘાતના પ્રત્યાઘાતથી સારી રીતે જવાબ આપવાને સમર્થ રહી શકે એમ હતું. સારાંશ કે, આવા ઘેરાના પ્રસંગમાં શત્રુના આઘાત સમક્ષ ટકી રહેવાના સાધન તરીકેજ એ દુર્ગ બાંધવામાં આવ્યો હતો; એમાં તો કોઇ પણ પ્રકારનો સંશય નહોતો જ.

તે સમયમાં એક અભિમાની અને બલવાન્ બેરન્ (રાજા) રોઝેન્થેલ દુર્ગનો અધિકારી હતો. તેનું રાજ્ય બહુ દૂર પર્યન્ત વિસ્તરેલું હતું અને તેના પ્રજાજનોની સંખ્યા પણ વિશાળ હતી. તેના ધનકોષ નિરંતર ચાંદી અને સોનાના સિક્કાથી ભરેલા જ રહેતા હતા; તેમજ તેની પ્રતિષ્ઠા અને અધિકારપદવી પણ એટલી બધી ઉચ્ચ કોટિની હતી કે, તેની પુત્રી થેરેસા હજી તો અર્ભક અવસ્થામાં જ હતી તે વેળાયે જ રાજકુમાર આર્કડ્યૂક લિયોપોલ્ડ સાથે તેનું સગપણ થઈ ગયું હતું. પરંતુ એક કારણ એવું પણ હતું કે, જેના યોગે રોઝેન્થેલના બેરનના હૃદયમાં દિવસ અને રાત એક પ્રકારની ચિંતા રહ્યા કરતી હતી અને તે કારણ એ હતું કે, તેના બલાઢ્ય પાડોશી અને લિન્સડોર્ફના કાઉન્ટ મૅન્ફ્રેડ સાથે તેની ભયંકર શત્રુતા થઇ ગઈ હતી.

એ શત્રુતા થવાનું મૂળ કારણ એ હતું કે, કાઉન્ટ મૅન્ફ્રેડે બેરન્ રોઝેન્થેલ પાસેથી તેની પુત્રીના હસ્તની યાચના કરી હતી; પરંતુ એક તો કાઉન્ટ મૅન્ફ્રેડ પચાસ વર્ષના વયનો વૃદ્ધ હતો તેમજ તે પોતાના અત્યાચારો અને અનાચારોના યોગે પોતાની પ્રજામાં અત્યંત અપ્રિય તથા નિન્દાને પાત્ર થએલો હતો; અને બીજું કુમારિકા થેરેસાનો જર્મનીના રાજકુમાર આર્કડ્યૂક લિયોપોલ્ડ સાથે સગપણનો સંબંધ થઇ ચૂક્યો હતો, એટલે એ કારણોથી રોઝેન્થેલના બેરને તેની એ યાચનાનો અસ્વીકાર કર્યો હતો. બસ તેજ દિવસથી એટલે કે, આપણી નવલકથાના આરંભકાળથી બે વર્ષ પૂર્વેથી કાઉન્ટ મૅન્ફ્રેડે પોતાના હૃદયક્ષેત્રમાં બેરન રોઝેન્થેલ વિશેના વૈરવૃક્ષના બીજનું આરોપણ કરી દીધું હતું.

આ બનાવ બન્યા પછી એ ઉભય રાજ્યોની પ્રજામાં પણ પરસ્પર મારામારી અને કાપાકાપીનો વ્યવસાય ચાલવા લાગ્યો; બન્ને રાજ્યોના પ્રજાજનોએ એક બીજાને લૂટવાનો અને મારી નાખવાનો આરંભ કરી દીધો અને દિનપ્રતિદિન એ વૈરનો અગ્નિ એટલો બધો પ્રબળ થતો ગયો કે, બેરન રાતદિવસ એ જ ચિંતામાં રહેવા લાગ્યો કે, કાઉન્ટ મૅન્ફ્રેડનું સૈન્ય આવ્યું હશે કે કાં તો હમણાંજ આક્રમણ કરવામાટે આવી લાગશે અને કાઉન્ટ મૅન્ફ્રેડને પણ એવોજ ભય રહ્યા કરતો હતો કે, જે સમય જાય છે તેમાં બેરન્ પોતાના સૈન્યસહિત યુદ્ધ કરવામાટે અહીં આવવોજ જોઇએ.

કુમારિકા થેરેસા હજી તો જે વેળાયે બાલ્યાવસ્થામાં જ હતી, તે વેળાયે જ બેરનની પત્નીનો પરલોકવાસ થઇ ગયો હતો અને ત્યાર પછી

બેરને બીજી વાર લગ્નસંબંધ કર્યો નહોતો. તેનો પોતાની પુત્રીમાં અતિશય પ્રેમ હતો અને તે પ્રેમના યોગે જ 'જો હું બીજી વાર લગ્નસંબંધ કરીશ અને બીજી સ્ત્રી ગૃહમાં આવશે, તો મારી સમસ્ત સંપત્તિની થેરેસા સ્વતંત્ર અને એકજ અધિકારિણી થઇ શકશે નહિ; કારણ કે, બીજી સ્ત્રીના હાથમાં પણ સંપત્તિનો કેટલોક ભાગ તો જવાનો જ!' આવા વિચારથી તેણે સ્ત્રીહીન રહેવામાં જ અધિક આનંદ માની લીધો હતો.

આપણી કથાને આગળ લંબાવવા પૂર્વે અહીં એટલું જણાવવાની ખાસ અગત્ય છે કે, થેરેસાનું તેની બાલ્યાવસ્થામાં જ આર્ક ડ્યૂક લિયોપોલ્ડ સાથે સગપણ થઇ ચૂક્યું હતું, પરંતુ આજ પર્યન્ત તેમણે એક બીજાને એકવાર પણ પ્રત્યક્ષ જોયાં નહોતાં અને બેરને પણ પોતાના જામાતાને જ્યારે તે કેવળ છ કે સાત વર્ષના વયનો હતો તે વેળાયેજ એકવાર જોયો હતો. અર્થાત્ જે સમયે આપણી નવલકથાનો આરંભ થાય છે, તે સમયમાં એ શ્વશુર અને જામાતા તથા પતિ અને પત્નીની એક બીજાના પ્રત્યક્ષ પરિચયના વિષયમાં આ પ્રમાણેની અવસ્થા હતી; એટલે કે, બહુધા તેઓ એક બીજાથી સર્વથા અજ્ઞાત જ હતાં.

હવે અમે અમારા સુજ્ઞ વાંચકોને એટલી પ્રાર્થના કરીએ છીએ કે, તેમણે અત્યારે એમજ ધારી લેવાનું છે કે, લાવણ્યમૂર્ત્તિ થેરેસા આ ક્ષણે રોજેન્થેલ દુર્ગમાંના પોતાના મહાલયમાંના એક અત્યંત સુસજ્જિત ઓરડામાં બેઠેલી છે; અને તેની પાસેજ તેની પ્રિય સખીઓ ઈડા અને મેરિયા ઇસ્તંબુલના ગાલીચાપર પોતાના ગુંથવા ભરવાના કાર્યમાં નિમગ્ન થએલી, બેઠેલી દેખાય છે; કારણ કે, તે કાળમાં આવા ઉચ્ચ કુળની સ્ત્રીઓ બહુધા પોતાના અવકાશના સમયનો એવાં કાર્યોમાંજ વ્યય કરતી હતી.

થેરેસા ખરેખર એક અનુપમ લાવણ્યમયી લલના હતી. તેનું કદ મધ્યમ અને તેનો આકાર જાણે ઢાળેલો હોયની તે પ્રમાણે બહુજ ઘાટીલો હતો. તેના ઉન્નત અને કોમળ વક્ષસ્થળપર કંચુકી એવી તો ચુસ્ત બેસી જતી હતી કે તે શોભા વળી અલૌકિકજ દેખાતી હતી. તે સમયના પ્રઘાત પ્રમાણે તેના કટિભાગમાં કાળારંગનો એક કટિબંધ બાંધેલો હતો અને તે કમરપટાથી લઇને તેનાં રંગીન મોજાં તથા નાજુક મોજડીથી રક્ષાયલાં ચરણો પર્યન્ત વિસ્તરેલો એક ચુસ્ત સાયો પોતાની શોભાને ચમકાવતો હતો અને તેના યોગે તેની ભવ્યતામાં

બહુજ વૃદ્ધિ થએલી દેખાતી હતી. જ્યારે તે ચાલતી હતી તે વેળાયે જાણે કોઈ ફૂલની પાંખડીઓપરથી પોતાનો માર્ગ કરીને ચાલ્યું જતું હોયની, તે પ્રમાણે તેનો મહાકોમળ પદધ્વનિ જ સંભાળતો હતો; અને જે વેળાયે તે નૃત્ય* કરવાને ઉઠતી હતી તે વેળાયે તેનું શરીર કોઈ ઉચ્ચ સ્થાનમાં વાયુની લહરીઓના મધ્યમાં છોડાયલી ગુલાબની પાંખડી પ્રમાણે ઇતસ્તતઃ વળતું અને ફરતું જોવામાં આવતું હતું અથવા તો ચાલતી વેળાયે તે વાયુ સાથે વિનોદ વિહાર કરતી એક અપ્સરા જેવી જ દેખાતી હતી, એમ કહીએ, તો પણ તે ચાલી શકે એમ છે. પોતાના સોનેરી અને કોમળ વાળોની કેટલીક લટોને તેણે અગ્રભાગમાં છૂટીજ રાખેલી હતી અને બાકીની લટોને એકઠી કરીને પાછળના ભાગમાં બાંધી દીધી હતી. તેના મુખમંડળનો રંગ ગુલાબ જેવો હતો, તેના ઉચ્ચ અને દૈદીપ્યમાન લલાટમાં કાંતિ, બુદ્ધિમત્તા અને ગંભીરતાનો ભાવ ઝળકતો હતો, તેનાં નેત્રો નીલવર્ણ અને પ્રભાવશાળી હતાં, અને જાણે સૂર્ય, ચન્દ્ર તથા નક્ષત્રોના પ્રકાશે એ નેત્રોમાંજ આવીને પોતાનો એકત્ર નિવાસ કર્યો હોયની ! તેવોજ ભાસ થતો હતો; તેની નાસિકા સરળ હતી અને તેના ગુલાબી ગાલો ચંદ્રના ટુકડા જેવા જણાતા હતા; આરક્ત ઓષ્ઠો માણિક્યના રંગને પણ લજ્જામાં નાખી દેતા હતા અને તેના મુખમાંની દંતપંક્તિ મૌક્તિકોની પંક્તિના મદનું મર્દન કરી નાખતી હતી. સંક્ષેપમાં એટલું કહેવું જ સંપૂર્ણ છે કે, થેરેસા એક સર્વાંગસુંદર, આકર્ષક અને રતિપ્રતિસ્પર્ધિની નવયૌવના સુંદરી હતી, એમાં તો લેશ માત્ર પણ સંશય નહોતો જ.

ઈડા તથા મેરિયાની મધુર મૂર્ત્તિઓ પણ અવશ્ય અવલોકનીય જ હતી; પરંતુ રાજકુમારીના સૌન્દર્યશશાંક સમક્ષ તેમનાં સૌન્દર્ય આકાશમાં ચમકતી તારાઓના સૌન્દર્ય કરતાં વિશેષ દેખાતું નહોતું. તેની એ ઉભય સખીઓનું વય સત્તરથી ઓગણીસ વર્ષની વચ્ચેનું જ હતું, તેમનો સ્વભાવ બહુ જ નિષ્કપટ અને સરળ હતો તથા એ બન્ને સખીઓ પોતાની પ્રાણપ્રિય સખી થેરેસાના સુખમાં જ સદાસર્વદા પોતાનું સુખ માનતી હતી.

---

* આપણા દેશમાં જો કે કુલીન અબળાની નૃત્યકળાપ્રવીણતા નિંદ્ય મનાય છે, પરંતુ પાશ્ચાત્ય દેશોમાં પ્રથમથીજ નૃત્યકળા કુલીન અબળાઓના ભૂષણરૂપ મનાતી આવી છે અને તેથી જ ત્યાંની રૂઢિ અને રીતિઓનો ગુજરાતી વાચકોને પરિચય કરાવવામાટે આવા વિષયોમાં અમે પરિવર્તન કરવાનું યોગ્ય ધાર્યું નથી.

ઇડાની ચામડીનો રંગ ધઉંલો હતો અને તેના વાળ કાળા હતા; તેમજ તેનાં નેત્રો પણ કાળા રંગનાં અને વિશાળ હતાં. તેનું શરીર ધાટીલું અને આકર્ષક હતું. મેરિયા રાજકુમારી થેરેસા જેવી જ અતિશય સુંદર હતી; તેના કેશ કોમળ હતા, નેત્રો નીલવર્ણ હતાં, તેનું શરીર કૃશ હોવાથી તે કૃશાંગી હતી અને તેની અવસ્થા બહુધા સત્તર વર્ષની જ હતી અર્થાત્ ત્રણે સખીઓ બહુધા સમવયસ્કા, સમરૂપા અને સમાનગુણશીલા હતી.

જેનો ઉલ્લેખ ઉપર કરાયલો છે તે ઓરડામાં એ ત્રણે કુમારિકા સખીઓ બેઠેલી હતી. મધ્યાન્હનો સમય હતો અને તેથી સૂર્યનારાયણનાં તીવ્ર કિરણો બારીમાં જડેલા કાચોને ભેદીને તે ઓરડામાંના સ્વચ્છ અને કોમળ ફર્શપર પડતાં દેખાતાં હતાં. ઇડા અને મેરિયા ઘણા વખત સુધી પોતાના ભરવા ગુંથવાના કાર્યમાં નિમગ્ન રહી અને થેરેસા પણ મૌનનું અવલંબન કરીને વિચારમગ્ન અવસ્થામાં બેઠી હતી. જ્યારે તે બન્ને સખીઓએ વિશ્રાંતિ લેવામાટે પોતાના ભરવા ગુંથવાના કાર્યને છોડી દીધું એટલે તે પ્રસંગનો લાભ લઇને થેરેસાએ તેમને પૂછ્યું કે;–"સખીઓ, આપણે ત્યાં હાલમાં જે અતિથિ મહાશયની પધરામણી થએલી છે, તે અતિથિના સંબંધમાં તમારો શો અભિપ્રાય છે વારુ ?"

"મેં ભોજન કરતી વેળાયે જ્યારે તેમનું મુખમંડળ જોયું, એટલે મને તે કાંઇક પીળા રંગનું જણાયું; પણ કદાચિત્ પ્રવાસના પરિશ્રમથી જ તેમના મુખમંડળનો રંગ પીળો પડી ગયો હશે." ઇડાએ પોતાનો અનુભવ દર્શાવ્યો.

"મને તો એમ જ જણાય છે કે, રાત્રિના સમયે કેમ્બર્ગની સીમામાં એ અતિથિને કોઇ ભારી સંકટ વેઠવું પડયું છે; પરંતુ તે સંકટ કેવું હતું, શું હતું અને કેવા પ્રકારનું હતું, એનો ભેદ તે પોતે જણાવતા નથી; છતાં કાંઇક પણ ભેદભરેલી અને ભયંકર ઘટના થએલી તો છેજ, એમાં તમારે લેશ માત્ર પણ શંકા ન ધારવી." થેરેસાએ એક નવીન વાર્ત્તાનો ઉચ્ચાર કર્યો.

એ સાંભળીને ઇડાએ જણાવ્યું કે;–"બુઢ્ઢો ચોકીદાર ફ્રિટ્જ કહેતો હતો કે, જ્યારે એ મહાશયે રાત્રે ત્રણ વાગે આવીને દ્વાર ઉઘાડવામાટે બ્યુગલ વગાડયું, તે વેળાયે એ મનુષ્ય કોઇ એક મૃત મનુષ્ય પ્રમાણે સફેદ પૂણી જેવો થઇ ગયો હતો અને તેના મુખમંડળને જોતાં તે અત્યંત ભયભીત થયેલો દેખાતો હતો."

"મારૂં અનુમાન તે એ જ છે કે, તે બિચારો સનોબરના અરણ્યમાંથી આવતાં ત્યાંના ભીષણ અંધકારમાં રાત્રિનો સમય હોવાથી ડેબતાઇ ગયો હશે." મેરિયાએ પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

"ત્યારે એ હુમેલ મહાશય પોતે કઇ પદવીના અને કઇ શ્રેણીના પુરુષ છે, એ તું કૃપા કરીને મને જણાવી શકીશ ખરી કે?" ઈડાએ થેરેસાને સંબોધીને આ વાક્ય ઉચ્ચાર્યું.

એનું ઉત્તર આપતી થેરેસા કહેવા લાગી કે;–"તેના વંશ વિશે તો, હું ધારૂં છું કે, મારા પિતા પણ વધારે કાંઇ જાણતા નથી. એ હુમેલ મહાશય જર્મનીના સમ્રાટ્‌ના મંત્રી પાસેથી એક પરિચયપત્ર લઇ આવ્યા છે અને તે પત્રથી જેટલું જાણી શકાય તેટલું જ તેઓ એ અતિથિના સંબંધમાં જાણે છે. તે પત્રમાં માત્ર એટલું જ લખેલું છે કે;–'આ વ્યક્તિ, અર્થાત્ ચાર્લ્સ હુમેલની સારી રીતે માનમર્યાદા જાળવજો, તેમની ઇચ્છા હોય ત્યાં તેમને જવા તથા રહેવા દેજો અને એમના આતિથ્ય સત્કારમાં કોઈ પણ પ્રકારની ન્યૂનતા થવા દેશો નહિ; એઓ એક અત્યંત કુલીન કુટુંબના નરમણિ છે અને કેવળ મનોરંજનમાટે એકલા જ પ્રવાસ કરવાને નીકળ્યા છે;' બસ, એથી વિશેપ તે પત્રમાં બીજું કાંઇ પણ લખવામાં આવ્યું નથી."

"ત્યારે તો તારા પિતાએ પણ તેમના આદરાતિથ્યમાં કોઇ પણ પ્રકારની ન્યૂનતા થવા નહિ જ દીધી હોય." ઇડાએ કહ્યું.

"અતિથિનો સત્કાર કરવો એ તો તેમનું કર્ત્તવ્ય જ હતું;" થેરેસાએ એમ કહીને કિંચિત્ મંદ હાસ્ય કર્યું અને ત્યાર પછી પાછી તે આગળ વધીને કહેવા લાગી કે;–"પરંતુ તને તેના વૃત્તાન્તને જાણવાની આટલી બધી ચટપટી કેમ લાગી રહી છે વારૂ? ઈડા, તું પોતાનું હૃદય તો તેને આપી નથી બેઠી ને?"

"નહિ, રાજકુમારી! હું તો પ્રેમનું નામ સાંભળતાં જ કંપી જાઉં છું; ભયભીત થઇ જાઉં છું; અને તેનું કારણ એજ કે, સર્વે પુરુષો ધૂર્ત્ત અને અવિશ્વસનીય જ હોય છે." ઇડાએ ગંભીરતાના ભાવથી પુરુષના પ્રેમપ્રતિ પોતાનો તિરસ્કાર વ્યક્ત કર્યો.

"ઇડા, વાસ્તવિક સ્થિતિ તું કહે છે તેવા જ પ્રકારની છે!" થેરેસાએ ખેદદર્શક મુદ્રાથી જણાવ્યું;–"તમો બન્ને એ તો સારી રીતે જાણો જ છો કે, મેં કોની પ્રતિમાને મારા હૃદય મંદિરમાં સ્થાપી છે, કોના રંગથી હું રંગાઇ છું અને હું કોના પ્રેમની યોગિની બનેલી છું; તે એક સાધનહીન દીન વિદ્યાર્થીના પ્રેમની હું ભિક્ષુકા છું અને હું અંતઃકરણપૂર્વક તેને જ ચાહું છું."

"પરંતુ પ્રિય સખી ! શું તેણે પોતાને સર્વથા અયોગ્ય અને અપ્રામાણિક સિદ્ધ કરી નથી બતાવ્યો ? એવા એક કુપાત્ર પુરુષમાં તે વળી શો પ્રેમ રાખવાનો હતો વારુ ?" ઈડાએ એ પ્રેમ વિશે પોતાની વિરુદ્ધતા દર્શાવી.

"પરંતુ તેની કુપાત્રતાના નિર્ણયમાં આપણે આટલી બધી તાવળ કરવી ન જોઇએ; કારણ કે, માત્ર છેલ્લા ૭ મહિનાથી તેની સાથે મારો મેળાપ નથી થયો. લોકો તો કહે છે કે, તે મરી ગયો હશે, પરંતુ તેનો પ્રેમ અત્યાર સુધી મારા અંતઃકરણમાં સજીવન છે. મારા પિતાશ્રીએ મને કહ્યું હતું કે, તે અહીંથી પલાયન કરી ગયો છે અને કોઈ બીજા દેશમાં જઇને કોઇ નીચ કુળની સ્ત્રી સાથે તેણે લગ્નસંબંધ પણ કરી લીધો છે; અને કદાચિત્ આ વાર્ત્તાને તમો બન્નેએ વિશ્વાસપૂર્વક સાચી તરીકે માની પણ લીધી હશે." થેરેસાએ કહ્યું.

"કારણ એ કે, તે વાર્ત્તા એક એવી વ્યક્તિના મુખમાંથી નીકળી હતી, કે તેને વિશ્વાસપૂર્વક સાચી તરીકે માન્યા વિના છૂટકો જ નહોતો." ઈડાએ તે વાર્ત્તાને સાચી માની લેવાનું કારણ દર્શાવ્યું.

"પણ એવી એકલી હું જ હતી કે જેનો એ વાર્ત્તામાં લેશ માત્ર પણ વિશ્વાસ બંધાયો નહોતો." થેરેસાએ પોતાના હૃદયના ઊભરા કાઢવા માંડયા. "હે ઈશ્વર ! હું મારા પિતાનાં વચનોમાં જ સંદેહ કરી રહી છું, એ મારા અપરાધની તું મને ક્ષમા કરજે. કોણ જાણે શા કારણથી, પણ મારૂં હૃદય તો મને એમજ કહ્યા કરે છે કે, 'તારો તે પ્રેમી અત્યાર સુધી જીવતો છે અને તને હૃદયેશ્વરી પ્રમાણે અદ્યાપિ અચળતાથી ચાહે છે !' પરંતુ હે પરમાત્મન્ ! આની સત્યતાનો મને કોણ જાણે ક્યારે સાક્ષાત્કાર થશે ! સખીઓ, તમો બન્નેને એ વાર્ત્તાનું તો સ્મરણ હોવું જ જોઇએ કે, જ્યારે કોઇએ આવીને એવા સમાચાર સંભળાવ્યા હતા કે, ફૉસ્ટ્રને તેના કોઇ ભયંકર અપરાધમાટે ફ્રાંસીએ ચઢાવવામાં આવશે અને ૭ મહિના સુધી તે વિટનબર્ગના કારાગૃહમાં એક બન્દિવાન્ તરીકે પણ રહી ચૂક્યો છે; તે વેળાયે મારા હૃદયની કેવી દયાજનક સ્થિતિ થઇ પડી હતી અને જે દુર્દિવસના પ્રભાતકાળમાં તેના માટે ફ્રાંસીનો માચડો ઊભો કરવામાં આવ્યો હતો, તે વેળાયે તેને બચાવવામાટે હું મારા જીવપર ખેલવાને કેટલા પ્રમાણમાં તૈયાર થઈ ગઇ હતી, એ ઘટનાઓ તમારા હૃદયમાંથી અને સ્મરણમાંથી નીકળી તો નહિ જ ગઇ હોય !"

થેરેસાના આ ઉદ્‌ગારોને સાંભળીને મેરિયાએ પ્રેમથી પરંતુ ડરી ડરીને પૂછ્યું કે;–" તો શું, સખી ! તે વિદ્યાર્થી તને તારા પ્રાણોથી પણ અધિક પ્રિય છે અને તારો તેનામાં આટલો બધો પ્રેમ બંધાઈ ગયો છે ?"

" સખી ! મારો તેનામાં કેટલો બધો અને કેવો પ્રેમ છે, એ તો તું સારી રીતે જાણે જ છે. એક દિવસ હું મારા પોતાના ઓરડામાં શય્યામાં પડીને તેની છબિનું અવલોકન કરતી હતી–અને ઇડા ! તે છબિ તેજ હતી કે, જે તારા બંધુએ ચીતરી હતી અને મારી પાસે તેની એવી કોઇ છબિ છે, એ વાર્ત્તાને વિલ્હેલ્મ્ પોતે જાણતો જ નહોતો; હા, તો હું તેની છબિને નિરખતી મનમાં એવી જ ઝંખના કર્યા કરતી હતી કે, જેની એ આકૃતિ છે તેની પોતાની સત્ય આકૃતિને જોવાનો અલભ્ય અવસર મને કયારે પ્રાપ્ત થશે ? પરંતુ એ જ ક્ષણે એક અત્યંત આશ્ચર્યકારક ઘટના બની આવી; મને એવો ભાસ થવા લાગ્યો કે, જાણે બહુ દૂર બેઠેલો ફ્રૅાસ્ટ્ મને તાકી તાકીને જોયા કરે છે અને તેના મુખમંડળમાં એક પ્રકારના કોપની છટા વિસ્તરેલી છે–આ દૃશ્ય એક ક્ષણ પર્યન્ત રહ્યું અને ક્ષણ પછી અદૃશ્ય થઇ ગયું. પરંતુ હું તો એમ જ ધારૂં છું કે, આ સર્વ મારી કલ્પનાઓના પરિણામે ઉદ્‌ભવેલી એક પ્રકારની ભ્રાન્તિજ હોવી જોઇએ." થેરેસાએ આટલું કહીને શ્વાસ લીધો.

"ભ્રાંતિ છતાં પણ કેવી આશ્ચર્યકારક ભ્રાંતિ !" ઇડાએ આશ્ચર્યદર્શક ભાવથી કહ્યું.

"અત્યંત આશ્ચર્યદર્શક !" મેરિયાએ પણ તેવો જ આશય દર્શાવ્યો.

થેરેસા પાછી પોતાની વાર્ત્તાને આગળ લંબાવીને કહેવા લાગી કે;–" પરંતુ તે મોહક મૂર્ત્તિ અત્યંત શીઘ્ર મારાં નેત્રો આગળથી અદૃશ્ય થઇ ગઇ. એ ક્ષણે જ મારા પિતાશ્રી મારા ઓરડામાં આવ્યા અને તેમણે મને એ લોમહર્ષણ સમાચાર સંભળાવ્યા કે, 'ફ્રૅાસ્ટ્‌ના મરણની તૈયારીઓ થઇ ચૂકી છે અને તેના માટે વિટનબર્ગના વિશાળ ચોકમાં ફાંસીનો માચડો ઊભો કરવામાં આવ્યો છે !' આ સમાચાર સાંભળતાંજ મારા શરીરમાં કોપની જ્વાળા વ્યાપી ગઇ અને તેથી પિતાને દોષ દેતી હું કહેવા લાગી કે, 'તમે પોતે જ તેના મરણના મુખ્ય હેતુ થએલા છો !' તેમણે કોપાયમાન થઇને આ દોષનો અસ્વીકાર કર્યો અને તેથી હું મૂર્ચ્છિત થઇને તેમનાં ચરણોમાં પડી ગઇ !"

" તારી એવી અવસ્થા થવાથી તારા પિતાએ અમો બન્નેને બોલાવી, અમે તને ઉપાડીને પલંગમાં સુવાડી દીધી અને ત્યાર પછી

તું કેટલાક કલાકો સુધી મૂર્ચ્છામાં ને મૂર્ચ્છામાં જ પડી રહી હતી." ઇડાએ અપૂર્ણ કથાની પૂર્ત્તિ કરવાના ઉદ્દેશથી કહ્યું અને વધારામાં જણાવ્યું કે;–" અને સખી, જ્યારે તું મૂર્ચ્છામાં કાંઈ બોલ્યા ચાલ્યા વિનાની પડી હતી, તે વેળાયે અમે તો એમજ ધારતાં હતાં કે, તારા મરણની ઘટિકા હવે નિકટમાં જ આવતી જાય છે."

" અને હા, મારાં નેત્રો ઊઘડતાં જ જ્યારે તમે મને એ શુભ સમાચાર સંભળાવ્યા કે, મારો વિલ્હેલ્મ્, મારો ફૅાસ્ટ્ કોણ જાણે કેવી રીતે કારાગૃહમાંથી અંતર્ધાન થઇ ગયો હતો અને તેના એ અદૃશ્ય થવાનો ભેદ કોઇના જાણવામાં આવ્યો નથી; તે વેળાયે મારા હૃદયમાંથી મારો હર્ષ કેવો છલકાઇ ગયો હતો !" થેરેસાએ ફૅાસ્ટ્ની પ્રાણરક્ષા વિષયક ઘટનાના સ્મરણથી પોતાના આનંદને વ્યક્ત કરતાં એ વાકયો ઉચ્ચાર્યાં.

" અને હજી પણ તેના એ અદૃશ્ય થઇ જવાનો ભેદ કોઇના પણ જાણવામાં આવી શકયો નથી, એમ મારા સાંભળવામાં આવ્યું છે." ઈડાએ જણાવ્યું.

" અને જ્યાં સુધી મારી ધારણા છે, ત્યાં સુધી સર્વે અધિકારીઓએ પોતાથી બને તેટલો એ ઘટનાને ભૂંસી નાખવાનોજ પ્રયત્ન કર્યો છે." મેરિયાએ ઈડાના કથનની પૂર્ણાહુતિ કરી.

" આ ઘટના થઇ ગયાને પણ લગભગ એ સપ્તાહ જેટલો સમય થવા આવ્યો;" થેરેસા આગળ વધીને બોલી, " છતાં અદ્યાપિ મારાં નેત્રોને તેના દર્શનનો લાભ મળી શકયો નથી."

" છતાં વળી અધિક આશ્ચર્યકારક ઘટના તો એ છે કે, મારા સાંભળવા પ્રમાણે ફૅાસ્ટ્ ધોળે દિવસે વિટનબર્ગમાં ફરતો અને લોકો સાથે બોલતો દેખાયા કરે છે, છતાં કોઇ પણ તેને પકડતું નથી અને અધિકારીઓ તેને પકડીને તેના માટે નિયત કરાયલી મરણની શિક્ષા આપવાનો લેશ માત્ર પણ પ્રયત્ન કરતા નથી." ઈડાએ આશ્ચર્યકારક નવીન સમાચાર સંભળાવ્યા.

" હું એમાટે પવિત્ર કુમારિકા મૅરીનો આભાર માનું છું !" થેરેસાએ અંતઃકરણમાંથી ઉદ્દગાર કાઢયો.

ત્રણ સખીઓનો એ વાર્ત્તાલાપ હજી તો રંગમાં આવતો જતો હતો એટલામાં એક એવી ભયાનક ઘટના બની કે, તેથી તેમના રંગનો સર્વથા ભંગ થઇ ગયો.

# પ્રકરણ ૪ થું

## આક્રમણ

થેરેસા અને તેની બે સખીઓ વચ્ચે ચાલતો એ સંવાદ અચાનક એક શસ્ત્રધારી પુરુષના આવવાથી એટલેથી જ અટકી ગયો. તે શસ્ત્રધારી પુરુષે આવતાંની સાથે જ થેરેસાને ઉદ્દેશીને કહ્યું કે;–"રાજકુમારી! મારા અહીં અચાનક આવવાના અવિનયની મને ક્ષમા આપશો; હું આપનાં કોમળ શ્રવણોમાટે એક મહાશોકકારક સમાચાર લાવ્યો છું."

તેના આ શબ્દો સાંભળતાં જ થેરેસા પોતાના આસનપરથી ઊઠીને ઊભી થઇ ગઇ અને પોતાના પિતાના સેનાધ્યક્ષના ભયભીત મુખમંડળને જોઇને પોતે પણ ભયનાં ચિન્હો દર્શાવતી પૂછવા લાગી કે;–"કેમ ડેવિજ.! છે તો સર્વ કલ્યાણ ને?" એ વેળાએ થેરેસાને ગભરાયલી જોઇને તેની બે સખીઓ પણ ગભરાટમાં પડી ગઇ હતી, એ નવેસરથી કહેવાની આવશ્યકતા નથી.

"સ્વર્ગીય સુંદરી! આપ કૃપા કરીને મહાલયના નીચેના ભાગમાં ચાલ્યાં જાઓ, તો સારૂં; કારણ કે, આ કિલ્લાની દીવાલોપરથી અલ્પ સમયમાં જ યુદ્ધનો અને તે પણ કટાકટીના યુદ્ધનો આરંભ થવાનો છે અને તેથી જો શત્રુઓની તોપનો કોઇ ગોળો આ ઓરડા સુધી પણ આવી પહોંચે, તો તેમાં આશ્ચર્ય જેવું કાંઇ પણ ન કહી શકાય." સેનાપતિ ડેવિજે. ભયકારક સમાચાર સંભળાવ્યા.

"શત્રુની તોપનો ગોળો!" થેરેસાએ ઉદ્દ્ગાર કાઢ્યો.

"હેં. શત્રુની તોપનો ગોળો, અહીં આવશે?" ઈડા અને મેરિયાએ પણ થેરેસાના શબ્દોનો પુનરુચ્ચાર કરીને પોતાના ભયને વ્યક્ત કરી બતાવ્યો.

ડેવિજ. તેમને આશ્વાસન આપતો કહેવા લાગ્યો કે;–"હા, શત્રુની તોપનો ગોળો! પરંતુ રાજકુમારી! ભયભીત થવાનું કાંઇ પણ કારણ નથી. લિન્સડોર્ફનો કાઉન્ટ પોતાની બળવતી સેનાને લઇને આપણા દુર્ગપર આક્રમણ કરવામાટે પોતાના સ્થાનમાંથી રવાના થઇ ચૂક્યો છે અને તે જે સમય જાય છે તેમાં અહીં આવી પહોંચવો જોઇએ, એવી અમારી ધારણા છે; એટલામાટે આપ નીચેના ભાગમાં જઇને બેસો; કારણ કે, તે સ્થાન નિર્ભય અને સુરક્ષિત છે."

"અને મારા પિતાજી ક્યાં છે?" થેરેસાએ તે વૃદ્ધ યોદ્ધાનો હાથ ઝાલીને દયાજનક મુદ્રાથી પૂછ્યું.

"તેઓ કિલ્લાની દીવાલપર બચાવનાં સાધનોની તૈયારી કરાવવાના કાર્યમાં રોકાયલા છે;" ડેવિજે ઉત્તર આપ્યું. "અને તેમણે જ મને આ સમાચાર આપીને મોકલ્યો છે કે જે સમાચાર આપને હું સંભળાવી ચૂક્યો છું. આપણા અતિથિ હુમેલ પણ તેમની સાથે છે અને કદાચિત્ તેઓ પણ આ યુદ્ધની રંગભૂમિપર અમારી સાથે જ રહીને પોતાની વીરભૂમિકાને ભજવી બતાવશે."

આમ કહીને સેનાપતિએ રાજકુમારીને નમન કર્યું અને ત્યાર પછી તે શીઘ્રતાથી તે ઓરડામાંથી બહાર ચાલ્યો ગયો. તેની લાંબી તલ્વાર નિઃસરણીપર ટકરાઇને ધ્વનિ કરવા લાગી અને તે ધ્વનિને સાંભળતાં એ ત્રણે સુકુમારીઓનાં હૃદય કંપાયમાન થઇ ગયાં. એ પછી થેરેસા એક પળ માત્રને માટે પણ તે ઓરડામાં રહી નહિ, કિંતુ નીચે ઊતરી ગઇ અને પોતાના પિતાની આજ્ઞાને એવી રીતે તેણે સંપૂર્ણ માન આપ્યું.

એજ વેળાયે લિન્સડોર્ફના કાઉન્ટનો એક સંદેશવાહક દૂત પોતાના ભાલાપર શ્વેત પતાકાને ઊડાવતો રોજેન્થેલ દુર્ગના દ્વારમાં આવી પહોંચ્યો અને તેણે કોઇ અધિકારી સાથે વાર્તાલાપ કરવામાટેની પોતાની ઇચ્છાને પ્રકટ કરી. તેની આ ઇચ્છાના સમાચાર મળતાં રોજેન્થેલનો બેરન પોતાના અતિથિ ચાર્લ્સ હુમેલ સહિત દુર્ગના દ્વારની પાસેના એક બુર્જપર આવીને ઊભો રહ્યો અને ગંભીર સ્વરથી પૂછ્યું કે;–"તું શા કારણથી આવ્યો છે અને શો સંદેશ લાવ્યો છે?"

એના ઉત્તરમાં તે દૂત જણાવવા લાગ્યો કે;–"શ્રીમાન્ કાઉન્ટ લિન્સડોર્ફ પાસેથી હું એ સંદેશ લાવ્યો છું કે, આપની પાસે જે ચાર્લ્સ હુમેલ નામક એક પુરુષ આવેલો છે, તેને આ ક્ષણે જ અમારા હાથમાં સોંપી દ્યો. તેને અહીંથી લઇ જવાનાં કારણો એક કરતાં અધિક છે, પરંતુ તે કારણોને અત્યારે જ વ્યક્ત કરવાની મારી ઇચ્છા નથી. વળી એ ચાર્લ્સ હુમેલને ત્યાં પહોંચાડવામાટે આપના લશ્કરની એક ટુકડીને પણ આપે સાથે મોકલવાની છે કે, જેથી તે માર્ગમાં ક્યાંક મારા હાથમાંથી છટકવાનો પ્રયત્ન કરે, તો પાછો તેને ચતુર્ભુજ કરી શકાય."

તેનો આ સંદેશ સાંભળીને બેરને ઉત્તર આપ્યું કે;–"ચાર્લ્સ હુમેલે તારા સ્વામીનો ગમે તેવો અપરાધ કર્યો હોય, પરંતુ અત્યારે

તો તેઓ મારા અતિથિ છે અને અતિથિના જીવનનું પ્રાણ જતાં સુધી રક્ષણ કરવું એ મારો ધર્મ હોવાથી તેમને મારાથી કદાપિ તમારા હાથમાં સોંપી શકાય તેમ નથી. જા અને મારૂં આ ઉત્તર તારા અન્નદાતાને સંભળાવી દે !"

"જો આપનું એજ ઉત્તર હોય, તો હું પોકાર કરીને કહું છું કે, આપ યુદ્ધમાટે તૈયાર થઇ જાઓ." આટલું કહીને તે દૂતે પોતાના જમણા હાથમાંનું લોહાવરણ ઊતારી લીધું અને તેને બળ પૂર્વક કિલ્લાની દીવાલપર ફેંક્યું. તે લોહાવરણને રોઝે.ન્થેલના બૅરને પોતાના હાથમાં ઉપાડી લઇને ગંભીરતાથી જણાવ્યું કે,–"આનંદથી અમે યુદ્ધમાટેના આવાહનનો સ્વીકાર કરીએ છીએ."

એ વેળાએ હ્યૂમેલ્ડે બૅરનને ઉદ્દેશીને કહ્યું કે;–"માન્યવર મહાશય, કેવળ મારા એકલાના કારણથીજ આ યુદ્ધમાં અનેક મનુષ્યોનાં અમૂલ્ય જીવનનો નાશ થઇ જાય, એવી મારી ઇચ્છા નથી; પરંતુ એ સાથે હું એ પણ આપને પ્રતિજ્ઞાપૂર્વક જણાવું છું કે, આજ સુધીમાં લિન્સ્ડોર્ફના કાઉન્ટ સાથે મારો કદાપિ સાક્ષાત્કાર પણ થયો નથી, છતાં તેઓ મારાપર આટલા બધા ક્રોધાયમાન શા કારણથી થએલા છે, એ હું સમજી શકતો નથી. માત્ર એક પાદરી સાથે મેં તેના સંબંધમાં કેટલીક સત્ય ચર્ચા ચલાવી હતી અને તે પાદરીને ત્યાર પછી મેં એક અન્ય સ્થાનમાં એક બીજાજ સ્વરૂપમાં જોયો હતો."

"હું આપની આ ભાવનામાટે આપને ધન્યવાદ આપું છું; પરંતુ આપ મારા અતિથિ છો અને તેથી આપની રક્ષા કરવી એ મારો પરમ ધર્મ છે. વળી એ ઉપરાંત આપ દેશના મોટા મોટા અધિકારીઓનાં નામનાં પત્રો લાવ્યા છો; અને તેમાં પણ મારાપરનું તો વળી એક ખાસ પત્ર લઇ આવ્યા છો; એટલે હવે અતિથિસત્કાર શી વસ્તુ છે, એ હું આપને તેના યથાર્થ સ્વરૂપમાં બતાવી દેવા ઇચ્છું છું. તેમ જ મને આશા છે કે, આ યુદ્ધમાં આપ પણ મારા સહાયક તરીકે મારી સાથે રહેશો જ." રોઝે.ન્થેલના બૅરને પોતાના ઉદાત્ત ભાવોનો સાક્ષાત્કાર કરાવ્યો.

"હું આપનો સહાયક રહીશ અને તે પણ વળી જ્યાં સુધી મારો અંતિમ શ્વાસ અવશિષ્ટ હશે ત્યાં સુધી !" ચાર્લ્સ હ્યૂમેલ્ડે પોતાની તલ્વારની મૂઠપર હાથ રાખીને એ શબ્દો ઉચ્ચાર્યા; કારણ કે, અહીં આવ્યા પછી તેણે તલ્વાર મેળવી લીધી હતી. અને ત્યાર પછી તે આગળ વધીને કહેવા લાગ્યો કે;–"ઉદાત્તહૃદય મહાશય, આપની આ વીરતામય ઉદારતાનો હું એવો તો બદલો વાળી આપીશ કે—"

બેરન તે પછીના તેના શબ્દોને સાંભળવામાટે ત્યાં ઉભો ન રહ્યો અને દુર્ગની દીવાલોપર જઇને એક અનુભવી રણશૂર યોધ પ્રમાણે પોતાના સૈનિકોને યુદ્ધ વિષયક નાના પ્રકારની આજ્ઞાઓ આપવા લાગ્યો. બેરન પોતે એક લાંબો પહોળો અને હૃષ્ટપુષ્ટ પુરુષ હતો અને તેની અવસ્થા લગભગ પચાસ વર્ષની હતી. તેના મુખમંડળમાં વીરતાની છટા ઝળકતી હતી અને તે પોતે એક મહા દયાહીન હૃદયનો પુરુષ હોવાથી અને નમવું કોને કહે છે તે એ જાણતો જ ન હોવાથી રક્ત પ્રવાહનું વહન તેની દૃષ્ટિમાં તો પોતાના એક નિત્યના અને સાધારણમાં સાધારણ કાર્યક્રમ જેવું અને તુચ્છ જ દેખાતું હતું.

અત્યારે તેના શિરપર લોઢાનો એક કલગીદાર ટોપ જોવામાં આવતો હતો અને તેની ચમક સૂર્યકિરણોના સંયોગથી વધારે ચમકાટ કરતી દેખાતી હતી. તેણે આ વેળાયે પોતાના શરીરને ગ્રીવાથી ચરણ પર્યન્ત લોહના કવચથી આચ્છાદિત કર્યું હતું અને તે કવચની ઉપર યજ્ઞોપવીત સમાન સોનાની એક સાંકળ લટકતી દેખાતી હતી. તેના કમરપટામાં એક બહુજ લાંબી બેધારી તલ્વાર લટકેલી હતી અને તેના જમણા હાથમાં એક લઘુ નાલિકા (બંદૂક) પણ જોવામાં આવતી હતી.

તેણે પોતાના સેનાપતિને સંબોધીને કહ્યું કે;–"ડેવિજ, તૈયારીઓની શી સ્થિતિ છે?"

"શ્રીમાન્, દુર્ગની દીવાલપર દૃષ્ટિ દોડાવતાં જ જાણી શકે એમ છે કે, તૈયારીઓની શી સ્થિતિ છે. વીસ તોપો તો મેં બરાબર શત્રુના આવવાના માર્ગની સ્હામે જ મંડાવી રાખી છે અને બીજી તોપો બીજાં ભિન્ન ભિન્ન સ્થાનોમાં વ્યવસ્થાપૂર્વક ગોઠવાવી દીધી છે." સેનાપતિ ડેવિજે પોતાના સ્વામીના પ્રશ્નનું યોગ્ય ઉત્તર આપ્યું.

"બહુ સારૂં; અને અત્યારે તમારી પાસે મનુષ્યો કેટલાક તૈયાર છે?" બેરને તત્કાળ બીજો પ્રશ્ન પૂછ્યો.

"આ ક્ષણે ત્રણ સેં અને સાત મનુષ્યો મારી પાસે તૈયાર છે; અને તે ઉપરાંત એક મનુષ્યને વિટનબર્ગના સરદાર પાસે આપ શ્રીમાન્‌ના નામથી ત્યાંની કુમક મેળવવામાટે મોકલવામાં આવ્યો છે અને બીજા કેટલાક સૈનિકોને રોજેન્થેલ દુર્ગના પ્રજાજનોને શસ્ત્રાસ્ત્રવડે સુસજ્જિત કરીને રણક્ષેત્રમાં લાવવામાટેનું કાર્ય કરવાને રવાના કરવામાં આવ્યા છે." સેનાપતિએ પોતા પાસેના મનુષ્યોની સંખ્યાનો શબ્દદ્વારા પરિચય કરાવ્યો.

"એ વ્યવસ્થા પણ યોગ્ય જ થએલી છે; પણ એ હવે જણાવો કે, શત્રુની સેનાનું પ્રમાણ કેટલુંક છે ?" બેરને ત્રીજો પ્રશ્ન કર્યો.

"શત્રુની કૂચના સર્વથી પ્રથમ જે મનુષ્ય સમાચાર લઇ આવ્યો હતો, તેણે તો તેમની સંખ્યા નવ સોની જણાવી હતી, પરંતુ હમણાં જ એક અન્ય ગુપ્તચર એવા સમાચાર લઇ આવ્યો છે કે, શત્રુસૈન્યમાંના સૈનિકોની સંખ્યા એક હજાર કરતાં તો કોઈ પણ રીતે ઓછી નથીજ." ડેવિજે તેના તૃતીય પ્રશ્નનું પણ યથોચિત ઉત્તર આપ્યું.

"શત્રુસૈન્યની એ સંખ્યાની આપણા હૃદયમાં લેશમાત્ર પણ ભીતિ નથી; જે મેઘોની ગર્જના આજે બે વર્ષથી થયા કરતી હતી, તે મેઘો વર્ષવાના તો હતા જ, એટલે હવે આજે જ આ વિગ્રહનો જે અંત આવવાનો હોય તે ભલે આવી જાય કે જેથી હૃદયમાંનો ખટકો તો સદાને માટે નીકળી જાય !" બેરને દૃઢતા દર્શાવીને કહ્યું.

"હું શ્રીમાનના અભિપ્રાયને અનુમોદન આપું છું;" રોજે-ન્યેલ દુર્ગના સેનાપતિએ પોતાનો અભિપ્રાય દર્શાવવા માંડ્યો, "જ્યારે આપણું સહાયક સૈન્ય આવી પહોંચશે એટલે આપણે દુર્ગમાંથી બહાર નીકળી પડીશું અને યુદ્ધમાં શત્રુઓના દાંત સારી રીતે ખાટા કરી નાખીશું, એ વિશે આપ શ્રીમાને લેશ માત્ર પણ ચિંતા રાખવી નહિ."

"ધન્ય, વીર ડેવિજ, તમને અને તમારા ઉદ્દગારોને ધન્ય છે ! પરંતુ જુઓ, કાઉન્ટના સૈન્યનો અગ્રભાગ અરણ્યમાંથી બહાર આવતો જણાય છે, કારણ કે, તેની પતાકા પ્રત્યક્ષ દેખાય છે." બેરને સેનાપતિને ધન્યવાદ આપવા સાથે શત્રુસૈન્યના આગમનની સૂચના પણ આપી દીધી.

ખરેખર શત્રુસૈન્ય આવી પહોચ્યું હતું. તેની પાયદલસેનાનો એક વિભાગ અરણ્યમાંથી નીકળીને સ્હામો આવતો દેખાતો હતો અને ત્યારપછી બે ચાર ક્ષણમાં જ તેમનું તોપખાનું પણ પચાસેક મનુષ્યોની સંભાળ તળે ધીરે ધીરે આવતું જોવામાં આવ્યું. કિંચિત્ આગળ વધીને તે અટક્યું અને ત્યારપછી એક મોટો ઘેરો બાંધીને આગળ વધવા લાગ્યું. એ પછી પંદર મિનિટે એક હજાર સૈનિકોનો એક બળવાન્ સમુદાય આવતો દેખાયો અને તેની પાછળ પાછળ તોપખાનું જે માર્ગથી આવ્યું હતું તે જ માર્ગમાંથી પચાસ કિંવા સાઠ મનુષ્યોનો એક ભિન્ન સમુદાય તે દિશામાં આવતો દેખાયો. એ સમુદાયને જોઇને સેનાપતિ ડેવિજ પોતાના સ્વામીને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે;–"જુઓ, કૃપાનાથ ! કાઉન્ટ પોતે શસ્ત્રાસ્ત્રસજ્જિત થઇને પોતાના નાઇટો

(શસ્ત્રધર અશ્વારોહિ સૈનિકો)ના મધ્યમાં પોતાના અશ્વને ચલાવતો અહીં આવતો દેખાય છે.”

પ્રથમ તો કેટલીક વાર સુધી સેનાપતિ ડેવિજ. શત્રુસૈન્યની ગતિનું નિરીક્ષણ કરતો ઉભો રહ્યો અને ત્યાર પછી જ્યારે તેણે શત્રુ-ઓને નિકટમાં આવેલા જોયા એટલે તરત તેણે પોતાના મનુષ્યોને એક વિશિષ્ટ પ્રકારનો સંકેત કરી દીધો.

સેનાપતિના સંકેતને જોતાં જ ગોલંદાજોએ પોતાની તોપોને દાગી દીધી અને તે તોપોના ઘન નાદથી ત્યાં પ્રલયકાળની છટા છવાઇ ગઇ. તોપોપર ધૂમાડાના મેઘો છવાયલા દેખાયા અને તેમાં રંજકનો વીજળી જેવો ચમકાટ થવા લાગ્યો. તે તોપોની ગર્જનાનો કેટલાક માઇલ પર્યન્ત વિસ્તાર થઇ ગયો.

બેરને આ તોપોના પ્રતાપે શત્રુસેનામાં ઘણોજ ગભરાટ મચી ગએલો જોઇને ઉદ્‌ગાર કાઢ્યો કે:–“ આપણી તોપોના ગોળાએ શત્રુ-સૈન્યમાં પહોંચીને બહુ જ સારૂં કાર્ય કરી બતાવ્યું છે.”

“ ખરેખર આપણી તોપો બહુ જ સારો મારો ચલાવી રહી છે.” સેનાપતિ ડેવિજે. શાંત ભાવથી કહ્યું.

હવે શત્રુસૈન્ય પણ બહુ જ શીઘ્રતાથી ત્રણ ભાગમાં વિભક્ત થઇ ગયું અને તે પોતાની તોપોમાંથી અગ્નિ વર્ષાવતું દ્રુતગતિથી દુર્ગની દિશામાં આગળ વધવા લાગ્યું.

“કાઉન્ટે ભૂલ ખાધી; તેને આગળ વધવાને બદલે ડાબી બા-જૂએ વધવાની આવશ્યકતા હતી અને જો તેણે એમ કર્યું હોત, તો વિજયની કાંઇક આશા તે રાખી શકત.” શત્રની હીલચાલને તીવ્ર-દૃષ્ટિથી અને પરીક્ષક દૃષ્ટિથી અવલોકતા ઉભેલા બેરને પોતાના સેનાપતિને સંબોધીને પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

“ નહિ, મારા સ્વામિન્!” ડેવિજે. તેના મતનું ખંડન કરીને કહ્યું; “તેણે પોતાની સેનાની સંખ્યાપર વધારે આધાર રાખ્યો છે; કારણ કે, આપણા અલ્પસંખ્ય સૈન્યનો ભેદ કદાચિત્ તેના જાણવામાં આવી ગયો છે અને તેથી એકદમ તે દુર્ગના દ્વારપર આવીને દુર્ગમાં પ્રવેશ કરવાની આકાંક્ષાથી જ આગળ વધતો આવે છે.”

“સુજ્ઞ સેનાધ્યક્ષ ! તમારૂં અનુમાન સત્ય છે, અર્થાત્ ગોલં-દાજોને એવી આજ્ઞા આપો કે, તેઓ પોતાનું કાર્ય હજી પણ વિશેષ વેગ અને ચપળતાથી કરવા માંડે.” બેરને ડેવિજ.ની કલ્પનાને માન આપીને એ પ્રમાણેની આજ્ઞા આપી.

બેરનની એ આજ્ઞા સેનાપતિએ તરત ગોલંદાજોને આપી અને તેથી શત્રુસૈન્યપર ગોળાઓની વિશેષ ભયંકરતાથી વૃષ્ટિ થવા લાગી. પરંતુ અલ્પ કાળમાંજ શત્રુ કાઉન્ટની સેનાએ કિલ્લાની સ્હામેના એક ઉચ્ચ સ્થાનમાં પોતાની તોપોને માંડી દીધી અને ત્યાંથી બેરનના તોપખાનાપર તોપોના ગોળાનો એવો તો મારો ચલાવવામાં આવ્યો કે તેથી દુર્ગપરના ગોલંદાજો અને સૈનિકો બહુ જ ગભરાટમાં પડી ગયા.

શત્રુપક્ષના એ ભયંકર અગ્નિવર્ષણને જોઇને બેરન કહેવા લાગ્યો કે;–"હવે તો શત્રુની તોપો ભયંકર અગ્નિ વર્ષાવવા લાગી; ગજબ થયો !" તે હજી તો આ શબ્દો ઉચ્ચારતો જ હતો એટલામાં શત્રુની તોપનો એક ગોળો ઘણેણાટી કરતો બેરન અને ડેવિજ. ઉભા હતા તે સ્થાનથી પચાસ ગજના અંતરપર આવીને પડ્યો અને તેથી બેરનના કેટલાક સૈનિકોનો ઘાણ નીકળી ગયો. આવી સ્થિતિ જોવા છતાં દૃઢ વીર ડેવિજ. જરાપણ ન ગભરાયો અને પોતાના સ્વામીને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે;–"ચિંતા રાખવાનું કાંઇ પણ પ્રયોજન નથી; આપણી તોપોના ગોળા શત્રુની તોપોના ગોળાની સમાનતા કરવાને સમર્થ છે. શત્રુસૈન્ય નિકટમાં આવી પહોંચેલું હોવાથી હું હવે દીવાલમાંથી તોપોને પણ દાગવાની ગોલંદાજોને આજ્ઞા આપી દઉં છું કે જેથી આપણા મારાનું કાંઇક સારૂં પરિણામ આવી જાય."

અર્થાત્ ડેવિજ.ની આજ્ઞાથી દીવાલોમાંની તોપોમાંથી પણ ગોળાની વૃષ્ટિ થવા લાગી. પરંતુ એ વેળાયે જ શત્રુસૈન્યમાંથી કેટલાક ધૈર્યશીલ અને દૃઢ સૈનિકોનો એક સમુદાય નીકળ્યો અને તે દોરડાની સીડીઓ લઇને દુર્ગની દિશામાં આગળ વધવા લાગ્યો, એટલું જ નહિ, પણ જોતજોતાંમાં તે સૈનિકો ખાઇને ઓળંગવામાટે તેના સ્હામેના તીરપર આવી પહોંચ્યા. એ સમયે તેમનાપર રોજે.ન્થેલ દુર્ગમાંથી તોપના ગોળા અને બંદૂકોની ગોળીઓની એક ભયાનક વૃષ્ટિ વર્ષાવવામાં આવી, પરંતુ પોતાના જીવપર ખેલવાને તૈયાર થઇ ગએલા તે વીરોએ તે ગોળા અને ગોળીઓની જરા પણ પરવા રાખી નહિ અને બહુ જ ઉતાવળથી કેટલાક ત્રાપાઓને દોરડાથી બાંધી તેમને તેમણે ખાઇના પાણીમાં તરતા કરી દીધા અને તેમની સહાયતાથી ખાઇને ઓળંગીને આ પાર આવી પહોંચ્યા. એટલામાં કાઉન્ટના તોપખાનાનો એક વિભાગ થોડાક સૈનિકો સહિત આગળ કરતાં પણ કાંઇક આગળ વધી આવ્યો. હવે કટાકટીના યુદ્ધનો આરંભ થયો. શત્રુસૈન્યમાંના ખાઇને પાર કરી આવેલા વીરોએ દુર્ગની દીવાલપર સીડીઓ લગાવીને ત્રણ વાર ઉપર ચઢવાનો ઉદ્યોગ કર્યો, પણ ત્રણે વાર તેમને તેમની

ભયંકર હાનિસહિત પાછા હટાવી દેવામાં આવ્યા. બેરન, હુમેલ અને ડેવિજ. જીવ તોડી તોડીને પોતાના સૈનિકોને યુદ્ધમાં પ્રવૃત્ત કરી રહ્યા હતા, પરંતુ વૈરીઓની સખ્યાની અધિકતાએ તેમની દઢતા અને ધીરતાને હચમચાવી દીધી; કારણકે, દુર્ગની સ્હામેના ઉચ્ચ સ્થાનમાંથી આવતા શત્રુપક્ષની તોપોના ગોળાઓએ પોતાના વિનાશકાર્યથી દુર્ગમાંના સૈન્યની ભયંકર હાનિ કરીને મહા હાહાકાર મચાવી દીધો હતો. હવે શત્રુસેનાએ ચોથીવાર દુર્ગની દીવાલોપર ચઢવાનો ઉદ્યોગ કર્યો અને તેથી બેરનના સૈન્યમાં ઘણો જ ગભરાટ ફેલાઇ ગયો તેમજ એ વેળાયે જ દીવાલોપર ઉભા રહીને લડતા સૈનિકોના કાનોમાં એવા સમાચાર આવીને અથડાયા કે, ડાબી બાજૂની દીવાલપર વૈરીઓએ પોતાનો અધિકાર કરી લીધો હતો. બે ચાર મિનિટમાં જ એ સમાચારની સત્યતા સિદ્ધ થઇ ગઇ; કારણ કે, ઘાયલ થએલો એક સૈનિક દોડતો બેરનની પાસે આવ્યો અને પોકાર કરીને કહેવા લાગ્યો કે;–"પ્રતાપી અન્નદાતા, આપણો પરાજય થઇ ચૂક્યો છે અને શત્રુના સૈનિકોએ રાજમહાલયપર પણ આક્રમણ કરી દીધું છે."

રાજમહાલયપર આક્રમણ થવાની આ વાર્ત્તા સાંભળતાં જ બેરન કોઇ એક ઉન્મત્ત મનુષ્ય પ્રમાણે પોકારીને કહેવા લાગ્યો કે;–" મારી બાળા, મારી કન્યા થેરેસા ! તેના સંરક્ષણમાટે કોઇ દોડો અને તેને શત્રુઓના હાથમાંથી બચાવો ! "

પરંતુ તેના એ પોકારને કોઇ પણ સાંભળી શક્યું નહિ; કારણ કે, સેનાપતિ ડેવિજ. પોતાના વિખરાયલા સૈનિકોને પાછા એકત્ર કરવાના કાર્યમાં રોકાયલો હતો અને ચાર્લ્સ હુમેલ, જે વૈરીઓ સીડીઓ લગાવીને તેની ડાબી તથા જમણી બાજૂએ કિલ્લાની દીવાલપર ચઢી આવ્યા હતા તે વૈરીઓના એ સમુદાયોના મધ્યમાં ઘેરાઇ ગયો હતો.

યુદ્ધમાં ઘવાતાં પોતાના શરીરમાંથી રક્તનું વિશેષ વહન થઈ જવાથી હુમેલ બહુજ નિર્બળ અને અશક્ત થઇ ગયો હતો, તેની સ્હામે જ ઊભેલા શત્રુપક્ષના એ સૈનિકો તેના શરીરપર પોતાની તલ્વારો ચલાવી રહ્યા હતા અને કેટલીકવાર સુધી તો તેમની તલ્વારોનો પોતાની તલ્વારથી જવાબ આપતો તેમના મુકાબલામાં તે ઊભો રહ્યો; પણ એ પછી તેના પગ લડથડયા. તેને શિથિલ થએલો જોઇને તે બે સૈનિકોમાંનો એક પોતાની તલ્વારથી તેના શિરનો છેદ કરવા જતો હતો, એટલામાં અચાનક એક નાઇટ્ર (વીરપુરુષ) કે જેનું નખથી શિખા પર્યન્ત સમસ્ત શરીર લોહના કવચથી આવૃત્ત હતું,

તે દુર્ગની દીવાલપર પ્રકટ થયો અને તેણે ત્યાં પ્રકટ થતાંની સાથે જ પોતાની વીજળી સમાન ચમકતી તલ્વારને મ્યાનમાંથી બહાર કાઢીને હુમેલના પ્રાણ લેવાને તૈયાર થએલા કાઉન્ટના તે બે સૈનિકોને કેવળ એક પ્રકારનો સંકેત જ કરી દીધો. એ સંકેતને જોતાં જ તેઓ એટલા બધા ભયભીત થઇ ગયા કે ગભરાટમાં ને ગભરાટમાં જ પાછળ હટવા જતાં દીવાલપરથી નીચેની ખાઇમાં પડી ગયા અને હુમેલના પ્રાણ લેવાને બદલે પોતાના પ્રાણોને જ ખોઇ બેઠા.

ત્યાર પછી તે વીર પુરુષ પોતાની તલ્વારને ચમકાવતો મહાવેગથી દુર્ગની દીવાલપર ચાલતો ત્યાંથી આગળ વધ્યો અને તે કવચધારી વીર પુરુષને જોતાં જ શત્રુની સેના કે જે દીવાલપર ચઢી આવી હતી તે બહુ જ ગભરાઈ જવાથી નીચેની ખાઇમાં પડવા લાગી. શત્રુઓની એ દુર્દશાને જોઈને બેરનના સૈનિકોના શરીરમાં નવીન પ્રાણોનો આવિર્ભાવ થયો અને તેથી તેમણે પણ પોતાનાં શસ્ત્રોને ચલાવવાનો આરંભ કરવાથી જોત જોતાંમાં દુર્ગની દીવાલો શત્રુઓથી મુક્ત અને સ્વચ્છ થઈ ગઈ. એ પછી તે વીર પોતાના શરીરપર કવચનો આટલો બધો ભાર હોવા છતાં પણ અત્યંત શીઘ્રગતિથી જમણી બાજૂની દીવાલો તરફ આગળ વધ્યો; કારણ કે, શત્રુઓએ ત્યાં પોતાના પૂર્ણ અધિકારની સ્થાપના કરી દીધી હતી. ત્યાં આવતાં જ પ્રથમવાર તે વીરનરે પોતાના મુખથી એક જ શબ્દનો ઉચ્ચાર કર્યો અને તે એ કે;—" શત્રુઓને સંહારો ! "

તેના એ શબ્દને સાંભળતાં જ રોઝે.ન્થેલના સૈનિકોના હૃદયમાં જાણે વીરતાનો મહાસાગર જ ઊછળી આવ્યો અને તેથી ઉત્તેજિત થઇને તેમણે પોતાની તલ્વારોને ચલાવીને શત્રુપક્ષના સૈનિકોને બકરાં પ્રમાણે રેંસી નાખવાનો સપાટો ચલાવ્યો. એમાં પણ આશ્ચર્યની વાર્ત્તા તો એ હતી કે, તે અજ્ઞાત વીરપુરુષે કોઇને હસ્તસ્પર્શ પણ કર્યો નહોતો; તે કેવળ પોતાની ચમકતી તલ્વારને હસ્તમાં ધારીને દૂર જ ઊભો રહ્યો હતો; છતાં કેવળ તેના પ્રભાવથી જ શત્રુઓ ભયભીત થઇ ગયા હતા અને તેમના એ ભયનો લાભ લઇને બેરનના સૈનિકોએ તેમનો નિર્દયતાથી સંહાર કરી નાખ્યો. સારાંશ કે, યુદ્ધનો રંગ બદલાઇ ગયો અને જે વિજય અલ્પ સમય પૂર્વે કાઉન્ટના પક્ષમાં ચાલ્યો ગયો હતો, તે વિજય હવે બેરનના પક્ષમાં આવીને ઉભો રહ્યો.

જે વેળાયે સૂર્યનારાયણે પ્રથમ પોતાનાં સ્વર્ણમય અને ત્યારપછી રક્તમય કિરણોથી ભૂમિને રંગીને અસ્તાચલમાં વિશ્રાંતિ લેવામાટે પ્રયાણ કર્યું, તે વેળાયે રોઝે.ન્થેલ દુર્ગમાં શત્રુપક્ષનો એક પણ સૈનિક

સજીવન અવસ્થામાં નહોતો; અર્થાત્ કાઉન્ટની સમસ્ત સેનાનો સ્વર્ગવાસ થઇ ગયો હતો. પરંતુ એ સાથે બેરનની પણ એ સમરમાં એક મહા ભયંકર હાન થઇ હતી અને તે એ કે, વૈરિપક્ષના સૈનિકોના એક લઘુસમુદાયે જ્યારે બેરનના રાજમહાલયપર આક્રમણ કરીને ત્યાંનો અધિકાર મેળવી લીધો હતો, તે વેળાયે રાજમહાલયમાંની સંપત્તિને લૂટી લેવા સાથે તે સમુદાયના સૈનિકો રોજે.ન્થેલ દુર્ગના અધીશ્વરની એકની એક અને પ્રાણાધિકા પુત્રી થેરેસાને પણ ત્યાંથી ઉપાડી ગયા હતા.

હવે જેના અચાનક આગમનથી એ યુદ્ધનો રંગ એકદમ આવી રીતે બદલાઇ ગયો હતો તે કવચધારી વીરપુરુષ પ્રતિ સર્વનું ધ્યાન આકર્ષાયું; પરંતુ તપાસ કરતાં દુર્ગમાં તેનો ક્યાંય પણ પત્તો મળી શક્યો નહિ, તેમજ તે કોણ હતો, ક્યાંથી આવ્યો હતો અને પાછો ક્યાં ચાલ્યો ગયો હતો, એ વિશે કોઇ કાંઈ જાણતું પણ નહોતું. આ કારણથી લોકો તેના સંબંધમાં અનેક પ્રકારના ચિત્રવિચિત્ર અનુમાન અને તર્કવિતર્કના અશ્વોને પોતાની ઇચ્છા પ્રમાણે દોડાવી રહ્યા હતા. પણ હા, કેવળ એક ચાર્લ્સ હૂમેલનું ધ્યાન એક અન્ય દિશામાં આકર્ષાતું હતું, પરંતુ તે એ વિશે જ્યાં કાંઇ પણ બોલવાનો પ્રયત્ન કરતો હતો એટલે તે વખતે જાણે કોઇ તેના મુખદ્વારને બંધ કરી દેતું હોયની! એવો જ તેને ભાસ થયા કરતો હતો. પરંતુ મુખ બંધ હોવા છતાં તે પોતાના મનમાં તો અવસ્ય એવા નિશ્ચય કિંવા અનુમાનપર આવી ચૂક્યો હતો કે;–" જે વીરનરે 'ફ્રેમ્ ગેરિક્ટ્' નામક ગુપ્ત અને ભયંકર ન્યાયસભાના ભયાનક પંજામાંથી અચાનક આવીને મને મુક્ત કર્યો હતો, તે જ આ વીરપુરુષ તો નહિ હોય ? "

તે હજી તો એ વિશેના વિચારમાં નિમગ્ન જ હતો, એટલામાં એક મનુષ્ય સેનાપતિ ડેવિજ. તથા અન્ય અધિકારીઓને બેરને પોતાની પ્રિય પુત્રીના છૂટકારા વિશેના વિચારમાટે ભરવા ધારેલી સભામાં લઇ જવામાટે ત્યાં આવી પહોંચ્યો. " આપ સર્વને બેરન્ મહાશય સભામાં ઉપસ્થિત થવામાટે બોલાવે છે. " એ તે મનુષ્યના મુખથી નીકળેલા શબ્દોએ તેની વિચારનિદ્રાનો ભંગ કરી નાખ્યો અને ત્યાર પછી ડેવિજ. સાથે બેરનની સભામાં જવાને તે ચાલતો થયો.



# પ્રકરણ ૫ મું

## હુમેલ અને ડેવિજ.

"મારા પ્રિય મિત્રો અને વિશ્વાસપાત્ર અનુયાયીઓ!" બેરને સભામાં સર્વ સભાસદોના ઉપસ્થિત થઇ ગયા પછી તેમને ઉદ્દેશીને બોલવાનો આરંભ કર્યો. "એમાં તો લેશ માત્ર પણ સંશય નથી જ કે, આ આપત્તિ અને સંકટનો મુખ્ય હેતુ અને ઉત્પાદક લિન્સડોર્ફનો કાઉન્ટ મૅન્ફ્રેડ જ છે. કારણ કે, મારી પ્રિય કન્યાની સખી ઈડાનું એમ કહેવું છે કે, 'મારા જોતાં કાઉન્ટના ૭ સૈનિકો મહાલયમાં ઘુસી આવ્યા હતા અને પ્રથમ તો તેઓ અમો ત્રણે સખીઓને બહાર લઇ ગયા હતા; પરંતુ ત્યાર પછી તેઓ કેવળ થેરેસાને જ પોતાની સાથે લઇ ગયા અને મને તથા મૅરિયાને તેમણે છોડી દીધી.' હવે આપને એ વાર્ત્તાનું સ્મરણ તો હશે જ, કે એકવાર તે દુષ્ટ કાઉન્ટે મારી પાસેથી થેરેસાનો લગ્નસંબંધ તેની સાથે કરી આપવા વિશેની માગણી કરી હતી, પરંતુ તેની એ અયોગ્ય માગણીનો મેં તિરસ્કાર-પૂર્વક અસ્વીકાર કર્યો હતો. બસ એ કારણથી જ પ્રસંગને સાધીને તે મારા એ અનુપમ મણીને લૂટીને લઇ ગયો છે કે જે મણી એક રાજકુમારના હૃદયમાં વિરાજવાનો અધિકાર ધરાવે છે; અર્થાત્ રાજ-કુમારના ઉપભોગમાટે નિર્માયલા એ રત્નને એક લુટારો લૂટીને લઇ જાય, એ કાંઇ સાધારણ અત્યાચાર તો ન જ કહેવાય!"

પોતાના અન્નદાતા સ્વામીના એ ભાષણનું શ્રવણ કરીને વીર સેનાપતિ ડેવિજ કહેવા લાગ્યો કે;—"શ્રીમન્! આવતી કાલે પ્રાતઃ કાલમાં નગરના અધિકારીઓએ બસેં સૈનિકો આપવાની પ્રતિજ્ઞા કરેલી છે તેમજ આપના પ્રજાજનો પણ સર્વ ભાગોમાંથી આવી આવીને એકત્ર થવા લાગ્યા છે; એથી દૃઢ આશા છે કે, આવતી કાલના સૂર્યો-દય પર્યન્ત ઓછામાં ઓછા પણ બાર સો મનુષ્યો રોઝેન્થેલની પતા-કાની છાયામાં એકઠા થઇ જશે અને ત્યાર પછી શ્રીમાન્ જો એ સૈન્યનું અગ્રેસરત્વ આ દીન દાસને આપશે, તો આ સ્વામિનિષ્ઠ સેવક કાં તો લિન્સડોર્ફ દુર્ગમાંથી રાજકુમારીને બંધનમુક્ત કરીને પાછી લાવશે, અને કાંતો લિન્સડોર્ફ દુર્ગના દ્વાર સમક્ષ પોતાના પ્રાણનું યુદ્ધ-યજ્ઞમાં સદાને માટે બલિદાન આપી દેશે!"

"અને એટલા અવકાશમાં જો તે પાજી મૅન્ફ્રેડ બળાત્કારે મારી

પુત્રીસાથેના લગ્નસંબંધનો વિધિ કરાવી નાખે, તો?" વૃદ્ધ બેરને એક નવીન શંકા દર્શાવી.

"ત્યારે શું, કુમારિકા થેરેસાનું સગપણ ઘણા કાળથી જર્મન સામ્રાજ્યના એક રાજકુમાર સાથે થઇ ચૂક્યું છે, એ વાતની તેને ખબર નથી?" ચાર્લ્સ હુમેલે એક પ્રશ્ન રજૂ કર્યો.

"એ સગપણની વાતને તે સારી રીતે જાણે છે;" બેરને ઉત્તર આપ્યું; "પરંતુ જ્યાં તે જર્મનીના સમ્રાટ્‌ને પણ ગણકારતો નથી, તો પછી એક રાજકુમારની તેને શી દરકાર કે ચિંતા હોઇ શકે વારૂ? કેટલાંક ગુપ્ત કારણોના યોગે આજકાલ તેને કેટલાક મહાબલિષ્ટ અધિકારો પ્રાપ્ત થએલા છે અને એ કારણથી કેટલાક મોટા મોટા સત્તાધારી અને સમર્થ લોકો તેના મિત્ર થઇ ગયા છે. આવી પરિસ્થિતિના યોગે તે અત્યંત ગર્વથી ઘણીકવાર એમ પણ બોલ્યા કરે છે કે, 'આજકાલ સીજ઼રના સિંહાસનપર વિરાજતો જર્મનીનો સમ્રાટ્‌ મૅક્સીમિલિયન્‌ પણ મારા સમક્ષ કોઇ વસ્તુ નથી!' અર્થાત્‌ તેની મદાંધતાની સીમા આટલે સૂધી વધી ગએલી છે."

"એક તુચ્છ વ્યક્તિ અને તેનો આટલો બધો અહંકાર!" ચાર્લ્સ હુમેલે કાંઇક ઘૃણાદર્શક સ્વરથી એ શબ્દો ઉચ્ચાર્યા અને તેના ઓષ્ઠોમાં એક પ્રકારના હાસ્યની છટા દેખાવા લાગી. એ પછી થોડીક વારસૂધી કાંઇક વિચારમાં નિમગ્ન રહ્યા પછી તે બોલ્યો કે:-"મહાશય, આજે આપના શિરપર જે કાંઇ પણ આપત્તિ આવી છે, તે કેવળ મારા કારણથી જ આવી છે; અને એટલામાટે મારી એવી ઇચ્છા છે કે, આપ મને લિન્સડોર્ફ દુર્ગ પ્રતિ જવાની આજ્ઞા આપો, એટલે હું કાઉન્ટ મૅન્ફ્રેડ પાસે જાઉં અને તેની સાથે પ્રત્યક્ષ વાદવિવાદ કરીને આ વિષયનો નિર્ણય કરી નાખું."

"ઉદારાત્મા નવયુવક, ત્યાં જવાથી વિનાકારણ પોતાના પ્રાણપર તમે પોતાના હાથે જ એક નવીન સંકટને ખેંચી લાવશો!" બેરને તેની ઇચ્છાનો પ્રતિકાર કર્યો અને ત્યારપછી કહ્યું કે:-"કારણ કે, કાઉન્ટ તમારાપર કેટલી સીમાપર્યન્ત કોપાયમાન થએલો છે, અને એ કોપના યોગે તેણે કેવા રૂપમાં તમને તેના હાથમાં સોંપી દેવાની મારી પાસેથી માગણી કરી હતી, એ સર્વ ઘટના તમારાથી અજાણી તો નથી જ. અર્થાત્‌ એ જવા આવવાની વાર્ત્તાને છોડી દ્યો અને મને માત્ર એટલું જ જણાવો કે, કાઉન્ટના હૃદયમાં તમારા વિશેના આ ભયંકર વૈરભાવની ઉત્પત્તિનું મૂળ કારણ શું હતું?"

"જ્યાંસુધી મારી ધારણા છે, ત્યાંસુધી તો મેં તેને આવા વૈર-ભાવનું કાંઇ પણ કારણ આપ્યું નથી. કેવળ કેમ્બર્ગના એક પથિકાશ્રમમાં એક અજ્ઞાત પાદરી સાથે મેં એ કાઉન્ટના સંબંધમાં વાતચીત કરતાં તેના ચારિત્ર્ય વિશે મારા પોતાના કેટલાક અભિપ્રાયો દર્શાવ્યા હતા, એટલે જો એ વાર્ત્તાલાપનો વૃત્તાંત તેના જાણવામાં આવ્યો હોય અને તેના યોગે મારા પ્રતિ તેનો વૈરભાવ બંધાયો હોય, તો હું કહી શકતો નથી." ચાર્લ્સ હ્યૂમેલે જે હતી તે વાર્ત્તા બેરનને જણાવી દીધી.

આ શબ્દો ઉચ્ચારતી વેળાયે પ્રથમવાર જ અચાનક તેના મનમાં એક એવો સંશય આવ્યો કે, "મને પકડવામાટે અને મને પોતાના અધિકારમાં લેવામાટે કાઉન્ટ મૅન્ફ્રેડે જે અસાધારણ ઉપાયો યોજ્યા હતા, તેમનો કદાચિત્ 'ફ્રેમ્ ગેરિક્ટ' ન્યાયસભાના કાયક્રમ સાથે સંબંધ હોય, તો તેમાં કાંઇ વિશેષ આશ્ચર્ય જેવું નથી;' છતાં પણ એ વિષય વિશે એક શબ્દ પણ ઉચ્ચારવાનું સાહસ તે કરી શક્યો નહિ.

એટલામાં અચાનક બેરન્ મહાશયે ઉદ્ગાર કાઢ્યો કેઃ-"બસ, હવે સઘળો ભેદ મારા જાણવામાં આવી ગયો ! તે મારી પુત્રીને હરી જવામાટેના આવા કોઇ પ્રસંગની વાટ જ જોયા કરતો હતો. એટલે તેણે જેવી તમારા આ દુર્ગમાં આવવાની વાર્ત્તા સાંભળી અને તમે મારા અતિથિ છો, એ સમાચાર તેના સાંભળવામાં આવ્યા કે, તરત હું મારા અતિથિને કદાપિ તેના હાથમાં સોંપીશ નહિ એવો તેનો નિશ્ચય હોવાથી તમારી માગણીનું નિમિત્ત દર્શાવીને તેણે આ યુદ્ધનો પ્રસંગ ઉપસ્થિત કર્યો અને છેવટે પોતાની દુષ્ટ ધારણા પ્રમાણે તે નીચ મારી પુત્રીને હરી ગયો !"

"શ્રીમન્ ! કાઉન્ટની દુષ્ટતા વિશેનું આપે કરેલું એ અનુમાન સર્વથા સત્ય છે; પરંતુ હવે તો પ્રસંગ એવો આવીને ઉપસ્થિત થયો છે કે, લોહને લોહથી જ કાપવાની આવશ્યકતા આવી પડી છે." સેનાપતિ ડેવિજે પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

"તો પછી શપથ પરમાત્માના," બેરને તેના એ શબ્દોને સાંભળી આવેશથી પોતાના હાથને ટેબલપર પછાડીને કહેવા માંડ્યું; "કે, હવે તો આ વિગ્રહનો કેવળ કૃપાણધારા જ યોગ્ય નિર્ણય કરી બતાવશે. જે પ્રમાણેનાં વચનો તમે ઉચ્ચાર્યાં છે તે પ્રમાણેનીજ કૃતિ પણ કરી બતાવો. આવતી કાલે પ્રાતઃકાળમાં જ વૈરીના દુર્ગપર ચઢી

જાઓ; હું પણ મારી પ્રાણપ્રિયા પુત્રી થેરેસાને તે પાપાત્માના પંજામાંથી છોડવવામાટે તમારી સાથે જ રહીશ!" બેરન્ આ પ્રમાણેની આજ્ઞા આપીને પોતાના આસનપરથી ઉઠીને ઉભો થયો અને તેની સાથે જ સભાનું પણ વિસર્જન થઇ ગયું.

સંધ્યાકાળે જ નિશાભોજનના કાર્યથી મુક્ત થઇને પ્રાતઃકાળમાં યુદ્ધમાટે પ્રયાણ કરવાનું હોવાથી સર્વ જનો તેમાટેની તૈયારીઓ કરવામાં રોકાઈ ગયા. એવા સમયમાં પોતાનાં કાર્યોથી એક અડધા કલાકને માટે મુક્ત થઇને સેનાપતિ ડેવિજ. નિશ્ચિન્ત થઇને ચાર્લ્સ્ હૅમેલની સાથે કિલ્લાની દીવાલપર ભ્રમણ કરવા લાગ્યો; કારણ કે, ચાર્લ્સની વીરતાના સાક્ષાત્કાર પછી તે તેને બહુજ પ્રેમની દૃષ્ટિથી જોવા લાગ્યો હતો. ફરતાં ફરતાં ચાર્લ્સે તેને પૂછ્યું કે;–"ભલા આવતી કાલના યુદ્ધનું શું પરિણામ આવશે ? આપની એ વિશે શી ધારણા છે ?"

"મારા હૃદયમાં વિજયની પૂરેપૂરી આશા છે. જો આપણા સૈનિકો દૃઢ રહેશે, તો આવતી કાલે સંધ્યાકાળથી પૂર્વે રોજેન્થેલ દુર્ગની રક્ત પતાકાને આપ લિન્સડોર્ફ દુર્ગના શિરોભાગમાં વાયુ સાથે વિહાર કરતી જોઈ શકશો." સેનાપતિ ડેવિજે. પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

"ત્યારે શું લિન્સડોર્ફ દુર્ગ પણ યુદ્ધની સામગ્રીઓથી પરિપૂર્ણ અને સુસજ્જિત છે ?" ચાર્લ્સ હૅમેલે પૂછ્યું.

"જો કે તે દુર્ગ પણ છે તો ઉત્તમ, પરંતુ બે ચાર સ્થળે કાંઇક નિર્બળ પણ છે, અને તે ઉપરાંત તેના નિકટમાંજ આવેલી એક ધ્વન વૃક્ષરાજીની આડમાં રહીને આપણે જે ધારીએ તે કરી શકીએ એમ છે." સેનાપતિ ડેવિજે. હૅમેલના પ્રશ્નનું ઉત્તર આપ્યું.

"તે દુર્ગ ક્યાં આવેલો છે વારૂ ?" હૅમેલે બીજો પ્રશ્ન પૂછ્યો.

"કેમ્બર્ગથી છ માઇલપર પૂર્વ અને ઉત્તર દિશાની વચ્ચે." ડેવિજે. ઉત્તર આપ્યું.

ડેવિજ.ના આ ઉત્તરને સાંભળતાંજ હૅમેલ પોતાપર વીતેલી સર્વ ઘટનાઓનું સ્મરણ કરવા લાગ્યો અને ત્યાર પછી તેણે ભયભીત મુદ્રાથી પૂછ્યું કે;–"પણ એ દુર્ગની આસપાસ નિકટમાં જ ચારમાંથી કોઈ પણ દિશામાં તેવો જ બીજો પણ કોઇ દુર્ગ છે ખરો કે ?"

"જી નહિ, ત્યાં નિકટમાં એવો કોઇ બીજો દુર્ગ તો નથી જ." ડેવિજે. નકારદર્શક ઉત્તર આપ્યું.

આ ઉત્તરથી હૅમેલ વધારે ગભરાયો અને વિશેષ આતુરતાથી પૂછવા લાગ્યો કે;–" ત્યારે તે દુર્ગના સિંહદ્વારપર એક બહુ જ મજ-

બૂત બુર્જ છે ખરો કે? હું તે બુર્જ વિશે બોલું છું કે, જે બુર્જપર કાઉન્ટની પતાકા ઉડયા કરે છે."

આપ યથાર્થ કહો છો અને આપના આ કથનથી અનુમાન કરી શકાય છે કે, આપે અવશ્ય તે દુર્ગનું અવલોકન કરેલું હોવું જોઇએ." ડેવિજે. તેના મતને પુષ્ટિ આપીને કહ્યું.

ચાર્લ્સ એ પછી વિશેષ કાંઇ બોલ્યો નહિ, પણ મનમાં એ પ્રમાણેના વિચારો કરવા લાગ્યો કે;–" 'ફ્રેમ્ ગેરિકટ' ન્યાયસભા અવશ્ય કાઉન્ટ મૅન્ફ્રેડના દુર્ગમાં જ હોવી જોઇએ અને કાઉન્ટ મારાપર આટલો બધો કોપાયમાન થઇને મને પકડવામાટે જે પોતાના સૈન્યને લઇને ચઢી આવ્યો હતો તેનું કારણ પણ એ જ હોવું જોઇએ." અર્થાત્ પોતાના મનમાં આ પ્રમાણેનો નિશ્ચય થવા છતાં પણ એ વિશે સ્પષ્ટ શબ્દોમાં સેનાપતિને કાંઇ પણ જણાવવાનું તે સાહસ કરી શક્યો નહિ; કારણ કે, તેના મનમાં એવી જ શંકા રહ્યા કરતી હતી કે, સેનાપતિ ડેવિજ. પણ ક્યાંક તે ગુપ્ત ન્યાયસભાનો એક સભાસદ ન હોય! તેમજ કદાચિત્ એ વિશેની વાત કરવામાં આવે અને તે કોઇ અન્ય વ્યક્તિ સાંભળી લે, તો પણ કદાચિત્ અનિષ્ટ પરિણામ આવી જાય; આવાં આવાં કારણોથી તે મૌનનું જ અવલંબન કરી રહ્યો અને ત્યારપછી કેટલીક વારે કહેવા લાગ્યો કે;–" લિન્સડોર્ફના કાઉન્ટ વિશેની જે કેટલીક વિલક્ષણ વાર્ત્તાઓ સંભળાયા કરે છે, તેમાં કેટલોક સત્યાંશ રહેલો છે વારૂ?"

" ખરેખર મેં પણ તેના વિશે ચાલતી આવા પ્રકારની અનેક વાર્ત્તાઓ સાંભળી છે અને હું તો લિન્સડોર્ફના કાઉન્ટને તે સૈન્યમાં એક સાધારણ અધિકારી હતો તે સમયથી ઓળખું છું અને જાણું છું, અને તે ઘટનાને કેટલાંક વર્ષનો કાળ વીતી ગયો છે." સેનાપતિ ડેવિજે. બોલતાં બોલતાં બોલતાં એક જીર્ણ ઘટનાનો ઉલ્લેખ કરી દીધો.

પણ તેના એ શબ્દોને પકડી લઇને હુમેલે તેને તત્કાળ પૂછ્યું કે;–" વારૂ તે ઘટનાને કેટલાંક વર્ષનો કાળ વીત્યો હશે?"

" તરુણ વીર! મારી ધારણા છે કે, તે ઘટનાને થઇ ગયાને આજે અઢારથી ત્રીસ વર્ષનો દીર્ઘ કાળ થએલો હોવો જોઇએ." ડેવિજે. તેના પ્રશ્નનું સવિસ્તર ઉત્તર આપવાનો આરંભ કર્યો;–" લિન્સડોર્ફ દુર્ગના સ્વર્ગવાસી અધીશ્વરના બે પુત્ર હતા, તેમાંનો એક સિગિસ્મંડ અને બીજો આ મૅન્ફ્રેડ; સિગિસ્મંડ એક મહા દયાળુ, ધાર્મિક અને યોગ્યતાવાન્ પુરુષ હતો અને આ મૅન્ફ્રેડ બાલ્યાવસ્થાથી જ એવો તો

પાજી અને બદમાશ હતો કે એના પિતાએ એના દુરાચારોથી કંટાળીને એને પોતાના ઘરમાંથી બહાર હાંકી કાઢ્યો હતો. જો કે એના ગૃહબહિષ્કારનું યથાર્થ કારણ અદ્યાપિ કોઇના જાણવામાં આવ્યું નથી; પરંતુ લોકોનું કથન છે કે, એણે પોતાના જન્મદાતા પિતા તથા જ્યેષ્ઠ બંધુને વિષ ખવડાવવાનો પ્રપંચ રચ્યો હતો, કિન્તુ એનો તે પ્રપંચ જાણવામાં આવી ગયો, અને તેથી જ એના પિતાએ એને ઘરમાંથી બહાર હાંકી કાઢ્યો હતો. જે વેળાયે એ એવી રીતે ઘરમાંથી હાંકી કઢાયો હતો તે વેળાયે એની અવસ્થા બહુધા ત્રીસ વર્ષની હતી અને તેથી એણે ગૃહમાંથી નીકળ્યા પછી સૈન્યમાં રહીને એક સૈનિક તરીકેના વ્યવસાયને સ્વીકારી લીધો. હું અને એ એક જ પદવી ધરાવતા અધિકારીઓ હતા અને સાથે જ વસતા હતા, છતાં અમારા સ્વભાવો પરસ્પર ભિન્ન હોવાથી અમારૂં પોતપોતામાં જોઇએ તેવું બનતું નહોતું. અને બને પણ ક્યાંથી ? કારણ કે, હું એક ધર્મભીરુ અને સરળ સ્વભાવનો સિપાહીબચ્ચો અને તે એક મહા ધૂર્તશિરોમણિ અને પ્રપંચપરાયણ કાળો નાગ, એટલે મીયાં અને મહાદેવ જેવો જ ઘાટ થયો હતો. સમ્રાટની સેનામાં તેના જોડાયા પછી અલ્પ સમયમાં જ તેનો પિતા સ્વર્ગવાસી થયો અને તેથી પિતાની પદવી તથા જાગીરનો ઉત્તરાધિકારી તેનો જ્યેષ્ઠ પુત્ર સિગિસ્મંડ થયો. મારા સાંભળવામાં આવ્યું છે કે, જે વેળાયે રાજ્યનો અધિકારી થયો, તે વેળાયે સિગિસ્મંડ લગભગ ચોત્રીસ વર્ષના વયનો હતો અને એ ઘટનાથી અલ્પકાળ પૂર્વેજ તેનો એક માતાપિતા વિનાની અને અત્યંત લાવણ્યમયી નવયૌવના સુંદરી સાથે લગ્નસંબંધ થયો હતો. તે સુંદરી પોતાના પિતૃધનની એક માત્ર ઉત્તરાધિકારિણી હોવાથી પોતાની સર્વ સંપત્તિને પરણ્યા પછી પોતાના સ્વામીના ગૃહમાં જ લઇ આવી હતી. એમના એ સંયોગના પરિણામે એક પુત્રીનો ઉદ્દ્ભવ થયો અને તેથી કાઉન્ટ સિગિસ્મંડ તથા કાઉન્ટેસ ઇલ્ડગાર્ડા એટલે કે, એ પતિપત્ની પોતાને અત્યંત સુખી માનવા લાગ્યાં; એટલુંજ નહિ, પણ સંસારમાં સ્વર્ગસુખનો સાક્ષાત્કાર કરવા લાગ્યાં. પરંતુ મહાશય હૅમેલ ! એ પછીનો એ કથાનો પશ્ચાદ્દભાગ અત્યંત કરુણોત્પાદક અને દુઃખકારક છે અને તેથી મારો તો હવે એજ અભિપ્રાય થાય છે કે, હવે આપણે આટલેથીજ આ વિષયની ચર્ચાનો અંત લાવીને કોઇ અન્ય વિષયની ચર્ચા ચલાવીએ, તો વધારે સારૂં." એમ કહીને ડેવિજ, બોલતો અટકી ગયો.

"હું આપને પ્રાર્થના કરૂં છું કે, કૃપા કરીને આ કથા મને અંત પર્યન્ત અને સંપૂર્ણ સંભળાવો; કારણ કે, નહિ તો મારા રસનો

ભંગ થઇ જશે; આ કથાના પરિણામને જાણવામાટે મારૂં અંતઃકરણ અત્યંત આતુર થઇ રહ્યું છે." ચાર્લ્સ હુમેલે તેને તે વાર્તાને સંપૂર્ણ કરવામાટેનો અતિશય આગ્રહ કર્યો.

"આપનો જ્યારે આટલો બધો આગ્રહ છે તો હું આપના ઉત્સાહનો ભંગ કરવા ઇચ્છતો નથી." એમ કહીને ડેવિજ. તે કથાને આગળ લંબાવતો બોલ્યો કે;—"તે પતિપત્ની અતિશય આનંદમાં પોતાનો સમય વીતાડતાં હતાં, એ તો આપને હું જણાવી ચૂક્યો છું. તેમ જ તેમને એક પુત્રીની પ્રાપ્તિ થઈ હતી એ પણ આપ જાણી ચૂક્યા છો; પરંતુ કહેતાં હૃદય કમકમી જાય છે કે, તેમનો એ આનંદ સ્થાયી નહિ, કિંતુ ક્ષણભંગુર જ હતો. એક દિવસ સિગિસ્મંડ અરણ્યમાં મૃગયામાટે ગયો હતો, અને ત્યાંથી સજીવન પાછો આવવાને બદલે તે સદાને માટે અરણ્યમાં જ રહી ગયો! પોતાના શિકારની પાછળ પડતાં તે પોતાના સાથીઓથી અરણ્યમાં છૂટો પડી ગયો હતો અને તે પછી થોડાક કલાકો જતાં, લિન્સડોર્ફથી બેક માઇલના અંતરપરના એક નિર્જન ભાગમાંથી તેનું મૃત શરીર મળી આવ્યું; અને મૃત શરીરને તપાસતાં જાણવામાં આવ્યું કે, તે પોતાના સ્વાભાવિક મરણથી કિંવા કોઇ હિંસ્રપશુના આક્રમણથી મુઓ નહોતો, કિન્તુ કોઈ મનુષ્ય અથવા મનુષ્યોના હસ્તે તેનો નિર્દયતાથી વધ કરાયલો હતો!"

"અને તેનો એ પ્રમાણે ગુપ્તતાથી ઘાત કરનારા પાપાત્માઓને શોધીને પકડવામાં આવ્યા હતા કે નહિ વારૂ?" હુમેલે અધીરતાથી વચ્ચે જ પોતાનો પ્રશ્ન રજૂ કર્યો.

તેના એ પ્રશ્નથી ડેવિજ. થોડીકવાર સૂધી તો દિગ્મૂઢ જ થઈ ગયો અને ત્યારપછી તેણે બહુ જ ધીમા અને મંદ સ્વરથી કહ્યું કે;—"તેના મૃત શરીરમાં રજ્જુ અને કૃપાણ એ બે ભયંકર ચિન્હો મૂકાયલાં મળી આવ્યાં હતાં!"

રજ્જુ અને કૃપાણનું નામ સાંભળતાં જ હુમેલના હૃદયમાં પણ કંપનો આવિર્ભાવ થયો અને તેનાં રોમાંચ ખડાં થઇ ગયાં. તે કહેવા લાગ્યો કે;—"હે પરમાત્મન્! ત્યારે તે બિચારા મૃત સિગિસ્મંડની સ્ત્રી અને સુતાની કોણ જાણે શી દશા થઇ હશે!!"

"એવી અફવા સાંભળવામાં આવી હતી કે, એ પાપાત્મા ફર્ડિનેન્ડના અત્યાચારોના ભયથી પ્રથમ તેની સ્ત્રીએ પોતાની પુત્રીનો ઘાત કર્યો હતો અને ત્યારપછી તે પોતે પણ આત્મહત્યા કરીને મરી ગઈ

હતી.” સેનાપતિ ડેવિજે. તે માતા અને પુત્રીના અંત વિશેની કથા પણ સંભળાવી દીધી.

“હું આપના કથનના આશયને સમજી ગયો.” ચાર્લ્સ હૅમેલે એ કથાના શ્રવણથી અતિશય શોકાતુર થઇને કહ્યું;–“તે અબળાએ પોતાની પુત્રીને પોતાપાછળ કેવળ દુઃખોને ભોગવવામાટે જીવતી રહેવા દેવાનું ઉચિત ન ધાર્યું.”

“લોકો એમ કહે છે કે, બે જનાજા. એક સાથે કાઢવામાં આવ્યા હતા; તેમાંનો એક જનાજો. કાઉન્ટ સિગિસ્મંડનો હતો અને બીજો જનાજો. કાઉન્ટેસ્ અને તેની પુત્રીનો હતો. એવી રીતે પોતાના જ્યેષ્ઠબંધુ તથા તેના પરિવારનો અંત થઈ ગયા પછી આજે સોળ વર્ષથી એ શરીફ બદમાશ મૅન્ફ્રેડ લિન્સડોર્ફ દુર્ગનો સ્વતંત્ર અધીશ્વર બની બેઠો છે.” આટલું કહ્યા પછી ડેવિજે. વાર્ત્તાનું પરિવર્તન કરીને કહ્યું કે;–“પરંતુ વીર ચાર્લ્સ, મારે હવે આવી રીતે મારા સમયનો લાભવિનાના વાર્ત્તાલાપમાં વ્યર્થ વ્યય કરવો ન જોઇએ; કિન્તુ જઇને હવે તપાસ કરવી જોઈએ કે, સૈન્યના પ્રયાણની કેવીક અને કેટલીક તૈયારી થએલી છે અને અત્યારે સંત્રીઓને શી શી આજ્ઞાઓ આપવાની આવશ્યકતા છે.” આમ કહી ડેવિજ. ચાર્લ્સ હૅમેલને પ્રણામ કરીને ત્યાંથી ચાલ્યો ગયો અને હૅમેલ જ્યાં તેને રહેવામાટેનું સ્થાન આપવામાં આવ્યું હતું તે રાજમહાલયમાંના પોતાના સ્થાનમાં જવામાટે ત્યાંથી ચાલતો થયો. તે હજી તો થોડોક જ આગળ ચાલ્યો હતો એટલામાં અચાનક કોઇ સ્ત્રીના રોદનનો સ્વર તેનાં શ્રવણોમાં આવીને અથડાયો. એ રોદનસ્વરને સાંભળતાં જ તે જ્યાં હતો ત્યાંજ અટકી ગયો અને આસપાસ દૃષ્ટિપાત કરવા લાગ્યો એટલે તેની જમણી બાજૂએ એક અડધો ઊઘાડો દરવાજો તેના જોવામાં આવ્યો કે જેમાંથી અંદર બળતા દીપકનો પ્રકાશ બહાર સૂધી આવતો હતો; તે પાછો આગળ વધવાની તૈયારીમાં હતો, એટલામાં વળી પાછો તેજ પ્રમાણેનો રોદનધ્વનિ તેને તે દ્વારના અંતર્ભાગમાંથી આવતો સંભળાયો અને તેથી તે રોનારી રમણીને સહાયતા આપવાના ઉદ્દેશથી તે દ્વારને ઊઘાડી તેના અંતર્ભાગમાં ચાલ્યો ગયો. તે દ્વારના અંતર્ભાગમાં આવીને દૃષ્ટિ દોડાવતાં તેણે પોતાને દુર્ગમાંના એક લઘુ દેવાલયમાં ઊભેલો જોયો. એ દેવાલયમાંના એક ખૂણામાં બે મીણબત્તીઓ મંદમંદ બળતી હતી અને તેમના મધ્યમાં એક સ્ત્રી ગોઠણમંડીયે પડીને ઇશ્વરની પ્રાર્થના કરતી તેના જોવામાં આવી. તે સ્ત્રીનું મુખ બીજી દિશામાં હોવાથી હૅમેલને તે જોઈ શકી નહિ અને હૅમેલ તેની પ્રાર્થનાને

સ્પષ્ટતાથી સાંભળવાના ઉદ્દેશથી તેની પીઠ પાછળ તેના અત્યંત નિકટમાં જઇને ઊભો રહ્યો.

તે રમણી પોતાના મૃદુ, મધુર અને વીણાવિનિંદિત સ્વરથી પ્રાર્થના કરતી કહેવા લાગી કેઃ–“ પવિત્ર કુમારિકા મેરી ! તું મારી પ્રાણપ્રિય સખી થેરેસાનો આપત્તિમાંથી ઉદ્ધાર કરજે; કારણકે, મારી તે સખીએ આજસુધીમાં કોઇનું મન દુભાવ્યું નથી. હે દયામયી દેવી ! તું એ અબળા બાળાપર અવસ્ય તારી દયા અને કૃપાની વૃષ્ટિ વર્ષાવજે અને એનાં સંકટોનું નિવારણ કરજે ! ” આ પ્રમાણેની પ્રાર્થના કરીને તે કોમલાંગી કામિની ડુસકાં ભરી ભરીને રડવા લાગી અને પોતાના નેત્રોમાંથી બોર બોર જેવડાં અશ્રુ વર્ષાવવા લાગી.

એ રમણીની પાછળ બેચાર ડગલાંના અંતરપર ઊભેલો હુમેલ પોતાના મનમાં એજ વિચાર કર્યા કરતો હતો કે;–“ મારા અહીંના આ અચાનક આગમનથી ક્યાંક એ કોમલાંગી કામિનીના કોમળ હૃદયમાં કોઈ પ્રકારનો આઘાત ન થઇ જાય ! ”

અલ્પ સમયમાં જ તે રમણી પોતાના સ્થાનપરથી ઊઠી અને હવે જ્યારે હુમેલે તેની શરીરકાંતિનું અવલોકન કર્યું એટલે તેને જણાયું કે, તે એક અલૌકિક લાવણ્યમયી લલના હતી. તેનાં નીલવર્ણ નયનો, તેનો કાંચનવર્ણ કેશકલાપ અને તેના પ્રવાલરંગી ઓષ્ઠો વળી તેના સૌન્દર્યમાં અત્યંત આકર્ષક છટાને લાવતાં હોય, એમ દેખાતું હતું. તે અબળા પોતાની પાસે આવી રીતે એક પુરુષને ઊભેલો જોઈને જરા ખચકીને પાછી હટી ગઇ, પરંતુ એ ક્ષણે જ ચાર્લ્સ વધારે આગળ વધ્યો અને કહેવા લાગ્યો કે;–“ સુંદરી, હું આશા રાખું છું કે, તમે મને મારી આ ધીરતાની અવસ્ય ક્ષમા આપશો. હું આ માર્ગમાં થઇને ચાલ્યો જતો હતો એવામાં અચાનક કોઇના રોદનનો ધ્વનિ મારાં કર્ણોમાં આવીને અથડાયો અને તેથી તેના કારણને જાણવામાટે હું આ પ્રાર્થનાગૃહમાં ચાલ્યો આવ્યો. ”

“ હું મારી પ્રાણપ્રિય સખી રાજકુમારી થેરેસાના કલ્યાણમાટે પવિત્ર કુમારિકા મેરીની પ્રાર્થના કરતી હતી. ” થેરેસાની શુભેચ્છક સખી મેરિયાએ ચાર્લ્સ હુમેલના સંશયનું નિવારણ કર્યું. અહીં વાંચકોએ જાણવું જોઇએ કે, એ પ્રાર્થના કરનારી પ્રમદા બીજી કોઇ નહિ, પણ થેરેસાની સખી અને આપણી પૂર્વપરિચિત સર્વાંગસુંદરી નવયુવતી મેરિયા જ હતી.

“ તમારી આ કૃતિથી સ્પષ્ટ જણાઇ આવે છે કે, રાજકુમારી

અને તમે શરીરથી જો કે ભિન્ન છો, પરંતુ તમો ઉભયનાં અંતઃકરણો સર્વથા અભિન્ન અને એક જ છે." ચાર્લ્સ હ્યુમેલે મનોહારિણી મેરિયાની વિશ્વમોહિની મૂર્ત્તિને પોતાના હૃદયમંદિરમાં સ્થાપીને એ શબ્દોનો ઉચ્ચાર કર્યો.

"અને એનું કારણ એ છે કે, અમો બન્ને બાલ્યકાળથી જ સાથે ઉછરીને મોટાં થયાં છીએ." મેરિયાએ કિંચિત્ લજ્જાના ભાવને ધારણ કરીને એ ઉત્તર આપ્યું અને ત્યારપછી તે આગળ વધીને કહેવા લાગી કે;–"વળી રાજકુમારી પણ મારા પ્રતિ અત્યંત મમતા અને દયાભાવ રાખ્યા કરે છે અને તેથી તેના એ નિઃસ્વાર્થ પ્રેમનો તેને મારી પાસેથી આટલો બદલો પણ ન મળે, તો પછી મારા જેવી નીચ અને કૃતઘ્ન અબળા બીજી કઈ હોઇ શકે વારૂ ?"

"પવિત્ર કુમારિકા મેરી તમારી પ્રાર્થના અવશ્ય સાંભળશે અને જ્યાં તમારી પ્રાર્થનાનો સ્વીકાર થઇ ગયો, એટલે પછી તેની ફળપ્રાપ્તિમાં પળમાત્રનો પણ વિલંબ થવાનો નથી." હ્યુમેલે તેને આશ્વાસન આપીને તેના બળતા હૃદયને શાંત કરવાની ચેષ્ટા કરી.

મેરિયાએ નેત્રોમાં નીર લાવીને કહ્યું કે;–"મારી મનોદેવતા પણ મને એમજ કહે છે કે, પવિત્રકુમારિકા મેરી મારી આ પ્રાર્થના અવશ્ય સાંભળશે. પરંતુ હાય ! મેં સાંભળ્યું છે કે, લૉર્ડ લિન્સડોર્ફ એક મહા ધૂર્ત્ત, નીચ અને અત્યાચારી પુરુષ છે અને તેથી જ મારી પ્રિય સખીની નિર્ભયતા વિશે મારા મનમાં કાંઇક શંકા રહ્યા કરે છે !"

"બેરન્ મહાશયથી પોતાની પુત્રીની દુઃખમુક્તિમાટે જેટલા ઉપાયો યોજી શકાય એમ છે, તેટલા ઉપાયોને તેઓ આવતી કાલે પ્રભાતમાં જ યોજવાના છે; એટલે ઈશ્વરની સહાયતા અને મનુષ્યની શક્તિ એ ઉભયના પ્રતાપે બનતાં સુધી તો આવતી કાલે જ તમારી પ્રિયસખી થેરેસા તે નીચ પુરુષના પંજામાંથી છૂટી જશે, એટલે વિશેષ ચિંતા રાખવાનું કાંઇ પણ કારણ નથી." હ્યુમેલે વિશેષ આશ્વાસન આપ્યું.

"મારી તો કેવળ પ્રાર્થના જ આપની સહાયક થશે; કારણ કે, અન્ય પ્રકારની સહાયતા આપવાની મારી યોગ્યતા નથી." આ શબ્દો ઉચ્ચારીને મેરિયાએ પોતાના મસ્તકને લજ્જાથી નીચું નમાવી દીધું અને ત્યારપછી તે દેવાલય અથવા તો પ્રાર્થનામંદિરમાંથી બહાર નીકળી ગઇ.

તેની વિશ્વમોહિની મૂર્તિએ ચાર્લ્સ હેમેલના હૃદયમાં એક પ્રકારનો વિલક્ષણ પ્રભાવ પાડી દીધો અને તેથી તે જ્યાં સુધી તેની દૃષ્ટિની મર્યાદામાંથી બહાર નહોતી નીકળી ગઇ, ત્યાં સુધી તે એ રમણીને જોતો ત્યાંનો ત્યાં જ ઊભો રહી ગયો. તે જ્યારે સર્વથા અદૃશ્ય થઇ ગઇ, ત્યારે પછી ચાર્લ્સ પણ ત્યાંથી ચાલતો થયો અને પોતાના ઓરડામાં આવી પહોંચ્યો.

સૈનિકોએ આખી રાત યુદ્ધમાટેની પોતાની તૈયારીઓમાં જ વીતાડી દીધી; પરંતુ એ વેળાયે એક મહા વિલક્ષણ ઘટના એ બની કે, બાહ્ય ભાગમાંના જે લોકો રોજેન્થેલ દુર્ગના અધીશ્વરના સૈન્યમાં મળવામાટે દૂરથી આવતા હતા, તે લોકોની આગળ વધવાની ગતિમાં કોઇ એક ગુપ્ત શક્તિ વારંવાર બાધા નાખ્યા કરતી હતી અને એવી રીતે તે આશ્ચર્ય કારક તથા રહસ્યમયી વ્યક્તિ બેરનના સૈન્યપ્રયાણમાં વિલંબનું કારણ થયા કરતી હતી.

## પ્રકરણ ૬ ઠું

### લિન્સ્ડૉર્ફ દુર્ગ

પ્રિય વાંચકવૃન્દ ! હવે આપણે થેરેસાને જે વેળાયે રોજેન્થેલ દુર્ગમાંથી બળાત્કારે ઉપાડી જવામાં આવી હતી, તે વેળાથી અત્યાર સુધીની તેની સ્થિતિનું નિરીક્ષણ કરીશું; કારણ કે, એ ઘટનાને જાણવામાટે તમારાં હૃદયો અવશ્ય આતુર થઇ રહ્યાં છે.

રાજકુમારી થેરેસાને મૂર્છિત અવસ્થામાંથી ઉપાડીને લિન્સ્ડૉર્ફના બે સૈનિકો મહાલયમાંથી બહાર નીકળ્યા, ત્યાં તેમની આસપાસ બીજા પણ કેટલાક સૈનિકો આવીને ગોઠવાઇ ગયા અને તે સર્વ સૈનિકો કોઇ પણ પ્રયત્ને દુર્ગના દ્વારમાંથી સુંદરી થેરેસાને બહાર કાઢી ગયા. ત્યાં ખાઇની પાસે જ એક મનુષ્ય એક અતિશય વેગવાન્ અશ્વને તૈયાર રાખીને ઊભો હતો એટલે થેરેસાને તે અશ્વપર બેસાડી દેવામાં આવી અને ત્યાર પછી એ કાર્યમાટે જ તૈયાર થઇને ઊભેલા કેટલાક સૈનિકો આસપાસથી નીકળી આવીને ત્યાં એકઠા થઈ ગયા. એ સૈનિકોએ તે અશ્વને પોતાના અશ્વોના મધ્યમાં રાખીને તત્કાળ ત્યાંથી લિન્સ્ડૉર્ફ દુર્ગમાં જવામાટે પ્રયાણ કર્યું. કેટલીકવાર પછી થેરેસાએ શુદ્ધિમાં આવતાં તે અશ્વારોહી સૈનિકોને પૂછ્યું કે;—" તમો મને ક્યાં લઇ જાઓ છો ? "

" અમે તમને ક્યાં લઈ જઈએ છીએ, તે હવે સત્વર જ તમારા જાણવામાં આવી જશે; પરંતુ ભયભીત થશો નહિ; કારણ કે, અમારા હાથે તમારી કશી પણ હાનિ થવાનો સંભવ નથી." એક અશ્વારોહી સૈનિકે થેરેસાના પ્રશ્નનું આ પ્રમાણેનું ઉત્તર આપ્યું.

થેરેસાએ પોતાના મનમાં જાણી લીધું કે, હવે આ લોકોને કોઇ પણ પ્રકારનો પ્રશ્ન કરવો વ્યર્થ છે અને એવા નિશ્ચયપર આવતાં તે પોતાના ભાગ્યપર આધાર રાખીને એ વિષયમાં મૌનનું અવલંબન કરીને બેસી રહી. પરંતુ પોતાની વર્ત્તમાન અવસ્થાપર દૃષ્ટિપાત કરતાં એટલું તો સ્પષ્ટતાથી તેના જાણુવામાં આવી ગયું કે, તેના એ સંકટનો ઉત્પાદક અત્યાચારી કાઉન્ટ મૅન્ફ્રેડ વિના અન્ય કોઇ હોઇ શકે જ નહિ; અને ખરેખર તેનું એ અનુમાન સર્વથા સત્ય જ હતું. અલ્પ સમયમાં જ વૃક્ષોની ઘટામાંથી લિન્સડોર્ફ દુર્ગના ઊંચા મીનાર અથવા બુર્જ તેની દૃષ્ટિયે પડવા લાગ્યા અને જે વેળાયે ખાઇપરના ઢાળેલા પુલપરથી તે પસાર થઇ તે વેળાયે તેનું કોમળ હૃદય ભયથી કંપાયમાન થવા લાગ્યું.

હવે અશ્વારોહી સૈનિકોનો એ સમુદાય દુર્ગના આંતરિક ભાગમાંના એક ચોગાનમાં આવી પહોંચ્યો એ સ્થળે આવતાં જ સૈનિકોએ લગામ ખેંચીને પોતાના અશ્વોને ઊભા રાખ્યા અને ત્યારપછી તેમનામાંના એક અશ્વારોહીએ પોતાના અશ્વપરથી ઉતરીને સુંદરી થેરેસાને પણ તેના અશ્વપરથી નીચે ઉતારી લીધી. તે અશ્વારોહી સૈનિક હવે થેરેસાને પોતાની સાથે લઇને આગળ વધ્યો અને એક ચોખૂણુા બુર્જમાંના એક લઘુદ્વારને તેણે ઉઘાડ્યું. એ દ્વારમાં પ્રવેશ કરીને તે સૈનિકની આજ્ઞા પ્રમાણે થેરેસા બુર્જમાંની સાંકડી નિઃસરણીપર ચઢવા લાગી. થેરેસાની સુંદર મોજડીઓનો એ નિઃસરણીપર ચઢતી વેળાયે મનોહર ધ્વનિ નીકળતો સંભળાતો હતો. તેની પાછળ તે દ્વારને અંદરથી બંધ કરીને તે સૈનિક પણ ઉપર ચઢવા લાગ્યો. નિઃસરણીની સીમાને ઓળંગ્યા પછી એ બન્ને જણુ સપાટ જમીનપર આવ્યાં અને ત્યાં આવીને તે સૈનિકે પોતાની તલ્વારની મૂઠથી એક દ્વારને જોરથી ખટખટાવવાનો આરંભ કરી દીધો. તત્કાળ તે દ્વાર અંદરથી ઉઘડ્યું અને તેમાંથી એક વૃદ્ધ સ્ત્રી બહાર નીકળી આવી. તે વૃદ્ધ અબળાનાં ગાંભીર્ય અને વસ્ત્ર આદિથી સ્પષ્ટ જણાઈ આવતું હતું કે, તે અવસ્ય કોઇ પણ ઉચ્ચ પદવીની પરિચારિકા હોવી જોઇએ અને ખરેખર તે વૃદ્ધ નારી અનેક અધિકારોને ધરાવનારી હતી; રાજમહાલયની સઘળી ચાવીઓ તેનાજ કબ્જામાં રહેતી હતી અને તેમાં પણ વળી એ

દુર્ગના નવીન અધીશ્વર એટલે કે, લૉર્ડ મૅન્ફ્રેડના અધિકારાપન્ન થયા પછી તો તે બાઇસાહેબના અધિકારોની કાંઈ સીમા જ રહી નહોતી. તે વૃદ્ધાને જોતાં જ તે સૈનિક માનદર્શક સ્વરથી તેને સંબોધીને કહેવા લાગ્યો કે;–

"શ્રીમતી વિનિફ્રેડ, લ્યો, આ તેજ અતિથિ છે કે, જેમને લાવવામાટેની યુદ્ધ ભૂમિમાં જવા પૂર્વે અમો દૃઢ પ્રતિજ્ઞા કરી ચૂક્યા હતા. તમો પોતે બુદ્ધિમતી અને અનુભવમંડિતા હોવાથી, જેમનાપરથી આપણા અન્નદાતા અધીશ્વર કાઉન્ટ સાહેબ પોતાના પ્રાણોને પણ ઓ-વારી નાખવાને તૈયાર છે, તેવાં આ મોંઘેરાં મેહમાનની મેહમાનદારી કેવા પ્રકારે કરવાની છે અને એમનું રક્ષણ કેવા પ્રકારે થવાની આ-વશ્યકતા છે, એ વિશે તમને વિશેષ સૂચના આપવાની આવશ્યક્તા હોય, એવી મારી ધારણા નથી." તે વૃદ્ધ પરિચારિકાને એ પ્રમાણેની માર્મિક સૂચના આપીને તે સૈનિકે થેરેસાને માનપૂર્વક નમન કર્યું અને ત્યારપછી તે ત્યાંથી ચાલતો થઇ ગયો.

તે સૈનિકના જવા પછી તે વૃદ્ધાએ થેરેસાને સંબોધીને કહ્યું કે;– "રાજકુમારિ! અંદર પધારો."

થેરેસા તે વૃદ્ધાની પાછળ ચાલવા લાગી અને વૃદ્ધા તેને સાથે લઇને એક સુસજ્જિત ઓરડામાં આવી પહોંચી કે જે ઓરડામાં એક ટેબલપર વિવિધ પ્રકારની ઉત્તમોત્તમ મદિરાઓની સુરાહીઓ અને ભિન્ન ભિન્ન જાતિના સૂકા તથા લીલા મેવાની ભરેલી થાળીઓ ગોઠવીને રાખવામાં આવી હતી. ત્યાં આવીને પાછી તે વૃદ્ધા થેરેસાને કહેવા લાગી કે;–"આમાંથી તમારી રુચિ પ્રમાણે જે વસ્તુ ખાવી હોય તે આનંદથી ખાઓ; અને એ ઉપરાંત જો અન્ય કોઇ પણ વસ્તુની ઇચ્છા હોય તો જણાવો એટલે તમારી ઇચ્છા પ્રમાણેની વસ્તુ તરત તમારી આગળ લાવીને હાજર કરવામાં આવશે."

"પરંતુ ભલી વૃદ્ધા, મને આ સ્થાનમાં શા કારણથી લાવવામાં આવી છે, એ તો પ્રથમ કૃપા કરીને જણાવો." થેરેસાએ આર્જવતાના ભાવથી પ્રશ્ન પૂછ્યો.

"હું તમારી સેવા શુશ્રૂષા કરવાને તૈયાર છું અને તમારી આ-જ્ઞાને આધીન છું; પણ તમારા આવા પ્રશ્નોનાં ઉત્તરો આપવાનો મને અધિકાર નથી અને તેમાટે હું ક્ષમા માગું છું." વૃદ્ધા વિનિફ્રેડે પ્રારંભમાંજ નકારદર્શક ઉત્તર આપી દીધું.

તેના પોતાની ધારણાથી વિરુદ્ધ એ ઉત્તરને સાંભળીને થેરેસા

એક આસનપર બેસી ગઇ અને શોકના મહાસાગરમાં ડૂબી જવાથી તેને પોતાના દેહ તથા આત્માનું પણ વિસ્મરણ થઈ ગયું. કેટલીક વાર સુધી અટકી જઈને તે વૃદ્ધા પાછી થેરેસાને ઉદ્દેશીને કહેવા લાગી કે;—"આ દ્વારના આંતરિક ભાગમાંના જેટલા ઓરડા છે, તે સર્વનાં અધિકારિણી તમે છો અને હવે જો મારી કશી આવશ્યકતા ન હોય, તો આશા છે કે, મને જવામાટેની આજ્ઞા આપશો."

"અત્યારે કિંચિદ્ વિશ્રાંતિ લેવાની મારી ઇચ્છા છે." થેરેસાએ પોતાની ઇચ્છા દર્શાવી.

તેની આ ઇચ્છાને જાણતાં જ તે વૃદ્ધાએ એક દીપક પ્રકટાવ્યો અને ત્યારપછી અંદર લઇ જઇને થેરેસાને તેણે હારબંધ ત્રણ ઓરડા બતાવ્યા; કે જેમાંનો એક ઓરડો બેસવામાટેનો હતો, બીજો ઓરડો સૂવામાટેનો હતો અને ત્રીજો ઓરડો પ્રભુની પ્રાર્થના કરવામાટેનો હતો. એ ઓરડામાંની વસ્તુઓને જોતાં તરત જણાઈ આવતું હતું કે, તે વસ્તુઓ ઘણી જ જૂની હતી અને ઓરડાઓની સ્થિતિ સ્પષ્ટ દર્શાવતી હતી કે, ઘણાંક વર્ષોથી એ ઓરડામાં મનુષ્યનો નિવાસ થએલો નહોતો. એ ઓરડાઓની દીવાલોમાં તેમજ ઇતસ્તતઃ ઘાસ તથા બીજાં ફૂલોવાળાં ન્હાનાં ન્હાનાં ઝાડવાં ઊગી નીકળ્યાં હતાં અને પ્રાચીનકાળની કેટલીક વસ્તુઓ પણ ત્યાં જોવામાં આવતી હતી. શયનમંદિર તથા બેઠકમાં અગ્નિ પ્રકટાવવામાં આવ્યો હતો અને તેનું કારણ એ હતું કે, એ ઓરડામાં તે ઘણા વખતથી વપરાશ વગરના પડી રહેલા હોવાથી અત્યંત શીતલતા થઇ ગએલી હતી; અને તેથી ત્યાંની ભીનાશવાળી હવાને શુદ્ધ કરવામાટે અગ્નિની અતિશય આવશ્યકતા હતી. વાસ્તવિકતાથી જોતાં એ ઓરડા મનુષ્યનિવાસમાટે સર્વથા અયોગ્ય જ હતા. એ પ્રત્યેક ઓરડામાં એક એક બારી પણ હતી ' પરંતુ તે બારીઓ વર્ષોનાં વર્ષપર્યન્ત બંધ રહેલી હોવાથી તેમનાં મજાગરાં જકડાઈ ગયાં હતાં અને લોઢાના સળિયા કટાઇને ખખ થઇ ગયા હતા. આવી પરિસ્થિતિને જોઇને બિચારી કોમળહૃદયા થેરેસાના અંતઃકરણમાં વળી એક બીજો પણ અસહ્ય આઘાત થયો. તે વૃદ્ધાએ પોતાના હાથમાંના દીપકને શયનમંદિરમાંના એક ટેબલપર રાખી દીધો અને ત્યારપછી તેણે રાજકુમારીને ઉદ્દેશીને કહ્યું કે;—

"જો તમને મારી અગત્ય પડે, તો મને ગમે ત્યારે બોલાવજો; હું તમારા દ્વારની સ્હામેના ઓરડામાં આખો વખત હાજર રહીશ કે જે ઓરડાને તમે જોઇ ચૂક્યાં છો. પણ જો આ ઓરડા તમને

પસંદ ન હોય, તો શ્રીમાન્ કાઉન્ટ અહીં અત્યારે થોડીવારમાં જ આવવાના છે અથવા તો પ્રાતઃકાળમાં આવે, એટલે તેમને કહીને અન્યત્ર નિવાસ કરવાની વ્યવસ્થા કરી લેજો. જ્યારે તેઓ અહીં પધારીને તમારી આ અલૌકિક કાન્તિનું અવલોકન કરશે, તે વેળાયે મારો દૃઢ નિશ્ચય છે કે, તે ક્ષણે જ તમને અહીંથી લઇ જઇને અહીંથી નિકટમાં જ આવેલા પોતાના ઉત્તમોત્તમ મહાલયમાં જ તેઓ સ્થાન આપશે." આટલું કહીને તે વૃદ્ધા મંદગતિથી તે ઓરડામાંથી બહાર ચાલી ગઇ.

વૃદ્ધા વિનિફ્રેડના આ દીર્ઘ ભાષણની વેળાયે થેરેસાએ કેવળ મૌનનું જ અવલંબન કરી લીધું હતું; એટલે કે, પોતાના મુખથી હા પણ ન કહ્યું અને ના પણ ન બોલી. પરંતુ જ્યારે તે ત્યાંથી ચાલી ગઇ, એટલે પછી થેરસાએ ઊઠીને તે શયનમંદિરના દ્વારને અંદરથી વાસી લીધું અને તે રડતી રડતી આવીને પલંગપર બેસી ગઇ. થોડીવાર પછી તે મનોગત કહેવા લાગી કે;–

"હે વિધાતા, તેં આ અભાગિનીના ભાગ્યમાં કોણ જાણે શું લખ્યું છે! હાય, મારા પિતાની કોણ જાણે શી દશા થઇ હશે! તેમનો દુર્ગ લૂટાઈ ગયો હશે, તેમની સેના અને પ્રજા પરાસ્ત થઇ ગઇ હશે, તેમનું તે માનમર્યાદાયુક્ત અભિમાન ચૂર્ણ થઇ ગયું હશે અને તેમની પુત્રીને પણ તેમની પાસેથી બળાત્કારે છીનવી લેવામાં આવી છે! હાય! આજના એક જ દિવસમાં કેટલી બધી ભયંકર ઘટનાઓ એક સાથે જ બની ગઈ છે! શું ત્યારે હું અહીંથી ન્હાસી જાઉં? અહીંથી પલાયન કરી જવાનો કોઇ યુક્તિમાર્ગ શોધી કાઢું?" આ પ્રમાણે બોલીને તે ક્ષણ બે ક્ષણ પર્યન્ત એક પ્રકારના વિચારમાં નિમગ્ન થઇ ગઇ અને પાછી બોલવા લાગી કે;–"હાય! હું કેવી અને કેટલી બધી મૂર્ખ છું! જે પક્ષિણીને વ્યાધ આટલા બધા પરિશ્રમો વેઠીને પકડી લાવ્યો છે, તેણે શું પોતાના પાંજરામાં એવો કોઇ માર્ગ રહેવા દીધો હશે કે જેમાંથી તે પક્ષિણી સરળતાથી છટકીને ઊડી જાય? કદાપિ નહિ. મારી આ આશા આકાશકુસુમ સમાન છે."

હૃદયમાં નિરાશાનો આઘાત થવાથી તે ડૂસકાં ભરી ભરીને રડવા લાગી અને કેટલીક વારના રોદનથી હૃદયનો ભાર ઓછો થતાં વળી પાછી તે બોલવા લાગી કે;–"પરંતુ હા, કેટલીક વાર અતિશય સાવધતા રાખીને કાર્ય કરવા છતાં પણ તેમાં એકાદ મોભ જેવી ભૂલ રહી જાય છે, એવો અનુભવ આ વિશ્વમાં અનેકવાર થયા કરે છે; એટલે

જો એ નિર્દય અને પિશાચાત્મા કાઉન્ટ સર્વ સ્થાનોને બંધ કરતાં કરતાં કદાચિત્ એકાદ સ્થાનને બંધ કરવાનું ભૂલી ગયો હોય તો તેમાં આશ્ચર્ય જેવું કાંઇ પણ નથી. જો મારા ભાગ્યમાં છૂટવાનું લખાયલું હોય, તો તેમાટેની તૈયારી પણ ઇશ્વરે આગળથી જ કરી રાખેલી હોવી જોઇએ." અર્થાત્ અંતઃકરણમાં આવી આશાજનક કલ્પનાનો સંચાર થતાં તત્કાળ શય્યામાંથી ઉઠીને તેણે તે દીપકને પોતાના હાથમાં ઉપાડી લીધો અને તે સઘળા ઓરડાની પરીક્ષા કરી જોવાને તત્પર થઇ ગઇ.

શયનમંદિરમાં તપાસ કરતાં કશી પણ વિશેષતા તેના જોવામાં ન આવી અને બેઠકમાં પણ લગભગ એવો જ પ્રકાર જણાયો. પરંતુ હા, એ ઓરડામાંની વસ્તુઓનું જ્યારે તેણે સ્થિર દૃષ્ટિથી નિરીક્ષણ કર્યું, એટલે તે વસ્તુઓ અતિશય સુંદર અને બહુમૂલ્ય હોવી જોઇએ, એટલું અવશ્ય તેના જાણવામાં આવ્યું. પરંતુ કુરસીપરની મખમલની ગાદીઓ બહુ જ જૂની થવાથી જર્જરિત થઇ ગઈ હતી અને પડદા તો વળી એટલા બધા ખવાઇ ગયા હતા કે હાથ અડકાડતાં જ ફાટીને નીચે ખરી પડતા હતા. કાષ્ઠની સર્વ વસ્તુઓમાં કીડાઓએ કાણાં પાડી દીધાં હતાં; કોચોની કમાનો પણ છિન્નવિચ્છિન્ન થઇ ગયેલી હતી અને તે કમાનોને આજે જ કોઇએ ગોઠવીને દોરીથી બાંધી લીધી હોય એમ જણાતું હતું. થેરેસા એ ઓરડામાં ચાલતી હતી તે વેળાયે તેનાં ચરણોના ઘસારાથી ધૂળનાં વાદળ ત્યાં છવાઈ જતાં હતાં. હવે ત્રીજો ઓરડો એ બે ઓરડાઓ કરતાં લંબાઇ પહોળાઇમાં ઘણો જ ન્હાનો હતો અને એમાં પ્રભુવંદનમાટેની થોડીક આવશ્યકીય વસ્તુઓ રાખવામાં આવી હતી. સ્હામે જ ત્રણ સોપાનવાળો એક ઊંચો ઓટલો બનાવેલો હતો અને તેનાપર મખમલથી મઢેલું એક નમનસ્થાન કરેલું હતું. એ નમનસ્થાનની બન્ને બાજૂએ બે દીવીઓ રાખેલી હતી અને તે દીવીઓમાં બે મીણબત્તીઓ બળી શકે તેવી વ્યવસ્થા કરાયલી હતી. એ પ્રાર્થનામંદિરના એક ખૂણામાં બરાબર મનુષ્યના આકારની એક મોટી છબિ ભીંતમાં ટાંગેલી હતી. જો કે એ છબિપર ધૂળના પડ ચઢી ગએલા હતા, છતાં જ્યારે થેરેસાએ એક બાજઠપર ચઢીને તેમાંની આકૃતિના મુખપરની ધૂળને સાફ કરીને જોયું તો તે કોઇ એક મહાસુંદર અને રૂપશાળી યુવકની છબિ હોય એમ તેના જોવામાં આવ્યું; એટલું જ નહિ, પણ તેનાં વસ્ત્રાદિકને જોતાં સ્પષ્ટ જણાઇ આવતું હતું કે, તે યુવક અવશ્ય કોઇ રાજ્યાધિકારી પુરુષ હોવો જોઇએ. એ છબિની બરાબર બીજી બાજૂએ થેરેસાએ એક સુંદર સ્ત્રીની પ્રતિમાને જોઇ કે જેણે બહુમૂલ્ય વસ્ત્રો

ધારણ કરેલાં હતાં અને જેની મુખમુદ્રા અતિશય સુંદર તથા મહા આકર્ષક હતી. થેરેસા આગળની છબિ આગળથી બાજઠને ઉપાડીને એ છબિ આગળ ગોઠવ્યું અને જ્યારે આટલા નિકટના ભાગમાંથી તેણે એ છબિનું અવલોકન કર્યું એટલે જાણે એ મૂર્ત્તિ ક્યાંક પોતાના જોવામાં આવી હોયની! એવું થેરેસાને કાંઇક ઝાંખું ઝાંખું સ્મરણ થવા લાગ્યું. એમાંની મૂર્ત્તિપર પણ ધૂળ એકઠી થએલી હોવાથી તેને સાફ કરવામાટે થેરેસાએ પોતાનો રૂમાલ કાઢ્યો અને ત્યાર પછી એક હાથે દીવાલનો આધાર લઇને તે બાજઠપર ચઢવાના વિચારમાં જ હતી એવામાં તો દીવાલના જે ભાગપર તેણે પોતાનો એક હાથ રાખ્યો હતો તે ભાગ પાછળ હટી ગયો અને જાણે કોઈ દ્વાર પાછું હટી ગયું હોયની તેવી રીતે એક ચોર દરવાજો ખુલ્લો થઇ ગયો. એ દ્વારના ઊઘડતાં જ તેમાંથી વાયુનો એક એવો તો સખ્ત ઝપાટો આવ્યો કે તેના આઘાતથી ઓરડામાંનો દીપક થોડાકમાં જ ઓલવાઇ જતો રહી ગયો. થેરેસા આ ચમત્કારને જોઇને ભયના યોગે ચાર ડગલાં પાછી હટી ગઇ. તેના મનમાં એવી જ શંકા થઇ આવી કે;—“આ દ્વારમાંથી કોઇ બહાર ન નીકળી આવે, તો સારૂં!” પરંતુ કેટલોક સમય વીતી જવા છતાં તે દ્વારમાંથી કોઇ પણ વ્યક્તિનાં બહાર નીકળી આવવાનાં કશાં પણ ચિન્હો દેખાયાં નહિ. અર્થાત્ તેના હૃદયમાંથી જ્યારે એ ખટકો નીકળી ગયો એટલે તે સાહસ કરીને પાછી ધીમે ધીમે આગળ વધી અને દ્વારને સારી રીતે તપાસી જોતાં તેના જાણુવામાં આવ્યું કે, એક કમાનને દબાવવાથી તે દરવાજો ઊઘડી જતો હતો, પરંતુ કોઇ કારણવશાત્ તે કમાન ઢીલી થઇ ગએલી હોવાથી કિંચિત્ હસ્તસ્પર્શ થતાં જ તે દ્વાર પોતાની મેળે જ ઊઘડી ગયું હતું; કારણ કે, હવે તેનાપર કમાનનો જોઇએ તેટલો દાબ રહી શક્યો નહોતો. જ્યારે થેરેસાને તે દ્વારને ઉઘાડવાની યુક્તિ બરાબર આવડી ગઇ એટલે તેણે દ્વારને પાછું વાસી દીધું અને ત્યાર પછી ‘એ દ્વારના આંતરિક ભાગમાંના રહસ્યને અર્ધ રાત્રિ પછી જાણવાનો હું પ્રયત્ન કરીશ;’ એ પ્રમાણેનો પોતાના મનમાં નિશ્ચય કરીને તે પાછી પોતાના ઓરડામાં એટલે કે શયનમંદિરમાં આવી પહોંચી; કારણ કે, તેના મનમાં ક્ષણે ક્ષણે કોઇના આવી પહોંચવાની શંકાનો ખટકો થયા કરતો હતો અને તે શંકા તેને અત્યારે જ કોઇ પણ પ્રકારના સાહસમાં આગળ વધવા દેતી નહોતી.

પરંતુ શયનમંદિરમાં આવીને જેવો તેણે પોતાના હાથમાંના દીપકને ટેબલપર રાખ્યો કે તરત શયનમંદિરના બીજા ખૂણામાંથી

કોઇનો તીક્ષ્ણ શ્વાસ લેવાનો ધ્વનિ તેના સાંભળવામાં આવ્યો, અને તેથી ભયભીત થઇને તે સ્થાનમાં જેવો તેણે દૃષ્ટિપાત કર્યો, તો તે પુરુષ તેની દૃષ્ટિસમક્ષ ઊભેલો દેખાયો કે જેના ચિત્રને તે નિરંતર પોતાના હૃદયપટમાં અંકિત અને અંકિત જ રાખ્યા કરતી હતી. અર્થાત્ એ વેળાયે અન્ય કોઇ નહિ, પણ **વિલ્હેલ્મ ફ્રૅસ્ટ** અથવા તો કારાગૃહવાસી તરુણ વિદ્યાર્થી જ **થેરેસા**ની દૃષ્ટિ સમક્ષ આવીને ઊભો હતો.

ક્ષણ બે ક્ષણ પર્યન્ત તો **થેરેસા** એવી જ ભ્રાન્તિમાં અટવાતી રહી કે, એ કોઇ પિશાચ જ હોવો જોઇએ અને એવા ભયથી તે જ્યાં ઉભી હતી ત્યાંથી કેટલાક અંતરપર પાછળના ભાગમાં હટી ગઇ. તેની આવી સ્થિતિને જોઇને તેને સંબોધીને **ફ્રૅસ્ટ** અત્યંત મંદ સ્વરથી કહેવા લાગ્યો કે;–" **થેરેસા**, શું તું પોતાના એક મિત્રને પોતાસમક્ષ ઉભેલો જોઇને પ્રસન્ન નથી થતી ? " તેણે આવો પ્રશ્ન તો કર્યો, પરંતુ તેના મનમાં તો **થેરેસા**ની એ દૂર હટવાની ચેષ્ટાથી એવો જ સંશય ઉત્પન્ન થયો હતો કે;–" એણે મારા હૃદયમાં અત્યંત પ્રબળ આઘાત કરેલો હોવાથી જ અત્યારે નેત્રો ઉઘાડીને મારા પ્રતિ જોતાં પણ એ શર્માય છે અને એનું હૃદય અચકાય છે ! " પરંતુ તેના શબ્દોને સાંભળતાં જ **થેરેસા**એ સાનંદ આશ્ચર્યદર્શક સ્વરથી ઉદ્દગાર કાઢ્યો કે;– " અરે એ તો તે જ છે ! " અને એમ કહેતાંની સાથે જ તે નવયૌવના **થેરેસા** દોડીને પોતાના પ્રિયકરના બાહુપાશમાં બદ્ધ થઇ ગઇ.

ફ્રૅસ્ટે તેને ચુંબનનો સ્વાદ ચખાડીને કહ્યું કે;–" **થેરેસા**, હવે તું પુનઃ એકવાર મારી અને મારી થઈ ચૂકી છે ! "

" પણ ફ્રૅસ્ટ ! મારા પ્રિયતમ ફ્રૅસ્ટ ! મને એ તો જણાવો કે, તમે આ સ્થાનમાં કેવી રીતે આવી શક્યા ? શું તમે પણ અહીં મારા જેવા એક બન્દિવાન્ થઇને આવ્યા છો ? કહો, કહો, તમારા આગમનનો ભેદ તમારી આ પ્રાણેશ્વરીને સત્વર કહી સંભળાવો. "

" અત્યારના ચાલતા કાળમાં તો એવો કોઈ પણ વીર નર કિંવા રાજા મહારાજા, અરે એટલું જ નહિ, પણ કોઇ સમ્રાટ્ પણ એવો શક્તિમાન્ નથી કે, જે આ તારા પ્રિયતમ ફ્રૅસ્ટને પકડીને પોતાનો બન્દિવાન્ બનાવી શકે ! " ફ્રૅસ્ટે ગર્વપૂર્વક એ શબ્દોનો ગંભીર સ્વરથી ઉચ્ચાર કર્યો.

પરંતુ ફ્રૅસ્ટના એ કથનનું બીજું જ તાત્પર્ય સમજીને **થેરેસા** વળી પાછી તેને કહેવા લાગી કે;–" મારા પ્રાણેશ્વર ! હું એ તો તમારા સંબંધમાં સારી રીતે જાણું છું કે, તમે એક અલૌકિક સાહસી અને

અદ્વિતીય વીર પુરુષ છો; છતાં એ તો આ દાસીને જણાવો કે, તમે આ સ્થાનમાં કેવી રીતે આવી શક્યા ?"

"થેરેસા, આ સમય આવા પ્રકારના પ્રશ્નોત્તરોને ચલાવવાનો નથી; માટે હું કહુ છું તે જરા ધ્યાનથી સાંભળી લે. મહાગર્વિષ્ટ અને અભિમાની કાઉન્ટ ઍન્ફ્રેડ થોડીવારમાં જ અહીં, આ ઓરડામાં જ આવી લાગશે."

ફ્રૅાસ્ટ આગળ બોલવા જતો હતો એટલામાં થેરેસાએ વચ્ચે જ પોતાના હસ્તોને આકાશપ્રતિ ઉઠાવીને કરુણાજનક સ્વરથી કહ્યું કે;–"પવિત્ર કુમારિકા, પવિત્ર મેરી ! મારી રક્ષા કર, મને પાપીના પંજામાંથી બચાવ !"

"મારૂં કથન સાંભળી લે !" ફ્રૅાસ્ટે કાંઇક અશાંતિના ભાવથી કહ્યું; "તને અત્યારે જ અહીંથી મુક્ત કરીને લઇ જવાની મારામાં શક્તિ છે, અને–"

"ત્યારે તો વિલ્હેલ્મ્ ! ચાલો, ઉતાવળ કરો; કારણ કે, વિલંબ થવાથી આપણા કાર્યમાં વળી કોઇ વિઘ્ન આવી પડશે." થેરેસાએ તેના કથનને સમાપ્ત ન થવા દેતાં વચ્ચે જ અધીરતાથી પોતાની ભાવના જણાવી દીધી.

તેના બોલી રહ્યા પછી ફ્રૅાસ્ટ પાછો પોતાના કથનને આગળ વધારીને કહેવા લાગ્યો કે;–"તને અહીંથી બંધનમુક્ત કરીને લઇ જવાનું, તને તારી સ્વતંત્રતા પાછી આપવાનું અને જે અત્યાચારી પુરુષે તને અહીં લાવીને પોતાની બંદિની બનાવી છે તેની સર્વ સાવધાનતા અને અન્ય વ્યવસ્થાઓને ધૂળમાં મેળવી દેવાનું મારામાં સંપૂર્ણ સામર્થ્ય છે; પરંતુ થેરેસા, આમ કર્યા પછી શું તું સર્વથા મારી અને મારી જ થઇ જઇશ ? અહીંથી મુક્ત થયા પછી જ્યાં તારા પિતા કિંવા અન્ય કોઇ બાધાકારક કારણનું ધ્યાન માત્ર પણ આવવાનો સંભવ ન હોય તેવા કોઇ દૂરના દેશમાં તું મારી સાથે મારી ઇચ્છા પ્રમાણે આવીશ ? મારી ઇચ્છાનો પાછળથી તું અનાદર તો નહિ કરે ને ?"

"શું આમ થવું શક્ય છે ? વિલ્હેલ્મ્ ! મારા આવા સંકટના સમયમાં મારી અસહાયતાનો લાભ લઇને તમે મારી પાસેથી આવી પ્રતિજ્ઞા કરાવો છો, એ તમને શોભે છે ખરૂં કે ? તમે આમ કરશો, એવી મને સ્વપ્ને પણ કલ્પના નહોતી." થેરેસાએ નેત્રોમાંથી શ્રાવણ ભાદ્રપદની વૃષ્ટિ વર્ષાવીને અત્યંત મૃદુતાથી એ વાક્યો ઉચ્ચાર્યાં.

ફૉસ્ટ જરાક આગળ વધ્યો અને તેને પોતાની છાતી સાથે ચાંપીને તેના કપોલોને પોતાના ચુંબનથી આર્દ્ર કરવા લાગ્યો; પરંતુ થેરેસા તેના બાહુમાંથી છટકીને જરાક પાછળ હટીને ઉભી રહી. ફૉસ્ટ તેને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે;—"તારા મુખથી આવી પ્રતિજ્ઞા કરાવી લેવાનું કારણ માત્ર એટલું જ છે કે, હું તનુ, મન અને ધનથી તારામાં આસક્ત છું."

"પરંતુ કેવળ તમારા પ્રણયમાટે મારાથી મારા પિતાનો સદાને માટે ત્યાગ કરી શકાય તેમ નથી;" થેરેસાએ કંપિત સ્વર અને સ્થિર નેત્રોથી એ પ્રમાણેનું સ્પષ્ટ ઉત્તર આપ્યું. "પતિના પ્રણયમાટે પિતાના પવિત્ર પ્રેમનો પરિત્યાગ ? મહાભયંકર કલ્પના !"

"જ્યારે તારો આવો જ નિશ્ચય છે, તો મારાથી તને મુક્તિ પણ આપી શકાય તેમ નથી !" ફૉસ્ટે અધીરતાદર્શક ભીષણ સ્વરથી કહ્યું: "કાં તો મારી ઇચ્છાને આધીન થા, મારી થઇ જા અને અન્ય સર્વને ભૂલી જા; અને કાં તો આ બન્દિગૃહમાં જ સદાનેમાટે પડી રહે !"

ફૉસ્ટે આ વાક્યોની સમાપ્તિ કરી કે તે ક્ષણે જ બાજૂના ઓરડામાંથી અચાનક એક પ્રકારનો બળવાન્ ધ્વનિ સંભળાયો અને તે ધ્વનિ સાંભળીને ફૉસ્ટ પાછો કહેવા લાગ્યો કે;—"કાઉન્ટ મૅન્ફ્રેડ આવ્યો હોય એમ જણાય છે. વારુ, તો થેરેસા, કહી દે કે તું મારી પ્રણયિની થઇશ કિંવા નહિ ? બોલી નાખ; જે ઇચ્છા હોય તે અત્યંત શીઘ્રતાથી જણાવી દે; કારણ કે, હવે દીર્ઘ વિચાર કરવાનો સમય રહ્યો નથી."

"મને બચાવો, મારા પ્રિયતમ, મને કોઇ પણ રીતે બચાવો !" થેરેસા પ્રતિજ્ઞાને બદલે પ્રાર્થના કરીને નમ્રતાથી કહેવા લાગી.

"તો આ ક્ષણે જ પ્રતિજ્ઞા કર કે, હવે પછી, એટલે કે, આ ક્ષણથી જ તું મારી અને મારી જ થઇ રહીશ." ફૉસ્ટે પુનઃ પોતાની ઇચ્છાને તેની આગળ રજૂ કરી અને ભીષણતાથી કહ્યું.

"નહિ, એમ તો કદાપિ થવાનું નથી; કારણ કે, મારા પૂજ્ય પિતાનો અભિશાપ લેવાની મારી લેશ માત્ર પણ ઇચ્છા નથી." કટાકટીનો સમય હોવા છતાં પણ થેરેસાએ પોતાની દઢતાનો ત્યાગ ન કર્યો.

તેના એ હઠથી કોપાયમાન થઇને વિલ્હેલ્મ્ ફૉસ્ટ ક્રૂર મુદ્રાથી કહેવા લાગ્યો કે;—"ત્યારે હવે મારો કોઈ પણ ઉપાય નથી ! નિરુપાય થઇને હવે હું તારા હઠના પ્રતાપે જ તને છોડીને ચાલ્યો જાઉં છું; છતાં પણ અતિશય નિરાશ કિંવા ભયભીત થવાનું કાંઈ પણ કારણ નથી; કારણ કે, આવતી કાલે હું પાછો અહીં આવીશ અને

કાઉન્ટ આવીને જો કોઇ પ્રકારની અયોગ્ય યાચના કરે, તો તેની પાસેથી તે વિશેના વિચારમાટે તું બે દિવસનો અવધિ માગી લેજે; મારી મંત્રણાને ભૂલીશ નહિ.”

“હાય, એ અહીં મને એકલી મેલીને ચાલ્યો જાય છે!” થેરેસાએ એ વાક્ય અસ્ફુટ સ્વરથી ઉચ્ચાર્યું અને ત્યાર પછી તે ફ્રૅસ્ટ સમક્ષ ગોઠણુમંડીએ બેસી ગઇ અને તેણે હાથ જોડીને પોતાના મસ્તકને તેનાં ચરણોમાં મૂકી દીધું. ફ્રૅસ્ટે તેને દઢતાદર્શક સ્વરથી આશ્વાસન આપ્યું કે;–“મારા વચનમાં વિશ્વાસ રાખ; હું આવતી કાલે અવશ્ય પાછો તારી પાસે આવીશ.”

તેના આ શબ્દો તો બરાબર થેરેસાના સાંભળવામાં આવ્યા, પરંતુ જ્યારે તેણે મસ્તકને ઉપાડીને જોયું તો ફ્રૅસ્ટનું કોઈ પણ ચિન્હ ત્યાં તેના જોવામાં આવ્યું નહિ. તે ત્યાંથી અદશ્ય થઈ ગયો હતો. તે તેની અદશ્યતા વિશે હજી તો વિચાર કરતી હતી એટલામાં તો તે ક્ષણે જ ઓરડાનો દરવાજો ઉઘડ્યો અને કાઉન્ટ મૅન્ફ્રેડે ઓરડાના અંતર્ભાગમાં પ્રવેશ કર્યો. કાઉન્ટની મુખમુદ્રામાં એક પ્રકારના ગાંભીર્યયુક્ત વિચારની છટા દેખાતી હતી અને તે સાથે તેના મુખનો રંગ કોપના આવેશથી લાલચોળ થઇ ગયો હતો; આમ છતાં પણ તેના ઓષ્ઠોમાં એક જાતનું બનાવટી હાસ્ય વિસ્તરેલું દેખાતું હતું. તેણે આવતાં જ થેરેસાને સંબોધીને મૃદુ સ્વરથી કહ્યું કે:—

“અરે, તું મારી સ્હામે ગોઠણુમંડીએ શામાટે બેઠી છે વારૂ? તારી સ્હામે ગોઠણુમંડીએ બેસવાનું અને તને પ્રાર્થના કરીને રીઝવવાનું કર્ત્તવ્ય તો મારૂં છે; પરંતુ ખેદનો વિષય માત્ર એટલો જ છે કે, આમાંનું કાંઈ હું શીખ્યો જ નથી. બાલ્યાવસ્થાથી અત્યાર સુધીનો મારો સર્વ સમય કેવળ સમર અને સમરભૂમિને સતત જોવામાં જ વીતી ગયો છે. છતાં પણ મને આશા છે કે, મારામાંની આ ન્યૂનતાને હું તારી અન્ય પ્રકારે સેવા કરીને પૂર્ણ કરી શકીશ. કૃપા કરીને હવે ઉઠ અને મારી સાથે બે વાતો કરીને મારાં શ્રવણોને કૃતાર્થ કર.” આટલું કહીને તેણે થેરેસાને તેનો હાથ ઝાલીને ઉભી કરી: કારણ કે, તે તો એમ જ માનતો હતો કે, થેરેસા તેની આગળ જ ગોઠણુમંડીએ બેઠી હતી.

પરંતુ થેરેસા ઊઠીને ઉભી થયા પછી પોતાના શત્રુને તેના મસ્તકથી ચરણપર્યન્ત જોઇ લઇને મહાઘૃણાયુક્ત દષ્ટિ અને તિરસ્કારદર્શક સ્વરથી પૂછવા લાગી કે;–“મહાશય, આપ મારી પાસેથી શી વસ્તુ મેળવવાની ઇચ્છા રાખો છો વારૂ?”

"હે પવિત્ર કુમારિકા મેરી! કેવો ઉત્તમ પ્રશ્ન!" કાઉન્ટે આનંદદર્શક ગર્જના કરીને કહ્યું: "પરંતુ આડંબરયુક્ત સંભાષણ કરવાનો અત્યારે મારી પાસે સમય નથી. થેરેસા, આવતી કાલે તારી ઇચ્છા હોય કિંવા ન હોય તો પણ તારે મારી સાથે દેવાલયમાં આવવું પડશે અને ત્યાં મારી સાથે ધર્મની સાક્ષીથી તારા લગ્નસંબંધનો વિધિ કરવામાં આવશે!"

"ત્યારે એ વિધિ આવતી કાલેજ આટોપી લેવામાં આવશે કે, મારા સરદાર?" થેરેસાએ હવે પોતાના પ્રપંચજાળને પાથરવાનો પ્રયત્ન કરવા માંડ્યો; "આપની એવી ઇચ્છા હોય તો ભલે, પરંતુ એ પ્રસંગમાટેની મેં અદ્યાપિ કશી પણ તૈયારી કરેલી નથી, એ તો આપ પોતે પણ જોઇ શકો છો."

"તો શું એવી તૈયારીમાટે તને સમયની અપેક્ષા છે?" કાઉન્ટે તેના પ્રશ્નના આશયને સમજીને પૂછ્યું; એ વેળાયે તેના મુખમંડળમાં એક પ્રકારની પ્રસન્નતા નૃત્ય કરી રહી હતી.

"મહાશય, મારાથી આટલી બધી ઊતાવળથી અને તત્કાળ એ પ્રશ્નનું ઉત્તર આપી શકાય તેમ નથી." આ પ્રમાણે બોલીને થેરેસા પોતાના મનમાં ફૉસ્ટનાં વચનોનું સ્મરણ કરવા લાગી અને થોડીવાર પછી તે પુનઃ કહેવા લાગી કે;–"મને વિચારમાટે થોડોક સમય આપવાની કૃપા કરશો, તો મોટો આભાર થશે; કેવળ બે દિવસનો અવધિ એ વિચારમાટે સંપૂર્ણ છે. એટલા અવધિમાં આપની ઇચ્છા વિશે મારે જે કાંઇ પણ વિચાર કરવો હશે તે હું શાંતિથી કરી લઇશ."

કિંચિદ્ વિચાર કરીને કાઉન્ટે માયાળુતા દર્શાવીને કહ્યું કે;–"ભલે ત્યારે હું તને વિચારમાટે તારી ઇચ્છા અનુસાર બે દિવસનો અવધિ આનંદથી આપું છું." આટલું કહીને તત્કાળ તે એ ઓરડામાંથી બહાર ચાલ્યો ગયો.

તેના જવા પછી તેની પાછળ ઓરડાનાં દ્વાર વસાઇ ગયાં એટલે પછી થેરેસા પોતાના મનમાંજ કહેવા લાગી કે;–"હાય, એણે મારા પિતાના તો કશા સમાચાર મને આપ્યાજ નહિ અને આ અભાગિનીને પણ પોતાના પિતાના સમાચાર પૂછી લેવાની શુદ્ધિ ન રહી." આ પ્રમાણે ખેદ કરતી તે એક કુરસીમાં બેસી ગઇ અને નાના પ્રકારના શોકયુક્ત વિચારો કરતી એક અલ્પવયસ્ક અર્ભક પ્રમાણે ડુસકાં ભરી ભરીને રડવા લાગી; સારાંશ કે, અશ્રુપાતદ્વારા તેણે પોતાના હૃદયના ભારને ન્યૂન કરવાના વ્યવસાયનો આરંભ કરી દીધો.

# પ્રકરણ ૭ મું

## ગિરિરાજ બ્રોકેન્

સૂર્યોદયનો સમય હતો અને સૂર્યનારાયણ પૂર્વ દિશાના ગર્ભમાંથી જન્મ પામતા દેખાતા હતા. એક સપાટ અને વાલુકામય ભૂમિમાંથી ઉન્નત થતો ગિરિરાજ બ્રોકેન વધતો વધતો આકાશની સીમાપર્યન્ત પહોંચી ગએલો દેખાતો હતો. એ ગિરિમાં સુવર્ણ, રજત, તામ્ર, પિત્તલ અને લોહ ઇત્યાદિ અનેક જાતિના ધાતુઓની ખનિઓ અસ્તિત્વ ધરાવતી હતી અને એ પર્વતરાજની વિશાળ કાયામાં શતાવધિ જલપ્રવાહો ઇતસ્તતઃ વહન કરતા દૃષ્ટિગોચર થતા હતા. તેમજ સ્થળે સ્થળે ઉચ્ચ સ્થળમાંથી પડતા પાણીના કેટલાક ધોધોનો ધ્વનિ દૂર દૂર પર્યન્ત સંભળાયા કરતો હતો. કેટલીકવાર અવસ્કંદ અને ભૂમિકંપના યોગે એ પર્વતમાં કેટલાંક વિલક્ષણ પરિવર્ત્તનો પણ થઇ જતાં હતાં, પરંતુ આપણી નવલકથાના કાળમાં તેમાં તેવું કોઇ પરિવર્ત્તન કેટલાંક વર્ષથી થયું નહોતું. ખરેખર એ દૃશ્ય અત્યંત વિશાળ અને એવું તો મનોહર હતું કે, જેના નિરીક્ષણથી હૃદયમાં એક પ્રકારની ગંભીરતાનો આવિર્ભાવ થતો હતો. કેટલાકોની એવી પણ માન્યતા હતી કે, એ ગિરિરાજના ઉચ્ચતમ શિખરભાગમાં ચઢી જાય, તો તે મનુષ્યથી સરળતાપૂર્વક સ્વર્ગમાં જઇ શકાય તેમ હતું. એ પર્વતરાજની ચતુર્દિશામાં સ્વચ્છ અને નીલવર્ણ નભોમંડળનો વિસ્તાર થયેલો હતો કે જે નભોમંડળ પૃથ્વીપ્રતિ નમતું નમતું છેવટે એક ગહન અને ગાઢ અંધકારમાં લુપ્ત થઇ ગયું હતું. એ શૈલરાજની ઉચ્ચતા સમુદ્રની સપાટીથી ચાર હજાર ફીટની હતી અને એ અચલપર ચઢીને આસપાસ દૃષ્ટિપાત કરવાથી ચારે તરફની પચાસથી સો માઇલના ઘેરાવામાંની સર્વ વસ્તુઓ સંપૂર્ણ સ્વરૂપમાં દૃષ્ટિગોચર થઇ શકતી હતી. વાસ્તવિકતાથી કહીએ, તો ગિરિરાજ બ્રોકેન્ સમાન વિચિત્ર દૃશ્યવાળો અને ઉચ્ચતમ પર્વત સમસ્ત યૂરોપમાં બીજો એક પણ નથી અને એ કથનમાં અતિશયોક્તિનો લેશ માત્ર પણ સ્પર્શ નથી.

સ્થળે સ્થળે પર્વતના મોટા મોટા ખંડો તીક્ષ્ણ ઝંઝાવાતોના આઘાતથી તૂટી તૂટીને નીચે પડી ગયા હતા. પર્વતના તલભાગમાં તો વલ્લરીઓ અને વિશાળ વૃક્ષોનો સમુદાય જોવામાં આવતો હતો, પરંતુ જેમ જેમ પર્વતના ઉપરિ ભાગમાં જઇએ તેમ તેમ પ્રકૃતિદેવીના શુષ્કતમ અને મહાભયંકર સ્વરૂપનો સાક્ષાત્કાર થતો જતો હતો.

માનવશબ્દનો પ્રતિધ્વનિ એ સ્થાનમાં મહાભયંકર જણાતો હતો, અને તે એટલી સીમાપર્યન્ત કે બહુધા સમસ્ત પર્વત કેવળ એકજ શબ્દના યોગે શબ્દાયમાન થઇ જતો હતો અને જાણે એ પર્વતમાં બેઠેલા પ્રેતો અથવા પિશાચો માનવશબ્દને સાંભળીને તેના ચાળા પાડવાની ચેષ્ટા કરી રહ્યા હોયની ! એવા પ્રકારનો જ ભયાનક આભાસ થયા કરતો હતો.

એ પર્વતરાજના શિખરપર જવામાટેનો માર્ગ એવો તો કઠિન અને ભયાનક હતો કે જો જરાક પગ લપસી જાય, તો પછી કોટિ પ્રયત્ન કરવા છતાં પણ મનુષ્ય ત્યાંથી પડતો બચી શકે, એ કલ્પના માત્ર પણ અશક્ય હતી. તે માર્ગની બન્ને બાજૂએ ભયંકર વૃક્ષઘટાઓ વિસ્તરેલી હતી અને કેટલેક સ્થળે તો તે માર્ગ એવી ઘાટી ઘટાઓમાં થઇને અને ખીણોની ઉપરથી જતો હતો કે જે ખીણોનો તલભાગ જોવામાં પણ આવી શકતો નહોતો. એજ સમયે એ પર્વતરાજનાં સર્વ શિખરોથી ઉચ્ચતમ શિખરપર બે મનુષ્યોની પ્રતિમાઓ ઇતસ્તતઃ સંચાર કરતી હતી, પરંતુ તે આકૃતિઓ અત્યંત દૂર અને ઉચ્ચતમ ભાગમાં હોવાથી બહુજ લઘુ દેખાતી હતી. તે આકૃતિના નિકટમાં જતાં એવું દશ્ય દેખાતું હતું કે, એ બેમાંની એક આકૃતિ પોતાના બન્ને હસ્તોને અદબના આકારથી છાતીપર રાખીને બીજી આકૃતિને સ્થિર દૃષ્ટિથી નિહાળી રહી હતી અને બીજી આકૃતિ તે પ્રથમ આકૃતિથી થોડાક અંતરપર ઉભી રહીને અત્યંત આશ્ચર્યથી પોતાની આસપાસ ચારે તરફના દશ્યને એક ધ્યાનથી જોયા કરતી હતી. એ બન્ને આકૃતિઓ અન્ય કોઇની પણ નહિ, કિંતુ પિશાચ તથા વિલ્હેલ્મ્ ફ્રૉસ્ટની જ હતી કે જેમને આપણે બરાબર ઓળખતા હોવાથી તેમના નૂતન પરિચયની કશી પણ આવશ્યકતા નથી.

પિશાચે અત્યંત ગહન ગંભીર સ્વરથી ફ્રૉસ્ટને ઉદ્દેશીને પ્રશ્ન પૂછ્યો કે;–"કેમ ફ્રૉસ્ટ ! અદ્યાપિ તારી તેની તે જ ઇચ્છા છે કે?"

"મારી તેજ ઇચ્છા અવિચલ છે !" ફ્રૉસ્ટે ઉત્તર આપ્યું. "શું મેં તને એ નથી જણાવ્યું કે, આજે ને આજે કોઇ પણ રીતે રોજે.ન્યેલના અધીશ્વરની સેના કાઉન્ટ મૅન્ફ્રેડના દુર્ગપ્રતિ આગળ વધી શકવી ન જોઇએ?"

પિશાચે એના ઉત્તરમાં વિલક્ષણ હાસ્યની છટાને પોતાના મુખમંડળમાં લાવીને કહ્યું કે;–"મારે તારી ઇચ્છાને જાણવાની કશી પણ આવશ્યકતા નથી; કારણ કે, મારૂં કાર્ય કેવળ એટલુંજ છે કે, તારી આજ્ઞાનું પાલન કરવું અને તારી ઇચ્છાની પૂર્તિ કરવી !"

"તો બસ, મારી આજ્ઞા એજ છે કે, રોજે.ન્થેલનો બેરન્ કોઇ પણ રીતે આજે પોતાની પુત્રીને છોડાવવામાટે પોતાના સૈન્યને આગળ ન લઇ જઇ શકે, એવી વ્યવસ્થા થવી જોઇએ." ફ્રૅાસ્ટે પોતાની ઇચ્છા પ્રમાણેની આજ્ઞા સંભળાવી દીધી.

"તો શું તને મેં જે શક્તિ આપેલી છે, તે શક્તિના યોગે તું પોતે રોજે.ન્થેલ દુર્ગના અધીશ્વરની સેનાને આગળ વધતી અટકાવી શકે તેમ નથી ?" પિશાચે ઘૃણાદર્શક સ્વરથી પ્રશ્ન કર્યો.

"તારૂં કથન સત્ય છે! કેવળ એક શ્વાસથીજ હું તેની સમસ્ત બળવતી સેનાનો સંહાર કરવાને સમર્થ છું; પરંતુ એક કુમારિકા બાળાના ચિત્તને અમુક એક વિશિષ્ટ વ્યક્તિના પ્રેમમાર્ગમાં વાળી શકે, એવી કોઇ શક્તિ તેં મને જેમ આપી નથી, તેમ જ તેવી શક્તિનો તારા પોતામાં પણ સંપૂર્ણ અભાવજ દેખાય છે." ફ્રૅાસ્ટે એ પ્રમાણે કહીને પૂછ્યું કે, "થેરેસાને એક નિમેષમાત્રમાં હું બંધનમુક્ત કરી શકું એમ છે; પરંતુ મારૂં આ કથન અસત્ય છે કે કેમ ?"

"નહિ, તારૂં કથન સર્વથા સત્ય અને યથાર્થ છે!" એમ કહીને પિશાચ પોતાના મુખને વિકૃત કરીને એક પ્રકારનું વિલક્ષણ સ્મિત કરવા લાગ્યો.

"મારા હૃદયમાં મારી વીરતાને દર્શાવવાની પ્રબળ ઇચ્છા છે અને જો રોજે.ન્થેલના બેરનની સેના આગળ ન વધી શકે, તો જ મારાથી મારી એ વીરતાનું પૂર્ણ પ્રદર્શન કરાવી શકાય. પરંતુ હું સમજી નથી શકતો કે, મેં મારી ઇચ્છા તને ક્યારનીયે જણાવી દીધી છે; છતાં તું મારી આજ્ઞાનું પાલન કરતાં આટલો બધો અચકાય છે શામાટે અને આ સ્થાનમાં વિના કારણ મને શામાટે ખેંચી લાવ્યો છે ? અહીં મને ખેંચી લાવવાથી તને પોતાને એટલો બધો શો લાભ છે વારૂ ?" ફ્રૅાસ્ટે કિંચિત્ ક્રોધદર્શક સ્વરથી કહ્યું.

"તારા કાર્યની સિદ્ધિ અહીંથીજ થવાની છે અને તેટલામાટે જ હું તને આ સ્થાનમાં ખેંચી લાવ્યો છું; છતાં હું જે આટલો બધો અચકાઉં છું તે માત્ર એટલામાટે જ કે, જો હું તારી ઇચ્છા અને આજ્ઞા પ્રમાણેજ વર્ત્તીશ, તો તેના યોગે આ સ્થાનમાં સર્વત્ર વિસ્તરેલા આ મનોહર દૃશ્યનો; ઉષાના શાંત અને મૃદુ પ્રકાશમાં વિસ્તરેલી આ પ્રાકૃતિક શોભાનો સર્વાંશે ઉચ્છેદ થઇ જશે." પિશાચે પોતાના અચકવાનું કારણ દર્શાવ્યું.

"તું માત્ર રક્તના પ્રવાહને ન વહાવીશ; કારણ કે, રક્તપ્રવા-

હને વહાવવાનું કાર્ય હું મારી પોતાની શક્તિના પ્રભાવથી કરી શકીશ. એ વિના અન્ય કોઇ પણ પ્રકારનું પરિણામ આવે, તો તેની મને લેશ માત્ર પણ ચિંતા નથી. નહિ તો, જો મારી આ આજ્ઞાના પાલનમાં વિલંબ થશે, તો બેરનની સેના શત્રુના દુર્ગની દિશામાં આગળ વધી જશે અને મારી સર્વ આશાઓ ધૂળમાં મળી જશે; માટે શીઘ્રતા કર, શીઘ્રતા કર!" ફ્રૉસ્ટે પોતાના હઠને અચલ રાખીને પિશાચને આગ્રહપૂર્વક પોતાની આજ્ઞા બીજીવાર કહી સંભળાવી; કારણ કે તે પોતાની ઇચ્છાને પૂર્ણ થએલી જોવામાટે અત્યંત દઢપ્રતિજ્ઞ અને અધીર બની ગયો હતો.

"હું તારી આજ્ઞાને આધીન છું!" એમ કહીને પિશાચે પોતાના મુખને ઉત્તર દિશામાં ફેરવ્યું, પોતાના દક્ષિણ બાહુને લંબાવ્યો અને ત્યાર પછી નિમ્ન લિખિત મંત્રનો તે પોતાના મુખથી ભીષણતાપૂર્વક ઉચ્ચાર કરવા માંડ્યો;—

"અવસ્કંદના આત્મા! નિદ્રામાંથી જાગ્રત થઇ આ વાર,
ઉત્તરીય નિજ અંધ ગેહને ત્યાગીને આ સ્થળે પધાર;
શીતલ ઝંઝાવાત! આવ તું ત્યાગી તારૂં વાસસ્થાન,
કરી ગર્જના મહાભયંકર પ્રસારિ દે તારૂં તૂફાન.
વૃષ્ટિ વાયુ હિમપાત આદિનો સત્વર તું કરિ દે વિસ્તાર,
થાય શાંતિસંહાર અને પ્રસરે સર્વસ્થળ હાહાકાર!"

જે દિશામાં પિશાચ પોતાના બાહુને લંબાવીને એ મંત્રને ઉચ્ચારતો ઉભો હતો, તે દિશામાં પોતાની દષ્ટિને સ્થિર કરીને ફ્રૉસ્ટ ત્યાંનું એકાગ્રતાથી અવલોકન કરવા લાગ્યો. પિશાચના એ ભયંકર મંત્રોચ્ચારની પૂર્ણાહુતિ થતાંની સાથે જ ઉત્તરદિશાગત નીલ અને સ્વચ્છ નભોમંડળ કે જે પૂર્વ દિશામાંથી ઉદય પામતા રવિનારાયણનાં સુવર્ણ કિરણોથી મંડિત હતું તે હવે ધીમે ધીમે અંધુક થવા લાગ્યું, પ્રથમની એ અંધુકતા બહુ જ આછી હતી, પણ પછીથી તે અનુક્રમે ગહન અને ગાઢ થતી ગઇ અને બેચાર ક્ષણમાં જ ફ્રૉસ્ટ જોઇ શક્યો કે, સૂર્યના પ્રકાશને દબાવતી એક મહાવિશાળ અને ભયંકર કાળી ઘટા તેના પોતાના સ્થાન પ્રતિ આગળ અને આગળ વધતી આવતી હતી. આવી ભયાનક પરિસ્થિતિને જોઇને શંકાશીલ હૃદયથી ફ્રૉસ્ટ પિશાચને પૂછવા લાગ્યો કે;—"તેં મેઘગર્જના અને વિદ્યુતને તો આવાહન કરીને નથી બોલાવ્યાં ને?" તેણે આમ પૂછ્યું તો ખરૂં, પરંતુ એ ભયાનકતાથી તે પોતે કાંઇ ગભરાઇ ગયો નહોતો.

"તુચ્છ મનુષ્ય ! ક્ષુદ્ર માનવ પ્રાણી !" પિશાચે, જેના યોગે ફ્રૉસ્ટ પણ થરથર કંપવા લાગ્યો, એવા ભયંકર સ્વરૂપને ધારીને ભયંકર સ્વરથી કહેવા માંડયું. "મેઘ અને સૌદામિની કેવળ તેના જ અધિકારને આધીન છે કે જેના નામને મારા મુખથી ઉચ્ચારવાની ધૃષ્ટતા મારાથી કરી શકાતી નથી !"

આ ઉત્તર સાંભળીને ફ્રૉસ્ટ કેટલીકવાર સુધી નીચી દૃષ્ટિ કરીને ઉભો રહ્યો. તેણે લજ્જાના કારણથી દૃષ્ટિને નીચી કરી નહોતી; કિંતુ પિશાચના વિકરાળ સ્વરૂપને જોતાં ઉપજેલા ભયથી જ તેણે પોતાના મસ્તકને નીચું નમાવી દીધું હતું. પિશાચ એ વેળાયે પોતાનાં પૂર્વ-કાલીન માન, મર્યાદા અને અધિકાર આદિના સ્મરણમાં નિમગ્ન થઇને આંતરિક પશ્ચાત્તાપના યોગે મહાભયંકર દેખાતો હતો.

છેવટે કેટલીકવાર પછી ફ્રૉસ્ટે પોતાના મસ્તકને ઉન્નત કરીને ઉત્તર દિશાપ્રતિ દૃષ્ટિપાત કર્યો અને પિશાચને ઉદ્દેશીને કહ્યું કે;–"શું, તું તારા કાર્યની સમાપ્તિ કરી ચૂકયો ?"

"તો શું તું હજી પણ મને મારા કાર્યમાં આગળ વધવાની આજ્ઞા આપે છે ?" પિશાચે પ્રતિપ્રશ્ન પૂછયો.

"હા, હું તને તારા કાર્યમાં આગળ વધવાની તીવ્ર આજ્ઞા આપું છું !" ફ્રૉસ્ટે નિઃશંકતા અને નિર્ભયતાથી જણાવ્યું.

"ભલે ત્યારે તારી ઇચ્છાને ફળીભૂત થવા દે !" એમ કહીને પિશાચે નીચે પ્રમાણે પોતાના ભયંકર મંત્રની સમાપ્તિ કરીઃ—

"સત્વર ઝંઝાવાત ! આવીને કર તું નિજ કરનો વિસ્તાર;
ઉન્મૂલન કર વનવૃક્ષોનું, પાડ કુટીર અને આગાર;
શીતલતા એવી પ્રસરે કે, જળ પણ થાય જમી પાષાણ;
ગિરિને ભૂતલપર નાખી દે, દુર્ગ તોડ મમ વચન પ્રમાણ !"

તેના મંત્રની આ પ્રમાણે પૂર્ણાહુતિ થતાંની સાથેજ ઉત્તર દિશા-માંની શીતલ પવનની એક મંદ લહરી આવી અને તેની સાથે જ બીજી એક મહાપ્રબલ લહરી પણ આવી લાગી; ત્યાર પછી અનુક્રમે વાયુનું બળ વધવા લાગ્યું અને બે ચાર ક્ષણમાં જ ભયંકર ગર્જના-યુક્ત ઝંઝાવાતનો ચતુર્દિશામાં વિસ્તાર થઇ ગયો. જે વેળાયે એ ભયં-કર ઝંઝાવાત પોતાના પૂર્ણ વેગથી ચાલી રહ્યો હતો, તે વેળાયે વિ-શ્વના પ્રલયકાળનો જ સાક્ષાત્કાર થતો હતો. એ ભીષણ ઝંઝાવાતનો વૃત્તાંત સર્વ ઇતિહાસોમાં લખાયલો છે અને ઇ. સ. ૧૪૯૮ નો એ ઝંઝાવાત તે પ્રાંતમાં પોતાની અમર નામનાને છોડી ગયો છે. એ

ઝંઝાવાતના વેગથી એલ્બી નદીનો જળપ્રવાહ એવો તો ભયંકર થઇ ગયો હતો કે, તેની બન્ને વહન કરતી ધારાઓની વચ્ચે જેટલાં નગર આવ્યાં હતાં તે સર્વ નગરો જળના પ્રવાહ સાથે વહી ગયાં હતાં અને તેથી લક્ષાવધિ મનુષ્યોના પ્રાણોની હાનિ થઇ હતી.

ગિરિરાજ બ્રોકેનના ઉચ્ચતમ શિખરપરથી એ નદીનો વેગ સ્પષ્ટતાથી જોવામાં આવી શકતો હતો. જેમના શરીરમાં સહસ્ત્રાવધિ મનુષ્યો અનેક પ્રકારનાં શસ્ત્રોની સહાયતાથી સાધારણ ખંડ માત્ર પણ પાડી શકતા નહોતા, તે વિશાળશરીર પર્વતો એ ઝંઝાવાતના યોગે ક્ષણ માત્રમાં ટૂટી ટૂટીને એક મહાભયંકર નાદસહિત ગહન ગર્ત્તામાં પડી જતા હતા; અને જે વેળાયે એ પર્વતખંડો ઉચ્ચતમ ભાગોપરથી નીચેના અનેક અલ્પ ઉચ્ચ ભાગોપરથી અફળાતા ઝીકાતા નીચે પડવા માંડતા હતા, તે વેળાયે તેમના આઘાતથી, જાણે બાળકનાં તોડેલાં પુષ્પો ઇતસ્તતઃ જઇ પડતાં હોયની તે પ્રમાણે, સહસ્ત્રાવધિ મોટાં મોટાં વૃક્ષો ટૂટી ટૂટીને આમ તેમ પડીને વિખરાઇ જતાં હતાં. વળી એ ખંડો નીચે પડતી વેળાયે બીજા નીચેના ઉન્નત ભાગો સાથે અફળાતાં તેમનો, જાણે સહસ્ત્રાવધિ તોપોને એક સાથે દાગી દેવામાં આવી હોયની, તેવા પ્રકારનો ભયંકર પ્રતિધ્વનિ થયા કરતો હતો. તેમજ વળી જે વેળાયે તે પાષાણો નીચે ઉંડાણમાં વહન કરતા જલપ્રવાહમાં જઇને પડતા હતા, તે વેળાયે પ્રવાહમાંનું જળ, જાણે કોઇ મહાભારત જ્વાળામુખી ફાટયો હોયની તેવા સ્વરૂપમાં અત્યંત બળથી ઉછળતું હતું.

એ અવસ્કંદ અને ઝંઝાવાતના પરિણામે, જ્યાં અલ્પ સમય પૂર્વે મહાસુંદર અને મનોહર દશ્યનો વિસ્તાર થએલો હતો, તે સ્થાનમાં ઉજ્જડતા અને શૂન્યતાનો વિસ્તાર થઇ ગયો, અને તે ઉજ્જડતા તથા શૂન્યતા પણ વળી એવી ભયંકર હતી કે એક વૃક્ષ, વલ્લરી, કિંવા પર્ણમાત્રનું અસ્તિત્વ પણ ત્યાં જોવામાં આવતું નહોતું. મોટાં મોટાં વૃક્ષો જડમૂળથી ઉખડીને જાણે તેમને પાંખો આવી ગઇ હોયની તેવી રીતે ઝંઝાવાતના આઘાતથી ઉડતાં ચાલ્યાં જતાં હતાં; જળની વિશાળ ધારાઓ સર્વત્ર ભયાનક ધ્વનિસહિત દોડયા કરતી હતી; પૃથ્વી મહાવેગથી કંપાયમાન થયા કરતી હતી; પર્વતરાજ બ્રોકેનની વિશાળ કાયામાં પણ કંપનો આવિર્ભાવ થઇ ચૂકયો હતો અને સર્વત્ર લોમહર્ષણ દશ્યનું સામ્રાજ્ય વ્યાપી ગયું હતું. ચતુર્દિશામાં જ્યાંલગી દૃષ્ટિ પહોંચી શકતી હતી ત્યાંલગી એક મહાભયાનક અવસ્કંદ પોતાના ઘનઘોર ચીત્કારથી

પ્રાણી માત્રના હૃદયમા મહાત્રાસ ઉપજાવતો જોવામાં આવતો હતો. ગ્રામો અને નગરનો નાશ થયો હતો, ગગનચુંબિત ભવ્ય પ્રાસાદો ભૂતલશાયી થઈ ગયા હતા, દૃઢ અને પ્રશસ્ત દુર્ગોના મીનાર ટૂટી ગયા હતા, જેમના કલશ આકાશ સાથે વાર્તાલાપ કરતા હતા તેવાં દિવ્ય દેવાલયો કલશ તથા ગુંબજોથી વિહીન બની ગયાં હતાં અને ગૃહો-માંના શૃંગારની અનેક પ્રકારની ઉત્તમોત્તમ વસ્તુઓ નગરોમાંના માર્ગમાં જ્યાં જુઓ ત્યાં અસ્તવ્યસ્ત અવસ્થામાં પડી હતી ! એ ભયંકર અવસ્કંદનો વેગ ૭ કલાક પર્યન્ત એક સરખો અને અખંડ ચાલતો રહ્યો હતો અને એટલા અવધિમાં તો તેણે એટલી બધી હાનિ કરી નાખી હતી કે, જો તેનું સંપૂર્ણ અને સમગ્ર વર્ણન કરવામાં આવે, તો તે વર્ણનનો એક મહાભારત ગ્રંથ જ તૈયાર થઇ જાય. પરંતુ એ અવસ્કંદમાં જે એક વિશિષ્ટતા હતી તે માત્ર એટલી જ કે, એ ૭ કલાકના અવધિમાં એકવાર પણ મેઘોની ગર્જના તેમજ ચપળા—વીજળી—નો ચમકાટ એ બે વસ્તુઓનો સર્વથા અભાવ જ રહ્યો હતો; અને જે કાંઇ હાનિ થઇ હતી તે કેવળ વાયુના ભીષણ સ્વરૂપ—પ્રબળ ઝંઝાવાત—ના યોગે જ થઇ હતી. એનું કારણ એ હતું કે, મેઘ અને સૌદામિની એ બે વસ્તુઓ ઇશ્વરના અધિકારની હોવાથી પિશાચનો તેમનાપર લેશ માત્ર પણ અધિકાર નહોતો.

પરંતુ જે ક્ષણે એ ઝંઝાવાતનો આરંભ થયો, તેજ ક્ષણે ફ્રૅાસ્ટ બ્રોકેન પર્વતના શિખરપરથી અંતર્ધાન થઇ ગયો; અને કેવળ પિશાચ એ વિઘાતક અવસ્કંદની પ્રગતિની નિરીક્ષા કરતો એકલો જ ત્યાં ઉભો રહી ગયો. એ પાપપ્રતિમા પિશાચ જાણે પોતાની ઉપસ્થિતિથી એ વિશ્વવિનાશક અને તેની પોતાની આજ્ઞાથી ઉન્મત્ત થએલાં પ્રાકૃતિક તત્ત્વોને ઉત્તેજન આપતો હોયની, એવોજ ભાસ થતો હતો.

---

## પ્રકરણ ૮ મું.

---

### લિન્સ્ડૉર્ફ દુર્ગના ગુપ્ત ભેદો

અવસ્કન્દના આરંભથી કિંચિત્ પૂર્વે જ થેરેસા નિદ્રામાંથી જાગ્રત થઇ હતી, અને કેટલીકવાર સુધી તો ગઈ કાલની ઘટના તેને કેવળ એક ઘૃણાકારક સ્વપ્ન સમાન જ ભાસવા લાગી; તે ઘટના સત્ય હતી એવો તેના હૃદયમાં વિશ્વાસ બંધાતો નહોતો. પરંતુ જ્યારે તે સંપૂર્ણ જાગ્રત્ અવસ્થામાં આવી અને તેણે તે ઓરડામાંની સઘી

ગએલી તથા ખવાઇ ગએલી વસ્તુઓપર દૃષ્ટિ નાખી તેમ જ પોતાને થએલા ફૉરસ્ટ તથા કાઉન્ટ મૅનફ્રેડના સાક્ષાત્કાર અને તેમના સંભાષણનું તેને સ્મરણ થયું, ત્યારે તે વેળાયે જ તેનો નિશ્ચય થયો કે, "ગઇ કાલની ઘટના તે સ્વપ્ન નહિ, કિન્તુ સત્ય ઘટના જ હતી અને હું ખરેખર અત્યારે એક ભયંકર કારાગૃહમાં બન્દિની થઇને પડેલી છું!" એ પછી તેણે હૃદયમાં પોતાના પિતાનું સ્મરણ કર્યું અને તેના કશા પણ સમાચાર પોતાને ન મળેલા હોવાથી તેના દુઃખમાં વળી એથી વિશેષ વૃદ્ધિ થવા લાગી. ચિત્તને ભ્રમિષ્ટ કરી નાખનારાં એ ધ્યાનોમાં ડૂબેલી થેરેસા પોતાના સ્થાનપરથી ઉઠી અને ઉતાવળથી વસ્ત્ર આદિ ઉતારીને સ્નાનના કાર્યમાં નિમગ્ન થઇ. સ્નાન કરતી વેળાયે પણ તેના કોમળ હૃદયમાં આવા પ્રકારના વિચારો ચાલી રહ્યા હતા;—

"કેવળ એ દિવસના અવધિમાં જ મારે કાઉન્ટને કોઇ પણ એક નિશ્ચિત ઉત્તર આપવું પડશે. જો કે મારા પ્રિયતમ ફૉરસ્ટે પુનઃ અહીં આવીને મને પોતાના દર્શનનો લાભ આપવાની આશા આપેલી છે, પરંતુ તે આટલા બધા શત્રુઓના મધ્યમાં થઇને બે ધડક અહીં આવી શકશે, એવો લેશ માત્ર પણ સંભવ છે ખરો કે? અને ધારો કે કદાચિત્ તે આવે, પરંતુ હવે તેનો મારામાં આગળના જેવો પ્રેમ રહેલો નથી; કારણ કે, જો તેનો મારામાં આગળના જેવો જ પ્રેમ હોત, તો તેણે મારી પાસે અમુક પ્રતિજ્ઞા કરાવવામાટે આટલો બધો હઠ કદાપિ કર્યો ન હોત!" હૃદયમાં આ પ્રમાણેના વિચારો આવવાથી તે રોવા લાગી. એ પછી જેવી તે સ્નાનના કાર્યથી નિવૃત્ત થઇ કે તત્કાળ પેલી વૃદ્ધા વિન્ફ્રેડે તેના ઓરડામાં પ્રવેશ કર્યો અને કહ્યું કે;—"રાજકુમારી! ભોજન તૈયાર છે."

આ વેળાયે જેનો વૃત્તાન્ત ગત પ્રકરણમાં આવી ગયો છે તે ભયંકર ઝંઝાવાતયુક્ત અવસ્કંદનો આરંભ થઇ ચૂક્યો હતો અને તેથી વાયુનો ભયંકર ચીત્કાર તથા દ્વાર અને બારીઓના અથડાવાથી થતો ઘોર નિનાદ શ્રવણોમાં અથડાતા શબ્દોને સાંભળવા દેતો નહોતો. વાયુની વિશાળ ચાદર લિન્સ્ટ્રૉર્ફ દુર્ગની ઊંચી દીવાલો સાથે આવીને અથડાતાં તેનો એવો તો ભીષણ ધ્વનિ થતો હતો કે, જાણે કેટલાક પિશાચો મળીને કોઇ ભયંકર રાગનો આલાપ કરી રહ્યા હોયની! તેવો જ ભાસ થયા કરતો હતો.

વૃદ્ધા વિન્ફ્રેડે પાછી તેજ વાત રાજકુમારીને કહી કે, "ભોજન તૈયાર છે;" કારણ કે, તેના પ્રથમ વારના ઉચ્ચારેલા એ શબ્દો વાયુના કોલાહલમાં લીન થઇ જવાથી થેરેસાના સાંભળવામાં આવી

શક્યા ન હોતા. અર્થાત્ બીજીવાર તેના એ શબ્દો સાંભળવામાં આવતાં થેરેસા તે વૃદ્ધાની પાછળ ચાલીને ભોજનગૃહમાં આવી અને એક કુરસીપર ટેબલની લગોલગ બેસી ગઇ કે જે ટેબલપર અનેક પ્રકારના ભોજ્ય પદાર્થોને સોના, ચાંદી તથા કાચનાં વાસણોમાં ચાતુર્યથી પીરસીને રાખવામાં આવ્યા હતા. પરંતુ દુઃખના યોગે થેરેસાની ક્ષુધાનો લોપ થયેલો હોવાથી સ્વાદ લઇને તેનાથી કાંઇ પણ ભોજન લઇ શકાય તેમ નહોતું. બિચારીએ બહુજ કઠિનતાથી જળની સહાયતા લઇને બે ચાર કોળિયા જેટલું ભોજન ઉદરમાં ઉતાર્યું અને ત્યાર પછી ભોજનકાર્યની તરતજ સમાપ્તિ કરી નાખી. ચિંતાતુર મનુષ્યની ભોજનમાં યથાયોગ્ય રુચિ ક્યાંથી હોઈ શકે વારૂ ?

ભોજનમાં તેની આવી અરુચિને જોઇને તે વૃદ્ધા દાસી તેને કહેવા લાગી કે;—આપે ભોજન તો કાંઇ લીધુંજ નહિ. કદાચિત્ મારી હાજરીથી ભોજન લેતાં આપ શર્માતાં હશો; પણ હું અહીંજ ઉભી રહી તેનું કારણ તો એજ છે કે, આપ એકલાં ગભરાઇ ન જાઓ; અથવા તો આ ભયાનક ઝંઝાવાતથી આપ ભયભીત થઇ ગયાં છો તેથી યથારુચિ ખાઇ નથી શકતાં."

તેના આ શબ્દોને સાંભળીને થેરેસા આવેશયુક્ત ભાવથી કહેવા લાગી કે;—"શું મને ઉદાસીન જોઇને તને આશ્ચર્ય થાય છે કે ? અરે, જેના ઘરમાં ધોળે દિવસે આગ લગાડી દેવામાં આવી હોય અને જે અસહાય અબળાને તેના પિતા પાસેથી બળાત્કારે છીનવીને એક અજ્ઞાત તથા ભયંકર સ્થાનમાં બન્દિની તરીકે રાખવામાં આવી હોય, તે અબળાનું હૃદય ઉદાસીન ન થાય, એ કદાપિ બની શકે ખરૂં કે ?"

"અને એમ કેમ નથી કહેતાં કે, આ અજ્ઞાત સ્થાનનો સ્વામી તમારાપર પોતાના પ્રાણોને પણ ઓવારી નાખવાને તૈયાર છે ! તમે આવા એક વીર, બુદ્ધિમાન્ અને તેજસ્વી પુરુષ સાથે પરણવાની વાર્તાનો અસ્વીકાર કરો છો, એથી તો ખરેખર તમારી મૂર્ખતાજ જણાઈ આવે છે." દાસી વિન્ક્રેડે પોતાના અન્નદાતાની વકીલાત કરવા માંડી અને છેવટે જણાવ્યું કે;—"પણ એમાં તમે પણ શું કરો વારૂ ? કારણ કે તમારૂં મન તો વિટનબર્ગના એક કંગાલ વિદ્યાર્થીના પ્રેમમાં લટ્ટુ બની ગયું છે એટલે એક મ્યાનમાં બે તલ્વારોને કેવી રીતે રાખી શકાય ? સ્ત્રીનું હૃદયજ એવું હોય છે, એટલે એમાં તમારો દોષ નથી; તેમજઃ—

તે આગળ બોલવા જતી હતી એટલામાં તેને વચ્ચે જ બોલતી

અટકાવીને થેરેસાએ ઊતાવળથી પૂછ્યું કે;–" ભલાં બાઇ ! ત્યારે તમે વિટનબર્ગના તે કંગાલ વિદ્યાર્થીને ઓળખો છો ખરાં કે ? "

" કેવળ નામ માત્રથીજ હું તેને ઓળખું છું. છતાં એટલું તો મેં પણ સાંભળ્યું છે કે, તેના જેવો રૂપાળો અને સ્વરૂપસુંદર બીજો કોઇ તરુણ પુરુષ આ પ્રાંતમાં તો નથી ! " વૃદ્ધા દાસીએ ઉત્તર આપ્યું અને પછી વધતા જતા ઝંઝાવાતને જોઇને કહ્યું કે;–" ઇશ્વિર રક્ષા કરે ! કેવો ભયાનક વંટોળિયો ચાલી રહ્યો છે ! પ્રલયનો કાળ તો નથી આવ્યો ને ! "

થેરેસાએ કાંઇક ગભરાટનો રંગ બતાવીને પૂછ્યું કે;–" ત્યારે તમે શું તે વિદ્યાર્થીને પોતે કદાપિ જોયો નથી કે ? "

" એક તુચ્છ વિદ્યાર્થીમાટે તમે આટલાં બધાં આતુર શામાટે બની ગયાં છો ? શું તે કોઇ રાજા મહારાજા છે કે, જેથી મારે તેને જોવાની આવશ્યકતા હોય ? આજે કેટલાંક વર્ષોથી મેં આ સ્થાનમાંથી બહાર પગ પણ મૂક્યો નથી, એટલે તે મારા જોવામાં ક્યાંથી આવે ?" વૃદ્ધા દાસીએ તિરસ્કાર દર્શાવીને નિરાશાજનક ઉત્તર આપ્યું.

તેનું આ ઉત્તર સાંભળીને થેરેસા કેટલીકવાર સુધી તો મસ્તકને નમાવીને કોઇ એક વિચારમાં જ નિમગ્ન રહી અને ત્યાર પછી બોલી કે;–" ભલા ગઇ કાલે સંધ્યા સમયે તમારા અન્નદાતા સ્વામીના આવ્યા પૂર્વે બીજો કોઈ પુરુષ તમારા ઓરડામાંથી અહીં આવ્યો હતો ખરો કે ? "

" કોઇ પણ નહિ; પરંતુ રાજકુમારી ! તમારા મનમાં આ બધી કેવી ભાવનાઓ આવી ભરાણી છે, તે કાંઇ સમજી શકાતું નથી. " વૃદ્ધા દાસીએ આશ્ચર્ય દર્શાવ્યું.

" બસ હવે હું એક જ પ્રશ્ન પૂછવાની છું અને મારા તે પ્રશ્નનું મને ઉત્તર મળ્યા પછી હું તમને વિશેષ પરિશ્રમ આપીશ નહિ. મારો એ પ્રશ્ન છે કે, આ ઓરડામાં આવવામાટેનો તમારા ઓરડાથી જૂદો બીજો પણ માર્ગ છે ખરો કે ? " થેરેસાએ પોતાનો છેલ્લો પ્રશ્ન રજૂ કર્યો.

" પ્રિય બાળા ! હું વળી પણ તેનું તેજ ઉત્તર આપું છું કે, એવો બીજો કોઇ પણ માર્ગ છે જ નહિ. " એ પછી તે થેરેસાના મુખમંડળમાં તીવ્રદૃષ્ટિનું આરોપણ કરીને કહેવા લાગી કે;–" હું અનુમાન કરૂં છું કે, કદાચિત્ ગઇ રાતે તે સુંદર વિદ્યાર્થી સ્વપ્નમાં તમારી પાસે આવ્યો હશે; પરંતુ હવે જો મારી સલાહ માનો, તો

એક કામ કરો અને તે એજ કે, તે વિદ્યાર્થીના ધ્યાનને તમારા ચિત્તમાંથી બિલ્કુલ કાઢી નાખો અને તેના સ્થાને તમારા હૃદયમાં મારા અન્નદાતા કાઉન્ટની મૂર્તિને સ્થાપિત કરો; કારણ કે, હવે તમારૂં કલ્યાણ કેવળ એમાંજ સમાયલું છે.”

આ પ્રશ્ન તારી સલાહ લેવામાટે મેં પૂછ્યો નહોતો. પણ હા, જો તારે મારી સેવા કરવીજ હોય અને તારી મને પ્રસન્ન રાખવાની જ ઇચ્છા હોય, તો તું મારા પ્રશ્નોનાં મને સત્ય અને સ્પષ્ટ ઉત્તર આપ.” થેરેસાએ કાંઇક અભિમાન અને અધિકારદર્શક સ્વરથી કહ્યું.

“પરંતુ પ્રથમ મારા જાણવામાં તો આવવું જોઇએ કે, તમે મારી પાસેથી શું જાણવા માંગો છો ?” વૃદ્ધા દાસીએ કહ્યું.

“હું તારી પાસેથી મારા પિતાના સમાચાર જાણવા માગું છું તેમજ ગઇ કાલના ભયાનક યુદ્ધનું શું પરિણામ આવ્યું છે, તે જાણવાની પણ મારી ઇચ્છા છે.” થેરેસાએ પોતાની જિજ્ઞાસાને વ્યક્ત કરી બતાવી.

“જો એ સમાચાર સાંભળવાથી તમારા હૃદયમાં સંતોષ થવાનો સંભવ હોય તો—”

“અવશ્ય એ સમાચાર સાંભળવાથી મારા હૃદયમાં સંતોષ થવાનો સંભવ છે;” થેરેસાએ તેને વચ્ચેજ અટકાવીને કહ્યું. “એ સમાચારના શ્રવણથી હું સંતુષ્ટ પણ થઇશ અને પછી આ બન્દિવાસની પણ હું પરવા રાખીશ નહિ. માત્ર એટલું મારા જાણવામાં આવી જવું જોઈએ કે, મારા પિતા કુશળમંગળ સહિત તેમના પોતાના દુર્ગમાં વિરાજે છે.”

“જ્યારે એમજ છે તો મારે તમને જણાવવું જ જોઇએ કે, તમારા પિતા ક્ષેમકુશળતાથી તેમના પોતાના દુર્ગમાં વિરાજે છે; કારણ કે, અમારા કાઉન્ટે જ્યારે તમે તેમના હાથમાં આવી ગયાં અને પોતાના સ્વાર્થને સિદ્ધ થએલો જોયો, એટલે પછી પોતાની સેનાને તરત ત્યાંથી પાછા ફરવાની અને પ્રયાણ કરવાની આજ્ઞા આપી દીધી હતી. અર્થાત્ પછીથી વિગ્રહ જેવું કાંઇ થયું જ નથી.” વૃદ્ધા દાસીએ એટલી વાર્તા તો જણાવી, પરંતુ જે ભેદયુક્ત બળથી કાઉન્ટની સેનાનો પરાજય થયો હતો, તે ભેદયુક્ત બળ વિશેની તેમજ કાઉન્ટના સૈન્યના પરાભવ વિશેની તેણે કશી પણ વાર્તા થેરેસાને જણાવી નહિ.

“ત્યારે શું મારા પિતા પોતાના દુર્ગમાં ક્ષેમકુશળ છે !” થેરેસાએ ઉદ્દગાર કાઢ્યો અને ત્યાર પછી કહ્યું કે;–“જો એમ જ હોય

તો પછી મને શી ચિંતા છે વારૂ ? કારણુ કે, મારા પિતા અવશ્ય અહીં આવીને મને આ અત્યાચારીના હાથમાંથી છોડવીને લઇ જશે.”

વૃદ્ધાએ તેના આ ઉદ્‌ગારને સાંભળીને કહ્યું કે;–“ રાજકુમારી ! હવે એ આશાને તમે પોતાના હૃદયમાંથી કાઢી જ નાખજો; કારણુ કે, તમારી એ આશા જન્માન્તરે પણુ પૂરી થવાની નથી. પરાજિત થવાથી તમારા પિતાના બળનો સર્વથા નાશ થઇ ગયો છે; પણુ હા, તમારો લગ્નસંબંધ અમારા કાઉન્ટ સાથે રાજીખુશીથી કરી આપવાનું કબુલીને જો તમારા પિતા અમારા કાઉન્ટ સાથે સંધિ કરી લે, તો એ એક જૂદી વાત છે.”

એનું થેરેસાએ કશું પણુ ઉત્તર ન આપ્યું; કારણુ કે, હવે એ વિશેનો વાદવિવાદ વ્યર્થ હતો; તેમજ એ વાદને આગળ ન વધારવામાં તેનો બીજો એ ઉદ્દેશ સમાયલો હતો કે, જો એકાંત પ્રસંગ મળે, તો ત્યાંથી નીકળીને ભાગી જવામાટેનો શાંતિથી કોઇ પણુ ઉપાય શોધી શકાય. તે વૃદ્ધાએ પણુ થેરેસાના મૌનને જોયા પછી પોતા તરફથી કોઈ નવી વાત ન કાઢી અને તેનું વળી બીજું સત્ય કારણુ એ હતું કે, શીતલ અને ભયાનક ઝંઝાવાતના આઘાતથી તેના શરીરમાં કંપનો આવિર્ભાવ થયા કરતો હતો અને તેથી તે દેવાલયમાં જઇને એ અવસ્કંદની શાંતિ વિશેની પ્રાર્થના કરવાના વિચારમાં હતી. અર્થાત્ તે ત્યાંથી દેવાલયમાં જવાને ચાલી ગઇ અને તેના જવા પછી થેરેસા પોતાના સ્થાનપરથી ઊઠીને બાજૂના બીજા ઓરડામાં જવાને ચાલતી થઇ. એ ઓરડામાં આવીને તે પાછી વિચારમાં પડી ગઇ અને તે સાથે ગઇ કાલે પ્રાર્થનામંદિરમાં તેણે જે મૂર્ત્તિને જોઇ હતી તેનું પણુ તેને સ્મરણુ થઇ આવ્યું. એ મૂર્ત્તિનું સ્મરણુ થતાંજ પાછી તે પોતાના આસનપરથી ઊઠી અને કોઈ ત્યાં આવી ન શકે એટલામાટે બાહ્યદ્વારને સાંકળથી બંધ કરીને તેણે પ્રાર્થનામંદિરમાં પ્રવેશ કર્યો.

જે ક્ષણે તેણે એ પ્રાર્થનામંદિરમાં પ્રવેશ કર્યો, તે ક્ષણે જ તે મૂર્ત્તિ જાણે તેને જોઇને મંદહાસ્ય કરતી હોયની ! એવો તેને ભાસ થવા લાગ્યો. જો કે આ કેવળ તેની દૃષ્ટિનો ભ્રમ જ હતો, પરંતુ થેરેસાના હૃદયમાં એ ભ્રાન્તિએ પણુ એવું પરિણામ નિપજાવ્યું કે, તે પણુ એક મૂર્ત્તિ પ્રમાણે જ સ્તબ્ધ થઇને તે મૂર્ત્તિનું નિરીક્ષણુ કરવા લાગી. એવી રીતે એક ધ્યાનથી તે મૂર્ત્તિનું અવલોકન કરતાં કરતાં થેરેસાને કોઇ એક જૂની ઘટનાનું સ્મરણુ થવા લાગ્યું અને અલ્પ સમયમાં જ તેનો નિશ્ચય થઇ ગયો કે, એ મૂર્ત્તિ તેની પોતાની સખી મેરિ-

યાની જ હતી. પરંતુ પાછી તે વિચાર કરવા લાગી કે;–" દીપકના પ્રકાશમાં એ પ્રતિમા મેરિયાની જણાઇ નહોતી અને આજે એ છબિ મેરિયાની કેવી રીતે થઈ ગઈ વારૂ ? " આ પ્રમાણેના વિચારમાં કેટલોક સમય વીતાડયા પછી તે આત્મગત કહેવા લાગી કે;—

" આશ્ચર્ય અને તે પણ વળી મહદ્ આશ્ચર્ય ! હવે તો મારે આ ઘટનામાં વિશ્વાસ લાવવો જ પડયો; કારણ કે આ નેત્રો પણ તેજ છે, કેશ પણ તેજ છે અને મંદહાસ્ય પણ તેનું જ છે. તેની કપોતસમાન ગ્રીવા પણ પ્રત્યક્ષ ઓળખાઈ આવે છે; તાત્પર્ય કે, સમસ્ત આકૃતિ તેની જ છે. પરંતુ હે પવિત્ર કુમારિકા મેરી ! હું એમ કેમ કરીને વિશ્વાસપૂર્વક માની શકું કે, આ છબિ, આ પ્રતિમા તેની જ છે ? કારણ કે, કયાં એક દીન કૃષિકારની કન્યા અને કયાં એક ઉચ્ચ શ્રેણીની રાજકુમારી ! " એ પછી તે વળી નીચી દૃષ્ટિ કરીને બોલવા લાગી કે;–" હું કદાચિત્ એમ પણ માની લઉં કે, આ છબિ મારી મેરિયાની જ છે; તો પણ પાછો પ્રશ્ન એ થાય છે કે, એ છબિને આ દુર્ગમાં શા કારણથી લાવવામાં આવી છે અને આ પ્રાર્થનામંદિરમાં શામાટે રાખવામાં આવી છે ? અર્થાત્ આનું યોગ્ય કારણ કળી શકાતું નથી."

ઝંઝાવાત એ વેળાયે મહાભયંકરતાથી ચાલતો હતો અને તેથી તેનું હૃદય ધડકયા કરતું હતું. આ કારણથી જ તે અહીં તહીંની વસ્તુઓવડે પોતાના મનને રંજિત કરવાનો પ્રયત્ન કરી રહી હતી. છેવટે વિચાર કરતાં તેના જાણવામાં આવ્યું કે;–" ઝંઝાવાતથી ભયભીત થવાનું કાંઈ પણ કારણ નથી; કારણ કે, દીવાલો એવી તો મજબૂત છે કે, આ ઓરડામાં એ અવસ્કંદનો સંચાર થઇ શકે તેમ નથી અને મારી કશી પણ હાનિ થવાનો સંભવ નથી. " આ પ્રમાણેનો વિચાર કર્યા પછી તેણે કેવળ મનોરંજનની એક ચેષ્ટા તરીકે પોતાની આંગળીથી તે છુપી કમાનને દબાવી દીધી અને તે કમાન દબાતાં તે ક્ષણે જ તે ગુપ્ત અને રહસ્યમય દ્વાર ઉઘડી ગયું. દ્વાર ઉઘડવાથી પ્રથમ તો તે જરાક થડકી ગઇ, પરંતુ ત્યાર પછી હૃદયમાં અવસાન લાવીને તેણે તે દ્વારમાંની વસ્તુઓને જોવાનો આરંભ કર્યો:—સ્હામે જ એક લાંબો અને સાંકડો રસ્તો આવેલો હતો, તે રસ્તાની બન્ને બાજૂએ દીવાલમાં ઘણાક છિદ્રો કરેલાં હતાં અને તે છિદ્રોમાંથી બાહ્ય પ્રકાશ આંતરિક ભાગમાં પ્રવેશ કરી શકતો હતો. ત્યાં પ્રકાશના પ્રવેશમાટેનો કેવળ એ છિદ્રો વિના બીજો કોઇ પણ માર્ગ હતો જ નહિ અને તેથી છિદ્રોમાંથી આવતા મંદ પ્રકાશના યોગે બહુધા ત્યાં અંધકારનો જ અધિકાર વ્યાપેલો હતો.

હવે થેરેસાએ એ ગુપ્તદ્વારમાં પ્રવેશ કર્યો અને તે લગભગ વીસ ફીટ જેટલો માર્ગ કાપી ગઇ એટલે એક બીજું દ્વાર તેના જોવામાં આવ્યું. તે એ દ્વારની પાસે જરા પણ હીલચાલ કર્યા વિના ઊભી રહી અને કાન લગાડીને કાંઇ અવાજ સંભળાય છે કે કેમ તે જોવા લાગી, પરંતુ અંદરથી કોઇ પણ પ્રકારનો ધ્વનિ તેના સાંભળવામાં આવ્યો નહિ. ત્યારે પછી દ્વારને ઊઘાડવાનો પ્રયત્ન કરતાં તેના જાણુવામાં આવ્યું કે, તે દ્વારને તાળું વાસેલું હતું. પરંતુ દ્વારના જે ભાગમાં એ તાળું વસાયલું હતું તે ભાગનું લાકડું બહુ જ સડી ગએલું હોવાથી સાધારણ ધક્કાથી તે કાંઇક નરમ પડી ગયું અને ત્યાર પછી બીજો ધક્કો લાગતાં જ તે ટૂટી ગયું અને દ્વાર ઊઘડી ગયું. થેરેસાએ હવે પોતાને એક તે ન્હાના ઓરડા આગળ ઊભેલી જોઇ કે જે ઓરડામાં એક પલંગ પાથરેલો હતો અને બીજી પણ કેટલીક વસ્તુઓ અવ્યવસ્થિતતાથી રખાયલી હતી; પરંતુ એ સર્વ વસ્તુઓ એવી તો જૂની હતી કે તેમના નવીનતાના કાળનું કાંઈ પણ અનુમાન કરી શકાતું નહોતું. રેશમના પડદા ફાટી ગયા હતા અને તેમનાપર ધૂળના પડ બાઝી ગયા હતા; અને તેથી એવી જ કલ્પના કરી શકાતી હતી કે, કેટલાંક વર્ષોથી એ ઓરડામાં મનુષ્યનો પ્રવેશ જ થયો નહોતો. શય્યામાંનાં જૂનાં વસ્ત્રો એ વેળાયે જ જાણે તેમાં શયન કરનાર વ્યક્તિ ઊઠીને ગઇ હોયની ! તે પ્રમાણેની અવસ્થામાં જોવામાં આવતાં હતાં. પલંગની પાસે જ એક ટેબલ અને કુરસી રાખેલાં હતાં. ટેબલપર ભોજનનો બચેલો ભાગ એક રકાબીમાં પડ્યો હતો, તેની પાસે જ એક ઘડીવાળેલો ટુવાલ પડયો હતો અને તે ટુવાલની બાજૂમાં કાટથી ઢંકાયલાં છરી અને કાંટા આદિ પણ પડયાં હતાં. એ ટેબલપર પાણીનો એક કૂજો પણ હતો કે જેનાપર કરોળિયાએ પોતાના જાળનો વિસ્તાર કરેલો હતો. એ સર્વ વસ્તુઓ અને ત્યાંની પરિસ્થિતિને જોતાં એમજ જણાતું હતું કે, ત્યાં લેવાયલા એ અંતિમ ભોજનના આસ્વાદને અનેક વર્ષોનો કાળ વીતી ગએલો હોવો જોઇએ. એ ઓરડાને જોતાં થેરેસાના હૃદયમાં અનેક પ્રકારના વિચારો આવવા લાગ્યા, પરંતુ જ્યારે લોઢાનાં મજબૂત સળિયાંવાળી એક બારી તેના જોવામાં આવી, એટલે એ ઓરડો તે કોઈ એક ગુપ્ત કારાગૃહ જ હોવું જોઇએ, એવો તેનો નિશ્ચય થઇ ગયો.

કારાગૃહ વિષયક કલ્પનાનો થેરેસાના મનમાં આવિર્ભાવ થતાં જ તેનું શરીર કંપવા લાગ્યું અને વળી પાછો જ્યારે તેના મનમાં એવો વિચાર આવ્યો કે, કોઇ બિચારા દુર્ભાગી જીવે રાત્રિની ભયાનક

અને કઠિન ઘટિકાઓને આ સ્થાનમાં તડપી તડપીને જ વીતાડી હશે; એટલે તેના કોમળ હૃદયમાં ભયનો આઘાત થવા લાગ્યો અને તેના શરીરમાંનું રક્ત શીતલ થઇ ગયું. ગભરાઇ જવાથી તે ત્યાંથી પાછી વળવાના અથવા તો ભાગી જવાના વિચારમાં હતી એટલામાં તે ઓરડામાંના પલંગની પાંગત તરફની દીવાલમાંના કબાટના એક અડધા ખુલેલા દ્વારપર તેની દૃષ્ટિ પડી. હવે ભયની સાથે ત્યાંના ભેદને જાણવાની ઇચ્છાનો પણ તેના હૃદયમાં ઉદ્ભવ થયો અને તેથી પોતાના કંપતા શરીરને સંભાળીને અને પોતાની ધડકતી છાતીને બન્ને હાથોથી દબાવીને કોઇ પણ રીતે તેણે તે ઓરડાના આંતરિક ભાગમાં પ્રવેશ કર્યો. તેણે ઓરડામાં આવીને સર્વત્ર દૃષ્ટિપાત કર્યો અને કબાટ પાસે આવીને તે કબાટની અભરાઇપર સડી ગએલાં સ્ત્રીનાં વસ્ત્રોને જોયાં એટલે તેનો નિશ્ચય થઇ ગયો કે, એ ઓરડામાં અવશ્ય કોઇ અબળાને જ બન્દિની તરીકે રાખવામાં આવેલી હોવી જોઇએ. આ સર્વ પરિસ્થિતિને જોઇને તે પોતાના મનમાં જ કહેવા લાગી કે;—

"જેણે આ ઓરડામાં છેલ્લો નિવાસ કર્યો હતો, તે અવશ્ય મારી જાતિની એક અબળા જ હતી. ગરીબ બિચારી અબળા! અહીંની પ્રત્યેક વસ્તુ મારા હૃદયમાં એજ નિશ્ચય કરાવે છે કે, તે અબળા એક બંદિની જ હતી, એટલું જ નહિ, પણ તેની સાથે અત્યાચારયુક્ત વ્યવહાર પણ કરાયલો હોવો જોઇએ. વળી અહીં ભોજનનો જે અવશિષ્ટ ભાગ પડેલો છે, તે તેણે લીધેલા અંતિમ ભોજનનો જ અવશિષ્ટ ભાગ હોવો જોઇએ, એવું સ્પષ્ટ અનુમાન કરી શકાય છે. અફસોસ, બિચારીનાં કેવાં પ્રબળ દુર્ભાગ્ય!"

તે આવા પ્રકારના વિચારમાં નિમગ્ન હતી એટલામાં ઝંઝાવાતના પ્રબળ વેગના પરિણામે લિન્સડોર્ફ દુર્ગપરની ઉડતી વિશાળ પતાકા તેના દંડના બે કકડા થઇ જવાથી એક મોટા નાદ સાથે પૃથ્વીપર પડી ગઇ. પતાકાદંડના પડવાથી થએલા ધ્વનિવડે થેરેસાનું હૃદય કંપવા લાગ્યું અને પુનઃ તે ત્યાંથી જવાને તૈયાર થઇ, એટલામાં વળી ત્યાંના ભેદને જાણવાની ઇચ્છાએ તેને અટકાવી દીધી અને તેથી તે પાછી અટકીને તે ઓરડાનું સૂક્ષ્મદૃષ્ટિથી અવલોકન કરવા લાગી. તે કબાટને તપાસતી ઉભી હતી એટલામાં અચાનક તેની દૃષ્ટિ એક એવી વસ્તુપર પડી કે, જે વસ્તુનો આકાર કાગળના એક વીંટળાને મળતો આવતો હતો; તે વીંટળો ધૂળથી ઢંકાઇ ગએલો હતો અને કરોળિયાના જાળામાં લપેટાયલો હતો. તેણે તે વીંટળાને પોતાના હાથમાં ઉપાડી લીધો અને જોયું તો તેનું અનુમાન સત્યજ સિદ્ધ થયું; કારણ કે, તે કાગળનો

જ એક વીંટળો હતો, અને તેની આસપાસ દોરીને સ્થળે તાર વીંટાળેલો હતો. ઉપરના ભાગના કાગળોપર ધુળ બહુજ જામી ગઇ હતી અને તેના છેડા ભીનાશ તથા કાળના યોગે કાંઇક ખવાઈ ગએલા જેવા દેખાતા હતા. થેરેસાએ બહુજ સંભાળથી તેનાપરની ધૂળને ખંખેરી નાખી અને ત્યાર પછી તેના અંદરના કાગળોમાં કાંઇક લખેલું હતું તે વિશેનો પોતે નિશ્ચય કરી લીધો. તે તેનાપરના તારને ઉખેડવાની તૈયારીમાં હતી એટલામાં તેને અચાનક સ્મરણ થઇ આવ્યું કે;–"મારા ઓરડામાંની મારી ગેરહાજરીને ઘણો વખત થઇ ગયો છે અને તેથી જો પેલી વૃદ્ધા કોઇ કારણથી મારા ઓરડામાં આવવાને બારણાં ખખડાવશે, તો હું ત્યાં ન હોવાથી કદાચિત્ પંચાત થઇ પડશે;" આવો વિચાર આવવાથી તેણે તે કાગળોના વિશેષ અવલોકનનું કાર્ય બીજા કોઇ યોગ્ય પ્રસંગપર મુલતવી રાખ્યું અને એ ભેદભરેલા તથા ભયંકર ઓરડામાં બીજીવાર આવવાની તેની ઇચ્છા ન હોવાથી કાગળોના તે બંડલને તેણે પોતાની સાથે લઇ લીધું, તે બંડલને પ્રાર્થનામંદિરમાં છુપાવી રાખ્યું અને ત્યાર પછી તે પોતાના શયનમંદિરમાં આવી પહોંચી. ત્યાં આવ્યા પછી વચ્ચેના દ્વારને ખોલીને તેણે એડકના ઓરડામાં પ્રવેશ કર્યો.

અત્યાર સુધી ઝંઝાવાત મહાવેગ અને પ્રબળતાપૂર્વક ચાલી રહ્યો હતો. દુર્ગમાંના સર્વ સંત્રીઓ પોતપોતાના પહેરાને છોડીને ચાલ્યા ગયા હતા, દુર્ગની દીવાલોપરની મોટી અને ન્હાની તોપો ઉંધી વળી ગઇ હતી અને સર્વત્ર મહાપ્રલય સમાન દૃશ્ય વિસ્તરેલું દેખાતું હતું. આવી ભયાનક પરિસ્થિતિને જોઈને થેરેસા પોતાના મનમાં કહેવા લાગી કે;–" હે પવિત્ર કુમારિકા મેરી! તું અત્યારે બિચારાં ઝુંપડાંમાં વસનારાં દીન જનોની રક્ષા કરજે! હાય, આ અવસ્કંદ અને ઝંઝાવાતે કોણ જાણે કેટલાંય ઘરોને ઉજ્જડ કરી નાખ્યાં હશે અને તેમાં વસનારાં બિચારાં દીનજનોની કેવી અને શી શી દુર્દશા થઇ હશે, એની જાણનારી માત્ર તું જ છે! હાય! હાય! આ અવસ્કંદનાં કોણ જાણે કેવાંય ભયંકર પરિણામો થશે! આવા પ્રચંડ દુર્ગોમાં વસનારાંને તો આ ઝંઝાવાતથી કશોય અપાય થવાનો સંભવ નથી; પરંતુ બિચારાં અનાથ કુટીરવાસીઓને તું કાળની દાઢમાંથી બચાવજે; તેમનાં બાળકોની રક્ષા કરજે!"

થેરેસા આવા કઠિન કાળમાં દીન અને અનાથ જનોના રક્ષણમાટે મનોગત પોતાની ઇષ્ટદેવતાની પ્રાર્થનામાં આવી રીતે નિમગ્ન હતી, એટલામાં કોઇનાં પગલાંનો ધ્વનિ સંભળાયો અને તે પદધ્વનિએ

તેના તે ધ્યાનનો અચાનક ભંગ કરી નાખ્યો; ત્યાર પછી દરવાજાનો ધીમો ખડખડાટ સંભળાયો અને થેરેસાએ દૃષ્ટિને ઉંચી કરીને જોયું તો તેનો પ્રિયતમ વિલ્હેલ્મ ફૅાસ્ટ તેના ઓરડામાં અને તેનાં નેત્રો સમક્ષ ઉભેલો તેના જોવામાં આવ્યો. થોડીક વાર તો તે આશ્ચર્યથી દિગ્મૂઢ જેવી થઇ ગઇ અને અનિમેષ નેત્રોથી ૅાસ્ટના મુખમંડળનું અવલોકન કરવા લાગી!

---

## પ્રકરણ ૯ મું

---

### ભેદનો પ્રકાશ

એ પછી થેરેસાની સ્તબ્ધતાનો અંત આવતાં જાણે ફૅાસ્ટ તેનો સંરક્ષક દેવદૂત જ હોયની, તે પ્રમાણેની ભાવનાથી તે તેના પ્રતિ દોડી અને કહેવા લાગી કે;–"વિલ્હેલ્મ! તમે અહીં વેળાસર આવીને પોતાનું વચન બરાબર પાળી બતાવ્યું છે!"

"ત્યારે થેરેસા! શું તું મારા વિશેના વિચારમાં જ નિમગ્ન હતી? તું મારા આગમનની જ પ્રતીક્ષા કરતી જ બેઠી હતી કે શું?" ફૅાસ્ટે પોતાની પ્રાણેશ્વરીને નિર્ભયતાયુક્ત અને પ્રેમપૂર્વક પરિરંભણ આપીને એ વાક્યો ઉચ્ચાર્યાં.

"ત્યારે શું વિલ્હેલ્મ, એ વિશે તમારા મનમાં કાંઇ પણ શંકા છે ખરી કે?" થેરેસા કાંઇક ઠપકાના રૂપમાં કહેવા લાગી; "જ્યારથી આપણો પ્રથમ પરિચય થયો છે, ત્યારથી મારા હૃદયે એક પળ માત્રને માટે પણ તમારી રટનાનું વિસ્મરણ થવા દીધું છે ખરૂં કે?"

"થેરેસા, આ દીન વિદ્યાર્થી જે વેળાયે વિટનબર્ગના ભયંકર કારાગારમાં એક બન્દિવાન્ હતો તે વેળાયે પણ આ વિદ્યાર્થીનું તારા હૃદયે વિસ્મરણ નહોતું જ થવા દીધું કે શું?" ફૅાસ્ટે જાણે તે થેરેસાના આત્માનું વાંચન કરતો હોયની તેવી રીતે તેના મુખમંડળમાં તીવ્ર દૃષ્ટિ રાખીને તેને આ પ્રમાણેનો પ્રશ્ન પૂછયો.

"કદાપિ નહિ; એક નિમેષ માત્રને માટે પણ નહિ!" થેરેસાએ હૃદયના સત્ય ભાવથી કહેવા માંડયું. "જો કે મને તમારા વિશે એમજ જણાવવામાં આવ્યું હતું કે, તમે પોતાની સાથે એક નીચ સ્ત્રીને લઇને વિટનબર્ગમાંથી ન્હાસી ગયા હતા, ઉડાઉપણાને લીધે તમે કર્જદાર થઈ ગયા હતા અને પોતાના મિત્રો સાથે પણ દગાબાજી કરી ગયા હતા. એ ઉપરાંત તમારા વિશે મને બીજી પણ કેટલીક

એવી વાતો સંભળાવવામાં આવી હતી કે જેથી મારૂં મન તમારામાંથી નીકળી જાય; પરંતુ મેં એમાંની એક પણ વાર્ત્તામાં વિશ્વાસ નથી રાખ્યો અને તમને જેટલા પ્રમાણમાં પ્રથમ હૃદયપૂર્વક ચાહતી હતી તેટલાજ પ્રમાણમાં આજે પણ ચાહું છું. તમે મારી સાથે એવફાઇ કરશો, એવી શંકા સ્વપ્નમાં પણ મને આવી નથી અને ભવિષ્યમાં આવવાની પણ નથી!"

"આહ, થેરેસા જો તારા આ ઉદ્‌ગારો સત્ય હોત—"

થેરેસા તેને બોલવા ન દેતાં વચ્ચેજ બોલી ઉઠી કે;–"મારા આ ઉદ્‌ગારો સત્ય હોત, એટલે? તો શું મારા આ ઉદ્‌ગારોને તમે અસત્ય માનો છો અને સંશયની દૃષ્ટિથી નિહાળો છો? મેં તમને કદાપિ કોઇ અસત્ય વાર્ત્તા કહી છે ખરી કે? મેં તમારી સાથે કદાપિ અપ્રામાણિકતા કરી છે? અથવા તો જેના યોગે તમારા હૃદયમાં સંશયનો ઉદ્‌ભવ થાય, એવું કોઇ પણ કૃત્ય આજ સુધીમાં મારા હાથે થયું છે ખરૂં કે?"

"થેરેસા, થેરેસા! જેનું તું અત્યંત પ્રેમથી અને લીનતાથી નિરીક્ષણ કર્યા કરતી હતી, તે છબિનું તને સ્મરણ છે ખરૂં કે?" ફૉસ્ટે કિંચિત્ તિરસ્કારની છટા દર્શાવીને કહ્યું.

"શું ત્યારે તે છબિના નિરીક્ષણની ઘટના તમારા જાણુવામાં આવી ગઇ છે?" થેરેસાએ આશ્ચર્ય દર્શાવીને કહ્યું.

"થેરેસા, કોઈ પણ ઘટના મારાથી અજ્ઞાત નથી; હું સર્વ કાંઇ જાણું છુ." ફૉસ્ટ ઉત્તર આપવા લાગ્યો;" તું પોતાના ઓરડામાં બેઠી બેઠી તે છબિનું મહાપ્રેમથી નિરીક્ષણ કર્યા કરતી હતી, એ રહસ્યને પણ હું સારી રીતે જાણું છું; એટલું જ નહિ, પણ થેરેસા, તે છબિનું નિરીક્ષણ કરતી વેળાયે તારા હૃદયમાંનો પ્રેમ એટલો બધો ઉભરાઈ જતો હતો કે, તે પ્રેમના પ્રભાવથી જ તે જડ છબિમાં ચૈતન્ય આવી જાય અને તેના યોગે તે હાસ્ય કરવા મંડી જાય, તો તેમ થવું પણ સર્વથા શક્ય અને સંભવનીય જ હતું!"

"અર્થાત્ જ્યારે તમે મારી દૃષ્ટિથી દૂર હતા તે વેળાયે મેં કરેલા એ છબિના નિરીક્ષણથી જ તમે મને આટલી સીમાપર્યન્ત ધિક્કારો છો કે?" આમ કહીને થેરેસા એક પ્રકારની વિશિષ્ટ અર્થસૂચક દૃષ્ટિથી ફૉસ્ટના મુખમંડળને જોવા લાગી.

"હાય, થેરેસા, તેં મને નીચ, દરિદ્રી અને વિશ્વાસઘાતક માની લીધો છે!" એટલું કહીને ફૉસ્ટ તેનાથી દૂર હટી ગયો અને ત્યાર

પછી તે આગળ વધીને ગંભીરતા તથા ગર્વપૂર્વક કહેવા લાગ્યો કે;–
"થેરેસા, સંસારની સર્વે વસ્તુઓને એક ક્ષણ માત્રમાં જ તારા સમક્ષ લાવીને ઉપસ્થિત કરી શકે; સંસારમાંનાં જે ઉત્તમોત્તમ રત્નોની મોટા મોટા સમ્રાટો પણ આકાંક્ષા કરે છે, તે રત્નોને તારા અલંકારોની શોભાને વધારવામાટે લાવી આપે; જે વિશાળ રાજ્ય અને ભવ્ય મહાલયોનો અધિકારી હોય; જે સહસ્ત્રાવધિ દાસદાસીઓને તારી સેવામાં ઉપસ્થિત કરવાને શક્તિમાન્ હોય; જેની પત્ની થવાથી તું એક સમ્રાટ્ની રાણી પ્રમાણે પોતાનાં માન, મર્યાદા અને અધિકાર આદિની જગતને ઝાંખી કરાવી શકે અને જે પતિના પ્રતાપે તને સંસારમાં સ્વર્ગની છટા દેખાયા કરે, એવા પતિની અર્ધાંગના થવાની જ જો તારી ઇચ્છા હોય, તો જિવ્હાને અલ્પ પરિશ્રમ આપીને તારી તે ઇચ્છાને વ્યક્ત કર અને જો કે તારી તે ઇચ્છા એક નિમેષ માત્રમાંજ ફળીભૂત થાય છે કે નહિ? તારી તે આજ્ઞાનું આ ક્ષણે જ પાલન કરવામાં આવે છે કે નહિ? અર્થાત્ તારી જે આશાઓને પૂર્ણ કરવાનું કાર્ય મનુષ્યની શક્તિથી બાહ્ય હશે, તે તારી આશાઓને પણ તારી આજ્ઞા થતાંની સાથે જ આ તારો પ્રેમી તત્કાળ પૂરી કરી બતાવશે!"

ફૉસ્ટ જે વેળાયે ઉપર્યુક્ત વાક્યો ઉચ્ચારી રહ્યો હતો, તે વેળાયે હૃદયના એક વિશિષ્ટ વેગથી તેનું સમસ્ત શરીર ઉષ્ણ અને મુખમંડળ રક્તવર્ણ થઇ ગયું હતું. તેનાં નેત્રોમાંથી અગ્નિના કણ વર્ષતા હોયની! એવો જ જોનારને ભાસ થતો હતો. આ વેળાયે, વિશ્વમાંનો સમસ્ત વસુકોષ જેના અધિકારમાં હોય અને મોટા મોટા રાજા મહારાજાઓ જેનાં ચરણોમાં મસ્તક નમાવીને ઉભા રહેતા હોય તેવા એક મહા સત્તાધીશ સમ્રાટ જેવોજ ફૉસ્ટ દેખાતો હતો. તેના એક એક શબ્દમાં ગર્વની એક અપૂર્વ છટા દેખાતી હતી. થેરેસા તેના આ પ્રભાવને જોઇને ભયભીત થઇ ગઇ. થોડીક વાર સુધી તો તેને એમ જ જણાયું કે, ફૉસ્ટ ઉન્મત્ત અથવા તો વિક્ષિપ્ત થઇ ગએલો હોવો જોઇએ. પણ નહિ, ફૉસ્ટના ઉચ્ચારેલા એક એક અક્ષરમાંથી સત્યનો સુગંધ આવ્યા કરતો હતો અને તેથી તો વળી થેરેસાના આશ્ચર્યનો પરમ અવધિ જ થઇ ગયો. થોડીવાર પછી તે કિંચિદ્ ધૈર્યને ધારણ કરીને કહેવા લાગી કે;–

"વિલ્હેલ્મ! અત્યારના તમારા ઉદ્ગારોથી તો સ્પષ્ટ એમ જ જણાય છે કે, તમે મને એક સ્વાર્થસાધુ, મહત્ત્વાકાંક્ષાવતી અને વૈભવવિલાસોને ઇચ્છનારી એક તુચ્છ સ્ત્રી જ માની બેઠા છો; અને તેથી મને

જણાવતાં ખેદ થાય છે કે, આમ ધારવામાં તમે એક મોટામાં મોટો પ્રમાદ કર્યો છે; એટલું જ નહિ, પણ મારા શુદ્ધ હૃદયને તમે લેશ માત્ર પણ ઓળખી શક્યા નથી! તમે ભલે ગમે તેવા અલૌકિક વૈભવોના સ્વામી હો અને તમારામાં ગમે તેવી શક્તિ હોય, તેની સાથે મારો કશો પણ સંબંધ નથી. મેં તો તમને એક દીન અને દરિદ્રી વિદ્યાર્થી તરીકે ઓળખીને જ તમારા પ્રેમને મારા અંતઃકરણમાં સ્થાન આપ્યું હતું; અને અત્યારે પણ તે દીન વિદ્યાર્થી તરીકે જ હું તમને ચાહું છું. એટલામાટે તમારે પણ મારા વચન અને વર્તનમાં એટલો જ વિશ્વાસ રાખવો જોઈએ છે, એવી મારી માન્યતા છે."

"પરંતુ જ્યારે મને કારાગૃહમાં નાખી દેવામાં આવ્યો હતો અને જ્યારે મારા પર અસત્ય દોષોનો આરોપ કરવામાં આવ્યો હતો, તે વેળાયે તો, થેરેસા, તેં તે દીન વિદ્યાર્થીને પોતાના અંતઃકરણમાંથી બિલ્કુલ જ ભૂલાવી દીધો હતો!" ફ્રૉસ્ટે કહ્યું.

"ફ્રૉસ્ટ! તમે મારા બળતા હૃદયને વધારે શામાટે બાળો છો અને વિના કારણ મને વિશ્વાસઘાતિની કહીને મારૂં ભયંકર અપમાન શામાટે કરો છો વારૂ?" થેરેસાએ તીવ્ર લાગણીથી એ શબ્દો ઉચ્ચાર્યા.

"તો શું તેં પોતેજ હમણાં એમ નથી સ્વીકાર્યું કે, તે છબિને તું વારંવાર તલ્લીનતાથી જોયા કરતી હતી?"

"હા, મેં એ સ્વીકાર્યું છે અને અત્યારે પણ સ્વીકારૂં છું કે, તે છબિનું હું વારંવાર અતિશય પ્રેમથી અને તલ્લીનતાથી અવલોકન કર્યા કરતી હતી;" થેરેસાએ તેના વાક્યની સમાપ્તિ થવા પૂર્વેજ બોલવા માંડ્યું; "છતાં માની લ્યો કે, મારો કાંઇ દોષ પણ હોય, તોય તમારે પોતાના મુખથી મને આવા શબ્દો સંભળાવવા ન જોઇએ; તમને આવા શબ્દો ઉચ્ચારવાનો કશો પણ અધિકાર નથી!"

"આવા શબ્દો ઉચ્ચારવાનો જો મને અધિકાર ન હોય, તો બીજા કોને અધિકાર છે વારૂ?" ફ્રૉસ્ટ શોક દર્શાવતો બોલવા લાગ્યો; "હા, હા, કદાચિત્, જે અત્યારે મારા અહીં તારા સમક્ષ હોવાની ઘટનાને જાણતો જ નથી તે મારા પ્રેમપ્રતિસ્પર્ધીને જ આવા શબ્દો ઉચ્ચારવાનો અધિકાર હશે!"

"તમારો પ્રતિસ્પર્ધી અને તે પણ પ્રેમના વિષયમાં?" થેરેસાએ આશ્ચર્ય દર્શાવીને પૂછ્યું.

"હા, મારો પ્રતિસ્પર્ધી અને તે પ્રેમના વિષયમાં!" ફ્રૉસ્ટે ઉત્તર આપ્યું; "તેજ મારો પ્રતિસ્પર્ધી છે કે જેની છબિના સંબંધમાં

અત્યારે આપણા વચ્ચે એક પ્રકારનો વિવાદ ઉપસ્થિત થયો છે."

"વિલ્હેલ્મ્! હવે તો તમારા અવિનયની સીમાજ થાય છે!" થેરેસા નેત્રોમાંથી અશ્રુ વર્ષાવીને કહેવા લાગી; "એક સત્ય પ્રેમી છબિમાંના પોતાના જ આકારને પોતાનો પ્રતિસ્પર્ધી અને વૈરી માની બેસે, એના જેવું આ સંસારમાં બીજું કયું વિશેષ આશ્ચર્ય હોઇ શકે વારૂ? ફૂસ્ટ, તે છબિ બીજા કોઇની નહિ પણ તમારી પોતાની જ હતી."

"વાહ વાહ; સ્ત્રીચરિત્ર અને વાણીચાતુર્ય તો આવાં જ હોવાં જોઇએ!" ફૂસ્ટે ક્રોધ અને વિરોધોક્તિથી એ વાક્ય ઉચ્ચાર્યું અને ત્યારપછી પૂછ્યું કે;-"તારી પાસે મારી છબિ ક્યાંથી આવી વારૂ? કારણ કે, મારી છબિ આ સંસારમાં અસ્તિત્વ ધરાવતી જ નથી; તો પછી તેના દર્શનનો સંભવજ ક્યાં રહ્યો?

ફૂસ્ટના આ શબ્દો સાંભળતાં જ થેરેસા કોપના અગ્નિથી લાલચોળ થઇ ગઇ, પરંતુ પોતાના મનોવેગને કાંઇક દબાવીને તે શાંતિથી કહેવા લાગી કે; "મહાશય, જો કે, તમારા આક્ષેપનું ઉત્તર આપવાની આવશ્યકતા તો નથી જ, છતાં હું મારા શિરપર મિથ્યા દોષને વ્હોરી લેવા ઇચ્છતી નથી અને તેથીજ જણાવું છું કે, વિશ્વવિદ્યાલયમાં ઑટો પિયાનલ્લા નામક એક વિદ્યાર્થી તમારો સહાધ્યાયી હતો, એનું તમને સ્મરણ છે ખરૂં કે?"

"મને તેનું યથાર્થ સ્મરણ છે અને તેની ભગિની તારી દાસીઓમાંની એક પ્રિયદાસી છે, એ પણ હું સારી રીતે જાણું છું; કારણ કે, આપણો પ્રથમ પરિચય તેના યોગે જ થયો હતો. પરંતુ ઑટો પિયાનલ્લાના નામનો ઉચ્ચાર કરવાથી તારો શો હેતુ સિદ્ધ થાય એમ છે વારૂ?" ફૂસ્ટે જરાક આવેશમાં આવીને કહ્યું.

"ઑટો પિયાનલ્લા એક ઉત્કૃષ્ટ ચિત્રકાર છે, એ વાર્ત્તાથી તમે અજ્ઞાત છો કે શું?" થેરેસાએ પોતાના કથનને આગળ લંબાવીને કહ્યું; "અર્થાત્ જો તેની ભગિની ઈડાને કહીને ઑટો પાસેથી મેં તમારી છબિ ગુપ્ત રીતે ચિત્રાવી મંગાવી હોય તેમાં કાંઇ પણ આશ્ચર્ય જેવું હોઇ શકે ખરૂં કે?"

"થેરેસા, તારાં આ વચનોનું મારા અંતઃકરણમાં શું અને કેવું પરિણામ થાય છે, એની તને કશી પણ કલ્પના છે ખરી કે?" ફૂસ્ટ કહેવા લાગ્યો; "તું મને તેવી રીતે ઉત્તર આપ કે જેવી રીતે એક મનુષ્ય—"

"ઇશ્વર સમક્ષ ઉત્તર આપે છે, એમ જ કે નહિ ?" થેરેસાએ તેના વાક્યની પોતાની ઇચ્છા પ્રમાણે સમાપ્તિ કરી નાખી.

ફ્રૅાસ્ટ 'ઇશ્વર'નું નામ સાંભળતાંજ કંપવા લાગ્યો અને તેથી તે થેરેસાના કથનનો પ્રતિવાદ કરીને કહેવા લાગ્યો કે; "નહિ નહિ; કિન્તુ જેવી રીતે એક મનુષ્ય પોતાના પિતાસમક્ષ અથવા તો મૃત્યુ-શય્યામાં પડેલો મનુષ્ય એક ધર્માધ્યક્ષસમક્ષ સત્ય વાર્ત્તાનોજ ઉચ્ચાર કરે છે, તેજ પ્રમાણે તું પણ અત્યારે મારા સમક્ષ જે સત્ય વાર્ત્તા હોય, તેનોજ ઉચ્ચાર કર. શું તારૂં આ સર્વ કથન સર્વથા સત્યજ છે કે ?"

"વિલ્હેલ્મ્! જો કે હું તમને આટલી સીમાપર્યન્ત ચાહું છું; છતાં તમારા હાથે થતા મારા આટલા બધા અપમાનને હું સહન કરી શકતી નથી!" થેરેસાએ કાંઇક ઘૃણા દર્શાવીને એ શબ્દો ઉચ્ચાર્યા.

"અને તે છબિ ક્યાં છે ?" ફ્રૅાસ્ટે તેની ઘૃણાની જરા પણ પરવા કર્યાવગર અત્યંત અનૈસર્ગિકતાથી આવેશમાં આવીને કહ્યું.

"તે છબિ અહીં છે અને આ છે!" એમ કહીને થેરેસાએ પોતાની છાતીપર વસ્ત્રના પડદામાં છુપાવી રાખેલી એક લઘુ છબિ બહાર કાઢીને તેને બતાવી અને ત્યારપછી કહ્યું કે; "આ છબિ એક નિમેષમાત્રનેમાટે પણ મારા હૃદયપટથી દૂર નથી થતી!"

ફ્રૅાસ્ટે તે છબિનું અવલોકન કર્યું અને અવલોકન કરતાંની સાથે જ તેના મુખમંડળના રંગમાં પરિવર્ત્તન થઇ ગયું; તેના મુખમંડ-ળમાં કોપને બદલે ભય તથા ગભરાટની છાયા વિસ્તરેલી દેખાવા લાગી. તે પશ્ચાત્તાપ કરતો કહેવા લાગ્યો કે: "હાય, મને જાણી જોઇને ભ્રમાવવામાં આવ્યો છે, અત્યંત નીચતાથી ભ્રમાવવામાં આવ્યો છે અને મારા માનસિક આનંદને બળાત્કારે નષ્ટ કરવાનો પ્રપંચ કરાયલો છે! અહા, આ મિથ્યાભ્રાન્તિએ મને ક્યાંનો ક્યાં લાવી મૂક્યો અને મારી કેવી દયાજનક દશા કરી નાખી!"

"પ્રિય વિલ્હેલ્મ્! ખરેખર તમને ભ્રમાવવામાં જ આવ્યા છે;" થેરેસા કહેવા લાગી. "અને જે દુષ્ટજનોએ મારા તમારામાંના અવિચલ અનુરાગવિશે તમને શંકાશીલ બનાવ્યા છે, તેમણે ખરેખર તમને એક મહાભયાનક ભ્રાંતિમાં જ નાખી દીધા છે; તેમણે આમ કરીને કેવળ પોતાની ચાંડાલતાનો જ પરિચય કરાવ્યો છે!"

"હવે આનો સર્વ ભેદ મારા જાણવામાં આવી ગયો છે;" ફ્રૅાસ્ટ થેરેસાની નિર્દોષતાને સ્વીકારીને કહેવા લાગ્યો; "તું કેવળ મારી છબિનું જ નિરંતર નિરીક્ષણ કરતી હતી, એ ભેદ જો પ્રથમ-

થી જ મારા જાણવામાં આવી ગયો હોત, તો તે વિશેની વાર્ત્તા આટલી લાંબી થાત જ નહિ અને મારી આવી દુર્ગતિ પણ ન થાત ! ”

“ વિલ્હેલ્મ્ ! તમારૂં આજનું વર્ત્તન ખરેખર મહાવિલક્ષણ અને મારા હૃદયમાં અત્યંત ભયને ઉપજાવનારૂં જ દેખાય છે. તમે આજે વિક્ષિપ્ત તો નથી થઈ ગયાને ? કૃપા કરીને એ જણાવશો કે, તમોએ હમણાંજ અત્યંત ગર્વદર્શક અને એક સમ્રાટ્‌ને છાજે તેવા શબ્દો ઉચ્ચાર્યા હતા, તે કેવી અવસ્થામાં ઉચ્ચાર્યા હતા, અને તમે આ સ્થાનમાં પ્રવેશ કેવી રીતે કરી શકો છો, એ ભેદનો કૃપા કરીને સ્ફોટ કરશો, તો મારાપર તમારો મોટો ઉપકાર થશે. ” સર્વ સમાધાન થઈ જવા પછી થેરેસાએ અમુક ભેદને જાણવાની ઇચ્છા દર્શાવી.

તેના એ પ્રશ્નોથી ફ્રૉસ્ટ જરાક ચમકી ગયો અને કહેવા લાગ્યો કે; “ થેરેસા, અત્યારે જ હું તને આ તારા પ્રશ્નોનાં સવિસ્તર ઉત્તર આપી શકું તેમ નથી; કારણ કે, આ સમય અને આ સ્થાન એવા વાર્ત્તાલાપમાટે લેશ માત્ર પણ અનુકૂળ નથી. પરંતુ હા, એટલું તો મારે આ ક્ષણે કહેવું જ જોઇએ કે, તારો મારામાંનો પ્રેમ અવિચલ છે અને તેં મને તારા હૃદયમાંથી કદાપિ દૂર કર્યો નથી. ”

“ એક પળમાત્રને માટે પણ મારા હૃદયમંદિરમાંથી મેં તમારી પ્રેમપ્રતિમાને દૂર કરી નથી અને ભવિષ્યમાં પણ હું તેમ કરવાની નથી; કારણ કે, મારા જીવનનો આધાર કેવળ તમારો પ્રેમ જ છે ! ” થેરેસાએ પોતાની અચલભાવનાનું દર્શન કરાવ્યું.

“ ત્યારે તો હવે તારા ઉદાત્ત અને પ્રેમપૂર્ણ હૃદયની ભાવનામાં હું પણ સર્વથા વિશ્વાસ રાખતો રહીશ; તારા વિશેના અવિશ્વાસને મારા હૃદયમાં કદાપિ ઉત્પન્ન થવા દઇશ નહિ.” ફ્રૉસ્ટ પોતાના ભાવોને વ્યક્ત કરવા લાગ્યો; “ હવે તારી પાસેથી પ્રતિજ્ઞા કરાવવાની કિંવા શપથ લેવડાવવાની કશી પણ આવશ્યકતા નથી; તારો મારામાં જે અનન્ય પ્રેમ વસી રહ્યો છે, તેજ તને મારી પ્રાણેશ્વરી કરવાને સંપૂર્ણ સમર્થ છે.” આ શબ્દો તેણે કાંઇક ધીમા સ્વરથી ઉચ્ચાર્યા હતા, પણ હવે તે કાંઇક ભીષણ સ્વરથી કહેવા લાગ્યો કે;—થેરેસા, હું આ બન્દિગૃહમાંથી અવશ્ય તારો ઉદ્ધાર કરીશ અને તને આ કષ્ટમાંથી મુક્ત કરીશ; કારણ કે, તેમ કરવાની મારામાં સંપૂર્ણ શક્તિ છે. મધ્યનિશાના સમયે તું આ લિન્સડૉર્ફ દુર્ગને સદાને માટે ત્યાગી જવાને તૈયાર થઇ રહેજે; કારણ કે, તે વેળાયે હું અહીં આવીશ અને તને નિર્ભયતાથી તારા પિતાના દુર્ગમાં પહોંચાડી દઇશ.”

"ઉદારાત્મા વિલ્હેલ્મ્ ! જો મારા કોઇ પણ પ્રાણ હોય તો તે કેવળ તમેજ છો; તમારા પ્રેમમાં હું દિવસ અને રાત એક દીપક પ્રમાણે બળ્યા કરૂં છું !" એમ કહીને થેરેસાએ પોતાના સુકોમળ કપોલોને ફૌસ્ટના સુધાતુલ્ય ચુંબનસુખને લેવામાટે આગળ ધર્યા. ફૌસ્ટે તેની ઇચ્છા પ્રમાણે તેને ચુંબનસુખનો સાક્ષાત્કાર કરાવીને પુનઃ કહ્યું કે;–'મધ્યનિશાના સમયમાં, થેરેસા, આજની મધ્યનિશાના સમયમાં અવશ્ય હું અહીં આવીશ અને તારા બંધનદુઃખનું નિવારણ કરીશ." આટલું બોલીને જે માર્ગે પેલી વૃદ્ધા દાસીના ઓરડામાં થઇને જતો હતો તે માર્ગમાંથી ફૌસ્ટ બહાર નીકળી ગયો. વૃદ્ધા વિન્ફ્રેડ તો અદ્યાપિ પ્રાર્થનામંદિરમાં બેઠી બેઠી પ્રાર્થનાજ કર્યા કરતી હતી.

કુમારિકા થેરેસા આતુરતા અને હર્ષથી ઉછળતા હૃદયવડે આત્મગત કહેવા લાગી કે;–મધ્યનિશા થતાં અવશ્ય તે પોતાના વચન પ્રમાણે અહીં આવશે અને હું પાછી મારા પિતાના દર્શનનો લાભ મેળવી શકીશ. પરંતુ વિલ્હેલ્મ્ આ બ્રિન્સડોર્ફ દુર્ગમાં કોઇ પણ પ્રકારના પ્રતિબંધ વિના કેવી રીતે આવી જઇ શકે છે, એ વિશેના ભેદની કશી પણ કલ્પના કરી શકાતી નથી !"

---

## પ્રકરણ ૧૦ મું

### જીર્ણપત્રમાંનો લેખ

અત્યાર સુધી ભયાનક અવસ્કંદ પૂર્વ પ્રમાણેજ પ્રચંડ વેગથી ચાલ્યા કરતો હતો, મધ્યાન્હ સમયે પેલી વૃદ્ધા દાસી ભોજન રાખવામાટે થેરેસાના ઓરડામાં આવી અને ભોજન રાખીને તત્કાળ પાછી પ્રાર્થનામાટે પ્રાર્થનામંદિરમાં ચાલી ગઇ. થેરેસા ભોજનના કાર્યથી મુક્ત થયા પછી દ્વાર ઇત્યાદિને દૃઢતાથી બંધ કરીને શયનમંદિરમાં આવી. ફૌસ્ટના તેને બંધનમુક્ત કરવાના મળેલા વચનથી તેનું હૃદય અતિશય પ્રસન્નતામાં હોવાથી; જે જીર્ણપત્રના બંડલને તે પ્રાર્થનાગૃહમાં છુપાવી આવી હતી, તે જીર્ણપત્રના બંડલને તે લઇ આવી અને ત્યાર પછી એક કુરસીમાં બેસીને તે પત્રનું વાંચન કરવા લાગી.

એ તો અમે પ્રથમથીજ જણાવેલું છે કે, એ પત્ર ઘણાંક વર્ષો પૂર્વે લખાયલું હોવાથી ધૂળ અને ભીનાશવડે ખરડાયલું હતું અને કેટલેક ઠેકાણેથી ફાટી પણ ગયું હતું; છતાં પણ થેરેસા તે પત્રમાંના લેખને વાંચવાને સમર્થ થઇ. તે પત્રમાંના અક્ષરો કોઇ સ્ત્રીના હાથે

લખાયલા હોય, એમ સ્પષ્ટ જણાતું હતું. તે પત્રમાંનો જેટલો લેખ જળવાયલો અને વાંચી શકાય તેવો હોવાથી થેરેસાના વાંચવામાં આવ્યો હતો, તેટલો લેખ પણ મહદાશ્ચર્ય, ભય અને કુતૂહલને ઉપજાવનારો હતો. તે જીર્ણપત્રમાંનો એ ભયંકર હસ્તલેખ વાંચકોની જાણુમાટે અહીં આપવામાં આવે છે;—

" સંસારમાં આના કરતાં વધારે ભયંકર બીજી શી દગાબાજી હોઇ શકે વારૂ ? એક જનશૂન્ય સ્થાનમાંના એક ખૂણામાં સદાને માટે પડી રહેવું અને પોતાની ભાવિ ભયંકર અવસ્થાનું સંપૂર્ણ અનુમાન કરી શકાય, તેવી સ્થિતિ પણ ન હોવી, એ ખરેખર અત્યંત કષ્ટદાયક જણાય છે. હૃદયમાં દારુણ દુઃખ થયા કરે છે અને પ્રાણોને અસહ્ય વેદનાનો સાક્ષાત્કાર થાય છે ! વારૂ, પણ આનું તાત્પર્ય શું હશે ? શું તે મારા જેવી એક અનાથા અને અસહાયા અબળાના નિર્દોષ રક્તથી પોતાના હાથોને રંગવાનો છે ? ના ના, એમ તો બની શકે તેમ નથી જ. જો તેનો મને મારી નાખવાનો જ મનોભાવ હોત, તો મને તે કેવળ એક જ દિવસમાં મારી નાખી શકે તેમ હતું; કારણ કે હું સર્વતોભાવથી તેના જ અધિકારમાં પડેલી છું; અને અત્યારે તો મહાભયંકર અને અત્યંત કષ્ટદાયક છ સપ્તાહ જેટલો કાળ વીતી ગયો છે. વ્યતીત થતો કાળ કેવળ કષ્ટકારક કિંવા દુઃખદાયક છે, એટલુંજ નહિ, પણ જ્યારે કોઇના પણ પગલાંનો શબ્દ અને દ્વારના ઉઘડવાનો ધ્વનિ મારા સાંભળવામાં આવે છે, તે વેળાયે મારૂં શરીર એક વેત્રપ્રમાણે કંપાયમાન થયા કરે છે; મને મારો કાળ મારા સમક્ષ ઉભેલો દેખાય છે ! હાય, આ સર્વ આપત્તિઓએ હવે તો મને સર્વથા ઉન્માદિનીજ બનાવી દીધી છે; મારા મસ્તિષ્કમાં ભ્રમણ થયા કરે છે; મારાં નેત્રો સમક્ષ જાણે અનેકાનેક પ્રકારની મહાભયાનક મૂર્ત્તિઓ ઇતસ્તતઃ સંચાર કરતી દેખાયા કરે છે અને મારા શ્રવણો લોમહર્ષણ ચીત્કારોને સાંભળ્યા કરે છે ! આવી અવસ્થા હજી કેટલાક કાળપર્યંત રહેવાની હશે વારૂ ! શું મારા ભાગ્યમાં આવા જ લેખો લખાયલા હતા ? શું મારામાટે સંસાર ઉજ્જડ થઇ ગયો ? મારામાટે આ સંસારમાં હવે કાંઇ પણ નથી જ કે શું ? પવિત્ર કુમારિકા ! જ્યારે.........................રજ્જુ અને કૃપાણ જ તેમના મરણનાં ચિન્હો છે, તો પછી મારાથી એ વિશેનો નિર્ણય કેવી રીતે કરી શકાય કે કયા હત્યાકારીએ તેમનો વધ કરી નાખ્યો છે ! પરંતુ મને વિશેષ ખેદ તો મારી નિર્દોષ કન્યા વિષેનોજ થયા કરે છે. હું ડુસકાં ભરી ભરીને રડતી જ રહી અને મારી પ્રાણાધિકા પુત્રીને

મારાથી વિયુક્ત કરી નાખવામાં આવી ! હાય, આ કેવો ભયંકર અત્યાચાર ! અને વળી જેણે કદાપિ કોઇનું હૃદય દુઃખવ્યું નથી અને જેણે પોતાની આસપાસ મૃત્તિકાસમાન પથરાયલી અતુલ ધનસંપત્તિને જોઇને કદાપિ ગર્વને ધારણ કર્યો નથી તેવી આ એક સરળહૃદયા અને ધર્મભીરુ અબળાપર આવો અત્યાચાર કરવામાં આવ્યો છે, એ શું જેવા તેવા ખેદનો વિષય છે કે ? હું દીન અને દુઃખિજનોના કુટીરોમાં જઇ જઈને રોગિષ્ટોની સંભાળ લેતી હતી અને યથાશક્તિ તેમની સેવા શુશ્રષા કરીને તેમને આશ્વાસનો આપતી હતી; મને મારા સર્વ અનુચરો પ્રેમ અને પ્રતિષ્ઠાની દૃષ્ટિથી જોતાં હતાં અને મને પોતાની માતાસમાન માન આપતાં હતાં, તેનું કારણ એ જ કે, મેં તેમને કદાપિ કડવા શબ્દો પણ કહ્યા નહોતા. હું કે જે..........
..........મારી પ્રિય પુત્રી ! શું હું એક વાર તને પુનઃ જોવાના ભાગ્યને પ્રાપ્ત કરી શકીશ ? હાય, મને આ કારાગૃહમાં નાખનાર જો કૃષિકારોની પર્ણકુટીમાં રહીને જ મારા જીવનના દિવસોને વીતાડવાની આજ્ઞા આપે, તો તેની એ આજ્ઞાને હું અતિશય પ્રસન્નતાથી સ્વીકારીશ; પરંતુ તેના થયેલા આજના સાક્ષાત્કારે તો મારી એ સર્વ આશાઓપર પાણી ફેરવી દીધું છે. હવે તેના કુટિલહૃદયમાં મારા વિષેની રમી રહેલી ભાવનાઓ સારી રીતે મારા જાણવામાં આવી ગઇ છે; તેમ જ મને આટલા દિવસ તેણે શા કારણથી જીવતા રહેવા દીધી છે, એ કારણ પણ હવે મારાથી અજ્ઞાત રહ્યું નથી. અહા, તેણે આવીને કેવી ગંભીરતાથી મને જણાવ્યું કે;–' સકળ સંસાર તો તને મરી ગએલી જ માને છે; તેથી તું તારા સ્વર્ગવાસી સ્વામીમાં જેવો સ્નેહ રાખતી હતી, તેવોજ સ્નેહ મારામાં રાખ અને મને તારા સ્વામીની પદવીથી વિભૂષિત કર; એ વિના તારા જીવનનો બીજો એક પણ માર્ગ અવશિષ્ટ રહ્યો નથી ! '

"પરંતુ તેણે શું કહ્યું ? મારાં શ્રવણોએ સાંભળવામાં કશો પ્રમાદ તો નથી કર્યો ? ના ના, તેણે એજ કહ્યું કે;–' જે સંસાર તને મરી ગએલી માને છે, તે સંસારની દૃષ્ટિથી તારા અદૃસ્ય રહેવામાંજ મારૂં કલ્યાણ સમાયલું છે. પરંતુ જો તું મારી ઇચ્છાને આધીન થવા તૈયાર હોય, તો તને તારી કન્યા તેમજ કેવળ સ્વતંત્રતાવિના સંસારનાં અન્ય સર્વ સુખો આપવામાં આવશે અને તારી સ્થિતિનું સર્વ પ્રકારે પરિવર્ત્તન થઇ જશે ! ' અર્થાત્ જો હું મારા પવિત્ર ચરિત્રને કલંકિત કરવાનું, મારા પરલોકવાસી પતિના નામને કલુષિત કરવાનું, મારી નિર્દોષ કન્યાને અપ્રતિષ્ઠિત તથા નિર્લજ્જ

કરવાનું અને તે રાક્ષસની અપવિત્ર યાચનાને સ્વીકારવાનું સાહસ કરૂં, તો જ મને મારી કન્યા તેમજ ક્ષણભંગુર સુખનાં સાધનો આપવામાં આવે અને તેમાં પણ વળી સ્વતંત્રતા તો નહિજ ! મને આશ્ચર્ય માત્ર એજ થયા કરે છે કે, આવી નિર્લજ્જ વાણી ઉચ્ચારવાનું સાહસ જ તે કેવી રીતે કરી શક્યો ? આ ઘૃણાયુક્ત વિષયનો તેણે મારા સમક્ષ ઉચ્ચાર કર્યો જ કેમ કરીને ? પરંતુ જ્યારે તેની એ પાપમયી યાચનાનો મેં તિરસ્કારપૂર્વક અસ્વીકાર કર્યો, એટલે તે નરપિશાચ ક્રોધથી કેવો આરક્તવર્ણ થઇને મને ડોળાં ફાડી ફાડીને ઘૂરવા લાગ્યો ! વળી જ્યારે મેં તેનાપર ધિક્કારોની વૃષ્ટિ વર્ષાવવાનો આરંભ કર્યો, એટલે તે પોતે પણ અગ્નિની શય્યામાં આળોટવા મંડી ગયો. અર્થાત્ હવે તેના તરફથી મારે કોઇ પણ પ્રકારની ભલાઇની આશા ન જ રાખવી જોઇએ. હું હવે કાળના મુખમાં જવાને તૈયાર છું—અર્થાત્ હવે જે ક્ષણે કોઇના આવવાનો પદધ્વનિ સંભળાય એટલે તે ક્ષણે જ મારે મારા આત્માને તેના ઉત્પાદક પરમાત્માના હસ્તમાં સોંપી દેવો, એમાંજ મારા જીવનની સાર્થકતા સમાયલી છે; કારણ કે, મારા જીવનની કઇ વેળાયે સમાપ્તિ કરી નાખવામાં આવશે એનો કશો પણ નિશ્ચય છેજ નહિ ! એક ક્ષણે આત્મહત્યાનો વિચાર અંતઃકરણમાં આવે છે અને અન્ય ક્ષણે મારી પુત્રીનું સ્મરણ મને આત્મહત્યાના માર્ગમાં જતી અટકાવે છે. જો મારા હૃદયમાં મારી પ્રિય પુત્રીનો વિચાર નહોત, તો આ ક્ષણેજ આનંદથી હું મારા પ્રાણોનું વિસર્જન કરવાને તૈયાર થઇ જાત !

"હવે હું જીવનની આશા કેવળ એટલામાટેજ રાખું છું કે, એકવાર કદાચિત્ મારી પ્રાણપ્રિયા પુત્રીના દર્શનનો લાભ મને મળી જાય અને મારાં નેત્રોની સાર્થકતા થાય ! જ્યાંસુધી મારા મનમાં આ આશાનો નિવાસ છે, ત્યાંસુધી મારે મારા અસ્તિત્વને કોઇપણ ઉપાયે ધારી રાખવું જ જોઇએ. જે હ્યૂગો નામનો મનુષ્ય મારામાટે ભોજન લઇ આવે છે અને જેણે મારાં દુઃખોથી દ્રવિત થઇને મને આ વૃત્તાન્ત લખવામાટેનાં કાગળ, કલમ અને સિયાહી ઇત્યાદિ સાધનો લાવી આપ્યાં છે; તેના હૃદયમાં મારા વિશે અતિશય અનુકંપા વસી રહી છે અને તેથી તેના દુષ્ટ સ્વામીએ તેનાપર પણ કાંઇક સખ્તાઇ કરવા માંડી છે. જોકે મેં તેને એમ કહેલું છે કે, અહીંથી મુક્ત થતાં હું તને સારી રીતે પારિતોષિક આપીશ; પરંતુ મારી અહીંથી મુક્તિ થાય, એવો સંભવ છે ખરો કે ? તે બિચારો મને અહીંથી કેવી રીતે મુક્ત કરી શકવાનો હતો ? મેં વ્યર્થજ મારા અંતઃકરણમાં

આશાના અંકુરને ફૂટવા દીધું છે; એ આશાનો અંકુર કદાપિ વૃક્ષના સ્વરૂપને ધારણ કરી શકશે, એમ છે ખરૂં કે?.......................

હું વળી પાછી મૂંગાના ચરણોમાં પડી ગઇ, તેને આર્જવતા કરવા લાગી, વિનવવા લાગી અને ધમકી પણ આપી; પરંતુ એનું કાંઇ પણ પરિણામ થયું નહિ. તે, મને પોતાનાં ચરણોમાં પડેલી જોઇને રોવા લાગ્યો અને જ્યારે મેં તેને મારી પુત્રી સાથે મને મેળવી આપવાનું કહ્યું ત્યારે તો વળી તેનાં દુઃખ અને શોકનો અવધિ જ થઇ ગયો. કદાચિત્ તે પણ બાલબચ્ચાંવાળો હશે અને તેથીજ તેના હૃદયમાં મારા વિશે આટલી બધી દયા અને અનુકંપા ઉદ્‌ભવતી હશે! પરંતુ તેના મૌનાવલંબનથી મારૂં મન ગભરાયા કરે છે. મારા પ્રશ્નોના ઉત્તરમાં તે કેવળ પોતાનું માથું ડોલાવે છે, પરંતુ મુખથી કાંઈ પણ સ્પષ્ટ ઉત્તર આપતો નથી. જ્યારે હું મને આ લેખનસામગ્રી લાવી આપવામાટે તેને ધન્યવાદ આપવા લાગી, એટલે કોણ જાણે શા કારણથી તેણે દ્વારપ્રતિ અંગુલીનિર્દેશ કરીને મુખને વક્ર કરી નાખ્યું અને મારી વાતને અધવચમાંથીજ કાપી નાખી! તેની એ ચેષ્ટાનું રહસ્ય હવે કાંઇક મારા જાણવામાં આવ્યું છે; કદાચિત્ તેને અવિશ્વાસપાત્ર ગણવામાં આવ્યો હશે અને તેથી જ્યારે પણ તે અહીં આવે ત્યારે તેનાપર ધ્યાન રાખવામાટે કોઇ બીજો મનુષ્ય પણ તેની સાથે આ ઓરડાના દ્વારપર્યન્ત આવતો હોવો જોઇએ અને એજ તેના મૌનનું મુખ્ય કારણ હોવું જોઇએ, એવું સાધારણ અનુમાન કરી શકાય છે. જો અન્ય કોઇ મનુષ્ય તેની સાથે અહીં ન આવતો હોત, તો તેણે મારી મુક્તિમાટેનો અવશ્ય કોઇ પણ પ્રબંધ અત્યાર સુધીમાં કરી નાખ્યો હોત. તે જાણે મારી સાથે વાર્તાલાપ કરવાના પ્રસંગને શોધ્યા કરતો હોયની! એમ પણ મને તેની અમુક કૃતિથી જણાયા કરે છે. તેનાં આચરણોથી એટલું તો સ્પષ્ટ દેખાય છે કે, મારાં દુઃખો તેનાથી દેખી શકાતાં નથી. પરંતુ જ્યારે હું આખા દિવસનો વૃત્તાન્ત લખી રહું છું એટલે મારાં દુઃખોનો ભાર કાંઇક ઓછો કેમ થઇ જાય છે વારૂ? તેમજ વળી આ સર્વ ઘટનાઓનો વૃત્તાંત હું પ્રથમ તો લખું છું જ શામાટે? હાય, જેણે મારાપર આટલા બધા અત્યાચારો કરેલા છે, તે દુષ્ટાત્મા પુરુષની આજ્ઞાથી કિંવા તેના પોતાનાજ હાથથી મારા આ શરીરનો વિનાશ થઇ જશે, તો આ લેખ એમનો એમજ પડ્યો રહેશે અને કદાચિત્ કોઇ એક દિવસ કોઇ એવી વ્યક્તિના હાથમાં જઇ પડશે કે જે આ હૃદયદ્રાવક વૃત્તાન્તને વાંચીને તે અત્યાચારી નરપિશાચ પાસેથી મારા વૈરનો બદલો લેવાને તૈયાર થઇ જશે! આ

ઉદ્દેશથીજ હું આ વૃત્તાંત લખું છું! પણ હાય, આજે મને આ શું થઇ ગયું છે? મારા હૃદયમાં આજે પ્રતિશોધ અને પ્રતિહિંસાના વિચારો કેમ આવ્યા કરે છે? હા, હવે હું એના મર્મને સમજી! અગાધ આનંદ અને સુખના શિખરપરથી જે મનુષ્યને બળાત્કારે નીચેની દુઃખગર્ત્તામાં ગબડાવી દેવામાં આવે છે, તે મનુષ્યનું હૃદય પ્રતિશોધ અને પ્રતિહિંસાના દૃઢ ધ્યાનવિના તે અસહ્ય દુઃખને કદાપિ સહન કરી શકતુંજ નથી. પ્રતિહિંસાનું ધ્યાનજ એવા દુઃખી મનુષ્યનું સત્ય જીવન બની જાય છે અને તેના આધારેજ તે પ્રાણીને ધારણ કરી શકે છે.

"..............એક દિવસ બીજો પણ વીતી ગયો, પરંતુ આજે મધ્યાન્હકાળે જ્યારે તે નરપિશાચ પાછો આવ્યો અને તેણે પાછી તેવીજ વાર્ત્તા કરી, એટલે મારા સમસ્ત શરીરમાં રોમાંચ ખડાં થઇ ગયાં, મારૂં મુખમંડળ રક્તવર્ણ થઇ ગયું અને હું કોપાયમાન થઇને ગર્જના કરતી કહેવા લાગી કે;–' શું તું મને એવી નીચ, કુલટા અને વિશ્વાસઘાતિની ધારે છે કે હું આ મંદિરમાં તારા જેવા એક નરપિશાચના હસ્તમાં મારો પવિત્ર હસ્ત આપીશ ? જે નરપિશાચે મારા પ્રાણેશ્વરના રક્તને વહાવ્યું છે અને જે પાપાત્માના હસ્તપરના મારા પતિના રક્તના દાગો હજી પૂરા ધોવાયા પણ નથી, તે ચાંડાલ પુરુષના હસ્તને હું મારા પરમ પવિત્ર હસ્તમાં ધારણ કરીશ, એ તને સંભવિત જણાય છે ખરૂં કે ? ' મારાં આ અત્યંત તિરસ્કારદર્શક વચનોને સાંભળીને તે પણ ભીષણ ગર્જના કરીને કહેવા લાગ્યો કે;—" મૂઢ અબળા ! જો તું મારી ઇચ્છાનો અસ્વીકાર કરીશ, તો એ અપમાનનો તારી પાસેથી કેવો ભયંકર બદલો લેવામાં આવશે, એ તું નથી જાણતી કે શું ? તારા પતિનો એક મહાશક્તિશાલિની ન્યાયસભાની આજ્ઞાથી જ વધ કરવામાં આવ્યો છે અને તેનું કારણ એ છે કે, તેણે તે ગુપ્ત સભાની આજ્ઞાનો અસ્વીકાર કર્યો હતો. ' તેના આ ઉત્તરને સાંભળીને મેં પોકાર કરીને પૂછ્યું કે;–' શું ગુપ્તસભાએ આ નીચ કાર્ય ન્યાયપુરઃસર કર્યું છે ? શું તે ગુપ્તસભાએ મારા પતિને ન્યાયમંદિરમાં ઉપસ્થિત થવામાટેનો આજ્ઞાયુક્ત સંદેશ કહાવ્યો હતો ? ' આનું યોગ્ય ઉત્તર આપી ન શકવાથી તે કોપ દર્શાવીને કહેવા લાગ્યો કે;–' હું અહીં વ્યર્થ વાદવિવાદ કરવા આવ્યો નથી; કિંતુ તારા સમક્ષ કેટલાક નિયમોને ઉપસ્થિત કરવામાટે જ આવ્યો છું. જો તું એ નિયમોને સ્વીકારીશ તો તેથી તારા પ્રાણની રક્ષા થશે. ' તેનાં આ વાક્યોને સાંભળતાં જ

મેં ગર્જના કરીને કહ્યું કે;–'પ્રાણુની રક્ષા ? અરે તુચ્છ મનુષ્ય ! તું વ્યર્થ મને આ તુચ્છ પ્રાણોના લોભમાં લપટાવવાની આશા શામાટે રાખે છે ? જ્યારે મારા પ્રાણેશ્વર જ પરલોકમાં પધારી ગયા છે, તો હવે આ નિર્જીવ જીવનની રક્ષાની મને શી અપેક્ષા રહી છે ? અત્યારે અને આ ક્ષણેજ તું મારા જીવનનો અંત કરી નાખ કે જેથી તેની સાથેજ આ અસહ્ય દુઃખોનો પણ અંત થઇ જાય અને તારા હૃદયમાં પણ કાંઇક સંતોષ થાય !' આના ઉત્તરમાં તેણે જણાવ્યું કે;–'હું તને વળી પણ એક વાર ત્રણ દિવસનો અવકાશ આપું છું; પરંતુ તારે એટલું અવશ્ય ધ્યાનમાં રાખવાનું છે કે, ત્રણ દિવસ પછી પાછો હું જ્યારે અહીં આવું, તે વેળાયે તારા મુખમાંથી નીકળેલા આવા શબ્દો મારા સાંભળવામાં આવવા ન જોઇએ; નહિ તો સ્મરણમાં રાખજે કે, તેનું પરિણામ મહાવિલક્ષણ અને ભયંકર જ આવશે.' આટલું કહીને તે ચાલ્યો ગયો.

"..............હ્યૂગો આજે આવ્યો, પણ અન્ય દિવસો કરતાં આજે તેના મુખમંડળમાં કાંઇક વિશેષ દયાની છટા પ્રસરેલી દેખાતી હતી. તેને આવેલો જોતાંજ હું તેનાં ચરણોમાં પડી ગઇ અને તેને આર્જવતા કરી કરીને કહેવા લાગી કે;–'ગમે તેમ કરીને પણ મને આ નરકાલયના બંધનમાંથી છોડાવો.' એના ઉત્તરમાં તેણે ધીમા સ્વરથી જણાવ્યું કે;–'તમારી આવી અવસ્થાને જોઇને ખરેખર મારા હૃદયમાં અતિશય ખેદ થાય છે અને તે તમે પોતે પણ સારી રીતે જાણો છો. હું આજ સૂધી મારા સરકારનો એક બહુજ વફાદાર નોકર મનાતો હતો અને મારા સ્વામીનો મારામાં અત્યંત વિશ્વાસ હતો; પણ હવે તેનો મારામાં તેવો વિશ્વાસ રહ્યો નથી. આજકાલ મારાપર વળી એક બીજો રક્ષક નીમાયો છે અને તેથી આજે પ્રસંગ મળતાં હું ચોરી છુપીથીજ તમારી પાસે આવ્યો છું.' તેના આ ઉત્તરને સાંભળીને મેં પૂછ્યું કે;–'હ્યૂગો, મારી બાલિકાની શી સ્થિતિ છે વારૂ?' એટલે એનું તેણે ઉત્તર આપ્યું કે;-'આજે પ્રભાતમાં તમારી કન્યકાને એક સુરક્ષિત સ્થાનમાં જાળવીને રાખવામાં આવી છે, પરંતુ તે એવા મનુષ્યોની પાસે છે કે જેઓ..............................
.........' હવે કેવળ એકજ આશા મારા હૃદયમાં અવશિષ્ટ રહેલી છે અને તે એજ કે, મારા વૃત્તાન્તનું આ પત્ર કોઇ એવી વ્યક્તિના હાથમાં આવી જાય કે જે અત્યાચારીઓ પાસેથી અમારા વૈરનો બદલો લઇને તેમને યથોચિત દંડ આપે. હ્યૂગોની વાર્ત્તાથી સ્પષ્ટ જણાય છે કે, મારી પ્રિય પુત્રીના પ્રાણોની તો રક્ષા કરવામાં આવશે

અને કદાચિત્ તે પાષાણહૃદય પાપિષ્ટ એક અજ્ઞાત અને અનાથ બલિકાના રક્તનો પાત કરશે નહિ. પરમાત્મા મારી તે નિર્દોષ અને નિષ્પાપ બાળાને ચિરંજીવિની રાખે અને તે બાળા ભવિષ્યમાં પોતાના અધિકારને અને પોતાની સંપત્તિ આદિને પ્રાપ્ત કરીને સુખી થાય, એજ આ દુઃખી માતાનો તેને અંતઃકરણપૂર્વક આશીર્વાદ છે !

"કેવળ મૃત્યુના ભયથી તો હું તે દુષ્ટાત્માની ઇચ્છાને કદાપિ સ્વીકારવાની નથી તે નથીજ. તે પ્રથમ તો મારા પરલોકવાસી પતિની હત્યા કરનારો છે અને વળી પાછો તેણે મારાપર પણ અનેક અત્યાચાર અને દુઃખોની વૃષ્ટિ વર્ષાવી છે. તે હવે થોડા કલાકોના અવધિમાં જ મારી પાસેથી પોતાની પાપયુક્ત યાચનાનું અંતિમ ઉત્તર લેવામાટે આવવાનો છે. પરંતુ હવે મારે મૃત્યુના મુખમાં જવામાટે તૈયાર જ રહેવું જોઇએ. આજે શકુન પણ કેવા ભયાનક થયા કરે છે ! હ્યુગોને બદલે મારી દેખરેખમાટે એક નવીન રક્ષક નીમાયો છે કે જે મારા પ્રશ્નોનાં ઉત્તર સુદ્ધાં પણ આપતો નથી. તે નિર્દય નરરાક્ષસની આકૃતિ જેમ ભયંકર છે તેથજ પ્રકૃતિ પણ મહાભયાનક છે. વળી પેલી ન્હાની ચકલી કે જે હમેશા આવીને આ ઝરૂખામાં બેસતી હતી અને મને પોતાની મધુર વાણી સંભળાવ્યા કરતી હતી; અર્થાત્ જેના યોગે પ્રાતઃકાલમાં મને કિંચિત્ આનંદ મળતો હતો; તે ચકલી પણ આજે મને જોઇને ભડકયા કરે છે અને મને જોઇ ભયભીત થઇને ઉડી જાય છે ! આ પત્રમાંનો લેખ જાણે હું મારાં નેત્રોમાંના રક્તથી જ લખતી હોઉંની ! એવોજ મને ભાસ થયા કરે છે. આ લેખ તે મારો અંતિમ લેખ જ થવાનો છે. આ વૃત્તાન્તના પ્રારંભમાં જ્યારે મેં તે સર્વ ભયંકર ઘટનાઓનો સંપૂર્ણ ઇતિહાસ વર્ણવ્યો હતો કે જે ભયંકર ઘટનાઓ........"

એ પછીનો એ વૃત્તાન્તનો અવશિષ્ટ ભાગ લેશમાત્ર પણ વાંચવામાં આવી શકે તેવો નહોતો; પરંતુ એટલું તો જણાતું હતું કે એ પછીના લેખની કેવળ બેચાર પંક્તિઓજ હોવી જોઇએ; કારણ કે, તે પછીનું પાનું આખું લખાયલું નહોતું અને જેટલી પંક્તિઓ લખાયલી હતી તે એ કાગળ ઘણાં વર્ષોનો લખાયલો હોવાથી ઘસાઇ ગએલી હોવાથી વાંચી શકાય તેવી અવસ્થામાં હતી નહિ.

એ વૃત્તાન્તના વાચનની સમાપ્તિ કર્યા પછી થેરેસા પોતાના મનમાંજ વિચાર કરતી કહેવા લાગી કે;–"અરેરે એ અસહાયા દીન અબળાને અતિશય દુઃખિત કરવામાં આવી હોય એમ સ્પષ્ટ જણાય

છે; તેમજ વળી આ લેખ પણ તેના સંપૂર્ણ વૃત્તાન્તને પ્રકટ કરતો નથી; કારણ કે, આ લેખમાં કેટલેક સ્થળે એવાં સંદિગ્ધ વાકયો લખવામાં આવ્યાં છે કે, જો તે વાકયો સ્પષ્ટરૂપે લખાયાં હોત, તો તેથી આ ભેદભરેલી ઘટનાપર આના કરતાં કાંઇક વધારે સારો પ્રકાશ પડત. પરંતુ મહાખેદનો વિષય છે કે, આ લેખના આરંભનો ભાગ સર્વથા નષ્ટ થઇ ગયો છે. આ સ્ત્રીએ સહન કરેલાં આ સર્વ દુઃખો અને સંકટોની વાર્ત્તા જો સત્યજ હોય, તો તો ખરેખર એ અબળાપર અત્યંત અત્યાચાર કરાયલો છે, એમ તો સ્વીકારવુંજ પડે છે."

ત્યારપછી એ લેખના વિષયમાં થેરેસાના ચિત્તમાં નાના પ્રકારના સંશયો ઉત્પન્ન થવા લાગ્યા. વિચાર કરી કરીને તેણે કાઉન્ટ લિન્સડોર્ફની ચરિત્રમાળાનું પુનઃ સ્મરણ કર્યું; કારણ કે, તેનાં તે ચરિત્રો બાલ્યાવસ્થામાં એકવાર કોઇના મુખથી તેના સાંભળવામાં આવ્યાં હતાં. એટલે હવે અનુક્રમે તેણે કાઉન્ટની તે ચરિત્રાવળી સાથે એ લેખમાંની ઘટનાઓને મેળવી જોવાના વ્યવસાયનો આરંભ કર્યો અને તેમ કરતાં અચાનક તે એવા અનુમાનપર આવી લાગી કે;–" આ વિપત્તિના વૃત્તાન્તની લખનારી કાઉન્ટેસ ઈલ્ડિગાર્ડી વિના બીજી કોઇ જ નથી કે જેના પવિત્રચરિત્ર પતિનો ફ્રેમ ન્યાયસભાની આજ્ઞાથી વધ કરવામાં આવ્યો હતો અને જે સ્વર્ગવાસી કાઉન્ટ સિગિસમંડના ઉત્કૃષ્ટ આચાર, વિચાર અને વ્યવહાર આદિની કીર્ત્તિ અત્યાર સુધી પણ લોકોની જિવ્હાના અગ્રભાગમાં વસી રહી છે." હવે થેરેસા એ રહસ્યને પણ જાણી ગઇ કે, "જે નરપિશાચે એ દેવીતુલ્ય અબળાપર આવા આવા અસહ્ય અત્યાચારો કરેલા છે, તે નરપિશાચ બીજો કોઈ નહિ પણ અવશ્ય કાઉન્ટ મૅન્ફ્રેડજ હોવો જોઇએ." અર્થાત્ થેરેસાએ જે અનુમાન કર્યું હતું તે હવે ધીમે ધીમે તેના અંતઃકરણમાં સત્ય તરીકે દૃઢ થતું ગયું અને એના યોગે હવે તે કાઉન્ટ મૅન્ફ્રેડને આગળ કરતાં પણ વિશેષ ધિક્કારવા લાગી. કાઉન્ટના અત્યાચારોના પ્રતિબિંબે તેના સુકોમળ હૃદયમાં એક પ્રકારનું મહા અનિષ્ટ પરિણામ નિપજાવી દીધું. એ પછી તે ચિંતાયુક્ત હૃદયથી પોતાના પ્રિયતમ વિલ્હેલ્મ્ ફૉસ્ટના આગમનની પ્રતીક્ષા કરવા લાગી; કારણ કે, એવેળાયે તેના આગમનનો સમય બહુજ નિકટમાં આવી લાગ્યો હતો.



# પ્રકરણ ૧૧ મું

## મધ્યનિશા

દુર્ગમાંના ગહન અને ગુંજતા સ્વરની ઘંટાના બાર ટકોરા સંભળાયા અને તેણે સૂચના આપી કે:–'મધ્યનિશાનો સમય થઇ ચૂક્યો છે.' નિરાધાર થેરેસા મહાકષ્ટપૂર્વક પોતાનો સમય વીતાડતી કાકદષ્ટિથી ફ્રૉસ્ટના આવવાની પ્રતીક્ષા કરતી બેઠી હતી. ઓરડામાંનો દીપક મંદ મંદ બળ્યા કરતો હતો. એવામાં બારના ટકોરા થયા; દુર્ગની દીવાલપરના પ્રહરી અથવા સંત્રીઓએ પોતપોતાના પહેરા બદલાવ્યા અને એ ક્ષણેજ થેરેસાના શયનમંદિરનાં દ્વાર ઉઘડી જતાં ફ્રૉસ્ટે અચાનક તે સ્થાનમાં પ્રવેશ કર્યો. આવતાંની સાથેજ તેણે થેરેસાને ઉદ્દેશીને કહ્યું કે;–"થેરેસા, મેં યથાસમય આવીને મારા વચનનું પરિપૂર્ણ પાલન કર્યું છે."

"મારા પ્રિયતમ વિલ્હેલ્મ્! તમે અવશ્ય યથાસમય આવી પહોંચશો, એ વિશે મારો તો નિશ્ચયજ હતો." થેરેસા કહેવા લાગી; "પરંતુ અહીંથી તમે મને કેવી રીતે બહાર લઇ જઇ શકશો, એ તો કૃપા કરીને મને જણાવો. તમે આ યોગ્ય રીતે રક્ષાયલા અને ચોકીપહેરાવાળા દુર્ગમાં આટલી સરળતાથી કેમ આવી જઇ શકો છો, એ ભેદ અદ્યાપિ મારા જાણવામાં આવી શકતો નથી. વિલ્હેલ્મ, મને આ ભેદ જણાવો; કારણ કે, તમારા વચનમાં મારો સંપૂર્ણ વિશ્વાસ હોવા છતાં પણ જ્યારે મારા મનમાં આ દુર્ગની સુદઢતા અને એમાંના ચોકી પહેરાના બંદોબસ્ત આદિનું સ્મરણ થઇ આવે છે, તે વેળાયે મારૂં ધૈર્ય છૂટી જાય છે અને મારા હૃદયમાં અનેક પ્રકારની કુશંકાઓ આવ્યા કરે છે."

એના ઉત્તરમાં ફ્રૉસ્ટ શીઘ્રતાદર્શક સ્વરથી કહેવા લાગ્યો કે:–"થેરેસા, આ દુર્ગના બહુધા સર્વે સંરક્ષકોને મેં રિશ્વતની તલ્વારથી મારીને મારા પોતાના બનાવી લીધા છે અને પેલી વૃદ્ધા દાસી તો ગાઢ નિદ્રામાં ઘોરતી પડી છે, એટલે તું હવે નિર્ભયતાથી મારી સાથે ચાલ અને સર્વ કુશંકાઓને મનમાથી કાઢી નાખ."

ફ્રૉસ્ટના આ આશ્વાસનથી થેરેસાની ચિન્તાનો લોપ થઇ ગયો અને તે નિર્ભય થઇને પોતાના પ્રિયતમની સાથે જવામાટે જરાપણ આનાકાની વગર તૈયાર થઇ ગઈ; કારણ કે, ફ્રૉસ્ટનું ઉત્તર કોઇપણ રીતે એવા પ્રકારનું તો હતુંજ નહિ કે, જેના યોગે કાંઇપણ શંકાને સ્થાન મળી શકે.

ફ્રૉસ્ટે પોતાનો ઝબ્બો ઉતારીને થેરેસાને પહેરાવી દીધો. તે ઝબ્બાને પોતાના શરીરપર ધારણ કર્યા પછી થેરેસાએ પેલા કાગળોના બંડલને તે ઝબ્બાના ખીસામાં સંભાળીને રાખ્યું અને ત્યારપછી કહ્યું કેઃ–"હવે હું તમે જ્યાં લઈ જાઓ ત્યાં તમારી સાથે ચાલવાને તૈયાર છું."

"વારૂ ત્યારે હવે હું આગળ આગળ ચાલું છું અને તું મારી પાછળ પાછળ ચાલી આવજે; તારા માર્ગમાં કોઇ પણ કાંઈ અવરોધ કરી શકે તેમ નથી." ફ્રૉસ્ટે કહ્યું અને ફ્રૉસ્ટે આ વાક્યો જે સ્વરથી ઉચ્ચાર્યાં હતાં તે સ્વર એવો તો વિલક્ષણ હતો કે તેના યોગે થેરેસાના હૃદયમાં એક પ્રકારની વિચિત્ર દૃઢતા અને નિર્ભયતાનો ઉદય થઈ ગયો.

એ પ્રિયતમ અને પ્રિયતમા બન્ને શયનમંદિરમાંથી નીકળીને પેલી વૃદ્ધા દાસીના ઓરડામાં આવ્યાં કે જ્યાં તે બુઢ્ઢી ડાકણ પગ પહોળા કરીને નસ્કોરાંને ફૂલાવતી અને બોલાવતી ઘોર નિદ્રામાં પડી હતી. ત્યાંથી તેઓ આગળ વધ્યાં એટલે દ્વારમાં એક સૈનિક હાથમાં સંગીન લઇને પહેરો ભરતો તેમના જોવામાં આવ્યો. થેરેસા તે પ્રહરીને જોતાંજ ભયભીત થઇ ગઇ અને અચકીને કાંઇક પાછળ હટી ગઇ; પરંતુ તેની સાથે જ ફ્રૉસ્ટે પાછા ફરીને તેનો હાથ પકડી લીધો અને પોતાના હોઠપર આંગળી મૂકીને તેને ચુપ રહેવાનો ઇશારો કરીને તે પાછો નિઃસરણી તરફ આગળ વધ્યો. શસ્ત્રધર પ્રહરી આમથી તેમ અને તેમથી આમ ફરતો જ રહ્યો, પણ તેની પાસે થઇને બે મનુષ્ય ચાલ્યાં ગયાં, એની તેને જરા પણ શુદ્ધિ નહોતી. એ વેળાયેજ એક આશ્ચર્યકારક ચમત્કાર થેરેસાના જોવામાં આવ્યો અને તે એ કે, તેનાં તેમજ ફ્રૉસ્ટનાં વસ્ત્રોનો ધ્વનિ પણ સંભળાતો નહોતો તેમજ તેમનાં પગલાંનો અવાજ પણ સાંભળવામાં આવતો નહોતો. સર્વત્ર ભયંકર નિઃસ્તબ્ધતાનું સામ્રાજ્ય વ્યાપેલું હતું. આ ચમત્કારિક ઘટનાએ થેરેસાના ચિત્તમાં એક પ્રકારનો ગભરાટ ઉપજાવી દીધો, તેને ફ્રૉસ્ટનાં ઉચ્ચારેલાં ગર્વિષ્ટ વચનોનું સ્મરણ થઇ આવ્યું અને એ સ્મરણ થતાંની સાથે જ તે કોમલાંગી યુવતી નિશ્ચેષ્ટ થઇને મૂર્છિત થવાની અણીપર આવી લાગી. તે પૃથ્વીપર પછડાઇ પડવાની અણીપર હતી એટલામાં ફ્રૉસ્ટે સમયસૂચકતાનો ઉપયોગ કરીને તેને પોતાના હાથોપર ઝીલી લીધી અને તેના પ્રતિ એક એવો દૃષ્ટિપાત કર્યો કે જેથી તેનો ગભરાટ ઘણોજ ઓછો થઇ ગયો. એ પછી તેઓ તે નિઃસરણીપરથી ઊતરીને નીચેના ભાગમાં આવી લાગ્યાં. અહીં એક વિશાળ દ્વાર દેખાયું. ફ્રૉસ્ટે તે દ્વારની

સાંકળને ઉઘાડી નાખી અને તેમાંથી બહાર નીકળ્યા પછી પાછો તેણે તે દરવાજાને હતો તેમનો તેમજ બંધ કરી દીધો.

હવે એ બન્નેજન દુર્ગમાંના વિશાળ ચોગાનમાં આવી પહોંચ્યાં હતાં. દુર્ગની દીવાલો, બુર્જો અને યુદ્ધનાં અન્યાન્ય સ્થાનો સ્તબ્ધતાના મધ્યમાં પોતાનાં મસ્તકોને ઉન્નત કરીને ઊભાં હતાં. આકાશ સર્વથા નિર્મળ હતું અને તે આકાશના મધ્યમાં વિરાજેલો ચંદ્રમા પોતાની સ્વચ્છ ચંદ્રિકાને સર્વત્ર વિસ્તારીને દિવસ સમાન પ્રકાશને પ્રસારી રહ્યો હતો. પ્રથમ પ્રમાણેજ નિઃશબ્દતાથી તેઓ આગળ વધ્યાં અને એ ચોગાન અથવા આંગણાને ઉલ્લંઘીને દુર્ગના સિંહદ્વારસમક્ષ આવી પહોંચ્યાં. દુર્ગનું એ સિંહદ્વાર એ વેળાએ બંધ હતું, તેનાપર લોઢાની ભારી સાંકળો ચઢેલી હતી અને બે બારણાંની વચ્ચે લોઢાનો એક દંડ લગાડેલો દેખાતો હતો. ફ્રૉસ્ટે તે દ્વારની પાસે જઇને દ્વારમાંની બારીની સાંકળ ઉઘાડી નાખી અને બહુજ ભારી તથા એક મનુષ્યથી કદાપિ ન ઉપાડી શકાય તેવા લોહદંડને સહજમાંજ કાઢીને દૂર મૂકી દીધો. એ બન્ને કાર્યો નિઃશબ્દતાપૂર્વક જ થયાં હતાં, એટલે કે, સાંકળના ઉઘડવાનો પણ કશો શબ્દ થયો નહોતો તેમજ લોહના દંડને હટાવવાથી પણ કશોય ધ્વનિ ઉદ્દભવ્યો નહોતો. એ સ્થાનમાં પણ બે શસ્ત્રધર સૈનિકો અથવા પ્રહરીઓ ઉપસ્થિત હતા અને તેઓ પરસ્પર વાર્ત્તાલાપમાં એવા તો લીન થઇ ગયા હતા કે, તેમની આંખોમાં ધૂળ નાખીને બે વ્યક્તિઓ તેમની પાસે થઇને ચાલી ગઈ, છતાં એનું તેમને જરા પણ જ્ઞાન કે ભાન રહ્યું જ નહિ; એટલું જ નહિ, પણ દુર્ગના સિંહદ્વારની બારી ઉઘડી તે પણ તેમના જોવા કે જાણવામાં ન આવ્યું. અહીં પાછી થેરેસાની છાતી ધડકવા લાગી અને તેના હૃદયમાં નાના પ્રકારની ભયાનક કલ્પનાઓ ઉદ્દભવવા લાગી. તેણે એકવાર ભયભીત દૃષ્ટિથી તે બન્ને પ્રહરીઓનું અવલોકન પણ કર્યું. ફ્રૉસ્ટે તેના હૃદયની અવસ્થાને જાણીને વળી પાછો તેનો હાથ પકડી લીધો અને તેને પોતાની સાથે ચલાવીને ઊતાવળથી તે દુર્ગના સિંહદ્વારની બારીમાંથી દુર્ગના બાહ્ય ભાગમાં નીકળી ગયો. જેવો ફ્રૉસ્ટ થેરેસાને લઇને બારીમાંથી બહાર આવ્યો એટલે તત્કાળ બારી પોતાની મેળે જ પાછી બંધ થઇ ગઇ. હવે તેઓ દુર્ગના સિંહદ્વાર અને ખાઇપરના પુલના મધ્યમાંના એક સાંકડા માર્ગમાં ઊભાં હતાં અને વચમાંની પાણીથી ભરેલી ખાઇએ તેમના આગળ વધવાના માર્ગને રોકી રાખ્યો હતો. આવી પરિસ્થિતિને જોઇને ફ્રૉસ્ટે ખાઇને પેલેપાર જવાના માર્ગનો આમ તેમ શોધ કરવા માંડયો અને એટલામાં અચાનક એક વસ્તુપર

તેની દૃષ્ટિ પડવાથી તેણે થેરેસાને ઉદ્દેશીને કહ્યું કે;–"આપણે હવે આ નૌકામાં બેસીને જ આ પારથી સ્હામે પાર પહોંચવું પડશે." આમ કહેતાંની સાથે જ તે થેરેસાને પોતાની ગોદમાં લઇને કિનારાપરથી લપસતો લપસતો તે લઘુ નૌકામાં કૂદી પડ્યો. થેરેસા નૌકામાં બેઠા પછી પણ કંપાયમાન થયા કરતી હતી, તેના હૃદયમાંથી અદ્યાપિ ચિંતાનો સંપૂર્ણ લોપ થયો ન હોતો અને તે પોતાને અદ્યાપિ આપત્તિના મુખમાં સપડાયલી જ જોયા કરતી હતી. ફ્રૉસ્ટે અત્યંત ધીમા સ્વરથી તેના કાનોમાં આશ્વાસનદાયક શબ્દસુધાનું સિંચન કર્યું અને નૌકાને દુર્ગની દીવાલ પાસેથી ધકેલી દીધી. નૌકા અલ્પ સમયમાં જ સ્હામે તીરે પહોંચી ગઇ. સ્હામે તીરે નૌકા જે સ્થાનમાં આવીને અટકી હતી તે સ્થાન તે જ્યાં પુલનું પાટિયું આવીને બેસી જતું હતું તેજ હોવાથી ત્યાં કેટલાક ખૂંટા પણ જમીનમાં દાટેલા હતા. એટલે ફ્રૉસ્ટે થેરેસાને પાછી પોતાની ગોદમાં ઉપાડી લીધી અને એ ખૂંટાઓમાંના એક ખૂંટાને ઉપાડીને તે તત્કાળ કિનારાપર ચઢી ગયો. હવે એ પ્રિયતમ અને પ્રિયતમા લિન્સ્ડૉર્ફ દુર્ગની બહાર ખાઇને સ્હામે કિનારે આવીને ઉભાં હતાં. ફ્રૉસ્ટે પોતાની પ્રાણેશ્વરીને ઉદ્દેશીને કહ્યું કે;–"થેરેસા, મારી પ્રાણેશ્વરી થેરેસા, હવે તું સર્વથા નિર્ભય અને સ્વતંત્ર છે."

ફ્રૉસ્ટના આ શબ્દોએ થેરેસાના અંતઃકરણમાં સુધાનું પરિણામ નિપજાવ્યું અને તેની છાતી હવે હર્ષ તથા પ્રસન્નતાના યોગે ધડકવા લાગી. હવે તેના હૃદયમાંથી પૂર્વની ભયાનક કલ્પનાઓનો સર્વથા લોપ થઇ ગયો હતો. ફ્રૉસ્ટે તેને શાંતિમાં વિહરતી જોઇને કહ્યું કે;–"થેરેસા, તું મારા હાથને ઝાલીને ચાલી આવ; કારણ કે, અહીંથી થોડાજ અંતરપર અરણ્યમાં બે સુસજ્જિત અશ્વો આપણામાટે તૈયાર રાખવામાં આવ્યા છે."

હતું પણ તેમજ; કારણ કે, અલ્પ અવકાશમાં જ તેઓ એક એવા સ્થાનમાં આવી પહોંચ્યાં કે, જ્યાં બે અશ્વો તેમની વાટ જોતા તૈયાર જ ઉભા હતા; પરંતુ આશ્ચર્યકારક ઘટના એ હતી કે, તે અશ્વોની પાસે અન્ય કોઇ મનુષ્ય જોવામાં આવતો ન હોતો. ફ્રૉસ્ટે પોતાના હાથનો આધાર આપીને તેમાંના એક અશ્વપર થેરેસાને બેસાડી દીધી અને ત્યાર પછી તે પોતે બીજા અશ્વપર ચઢી બેઠો. તેણે થેરેસાના ઘોડાની લગામને પણ પોતાના હાથમાં ઝાલી રાખી અને ત્યારપછી અરણ્યમાંના વૃક્ષાચ્છાદિત માર્ગમાં તેઓ ગમન કરવા લાગ્યાં.

આ વેળાયે થેરેસાના આનંદનો સર્વથા અવધિજ થઇ ગયો હતો;



" થેરેસા, મારી પ્રાણેશ્વરી થેરેસા, હવે તું સર્વથા નિર્ભય અને સ્વતંત્ર છે."

પૃષ્ઠ ૧૨૪

તેનો પ્રિયતમ ફ્રૅસ્ટ તો તેની સાથેજ હતો અને પોતાના પિતાના પરિરંભણુમાં બદ્ધ થવામાટે તે અત્યારે આગળ વધી રહી હતી, એટલે એ ઉભય ઘટનાઓએ તેના શરીરમાંથી નીકળી ગએલા પ્રાણોને તેના શરીરમાં પાછા લાવી મૂકયા હતા. અત્યારે તેનું મુખમંડળ પ્રસન્નતાથી પ્રફુલ્લ થતું જતું હતું. પ્રસન્નતાનો અતિરેક થવાથી તેણે મંદહાસ્ય કરીને કહ્યું કે;–"પ્રિય વિલ્હેલ્મ્! તમેં કદાચિત્ મને મંદબુદ્ધિની અબળા ધારતા હશો, પરંતુ લિન્સડોર્ફદુર્ગમાં વસવાથી મારા હૃદયમાં જે મંદતાનો સંચાર થયો હતો તેના પરિણામે આપણે દુર્ગમાંથી બહાર ન હોતાં આવ્યાં તે વેળાયે મારા અંતઃકરણમાં ભયનો એવો તો આઘાત થયા કરતો હતો કે, એક વાર તો હું મૂર્છિત થઇને પૃથ્વીપર પછડાઇ પડવાની અણીપર જ આવી પહોંચી હતી."

ચંદ્રમાના પ્રકાશમાં અત્યંત શોભાયમાન દેખાતા પોતાની પ્રિયતમાના મુખારવિન્દને પ્રેમપૂર્ણ દૃષ્ટિથી નિહાળીને ફ્રૅસ્ટ કહેવા લાગ્યો કે;–"થેરેસા, પ્રાણેશ્વરી થેરેસા, તારા અંતઃકરણમાં શા વિચારો આવ્યા હતા અને તે વિચારોનો શો આઘાત થયો હતો, તે જરા મને પણ જણાવ તો ખરી; કારણકે, મારે પણ તારા એ ભયનું કારણ જાણવુંજ જોઇએ."

"એ વાર્તાને હવે જવા દો; કારણકે, મારી તે કલ્પનાઓ, મને હવે જણાય છે કે, કેવળ મૂર્ખતાભરેલીજ હતી." થેરેસાએ કહ્યું.

"ભલે તારી તે કલ્પનાઓ મૂર્ખતાભરેલી હોય, છતાં પણ મારો આગ્રહ છે કે, મારા સમક્ષ તેનો સ્ફોટ કરી દે;" ફ્રૅસ્ટે આગ્રહ કર્યો.

"પરંતુ મારી તે કલ્પનાઓને જાણીને તમે મારો ઉપહાસ કરશો અને મને એક બાલિશ બુદ્ધિની સ્ત્રી તરીકે ગણી કાઢશો, તેથી જ તેનું વર્ણન કરતાં મારી જિહ્વા અચકાયા કરે છે." થેરેસા બોલી.

'એમાં ઉપહાસ કરવા જેવું કાંઇ પણ નથી; કારણકે, થેરેસા, જે વેળાયે એક મનુષ્ય આપત્તિમાં આવી પડે છે, તે વેળાયે તેનું ભ્રમિષ્ટ મન શતાવધિ પ્રકારની વિલક્ષણ કલ્પનાઓ કરવા મંડી જાય છે." ફ્રૅસ્ટે તેને આશ્વાસન આપ્યું.

"તમારૂં કથન સત્ય છે;" થેરેસા પોતાના પ્રિયતમના કથનને અનુમોદન આપીને કહેવા લાગી. "અને એટલામાટે જો આપણે અત્યંત ચિંતા અને આપત્તિના અવસરમાં અનેક પ્રકારની શંકાઓને વશ થઇ જઇએ, તો તેમાં આપણો લેશ માત્ર પણ દોષ કે અપરાધ સિદ્ધ થઇ શકે તેમ નથીજ. વાત એવી બની કે, જ્યારે હું દુર્ગમાંથી

તમારી સાથે ચાલી આવતી હતી, તે વેળાયે તમારાં કે મારાં કોઇનાં પણ પગલાંનો ધ્વનિ થતો નહોતો તેમજ વસ્ત્રોના ઉડવાથી પણ કશોય શબ્દ થતો નહોતો. ત્યારપછી તાળું ઉઘડયું તેનો ખખડાટ પણ ન સંભળાયો અને કેટલી મોટી ભારી સાંકળ ખોલવામાં આવી, તોય તેના ધ્વનિનો તો અભાવજ રહી ગયો, અને તે વળી એટલે સૂધી કે, આપણા શ્વાસોચ્છ્વાસનો મંદ ધ્વનિ પણ આપણા સાંભળવામાં આવી શકતો નહોતો. આ અદ્‌ભુત ઘટનાને જોઇને હું અત્યંત ભયભીત થઇ ગઈ હતી અને મૂર્છિત થઇને ધરણીપર ઢળી પડવાની તૈયારીમાં હતી એટલામાં તમે મને સંભાળી લીધી અને આપણે નિર્વિઘ્ન દુર્ગમાંથી બહાર નીકળી આવ્યાં !”

“ઓહો, ત્યારે તો એમજ જણાય છે કે, તું અત્યંત ભયભીત થઇ ગઇ હતી;” આટલું કહીને ફ્રૉસ્ટ ઘણીકવાર સૂધી થેરેસાના મુખમંડળને એક ધ્યાનથી જોતો રહ્યો અને ત્યારપછી મંદ હાસ્ય કરીને તે પાછો કહેવા લાગ્યો કે;—“ પરંતુ હવે આપણે આગળ વધવામાં વિલંબ કરવો ન જોઇએ; કારણકે, આપણા અશ્વો વિશ્રાંતિ લઈ ચૂક્યા છે અને તેથી હું આશા રાખું છું કે, માત્ર અડધા કલાકમાં જ આપણે રોઝેન્થેલ દુર્ગના દ્વારમાં જઇને ઉભાં રહીશું.”

બન્નેએ અશ્વોની લગામોને ઢીલી મૂકી દીધી અને તેથી તે અશ્વો વાયુ સાથે વાર્તાલાપ કરતા પોતાના માર્ગમાં આગળ વધવા લાગ્યા. બન્ને બાજૂનાં વૃક્ષો અને અન્ય વસ્તુઓ જાણે એમની પશ્ચાદ્‌દિશામાં દોડતાં હોયની તેમ દેખાવા લાગ્યું અને અલ્પ સમયમાંજ એ પ્રિયતમ અને પ્રિયતમા રોઝેન્થેલદુર્ગના સિંહદ્વાર સમક્ષ આવીને ઉભાં રહી ગયાં.

ફ્રૉસ્ટ જેવો ત્યાં પોતાના અશ્વપરથી નીચે ઉતરવા લાગ્યો એટલે થેરેસાએ તેને ઉદ્દેશીને કહ્યું કે;—“ શું આપણે આપણા નિર્ધારિત સ્થાનમાં આવી પહોંચ્યાં ? ” ફ્રૉસ્ટે એનો ‘ હા ’માં જવાબ આપીને તેને અશ્વપરથી ઉતારવા માંડી એટલે થેરેસાએ તેને આશીર્વાદ આપ્યો કે;—“ વિલ્હેલ્મ્‌! પરમેશ્વર તમને દીર્ઘ આયુષ્ય આપે અને તમારી સર્વે આશાઓ સફળ કરે !”

પરમેશ્વરનું નામ સાંભળતાંજ ફ્રૉસ્ટના શરીરમાં ભયંકર કંપનો આવિર્ભાવ થયો અને તેથી તેણે થેરેસાને તેનો હાથ દબાવીને આગળ બોલતી અટકાવી દીધી. થેરેસાએ તેના ભયભીત મુખમંડળને જોઇને ગભરાટથી કહ્યું કે;—“ પવિત્ર કુમારિકા ! તું કલ્યાણ

કરજે ! વિલ્હેલ્મ્ તમે માંદા તો નથી થઈ ગયાને ? ” આ શબ્દો ઉચ્ચારતાં તેણે અશ્વપરથી ઉતરીને પોતાનાં ચરણોને ભૂમિપર મૂક્યાં.

“ નહિ, નહિ; તેવું કાંઇ પણ છે નહિ. અચાનક મારા મસ્તકમાં એક ઠણુકો આવી ગયો હતો, પણ હવે તે નીકળી ગયો છે અને ચિંતા જેવું કાંઇ પણ નથી !” ફ્રૉસ્ટે બહુજ ગભરાટ અને ઉતાવળથી ઉત્તર આપી દીધું અને ત્યાર પછી તેણે કહ્યું કેઃ–“ થેરેસા, હવે હું તારાથી વિયુક્ત થવાની આજ્ઞા ઇચ્છું છું. હું આશા રાખું છું કે, તું તારા પિતાને આ વાર્ત્તા જણાવતાં તો જરા પણ અચકાઇશ નહિ જ કે, તને લિન્સડોર્ફદુર્ગના કારાગૃહમાંથી મુક્ત કરનાર અન્ય કોઇ નહિ, પણ તે જ દીન અને દરિદ્રી વિદ્યાર્થી ફ્રૉસ્ટ હતો. વળી મને આશા છે કે, પાછાં આપણે સત્વર જ મળીશું; કારણ કે, તારો પિતા થોડાક દિવસમાં જ પોતાની ઘણા દિવસોથી કરેલી ઇચ્છાને અનુસરીને એક મહાભારત ઉત્સવ કરવાનો છે એટલે તે આનંદોત્સવમાં ભાગ લેવામાટે હું પણ તારા પિતાના દુર્ગમાં આવવાનો છું.” આટલું કહીને રૌજેન્થેલ દુર્ગની ખાઇને આપાર એક થાંભલાપર લટકતા શૃંગને ફ્રૉસ્ટે ઉપાડી લીધું અને તેને બળપૂર્વક વગાડવા માંડયું.

એ શૃંગધ્વનિ થવા પછી પાંચેક મિનિટમાં જ એક શસ્ત્રધર સૈનિક દુર્ગની દીવાલપર આવ્યો અને તેના પૂછેલા પ્રશ્નનું થેરેસાએ પોતેજ ઉત્તર આપ્યું. તે સૈનિક થેરેસાના કંઠસ્વરને સારી રીતે ઓળખતો હોવાથી અલ્પ સમયમાં જ ખાઇપર પુલને ઉતારીને તેણે દુર્ગના સિંહદ્વારને ઉઘાડી નાખ્યું. ફ્રૉસ્ટે પ્રેમથી થેરેસાના હસ્તને પોતાના હસ્તમાં લઇને કહ્યું કે;–“ પ્રિયતમા થેરેસા, ત્યારે હું હવે જવાની આજ્ઞા લઉ છું અને મેં કહ્યું છે તે પ્રમાણે આપણે સત્વર જ પાછાં મળીશું.”

“ વારુ ત્યારે વિલ્હેલ્મ્, આપણે પાછાં મળીએ, ત્યાં સુધી પ્રણામ !” થેરેસાએ તેના હસ્તને ચુંબન કરીને એ શબ્દો ઉચ્ચાર્યા અને ત્યાર પછી તરત જ એ પ્રેમિજનો એકબીજાથી વિયુક્ત થયાં.

થેરેસાએ દુર્ગમાં પ્રવેશ કર્યો અને ત્યારપછી તરત જ પુલની સાંકળોના ઉપર ચઢવાનો અને દુર્ગના દ્વારની સાંકળ વસાવાનો ધ્વનિ તેના સાંભળવામાં આવ્યો. ફ્રૉસ્ટ પાછો પોતાના અશ્વપર આરૂઢ થયો અને બીજા અશ્વની લગામને પોતાના હાથમાં ઝાલીને તે મંદગતિથી વિટનબર્ગની દિશામાં પ્રયાણ કરવા લાગ્યો.

---

# પ્રકરણ ૧૨ મું

## આનન્દોત્સવ

ગત પ્રકરણમાં વર્ણવેલી ઘટના પછી બે દિવસના અવધિમાંજ રોજેન્થેલ દુર્ગમાં એક મહાભારત ઉત્સવનો પ્રસંગ ઉપસ્થિત થયો. વિટનબર્ગનગરના અધિકારીઓ, અમીરો અને પ્રતિષ્ઠિત નાગરિકોને તેમના પરિવાર સહિત એ આનંદોત્સવમાં આવવામાટેની આમંત્રણપત્રિકાઓ મોકલવામાં આવી હતી. જો વાસ્તવિક કહીએ તો દીર્ઘકાળથી રોજેન્થેલ દુર્ગમાં આવો મહાન્ ઉત્સવ થયો જ નહોતો: સર્વ સેના કે જે લિન્સ્ડોર્ફદુર્ગના કાઉન્ટપર ચઢાઇ કરવાને ત્યાં આવી હતી તે અદ્યાપિ ત્યાંજ હોવાથી દુર્ગમાં સૈનિકો ઉભરાઇ જતા હતા. વિશાળ ભોજનગૃહને પતાકા, તોરણ અને એવી અન્યાન્ય વસ્તુઓથી સંપૂર્ણ શૃંગારવામાં આવ્યું હતું અને પ્રત્યેક ઓરડામાં પુષ્પના ગુચ્છો ગોઠવી દેવામાં આવ્યા હતા. સ્વયંપાકગૃહમાં નાના પ્રકારનાં ભોજનોને તૈયાર કરવાનું કામ ચાલી રહ્યું હતું અને મીનાકારીવાળી બિલ્લૂરની સુરાહીઓને ઉત્તમ મદિરાથી છલાછલ ભરીને તૈયાર રાખવામાં આવી હતી. એવીજ રીતે ધામધૂમથી ઉત્સવની બીજી તૈયારીઓ પણ ચાલી રહી હતી.

સાયંકાળના પાંચ વાગતાં સેનાપતિ ડેવિજે, ગાર્ડ ઑફ્ ઑનરના સૈનિકોની બબ્બે પંક્તિઓને દ્વારની બન્ને બાજૂએ ઉભી કરી દીધી. દુર્ગના પુલને ખાઇપર ઉતારી મૂકવામાં આવ્યો અને દુર્ગનો પ્રથમ શ્રેણીનો દારોગો જે કાગળમાં નિમંત્રિત અતિથિઓનાં નામો લખેલાં હતાં તે કાગળને હાથમાં લઇને અતિથિઓના સ્વાગતમાટે જઇને દુર્ગના દ્વારમાં ઉભો રહ્યો. એ વેળાયેજ થેરેસાએ પણ અલૌકિક શૃંગાર સજીને અને પોતાની પદવીને યોગ્ય અત્યંત મૂલ્યવાન્ તથા ઉત્તમ વસ્ત્ર પરિધાન કરીને પોતાની ઈડા અને મેરિયા એ બે સખીઓ સહિત ઉત્સવાગારમાં પ્રવેશ કર્યો. ચાર્લ્સ હેમેલ પ્રથમથીજ બની ઠનીને અને પોતાની કીમતી ટોપીને હાથમાં લઇને તે ઓરડામાં બેઠો હતો, એટલે જ્યારે થેરેસાનું ત્યાં આગમન થયું તે વેળાયે તેના અભિનંદનમાટે તે ઉઠીને ઉભો થયો અને ત્યારપછી મેરિયાની બાજૂમાં બેસી ગયો. મેરિયાએ તેને પ્રેમસૂચક અને અત્યંત અનુરાગપૂર્ણ દૃષ્ટિથી જોયો; કારણકે, હેમેલે, બીજી અબળાઓને ત્યાગી તેની બાજૂમાં બેસીને તેને જે માન આપ્યું તેથી તેના હૃદયમાં અતિશય પ્રસન્નતા થઈ હતી અને તે પ્રસન્નતાને વ્યક્ત કરવામાટે જ તેણે હેમેલને પ્રેમ-

પૂર્ણ દૃષ્ટિથી જોયો હતો. **થેરેસા** જે બારીમાંથી અતિથિઓનું આગમન સ્પષ્ટ દેખાતું હતું તે બારીની પાસેના એક કોચપર બેસી ગઇ. **થેરેસાનાં** પાંડુ કપોલ, ખેદયુક્ત નેત્રો અને ધડકતા વક્ષઃસ્થલને જોતાં સ્પષ્ટ અનુમાન કરી શકાતું હતું કે, તે રમણીય રમણી કોઈ વિશિષ્ટ વ્યક્તિના આગમનમાટે અતિશય આતુર થએલી હતી અને તેના હૃદયમાં ઉત્સવજન્ય આનંદનો અંશ માત્ર પણ નહોતો. એ પછી થોડીક મિનિટોમાંજ તેનો પિતા જર્મનીના ઉચ્ચ પંક્તિના સભ્યજનો જેવાં વસ્ત્રોને પરિધાન કરી અને પોતાના ઉચ્ચ પદાધિકારને દર્શાવનારા સુવર્ણના કૉલરને ગળામાં ધારણ કરીને પોતાના બે અનુચરો સહિત તે ઓરડામાં આવ્યો.

**થેરેસા** સાથેના અલ્પ વાર્ત્તાલાપથી જ **બેરનના** જાણવામાં આવી ગયું કે, તેની પુત્રી વિચારોના ગંભીર મહાસાગરમાં ડૂબેલી હતી. આ રહસ્ય પોતાના જાણવામાં આવતાં જ તેણે ધીમેથી **થેરેસાના** કાનમાં કહ્યું કે;–"**થેરેસા**, તું આટલી બધી ઉદાસીન કેમ થઇ ગઇ છે વારૂ ? શું, પ્રસન્નતાપૂર્વક તારા પિતાનાં અતિથિજનોના સ્વાગતમાં અગ્રભાગે રહેવાની ઇચ્છા તારી નથી ? કારણ કે, અતિથિઓના આગમનનો અત્યારપૂર્વે ક્યારનોય આરંભ થઇ ચૂક્યો છે."

**થેરેસાએ** એવું મર્યાદાપૂર્વક ઉત્તર આપ્યું કે:–"મારા પૂજ્ય પિતા, આપણે નિરંતર આપણી લાગણીઓને આપણા અધિકારમાં રાખી શકતાં નથી; છતાં પણ મને આશા છે કે, ઉદાસીન હોવા છતાં પણ જે અતિથિઓ વિશાળ ઓરડામાં એકત્ર થવાની તૈયારીમાં છે, તેમના સત્કારના કાર્યમાં મારે જે સભ્યતા દર્શાવવાની છે, તેમાં તો હું કોઇ પણ પ્રકારની ન્યૂનતા નહિજ થવા દઉં."

"**થેરસા**, જે વિદ્યાર્થી નિરંતર તને પ્રેમયાચનાઓથી કંટાળો આપ્યા કરતો હતો, તે વિદ્યાર્થીને આજના ઉત્સવમાં આમંત્રણ કરીને મેં નથી બોલાવ્યો, એટલામાટે જ કદાચિત્ તારૂં અંતઃકરણ ઉદાસીન થએલું હશે; એવું મારૂં સાધારણ અનુમાન છે." **બેરને** પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

"પરંતુ તેજ વિદ્યાર્થીએ મને **લિન્સ્ડોર્ફના** અત્યાચારી કાઉન્ટના, અરે એક વિકરાળ વ્યાઘ્રના પંજામાંથી છોડાવી છે, એ વાર્ત્તાને આપ કેમ ભૂલી જાઓ છો વારૂ ?" **થેરેસાએ** પોતાના પિતાને ફ્રૅરટે કરેલા ઉપકારનું સ્મરણ કરાવ્યું.

"તેના એ ઉપકારને હું અંતઃકરણપૂર્વક સ્વીકારૂં છું; તેના એ ઉપકારને હું ભૂલી ગયો નથી અને કદાપિ ભૂલવાનો પણ નથી;"

બેરને ઉત્તર આપ્યું. "પ્રિય પુત્રી ! મેં આપણા સેનાપતિ ડેવિજ.ને તેની પાસે એ જાણવામાટે મોકલ્યો હતોકે, આ ઉપકારના બદલામાં તે કેવા પારિતોષિકને મેળવવાની ઇચ્છા રાખે છે તેમજ લિન્સડોર્ફ દુર્ગના ચોકીદારોને રિશ્વત તરીકે તેણે કેટલી રકમ આપેલી છે; પરંતુ મારા હૃદયમાં જે એક વાત નિરંતર ખટકયા કરે છે તે એ છે કે, રિશ્વત આપવામાટે એક દરિદ્રી અને કપર્દિકાહીન વિદ્યાર્થી નાણાંની આટલી મોટી રકમ કયાંથી અને કેવી રીતે મેળવી શકયો હશે—"

બેરન્ આગળ બોલવા જતો હતો એટલામાં તેના ભાષણમાં બાધા નાખીને વચ્ચેજ થેરેસા કહેવા લાગી કે;—"જો કે, પિતાજી, આપના અંતઃકરણમાંનો આ સંશય યથાર્થ છે, પરંતુ તેનું પ્રત્યક્ષ પ્રમાણ આપણાં નેત્રો સમક્ષ ઉપસ્થિત છે, એ વિશે આપ શું કહો છો? શું તે મને લિન્સડોર્ફ દુર્ગમાંના સૈનિકોના સખ્ત ચોકીપહેરામાંથી છોડવીને અહીં નથી લઇ આવ્યો ?"

"રિશ્વત આપવામાટે તે ગમે ત્યાંથી નાણાંની રકમ લાવ્યો હોય, એની સાથે મારે શા લેવા દેવા !" બેરન્ કહેવા લાગ્યો. "હું તેને તારા કરતાં પણ વિશેષ નિષ્પક્ષપાત દૃષ્ટિથી નિહાળું છું; અને તેટલામાટે મારા જેવા એક ઉચ્ચપદાધિકારી અને વીરનરને શોભાવે તે પ્રમાણેના તેને તેના કરેલા ઉપકારનો તેની યોગ્યતાથી પણ વિશેષ બદલો આપવાની વાર્ત્તા ઉપરાંત મેં તેને એમ પણ કહેવડાવ્યું હતું કે, તારા પૂર્વના સર્વ દોષોની તને ક્ષમા આપવામાં આવશે અને ભવિષ્યમાં પણ તારી સાથે કોઇ પણ પ્રકારનો વૈરભાવ રાખવામાં આવશે નહિ. પરંતુ જ્યારે એ સર્વ વાર્ત્તાઓનો તેણે તિરસ્કારપૂર્વક અસ્વીકાર કર્યો, એટલે આપણા સેનાપતિનો એવોજ નિશ્ચય થઇ ગયો કે, કાં તો તે ઉન્મત્ત મનુષ્ય હોવો જોઇએ અને કાંતો તેના મસ્તિષ્કમાં અનિવાર્ય ગર્વિષ્ટતા અથવા તો મિથ્યાભિમાનનો સંચાર થએલો હોવો જોઇએ. મારાથી હવે બીજું વધારે શું કરી શકાય એમ છે વારૂ ?"

બેરન્ આ પ્રમાણે બોલતો હતો એટલામાં એક અનુચર ઉતાવળથી દ્વાર ખોલીને અંદર આવ્યો અને બેરનને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે;—"વિટનબર્ગના વરિષ્ટ ન્યાયાધીશ શ્રીમાન્ મહાશય ક્રિયેર્ સાહેબ અહીં પધારે છે."

એ મહત્ત્વવાન્ પુરુષ લગભગ પચાસ વર્ષના વયનો હતો. તેની મુખમુદ્રા જો કે સુંદર હતી પરંતુ દેહયષ્ટિ કૃશ અને દુર્બળ હતી. તેના કેશ બહુજ ભૂરા હતા, તેનાં નેત્રોમાંથી ચાતુર્ય ટપકતું દેખાતું હતું અને તેના ઓષ્ઠોપરના વિલક્ષણ સ્મિતને જોતાં તે પુરુષની નિર્દય-

તાની સ્પષ્ટ પ્રતીતિ થઇ જતી હતી. જ્યારે તે થેરેસાના પ્રણામને સ્વીકારવાના અને પોતાના આશીર્વાદદાનના કાર્યથી નિવૃત્ત થયો એટલે એરન્ તેને એકાંતમાં લઇ ગયો અને ત્યાં તેમની વચ્ચે પરસ્પર નિમ્ન વાર્ત્તાલાપ ચાલવા લાગ્યો.

એરને સંભાષણનું મંગલાચરણ કરીને કહ્યું કે;–"જે વિદ્યાર્થી થોડા સમય પૂર્વે જ આપ શ્રીમાનની આજ્ઞાથી કારાગૃહવાસી થયો હતો અને ત્યાર પછી કોઇ અગમ્ય રીતિથી કારાગૃહમાંથી અચાનક અદૃશ્ય થઇ ગયો હતો; તેજ દીન અને ભિક્ષુક વિદ્યાર્થીની પ્રતિમાનેજ અત્યાર સુધી મારી પુત્રીએ પોતાના હૃદયમંદિરમાં સ્થાપી રાખી છે!"

એરનના એ ગંભીરતાથી ઉચ્ચારાયલા શબ્દોને સાંભળતાં જ તે ન્યાયમૂર્ત્તિ મહાશયના મુખમંડળમાં ગભરાટ અને ભયનાં ચિન્હો પ્રકટ થવા લાગ્યાં, અને તેણે કંપિત સ્વરથી કહ્યું કે;–"મારા પ્રભુ! હવે તે યુવક સાથેની તમારી પંચાતમાં વચ્ચે આવવાની મારી લેશ માત્ર પણ ઇચ્છા નથી!"

"પરંતુ હવે તેને કષ્ટ આપવાની મારી મનોભાવના નથી." એરને તેના સંશયનું નિવારણ કરવાના હેતુથી કહેવા માંડયું; "કિંતુ તેણે મારી એક અલૌકિક સેવા બજાવીને મને પોતાના ઉપકારના ભારતળે દબાવી દીધો છે, અર્થાત્ મારી પુત્રી થેરેસાને તે યુવક વિદ્યાર્થીજ કાઉન્ટ મૅન્ફ્રેડના બંધનમાંથી મુક્ત કરીને અહીં લઇ આવ્યો છે; અને એટલામાટે હું તેને મારા કોપયજ્ઞનું બલિદાન બનાવવા નથી ઇચ્છિતો. હવે મારી માત્ર એટલીજ ઇચ્છા છે કે, તે કોઇ પણ પ્રકારે આ પ્રાંતમાંથી દૂર થઇ જવો જોઇએ; અને તેટલામાટે શ્રીમાનને મારી એટલીજ પ્રાર્થના છે કે, શ્રીમાન્ જેમ ઉચિત ધારતા હોય તેમ આ કાર્યને ગુપ્ત રાતેજ કરી નાખે તો સારૂં."

"કૃપાસિંધુ, હું પરમાત્માના શપથ લઇને કહું છું કે, હવે હું તમારા તે યુવક વિદ્યાર્થી સાથેના ગુપ્ત ક્લેશમાં લેશ માત્ર પણ હસ્તાક્ષેપ કરવાનો નથી." વરિષ્ટ ન્યાયાધીશે નકારદર્શક ઉત્તર આપ્યું. "શું આપ એમ ધારો છો કે, તે કારાગૃહમાંથી નીકળી ગયા પછી ખુલ્લી રીતે બજારોમાં ફર્યા કરે છે, આપણા અધિકારો વિશે આપણાજ લોકો સમક્ષ ઉપહાસ કર્યા કરે છે અને ન્યાય કિંવા ન્યાયમંદિરની સત્તાને તૃણ સમાન માને છે, છતાં હું તેની વિરુદ્ધ કાંઇપણ પ્રયત્ન નથી કરતો, એનું કોઇ પણ તેવું સબળ કારણ નહિજ હોય? અર્થાત્ કેટલાંક એવાં પ્રબળ કારણો આવી પડયાં છે કે, જેમના યોગે મારે

તે યુવક સાથે સંબંધ ધરાવનારી સર્વ ઘટનાઓથી સદાને માટે હાથ ધોઇ નાખવા પડયા છે!"

"અને તે કારણ શું છે, તે કૃપા કરીને જણાવશો?" બેરને કાંઇક આતુરતાથી પૂછ્યું.

"મારા પ્રભુ! જો હું મરણશય્યામાં પણ પડયો હોઉં અને ધર્માધ્યક્ષ સમક્ષ મારી સર્વ ગુપ્ત વાર્ત્તાઓને પ્રકાશમાં લાવવાનો પ્રસંગ આવી લાગે, તો પણ એ ગુપ્ત કારણ હું ભાગ્યેજ જણાવું; તોપછી આપને તો એ કારણ મારાથી કેવીજ રીતે જણાવી શકાય વારુ?" વરિષ્ટ ન્યાયાધીશે તે કારણને દર્શાવવામાટે પોતાની અનિચ્છા દર્શાવી.

આટલું બોલીને તે ન્યાયાધીશ એ સંભાષણના પ્રસંગને ટાળી દેવામાટે તત્કાળ શીઘ્રતાથી ત્યાંથી ઉઠીને અન્યત્ર ચાલ્યો ગયો અને ત્યાર પછી બેરન પણ આમંત્રિત અતિથિઓના સત્કારના તેમજ તેમને યોગ્ય સ્થાને બેસાડવા ઇત્યાદિના કાર્યમાં રોકાયો. એ વેળાયેજ અનેક સ્વરૂપસુંદરી સ્ત્રીઓ, આકર્ષક તથા સુંદર પુરુષો અને અન્યાન્ય સભ્યજનો સભાગૃહમાં આવી લાગ્યાં. તેજ પ્રમાણે વિશ્વવિદ્યાલયના ઉચ્ચ અધિકારીઓ, મ્યુનીસિપાલીટીના અધિકારીઓ અને અન્યાન્ય અધિકારીઓ પણ આવી પહોંચ્યા. ત્યાં સંચરતી સુંદરીઓને જોવાથી એવો જ ભાસ થતો હતો કે, જાણે અનેક અપ્સરાઓને તેમની પાંખો કાપી લઇને છૂટી મૂકી દેવામાં આવી હોયની! છતાં પણ તે સર્વ સ્ત્રીઓમાં થેરેસા જેવી અલૌકિક સૌન્દર્યવતી બીજી એક પણ સ્ત્રી હતી નહિ. અચાનક એજ વેળાએ દુર્ગમાંનો વિશાળ ઘંટ વાગવા લાગ્યો અને તે એવી સૂચના આપતો હતો કે, ટેબલપર ભોજન તૈયાર છે. એજ વેળાયે સાદાં વસ્ત્રોવાળો એક મનુષ્ય ઓરડામાં આવ્યો અને ઓરડામાં બેઠેલાં સ્ત્રીપુરુષોને તેણે ત્રણવાર નમીને સલામ કર્યા. ટેબલપર ભોજન પીરસાઇ ગયા પછી એક મનુષ્ય આવા સંકેતથી ભોજન લેવામાટેની સૂચના આપે અને મુખથી કાંઇ પણ ન બોલે, એવો જર્મનીમાંનો એ એક આચાર હતો. અર્થાત્ તેના નમનના અર્થને સમજીને સર્વ સ્ત્રીપુરુષો ત્યાંથી ઉઠયાં. વરિષ્ટ ન્યાયાધીશ: થેરેસાનો હાથ પકડીને આગળ ચાલ્યો અને તેની પાછળ અન્ય સ્ત્રી તથા પુરુષો એક બીજાના હાથ ઝાલીને ભોજનગૃહની દિશામાં ચાલવા લાગ્યાં. ચાર્લ્સ હેમેલ મેરિયાની સાથે હતો; કારણ કે, તે કાળમાં ઉચ્ચ પદવીની દાસીઓ પણ અતિથિજનોની સાથે ભોજન લેવામાટે બેસવાનો અધિકાર ધરાવતી હતી. ભોજનાગારમાં અનેક દીપકોના શુભ્ર પ્રકાશનો વિસ્તાર થએલો હતો અને તેથી કેટલાકોને નિશા હોવા છતાં

દિવસનો ભ્રમ થયા કરતો હતો. સ્વચ્છ, સુંદર અને ચમકતા ટેબલપર ભિન્ન ભિન્ન પ્રકારના ભોજ્ય પદાર્થો અને નાનાવિધ સ્વાદિષ્ટ મદિરાઓ ગોઠવીને રાખવામાં આવી હતી. તેમજ સ્હામે જ રકાબીઓમાં જાત જાતના સૂકા તેમજ લીલા મેવાઓ પણ તૈયાર રાખવામાં આવ્યા હતા. બેરન્ ટેબલના મોખરે એક ઉચ્ચ સ્થાનમાં બેઠો, તેની જમણી બાજૂએ તેની પુત્રી થેરેસા બેઠી અને ત્યાર પછી ત્યાં આવેલાં લગભગ એક સો અતિથિઓ અનુક્રમે પોત પોતાના સ્થાને બેસી ગયાં હતાં. એ વેળાયે થેરેસાએ સર્વત્ર પોતાની દૃષ્ટિને દોડાવી, પરંતુ હાય જે વ્યક્તિના દર્શનની તે અભિલાષા રાખતી હતી. તે વ્યક્તિ ત્યાં તેના જોવામાં ન આવી અને તેથી એ લોકારણ્ય સમાન ભોજનાગાર તેને એકે જનશૂન્ય અરણ્ય સમાન દેખાવા લાગ્યો અને તેથી તેનું અંતઃકરણ વળી પ્રથમ કરતાં પણ વિશેષ ઉદાસીન થઇ ગયું.

જો ચાર્લ્સની ઇચ્છા હોત, તો તે પણ એક ઉચ્ચ સ્થાનમાં બેસી શકે એમ હતું, કારણ કે, એક તો તે અત્યંત પ્રતિષ્ઠિત પુરુષ હતો અને બીજું વળી તે બેરનનો અતિથિ હતો; છતાં કેવળ મેરિયાના કારણથી તેની પાસેના નીચેના સ્થાનમાં બેસવાનું જ તેણે યોગ્ય ધાર્યું હતું. ભોજન સાથે સર્વત્ર વાર્ત્તાલાપનો વ્યાપાર ચાલવા લાગ્યો એટલે ચાર્લ્સ હેમેલ્ પણ મેરિયાનાં શ્રવણોમાં અમુક પ્રકારની શબ્દસુધા રેડવા લાગ્યો અને મેરિયા તેની વાણીનું કિંચિત્ લજ્જાયુક્ત પ્રસન્નતાથી ધ્યાનપૂર્વક શ્રવણ કરવા લાગી. એ પછી અનુક્રમે મદિરાપાનનો આરંભ થયો અને મેવાની રકાબીઓ અતિથિઓ સમક્ષ લાવીને મૂકવામાં આવી. એ વેળાએ ચાર્લ્સ અને મેરિયા બહુજ રસ લઇ લઇને વાતો કરવા લાગ્યાં અને એમના સદ્‌ભાગ્યથી એમની પાસે બેઠેલો એક મનુષ્ય અચાનક જવાથી એમને સંભાષણને ચલાવવાની સંપૂર્ણ સ્વતંત્રતા મળી ગઇ. પોતાના સંભાષણના માર્ગને આવી રીતે નિષ્કંટક થએલો જોઇને ચાર્લ્સ મેરિયાને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે:—

"મધુર કુમારિકા, જો કે તારી સાથે મારો પરિચય થયાને હજી વધારે દિવસ થયા નથી, પરંતુ જેમજેમ તારા નિર્મળ અને વિશુદ્ધ ચરિત્રનો મને અધિકાધિક સાક્ષાત્કાર થતો જાય છે, તેમતેમ તારા પ્રેમમાં મારૂં અંતઃકરણ વિશેષ અને વિશેષ મુગ્ધ થતું જાય છે. હું જોકે એટલો બધો ધનાઢ્ય પણ નથી અને ઉચ્ચ કુળનો પણ નથી, પરન્તુ હું લૌકિક વ્યવહારને સારી રીતે જાણું છું અને એ જ્ઞાન આપણા ભાવિ કલ્યાણનું કારણ થઇ પડશે, એવી આશા છે."

"શ્રીમાન્ હેમેલ, આપ મને પોતાની પ્રિયતમા બનાવવાની

ઇચ્છા દર્શાવીને મને જે આટલું બધું માન આપો છો, તેમાટે હું અંતઃકરણપૂર્વક આપનો આભાર માનીને આપને ધન્યવાદ આપું છું." મેરિયાએ પોતાના મનોભાવને વ્યક્ત કરવા માંડયો; "પરંતુ એ વાર્ત્તાને સારી રીતે સ્મરણમાં રાખજો કે, હું એક દરિદ્રી કૃષિકારની કંગાલ કન્યા છું અને રાજકુમારી થેરેસાનાં સ્વર્ગવાસિની માતુશ્રીએજ મને—"

"અરે એ તો ઠીક, પણ તું એક કુટિરવાસિનીજ હોત અને હું કદાચિત જર્મનીનો એક મહાગર્વિષ્ટ રાજકુમાર હોત;" હ્યૂમેલે તેને આગળ બોલતી અટકાવીને વચ્ચેજ પોતાના વિચારો દર્શાવવા માંડયા, "તોપણ તારા વિશુદ્ધ પ્રેમને પ્રાપ્ત કરીને હું મને પોતાને મહાભાગ્યશાળી પુરુષજ માનત. પરંતુ એ તો કહે, પ્રિય મેરિયા, એટલું તો બતાવી દે કે, જે તારાપર પોતાના તન મન ધન આદિ સર્વસ્વને ઓવારી ચૂકયો છે, તે દીન પુરુષને તું પણ ખરેખરી પ્રેમદૃષ્ટિથી નિહાળે છે ખરી કે? તારો પણ તેનામાં તેવો જ સ્નેહભાવ છે ખરોકે?"

સુંદર અને મુગ્ધ બાળાએ એ પ્રશ્નનું પોતાની જિહ્વાથી કશું પણ ઉત્તર ન આપ્યું, પરંતુ કેવળ પ્રેમભરેલો એવા પ્રકારનો દૃષ્ટિપાત કર્યો કે જેથી તેનો પ્રેમી તેના અંતઃકરણના ભાવને તત્કાળ જાણી ગયો અને તે ભાવને જાણતાં આનંદ તથા પ્રસન્નતાથી ગદ્ગદ થઇ ગયો. મેરિયાની પ્રેમરસનાએ તેને એવું તો મધુર ઉત્તર આપી દીધું કે, એ વિષયમાં હવે તેને વધારે કાંઇ પણ પૂછવાની આવશ્યકતા જ ન રહી. એ પછી તરત જ મેરિયા ત્યાંથી ઉઠીને બહારના ભાગમાં ચાલી ગઇ. તેનું હૃદય અત્યારે પ્રસન્નતા, આશા અને પ્રેમ લહરીવડે એટલી સીમા પર્યન્ત ઉભરાઇ ગયું હતું કે, તે તેના યોગે તે આત્મવિસ્મૃતા જેવી થઇ ગઈ હતી અને તેનાં નેત્રોમાંથી હર્ષનાં અશ્રુઓ ખરી પડતાં હતાં. ચાર્લ્સની દૃષ્ટિથી તેની હૃદયહારિણી મેરિયા હજી તો દૂર થઇ ન થઇ, એટલામાં અચાનક કોઇ વ્યક્તિએ પાછળથી આવીને હ્યૂમેલના ખભાભર પોતાના હસ્તને મૂકયો, તે હસ્તનો સ્પર્શ થતાંજ હ્યૂમેલ ચોંકયો અને પાછળ ફરીને દૃષ્ટિપાત કર્યો, તો પોતાની પાછળની કુરસીપર એક અત્યંત સ્વરૂપસુંદર અને બલિષ્ટ તરુણ પુરુષને તેણે બેઠેલો જોયો. તે યુવકે અત્યંત ઉત્તમ અને બહુમૂલ્ય વસ્ત્રો પરિધાન કરેલાં હતાં. તેને જોઇને ચાર્લ્સે એવું અનુમાન કર્યું કે, એ થોડીવાર પહેલાં જે પુરુષ ત્યાંથી ઉઠી ગયો હતો તેજ પુરુષ હોવો જોઇએ; પરંતુ વિશેષ વિચાર કરતાં તેના જાણવામાં આવી ગયું કે, એ યુવક તે નહિ, પણ કોઈ બીજો જ પુરુષ હતો. તે આગંતુક અજ્ઞાત પુરુષે એકદમ હ્યૂમેલને વિલક્ષણ પ્રશ્ન પૂછ્યો કેઃ—"મહાશય,

હમણાં જ જે સ્ત્રી તમારી પાસેથી ઉઠીને બહાર ચાલી ગઇ, તે સ્ત્રીને તમે ચાહો છો કે કેમ ?"

"હું તે સ્ત્રીને ચાહતો પણ હોઉં, તો તેની સાથે તમારો શો સંબંધ છે વારૂ ?" હ્યુમેલે તેને કોપાન્વિત દૃષ્ટિથી જોઇને પ્રતિપ્રશ્ન પૂછ્યો.

"એની સાથે મારો શો સંબંધ છે, તે આ ક્ષણેજ હું તમને બતાવી આપું છું;" તે અજ્ઞાત પુરુષે શાંત ભાવથી કહ્યું, "જે વેળાએ અરણ્યમાંના પેલા દેવાલય સમક્ષ તમારો વધ થવાનો હતો તે વેળાએ જે પુરુષે તમને મૃત્યુના મુખમાંથી બચાવ્યા હતા, તે પુરુષને તમે ભૂલી તો નહિજ ગયા હો."

અજ્ઞાત પુરુષનાં એ વચનો સાંભળતાંજ હ્યુમેલનો ક્રોધ શાંત થઇ ગયો અને તેથી તે નમ્રતાથી બોલ્યો કેઃ—"મહાશય! મારાપર જેણે આવો ઉપકાર કર્યો હોય, તે પુરુષને હું ભૂલી જાઉં, તોપછી હું કૃતઘ્નજ કહેવાઉં! તેને હું જરાપણ ભૂલી ગયો નથી તેમજ તે દિવસનું પણ મને અદ્યાપિ વિસ્મરણ થયું નથી. અહા તે એક કેવી ભયાનક સંધ્યા હતી !!"

"વારૂ ત્યારે હવે એ વાર્ત્તાને જવા દો. પણ યુદ્ધના દિવસે તમે દુર્ગની દીવાલપર ભયંકર રીતે ઘવાયા હતા અને શત્રુપક્ષના સૈનિકો તમારા શિરચ્છેદની તૈયારી કરી રહ્યા હતા, તે વેળાયે અચાનક કોઇ વ્યક્તિએ આવીને તમારા પ્રાણ બચાવ્યા હતા ખરા કે?" તે અજ્ઞાત પુરુષે બીજો માર્મિક પ્રશ્ન પૂછ્યો.

"તમે જે બોલો છો તે યથાર્થજ બોલો છો; અને જો તમે મારા તે જીવનદાતા અને પ્રાણરક્ષક વીરનરને ઓળખતા હો, તો—"

"એક ક્ષણને માટે શાંત થાઓ;" તે અજ્ઞાત પુરુષે હ્યુમેલને બોલતો અટકાવીને કહ્યું; "તો એ બન્ને સ્થાનોમાં અને બન્ને વેળાયે તેણે તમારો મૃત્યુના મુખમાંથી બચાવ તો કર્યો હતો ને!"

"હા, અને હું પુનઃ કહું છું કે,—"

"તે દીર્ઘકાય પુરુષે લાંબો અને કાળો ઝબ્બો ઓઢેલો હતો ખરો કે?" અજ્ઞાત પુરુષ વચ્ચેજ બોલ્યો.

"જે પુરુષે મને ફ્રેમગૅરિકટ નામક ગુપ્ત ન્યાયસભાના પંજામાંથી છોડાવ્યો હતો, તે દીર્ઘકાય પુરુષે અવશ્ય લાંબો અને કાળા રંગનો ઝબ્બો પોતાના શરીરપર ઓઢેલો હતો." હ્યુમેલે જણાવ્યું.

"અને તે નખથી શિખાપર્યંત લોહવસ્ત્રથી આચ્છાદિત તથા

શસ્ત્રધર પુરુષે તમારા પ્રાણ કઇ વેળાયે બચાવ્યા હતા ?" અજ્ઞાત પુરુષે વળી દાબીને પૂછ્યું.

"તે પુરુષે દુર્ગની દીવાલપર મને મૃત્યુના પંજામાંથી મુક્ત કર્યો હતો." હૅમેલે ઉતર આપ્યું.

"તો તમારે જાણી લેવું જોઇએ કે, તે બન્ને વ્યક્તિઓ તે એક જ પુરુષનાં બે સ્વરૂપ માત્ર હતાં; અર્થાત્ તે પુરુષ તો એકજ છે." અજ્ઞાત પુરુષે ભેદનો કિંચિત્ સ્ફોટ કર્યો.

"ત્યારે તો તે પુરુષનો હું એટલો બધો ઋણી છું કે જેનું મારાથી વર્ણન થવું પણ અશક્ય છે!" હૅમેલ પોતાની કૃતજ્ઞતાને વ્યક્ત કરવા લાગ્યો, "તે રહસ્યમય અને આશ્ચર્યકારક પુરુષ કે જેણે કટાકટીના બે પ્રસંગોએ મારા પ્રાણ બચાવ્યા હતા, તે—"

"આપણે વ્યર્થ વાર્તાલાપમાં વીતાડી દઇએ, તેટલો સમય અત્યારે આપણી પાસે નથી;" અજ્ઞાત પુરુષે અધીરતાથી તેના વાણીપ્રવાહને અટકાવીને કહ્યું; "કિંતુ એટલું જાણી લેવું જ તમારા માટે સંપૂર્ણ છે કે, તમે પોતાના ઉપકારક અને જીવનદાતાને તેના ઉપકારોનો યોગ્ય બદલો આપી શકો, એવો પ્રસંગ અત્યારે આવીને ઉપસ્થિત થએલો છે."

"મારો જીવનદાતા ? પણ તે છે કયાં ?" હૅમેલે અત્યંત આતુરતા દર્શાવીને એ વાકયો ઉચ્ચાર્યાં.

"તે આ સ્થાનમાંજ છે, અને આપનો તે જીવનદાતા તથા ઉદ્ધારક બીજો કોઇ નહિ, પણ હું પોતેજ છું!" અજ્ઞાત પુરુષે છેવટે તેના જીવનદાતા તરીકે પોતાનેજ ઓળખાવ્યો.

"શું ત્યારે તમેજ મારા ઉદ્ધારક દેવ છો ?" હૅમેલે આશ્ચર્યનો ભાવ દર્શાવ્યો.

"જી હા; હું પોતેજ." અજ્ઞાત પુરુષે શાંતિથી ઉત્તર આપ્યું.

"જો એમજ હોય, તો ઉદારાત્મા પુરુષ, આપની મારી પાસેથી શી વસ્તુ મેળવવાની ઇચ્છા છે, તે કૃપા કરીને સત્વર જણાવો અને હું પ્રતિજ્ઞા પૂર્વક કહું છું કે;—"

અજ્ઞાત પુરુષે તેને વચ્ચેજ અટકાવીને કહ્યું કે;—"તમે અત્યારે થેરેસાને ત્યાગીને મેરિયામાંજ પોતાના પ્રેમની સ્થાપના કરવા લાગ્યા છો અટલે આવી સ્થિતિમાં મારી ઇચ્છિત વસ્તુ મને આપી દેવાનું કાર્ય તમારામાટે બહુજ સરળ અને સહજ થઇ પડે તેમ છે, એવો મારો દૃઢ નિશ્ચય છે." એટલું કહીને તેણે પોતાનાં વસ્ત્રોમાંથી વી-

ટેલો એક કાગળ કાઢયો અને તેને ઊઘાડીને ચાર્લ્સ હુમેલના હાથમાં આપી દીધો.

હુમેલે તે કાગળને પોતાના હાથમાં લઇને અત્યંત આશ્ચર્યયુક્ત દૃષ્ટિથી વાંચવાનો આરંભ કર્યો અને જ્યારે તેના વાંચનની સમાપ્તિ થઇ ગઇ, એટલે એથી તો વળી તે એ અજ્ઞાત પુરુષને વિશેષ આશ્ચર્ય-ચકિત દૃષ્ટિથી જોવા લાગ્યો. અજ્ઞાત પુરુષે તેના આશ્ચર્યને જાણીને તેને હજી પણ વિશેષ આશ્ચર્યના સમુદ્રમાં નાખી દેવાના ઉદ્દેશથી કહ્યું કે;–" મહાશય, હું આપને સારીરીતે ઓળખું છું અને આપ કોણ છો એ પણ સારી રીતે જાણું છું; પરંતુ એ ભેદ કેવી રીતે મારા જાણવામાં આવ્યો છે, તે આપને જણાવવાની મારી ઇચ્છા નથી. હું જો કે બેવાર આપની અમૂલ્ય સેવા કરી ચૂક્યો છું, પણ એ સેવા મેં શા કારણથી કરી છે, એ હું આપને જણાવીશ નહિ. પણ હા, આપ મારા આ કાગળપર પોતાના હસ્તાક્ષરો અવશ્ય કરી આપશોજ, એવી હું સંપૂર્ણ આશા રાખું છું; કારણકે, આપ પોતાના જીવનદાતા પ્રતિ આટલી તુચ્છ ઉદારતા ન દર્શાવી શકો, એટલા બધા અનુદાર પુરુષ નથી, એવો મારો દૃઢ નિશ્ચય છે. "

" તમે બબ્બેવાર મારા પ્રાણોને બચાવીને મારી અમૂલ્ય સેવા બજા-વેલી હોવાથી તમારી કોઇ પણ યાચનાનો મારાથી અસ્વીકાર કરી શકાય તેમ તો છેજ નહિ. પરંતુ સિયાહી અને લેખિનીને માટે તો આપણ બન્નેને મારા ઓરડામાં જવું જ પડશે." ચાર્લ્સે તેની ઇચ્છાનો પ્રસન્નતાથી સ્વીકાર કરી લીધો.

અજ્ઞાત પુરુષે તેને કહ્યું કે;–" એ વસ્તુઓમાટે તમારે પોતાના ઓરડામાં જવાની કશી પણ આવશ્યકતા નથી; કારણ કે, તે બન્ને વસ્તુઓ અહીં તૈયાર છે." આટલું કહીને તેણે પોતાના ખીસામાંથી એક ન્હાનો ખડીઓ અને એક લેખિની કાઢીને તેની સ્હામે રજૂ કરી દીધાં.

" પરંતુ અહીં આપણી આ કૃતિને અતિથિઓ જોશે અને એરનના હૃદયમાં આપણા આ વર્ત્તન વિશે કોણ જાણે કેવીયે શંકાઓ ઉદ્ભવશે; એટલામાટે ઓરડામાં ચાલવું જ વધારે સારૂં છે." ચાર્લ્સ હુમેલે એક નવો વાંધો બતાવ્યો.

"આપ જરા સારી રીતે જોઇ લ્યો કે, કોઇની દૃષ્ટિ આપણા તરફ છે ખરી ?" તરુણ અજ્ઞાત પુરુષે તેના મતનું ખંડન કરીને પોતાના મતનું મંડન કરવા માંડ્યું." અતિથિજનો પોતપોતાના સંભાષણ-

માં નિમગ્ન થએલાં છે અને જેઓ ટેબલના પેલા છેડાપર બેઠેલાં છે તેઓ ન્યાયાધીશ મહાશયના મુખની કોઇ કથાના શ્રવણમાં તનુમન ધનથી તલ્લીન થઈ ગયાં છે; અર્થાત્ આપણા પ્રતિ એક પણ મનુષ્યનું ધ્યાન નથી.”

**ચાર્લ્સે** સર્વત્ર દૃષ્ટિને દોડાવીને જોયું, તો તે અજ્ઞાત પુરુષનું કથન તેને સર્વથા સત્ય જ જણાયું. આવી પરિસ્થિતિને જોઇને એક પળ માત્રનો પણ વિલંબ ન કરતાં તેણે તે અજ્ઞાત પુરુષે કાઢેલી લેખિનીને પોતાના હાથમાં લઇ લીધી અને તે લેખિનીને સિયાહીમાં બોળીને તે કાગળના એકદમ નીચેના ભાગમાં પોતાના હસ્તાક્ષરો કરી આપ્યા. તેના હસ્તાક્ષરો થતાંજ તે કાગળને તે અજ્ઞાત પુરુષે ટેબલપરથી ઉપાડી લીધો અને ત્યાંથી ચાલ્યા જતા એક બીજા મનુષ્યના હાથમાં તે કાગળ આપી દીધો. તેની આ ક્રિયાથી **ચાર્લ્સ** તેને આશ્ચર્યચકિત દૃષ્ટિથી જોવા લાગ્યો. તેના આશયને અજ્ઞાત પુરુષ જાણી ગયો; એટલે તેની શંકાના નિવારણમાટે તેણે કહ્યું કે;–“મહાશય, સુરક્ષિત સ્થાનમાં રાખવામાટે મેં એ કાગળ મારા અનુચરને જ આપ્યો છે.”

**ચાર્લ્સ** હૅમેલ આનું કાંઇક ઉત્તર આપવાની હજી તો ધારણા જ કરતો હતો, એટલામાં ટેબલના બીજા છેડાપરથી અચાનક એક ભયંકર ચીત્કાર સંભળાયો અને તેની સાથેજ **બેરન**ના પોતાના લોમહર્ષણ ચીત્કારે સર્વને ચમકાવી દીધાં. સર્વ અતિથિઓ ગભરાટમાં પડીને પોતપોતાના આસન પરથી એકદમ ઉઠીને ઉભાં થઇ ગયાં.

---

## પ્રકરણ ૧૩ મું

---

### ઉત્સવનો ભંગ

ગત પ્રકરણના અંતમાં અચાનક ઉપસ્થિત થએલી ઘટનાની ઉત્પત્તિના કારણને દર્શાવવામાટે, જે વેળાયે **ચાર્લ્સ** અને પેલો અજ્ઞાત પુરુષ પોતાના સંવાદમાં નિમગ્ન હતા, તેજ વેળાયે ટેબલના બીજા છેડાપર અતિથિઓનો જે વાર્ત્તાલાપ ચાલી રહ્યો હતો, તે વાર્ત્તાલાપના ઉલ્લેખની પ્રથમ આવશ્યકતા છે.

બિચારી **થેરેસા** પોતાના હૃદયને પાષાણનું કરીને બાહ્ય ભાવથી જો કે પોતાનાં અતિથિઓસાથે સંભાષણ અને હાસ્યવિનોદ કરતી બેઠી હતી; પરંતુ તેના અંતરમાં જે વેદના થયા કરતી હતી, તેને

તો કેવળ તે પોતે જ જાણતી હતી. કોઇવાર તેનું મુખમંડળ આરક્તતાને ધારણ કરી લેતું હતું તો કોઇવાર તેના મુખમંડળમાં પાંડુતાની છટા દેખાયા કરતી હતી; કારણકે, કોઇની પ્રતીક્ષાએ તેને અતિશય દુઃખિત અને અસ્વસ્થ કરી નાખી હતી. તે વારંવાર પોતાના મસ્તકને ઉન્નત કરીને ફ્રૉસ્ટને જોવાની આશાથી સર્વત્ર દૃષ્ટિને દોડાવ્યા કરતી હતી.

વરિષ્ટ ન્યાયાધીશ સાહેબે આજે અકરાંતિયા થઇને આહાર કરેલો હોવાથી તેઓ શ્રીમાન્ હવે તે આહારને પચાવવામાટે વારંવાર મદિરાનું પાન કરવા લાગ્યા. બેરન્, થેરેસા તથા બીજાં અતિથિઓ પણ તેમની પાસેજ બેઠેલાં હતાં. જ્યારે વરિષ્ટ ન્યાયાધીશ સાહેબના શરીરમાં મદિરાદેવીએ પોતાનું યોગ્ય પરિણામ નિપજાવ્યું એટલે નશાની ધુનમાં આવીને તેમણે પોતાની પાસે બેઠેલી સર્વ વ્યક્તિઓને ઉદ્દેશીને કહ્યું કે;—"તમો સર્વજનો અત્યારસૂધી કેવળ હાસ્યવિનોદની વાતોમાંજ નિમગ્ન હતાં, પરંતુ હવે જો તમારી ઇચ્છા હોય તો, હું તમને એક ઉત્તમ અને અક્ષરેઅક્ષર સત્ય કથા સંભળાવવાને તૈયાર છું અને મને સંપૂર્ણ આશા છે કે, તે કથાના શ્રવણથી આપનાં અંતઃકરણમાં અવશ્ય પ્રસન્નતા તથા કુતૂહલ થયા વિના રહેશે નહિ."

વરિષ્ટ ન્યાયાધીશનાં એ વચનો સાંભળીને બેરન્ મહાશયે સર્વ જનોને સંબોધીને કહ્યું કે;–"વારુ, તો હવે સર્વજનો શ્રીમાન્ ન્યાયાધીશની કથાના શ્રવણમાં સંપૂર્ણ ધ્યાન રાખશો, એવી આ સેવકની પ્રાર્થના છે."

બેરનની આ પ્રાર્થનાના યોગે ત્યાં સંપૂર્ણ સ્તબ્ધતાનો વિસ્તાર થઈ ગયો, અને દૂર બેઠેલા કેટલાક અતિથિઓ પણ તેમની મનોરંજક કથાના શ્રવણમાટે ત્યાંથી ઉઠીને તેમની પાસે આવીને બેઠા. ત્યારપછી ન્યાયાધીશ મહાશયે નીચે પ્રમાણે પોતાની કથાનું મંગળાચરણ કર્યું;—

"આજથી લગભગ ચૌદ વર્ષ પૂર્વે જ્યારે હું વાયનાના રાજદરબારમાં મુખ્ય દફતરદારની પદવીપર હતો, તે વેળાએ કેવળ સરકારી દફતરોને જાળવવાં, એટલું જ મારૂં કાર્ય હતું. એ પદવીપર આવ્યાને મને કેટલાંક વર્ષ થઇ ગયાં, ત્યારપછી અચાનક એક દિવસ સંધ્યાને સમયે બનાવ એવો બન્યો કે, મને બહુજ ઊતાવળથી આર્કડયૂકના મહાલયમાં બોલાવવામાં આવ્યો. તે આર્કડયૂક આપણા વર્ત્તમાન સમ્રાટ્‌ના સગા ભાઈ હતા. ત્યાં પહોંચ્યા પછી મને એક વિશાળ ઓરડામાં બેસાડવામાં આવ્યો કે જે ઓરડામાં તે વેળાયે ત્યાંના મોટામોટા પદવીધર અધિકારીઓ આવીને એકત્ર થયા હતા. એ ઓરડામાં જઇને

એઠાપછી મારા જાણવામાં આવ્યું કે, આર્કડયૂકના ગૃહમાં સંતાનનો જન્મ થવાનો હતો. આ વાર્તાને જાણતાંજ એ શુભ કાર્યમાટે મેં મારા દફતર અથવા રજીસ્ટરને તૈયાર કરી રાખ્યું. એ વિશાળ ઓરડામાં બધાં મળીને ત્રણ દરવાજા હતા; એક તો જેમાં થઇને હું ત્યાં ગયો હતો તે દરવાજો હતો અને તેની પછી એક મોટી નિઃસરણી આવતી હતી. બીજો દરવાજો તે ઓરડામાં પડતો હતો કે જેમાં તે વેળાયે આર્કડયૂકની પત્ની પ્રસૂતા થવાની તૈયારીમાં પડેલી હતી અને ત્રીજો દરવાજો બરાબર તે ઓરડાની સ્હામેજ હતો કે જે ઓરડામાં એક પાલણું પડેલું હતું. જ્યાં સૂધી મારૂં અનુમાન છે, ત્યાં સૂધી તો આપણા જર્મન્ દેશમાં કોઈ પણ રાજકુમારના જન્મની વેળાયે જે કેટલાક વિશિષ્ટ વિધિઓ કરવામાં આવે છે, તે વિધિઓ આપના જાણવામાં નહિ જ આવ્યા હોય; અને એટલામાટે તે વિધિઓ અને તે પાલણાવાળા ઓરડાનો (દોલામંદિરનો) વૃત્તાંત હું આપને કહી સંભળાવું છું. જર્મનીના રાજવંશમાં જે વેળાયે કોઇ રાજકુમાર અથવા તો રાજકુમારીનો જન્મ થાય થાય છે, તે વેળાએ એક દાઇ તે બાળકને તેની માતાની ગોદમાંથી લઇને તેની પાસેના બીજા ઓરડામાં આવે છે અને ત્યાં એકત્ર થએલા સર્વ મનુષ્યો તથા પદાધિકારીઓને તે બાળક બતાવવામાં આવે છે. એ વેળાએ જ તે બાળકના જન્મની દફતરમાં નોંધ કરી લેવાય છે અને તેની સાથે તે બાળકના જન્મકાળ, તે બાળકની જાતિ, તે બાળકની આકૃતિ, તે રોગિષ્ટ છે કે આરોગ્યમંડિત છે, અને તે બાળકને ઓળખી કાઢવામાટેનાં તેના શરીરમાંનાં અમુક વિશિષ્ટ ચિન્હો આદિની પણ ડૉકટરની આજ્ઞા પ્રમાણે નોંધ કરી લેવામાં આવે છે. આ સર્વ નોંધો કેવળ એટલામાટેજ કરાય છે કે, જો તેવોજ કોઈ પ્રસંગ આવીને ઉપસ્થિત થાય, તો તે બાળકને ઓળખી કાઢવામાં વધારે પરિશ્રમ વેઠવો ન પડે.

"જ્યારે આ સર્વ વિધિની સમાપ્તિ થઇ જાય છે, એટલે પછી દાઇ તે બાળકને દોલામંદિરમાં લઇ જાય છે અને ત્યાં પ્રાતઃકાળ પર્યન્ત તે બાળકની સાથે જ રહે છે. એજ સમયે જેનું નામ રમલના પાસા ઢાળીને નક્કી કરાય છે, તેવો સૈન્યમનો એક સૈનિક તે બાળકની રક્ષા માટે નીમાય છે, એટલે કે, તે બાળકને તે સૈનિકની રક્ષાના આધારપર જ મૂકવામાં આવે છે. હવે તે સૈનિક જો નિદ્રાવશ થઇ જાય અથવા તો ડૉકટર વિના બીજા કોઇને તે દોલામંદિરમાં જવા દે, તો તેને તેના એ અપરાધમાટે મૃત્યુનો દંડ આપવામાં આવે છે. પ્રાતઃકાળ થતાં જ જે મહાલયમાં એ બા-

ળકનો જન્મ થએલો હોય છે, તે મહાલયની સ્હામે સમસ્ત સેના પંક્તિબદ્ધ થઇને ઉભી રહી જાય છે. ત્યાર પછી જેનું નામ રમલના પાસા ઢાળીને નક્કી કરાયલું હોય છે અને જેણે આખી રાત જાગીને પ્રહરી તરીકેનું કર્ત્તવ્ય બજાવેલું હોય છે, તે સૈનિક તે બાળકને પોતાની ગોદમાં લઇને સર્વ લોકો સમક્ષ આવી લાગે છે. એ પછી તે સૈનિકને અમુક ઉચ્ચ પદવી અને કાંઇક પારિતોષિક આપવામાં આવે છે અને એ વિધિની સાથેજ તે દોલામંદિરના સર્વ વિધિઓની પરિસમાપ્તિ થઇ જાય છે."

"એ વિધિનો પ્રચાર કયારથી, કેટલાક કાળથી થએલો છે વારૂ ?" અતિથિઓમાંના કેટલાક અતિથિઓએ એ પ્રમાણેનો પ્રશ્ન આતુરતાથી પૂછ્યો.

"એ વિધિ દીર્ઘકાળથી અસ્તિત્વ ધરાવે છે," વરિષ્ટ ન્યાયાધીશે કહ્યું; "અને હવે જ્યારે એ રાજવિધિનો વૃત્તાંત સારી રીતે આપના જાણવામાં આવી ગયો છે, એટલે આપ લોકો હવે પછીના મારા કથાભાગને બહુજ સારી રીતે સમજી શકશો. હા, ત્યારે એ તો હું કહી જ ચૂકયો છું કે, **આ**ર્કડયૂકના ગૃહમાં એક બાળકનો જન્મ થવાનો હતો. અમારા ત્યાં બેસવાને હજી તો થોડોજ સમય થયો હશે, એટલામાં તો મહાશય **આ**ર્કડયૂક પણ તે ઓરડામાં આવ્યા અને અમારી સાથે જ પોતે પણ બેઠા. એક કલાક સુધી અમો સર્વ બાળકના જન્મના સુસમાચાર સાંભળવાની પ્રતીક્ષા કરતા બેસી રહ્યા, પણ કશાય સમાચાર આવ્યા નહિ. ત્યારપછી અચાનક તે ઓરડાનો દરવાજો ઉઘડયો અને ડૉકટરે બહાર આવીને સર્વને એ સમાચાર સંભળાવ્યા કે;—"**આ**ર્કડયૂકના ગૃહમાં રાજકુમારનો જન્મ થયો છે !" તે વેળાયે જન્મેલો એ રાજકુમાર તે વર્ત્તમાન રાજકુમાર ડયૂક **લિ**યોપોલ્ડ જ છે, એ પણ સાથે સાથે હું તમને જણાવી દઉં છું અને એ વાર્ત્તાને અવશ્ય સ્મરણમાં રાખી લેશો, એવી મારી પ્રાર્થના છે."

"એ રાજકુમાર **લિ**યોપોલ્ડ તે જ મહાશય છે કે જેમની સાથે મારી પ્રિય પુત્રી **થે**રેસાનું સગપણ થએલું છે;" **બૅ**રને ગર્વપૂર્વક કહ્યું; "અને મને આશા છે કે, તેઓ શ્રીમાન્ થોડા દિવસમાંજ લગ્ન કરવામાટે આ **રો**જેન્થેલ દુર્ગમાં પધારવાના છે."

**થે**રેસાના હૃદયમાં તેના પિતાના આ ઉદ્ગારથી એવો તો એક અસહ્ય આઘાત થયો કે, તે પોતાના નિઃશ્વાસને બહુજ કઠિનતાથી અટકાવી શકી. ન્યાયાધીશ પોતાની કથાને આગળ લંબાવતો કહેવા લાગ્યો કે;—

"ડૉક્ટરે આવીને પુત્રજન્મના સમાચાર સંભળાવ્યા એટલે અમો સર્વજનોએ મળીને મહાશય આર્કડ્યૂકને વધામણી આપી અને તે પછી આર્કડ્યૂકે ડૉક્ટરને પુરસ્કારના રૂપે એક બહુ મૂલ્યની મુદ્રિકા આપી. ડૉક્ટર પાછો પ્રસૂતા શ્રીમતીના ઓરડામાં ચાલ્યો ગયો અને ત્યાર પછી એક કલાકે એક દાઈ બાળકને લઈને અમો બેઠા હતા તે ઓરડામાં આવી લાગી. મેં તત્કાળ મારા કર્ત્તવ્યનું પાલન કર્યું, અને સઘળી નોંધ કરી લીધી. તે બાળક હૃષ્ટપુષ્ટ હતો અને તેની આકૃતિ સર્વથા આર્કડ્યૂકની આકૃતિને મળતી જ આવતી હતી. એજ વેળાયે સેનાપતિના નામપર એક એવા આશયની આજ્ઞાપત્રિકા મોકલવામાં આવી કે, જેનું નામ રમલના પાસાથી નીકળેલું છે તે સૈનિકને દોલામંદિરની રખવાલીમાટે સત્વર મોકલો. અલ્પ સમયમાં જ તે સૈનિક આવી પહોંચ્યો. તે સૈનિક બહુધા ત્રીસ વર્ષના વયનો અને સુંદર આકૃતિનો પુરુષ હતો. તેની જન્મભૂમિ હુંગેરી હતી, અને તેનું નામ અલ્રિક્ કિનિસ હતું. પરંતુ તેના મુખમંડળમાં પ્રભુ જાણે એક પ્રકારની કેવીયે વિલક્ષણતા વ્યાપેલી હતી કે જેના યોગે તેને જોતાંની સાથે જ તેનાથી મને ઘૃણા થવા લાગી. હવે એ ઘૃણા શા કારણથી થઇ હતી એ જો કે હું પોતે પણ જાણતો નહોતો, છતાં મારા અંતઃકરણમાં એવી જ ભાવના દૃઢ થઇ ગઇ કે, એ સૈનિક અવશ્ય દગો કરશે અને વિશ્વાસઘાતક થશે. અસ્તુ, મેં તે વેળાયે મૌનનું જ અવલંબન કર્યું અને અવશિષ્ટ સર્વે વિધિઓની અનુક્રમે સમાપ્તિ કરવામાં આવી. દાઇ બાળકને ગોદમાં લઇને પાછી દોલામંદિરમાં ચાલી ગઇ, તે ઓરડાનાં દ્વાર વાસી દેવાયાં અને સૈનિકને દ્વારપર ઉભો રાખવામાં આવ્યો. હવે આર્કડ્યૂક એ મોટા ઓરડામાંથી બીજા પદાધિકારીઓ સહિત બહાર નીકળ્યા, હું પણ તેમની પાછળ પાછળ ચાલ્યો અને અમો સર્વે, જે ઓરડામાં ભોજન લેવાની વ્યવસ્થા કરવામાં આવી હતી, તે ઓરડામાં જઇ પહોંચ્યા. પરંતુ મારૂં હૃદય વ્યગ્ર થએલું હોવાથી હું તરત જ ભોજનપરથી ઉઠી ગયો; અને આશ્ચર્યની વાર્ત્તા તો એ જ છે કે, તે સૈનિક અલ્રિક કિનિસ વિષે મારા મનમાં વારંવાર શા કારણથી વિલક્ષણ સંદેહ આવ્યા કરતો હતો, એનો ભેદ આજ સૂધી પણ મારા જાણવામાં આવી શક્યો નથી."

"એનું કારણ એ જ હોવું જોઇએ કે, તેનું વિલક્ષણ મુખમંડળ કદાચિત્ આપશ્રીમાનનાં નેત્રોને અરુચિકર અને ઘૃણાકારક ભાસતું હશે?" બેરને કાંઇક હાસ્યસહિત પોતાના અભિપ્રાયને વ્યક્ત કર્યો.

" મારૂં અનુમાન યથાર્થ હતું કે નહિ, એ આ ક્ષણેજ આપ શ્રીમાનના જાણવામાં આવી જશે." એમ કહીને વરિષ્ટ ન્યાયાધીશે પુનઃ પોતાની કથાનો વિસ્તાર કરવા માંડયો; " હું કાંઇ પણ બોલ્યા-ચાલ્યા વિનાજ ભોજનાલયમાંથી ચાલ્યો ગયો અને જે વિશાળ ઓરડામાં તે સૈનિક પાલણાવાળા ઓરડાના દરવાજાપર પહેરો ભરતો ઉભો હતો ત્યાં જઇ પહોંચ્યો. મારા માટે તે ઓરડામાં જવાની મનાઇ નહોતી, કિન્તુ તે ઓરડામાં જઇને તે સૈનિક પોતાના કર્ત્તવ્યનું યથાર્થ પાલન કરે છે કે નહિ, એની તપાસ રાખવાનું મારૂં એક કર્ત્તવ્ય જ હતું. હું બહુજ મંદ ગતિથી તે ઓરડામાં જઇ પહોંચ્યો. ત્યાંના સર્વ દીપકો પૂરા પ્રકાશથી બળ્યા કરતા હતા અને આરડામાંનાં દર્પણોની આભાથી તેમનો પ્રકાશ વિશેષ તીવ્ર થએલો દેખાતો હતો. પરંતુ તે વેળાયે અલ્રિક કિનિસ્‌ને દરવાજામાં ઊભેલો ન જોઇને મારા મનમાં એક સમયાવચ્છેદે આશ્ચર્ય અને સંશયનો ઉદ્‌ભવ થઈ ગયો. હું તે પાલણવાળા ઓરડા તરફ આગળ વધ્યો એટલે તે ઓરડામાં ચાલતા કોઇના સંભાષણનો ધ્વનિ આવીને મારા કાનોમાં અથડાયો. મધ્ય નિશાની નિસ્તબ્ધતામાં ડૉક્ટરના મુખમાંથી નીકળતા એ શબ્દો મારા સાંભળવામાં આવ્યા કે;–' ત્યારે તમારો શો અભિપ્રાય છે ? ' એના ઉત્તરમાં દાઇએ જણાવ્યું કે;–' મહાલયમાં સર્વ નિદ્રાવશ થઇ જશે, એટલે કોઇ પણ અટકાવે, એવો લેશ માત્ર પણ ભય નથી. ' છેવટે અલ્રિક કિનિસે કહ્યું કે;–' ત્યારે મારા ઇનામનું શું કર્યું છે ? ' એટલે ડાક્ટરે તેને સંતુષ્ટ કરવામાટે જણાવ્યું કે;–' જે મુદ્રિકા શ્રીમાન્ ડ્યૂક મહાશયે મને પુરસ્કાર તરીકે આપી છે, તે મુદ્રિકા હું તને આપીશ. પરંતુ જે વેળાએ આ અદલાબદલી થઇ જશે અને તું મારો તથા મારી ભગિનીનો ખરેખરો હિતેચ્છુ છે, એ વિશે મારો સંપૂર્ણ નિશ્ચય થઇ જશે, તે વેળાયે જ આ મુદ્રિકા તને આપવામાં આવશે; અન્યથા નહિ. ' એ સાંભળીને અલ્રિકે કહ્યું કે;–' આ શર્તથી હું આપની આજ્ઞા પ્રમાણે સર્વ કાંઈ કરવાને તૈયાર છું. ' પાછી દાઇ બોલી કે;–' અને પછી હું તથા મારા પતિ બન્ને પ્રત્યેક કાર્યમાં સદાને માટે તમારાં મિત્ર બની રહીશું. ' તેના આ શબ્દોના અનુસંધાનમાં ડૉક્ટર કહેવા લાગ્યો કે;–' સત્ય છે, મેં મારી સઘળી પુંજી કેવળ આ કાર્યને જ અર્પણ કરી દીધી છે અને એ કારણથી જ મારી પત્નીએ આ દાઇ અથવા તો પરિચારિકાના કર્ત્તવ્યનો સ્વીકાર કર્યો છે, નહિ તો મારી પત્નીને આ વ્યવસાયને સ્વીકારવાની શી આવશ્યકતા હતી વારૂ ? ' તેના આ શબ્દો સાંભળીને અલ્રિકે આશ્વા-

સન આપ્યું કે;—'તો હવે આપ નિશ્ચિન્ત રહો, સર્વ કાર્ય આપની ઇચ્છાનુસાર જ કરવામાં આવશે. મેં તો મધ્યાન્હ સમયે જે વેળાયે રમલના પાસામાં મારૂં નામ આવ્યું, તે વેળાએ જ આપને જણાવી દીધું હતું કે, હું કેવળ પૈસાનો જ ભૂખ્યો છું અને જો મને પૈસા મળે તેમ હોય તો હું કોઇ પણ કાર્ય કરતાં ડરૂં તેમ નથી!' તેનું આ ઉત્તર સાંભળીને ડૉક્ટરે કહ્યું કે:—'અને ધનને મેળવવાની તારી એ આશા આ મુદ્રિકાના યોગે પૂર્ણતાથી સફળ થશે; કારણ કે, આ મુદ્રિકા તને એક રાજાસમાન વૈભવોને પ્રાપ્ત કરી આપે એમ છે.' તેમનો આટલો વાર્ત્તાલાપ ચાલ્યા પછી જાણે તે સૈનિક પ્રહરી તે ઓરડામાંથી બહાર આવવાની તૈયારીમાં હોયની! એવો મને ભાસ થયો અને એ વેળાયે તેમના એ પ્રપંચની ભયાનક શૃંખલાની એક એક કડી મારા જાણવામાં આવી ગએલી હોવાથી ત્યાં હવે વધારે વાર થોભવાનું મને ઉચિત ન જણાયું. હું ઉતાવળથી તે ઓરડામાંથી બહાર નીકળી ગયો."

"હવે ન્યાયાધીશ મહાશયની કથા વધારે અને વધારે રસમાં આવતી જાય છે, માટે જરા ધ્યાન આપીને સાંભળો." **બેરને** શ્રોતાઓને સૂચના આપી.

પરંતુ હજી તો ભાગ્યે જ **બેરન**ના એ વાકયની સમાપ્તિ થઈ હશે એટલામાં અચાનક **બેરન્** જે કુરસીપર બેઠેલો હતો તે કુરસીના પશ્ચાદ્ ભાગમાંની કોઈ વ્યક્તિએ અત્યંત શીઘ્રતાથી એક કૃપાણને બળપૂર્વક ટેબલમાં ખોસી દીધું કે જે કૃપાણની આસપાસ રજ્જુ પણ વીંટાળેલી હતી. આ ભયંકર ઘટનાને જોઇને **બેરને** ભયદર્શક ધ્વનિ કર્યો અને તે સાંભળીને તેના સાથીઓ તથા અતિથિઓએ પણ ચીત્કાર કરવા માંડયો. એ કોલાહલનું મુખ્ય કારણ એ હતું કે, તે કૃપાણની આસપાસ રજ્જુ વીંટાળેલી હતી અને તે **ફ્રેમ્** ગૅરિકર્ નામક ગુપ્ત ન્યાયસભાનું એક મુખ્ય ચિન્હ હતું. તેમજ તે રજ્જુમાં લપેટેલો એક કાગળ પણ હતો અને તે કાગળપર ત્રણ કૃપાણોની આકૃતિ આલેખવામાં આવી હતી, કે જેને વળી **ફ્રેમ**ન્યાયાલયનું સર્વથી ભયંકર ચિન્હ માનવામાં આવતું હતું. **થેરેસા**એ એ અત્યંત ભયાનક ચિન્હને આવી રીતે અચાનક અતિથિઓના મધ્યમાં ફેંકાયલું જોઇને એક ચીત્કાર કર્યો અને અત્યંત શોકપૂર્ણ દૃષ્ટિથી આસપાસ જોવા માંડયું.

**બેરને** ભય અને આશ્ચર્યદર્શક ઉદ્દગાર કાઢીને કહ્યું કે;—"ખરેખર આ સાહસ જેણે કર્યું છે તે કોઇ અત્યંત નિર્ભય અને વીરપુરુષ જ હોવો જોઇએ. પરંતુ ચિંતા નહિ, મારા વીર સૈનિકો, વાયુના વેગ-

થી જાઓ, પુલને ખાઇપરથી ઉપાડાવી લ્યો, દુર્ગની દીવાલપરના સંતરીઓની સંખ્યાને બમણી કરો અને ધ્યાન રાખો કે, કોઇ પણ વ્યક્તિ દુર્ગમાંથી બહાર નીકળી ન જાય ! નહિ તો અસાવધ રહેવાના અપરાધમાટે તમારે પોતાના પ્રાણોનું બલિદાન આપવું પડશે."

જે સૈનિકો એ વિશાળ ઓરડાના દ્વારની પાસે જ ઊભેલા હતા તેઓ પોતાના સ્વામીની આજ્ઞાનું પાલન કરવામાટે તત્કાળ ત્યાંથી ચાલતા થઇ ગયા. તેમના જવા પછી **બેરન્** પોતાની આસપાસ બેઠેલા અતિથિ અને અન્ય જનોને ઉદ્દેશીને ગંભીરતાથી કહેવા લાગ્યો કે;—"વારૂ ત્યારે હવે આપણે જોઇએ કે, આ કાગળમાં શી તુચ્છ અને નીચ આજ્ઞા કરાયલી છે !"

જો કે **રો.**જેન્થેલના સ્વામીએ આ શબ્દો ગંભીરતાથી ઉચ્ચાર્યા હતા છતાં તેના હૃદયમાં તો અવશ્ય ભયની ભાવનાનો સંચાર થઇ ગયો હતો અને તેના પરિણામ તરીકે તેના હસ્તમાં કંપનો આવિર્ભાવ થએલો પ્રત્યક્ષ દેખાતો હતો; એટલું જ નહિ, પણ જ્યારે તે ઉચ્ચ સ્વરથી તે પત્રને વાંચવા લાગ્યો તે વેળાયે તેના ઓષ્ઠો પણ કંપતા જ હતા ! તે પત્રમાં નીચે પ્રમાણેની આજ્ઞા લખાયલી હતી;—

"કૃપાણ અને રજ્જુના નામથી તમને આજ્ઞા કરવામાં આવે છે કે, આ આજ્ઞાપત્ર તમને મળી ગયા પછી જે રવિવારનો દિવસ આવે, તે રવિવારને દિવસે મધ્યાન્હકાળે તમારે વૅલેન્સ્ટીન નામક ટેકરીપરના લીંબુના વૃક્ષતળે આવીને હાજર થઇ જવાનું છે. પરંતુ સાવધાન ! ત્યાં તમે એકલા જ આવજો, બીજા કોઇ મનુષ્યને તમારી સાથે ન લાવશો અને પોતાની પાસે કોઈ શસ્ત્ર પણ ન રાખશો. ધ્યાન રાખજો કે, આ આજ્ઞાના પાલનમાં તમારા હસ્તે કોઈ પણ પ્રકારનો પ્રમાદ ન થાય.

"† † †"

એ આજ્ઞાપત્રને વાંચીને **બેરન્** પોતાનાં નેત્રામાંથી અગ્નિના કણોને વર્ષાવતો વીરતાથી કહેવા લાગ્યો કે;—"જે કોઇપણ આ રજ્જુ તથા કૃપાણને અહીં મૂકી જવાની નીચ કૃતિ કરનાર મનુષ્યને પકડી લાવશે, તે વીરનરને તેની ઇચ્છાઅનુસાર પારિતોષિક આપવામાં હું લેશ માત્ર પણ કૃપણતા કરીશ નહિ ! જર્મન્ સામ્રાજ્યના એક ઉચ્ચતમ પદાધિકારી તરીકે હું મારી પદવીના શપથ લઇને આ વાક્ય ઉચ્ચારૂં છું અને હું મારા એ વાક્યનું એક વીરની યોગ્યતાથી પ્રાણાન્તપર્યન્ત પાલન કરીશ !"

"પરમેશ્વર આપની ઇચ્છાને સફળ કરે!" વરિષ્ટ ન્યાયાધીશે બેરન્ પ્રતિ પોતાની અનુકંપા દર્શાવી.

"આપની આ આજ્ઞા પ્રમાણેનું કાર્ય હું કરી આપવાને તૈયાર છું!" આટલું કહીને ચાર્લ્સ હુમેલની પાસે બેઠેલો અજ્ઞાત પુરુષ એકદમ ઊઠીને ઊભો થઈ ગયો અને તેથી તેનાં બહુમૂલ્ય વસ્ત્રો તથા તેનું સુંદર મુખમંડળ આદિ દીપકોના પ્રકાશમાં ચમકવા લાગ્યાં.

"કોણ ફૉસ્ટ!" બેરને તેજ દીન અને કપર્દિકાહીન વિદ્યાર્થીને પોતાના અતિથિઓના સમુદાયમાં જોઇને અતિશય આશ્ચર્યદર્શક સ્વરથી એટલો ઉદ્‌ગાર કાઢ્યો અને ત્યારપછી આશ્ચર્યનું કાંઇક શમન થતાં તેણે કહ્યું કે;—"બહુ સારૂં, તારા વચન પ્રમાણે તુંજ એ કાર્ય કરી બતાવ!"

"આહ–વિલ્હેલ્મ્!" થેરેસાએ અતિશય મંદ સ્વરથી કહ્યું, અને તે કુમારિકાના કોમળ વક્ષસ્થળમાં, તેને જે આશાઓ અત્યાર સૂધી બહુધા અશક્ય જ જણાતી હતી તે આશાઓનો ઉદ્‌ભવ થયો અને તે એક પ્રકારના અલૌકિક માનસિક આનંદને અનુભવવા લાગી.

---

# પ્રકરણ ૧૪ મું

---

## ત્રણ પ્રતિબંધ

એની તો સહજ કલ્પના કરી શકાય એમ છે કે, ઉત્સવના આનંદવિહારમાં અચાનક આવી રીતે ન ધારેલી બાધા આવી પડવાથી રોજેન્થેલ દુર્ગમાંના રાજમહાલયમાં એકત્રિત થએલા અતિથિઓના હૃદયમાં એક પ્રકારના વિલક્ષણ ભયનું સામ્રાજ્ય વ્યાપી ગયું હતું અને તે ભયનાં ચિન્હો તેમનામાં મુખમંડળોમાં પ્રત્યક્ષ દેખાતાં હતાં.

હવે સર્વનાં નેત્રો ફૉસ્ટપ્રતિ આકર્ષાયાં અને ચાર્લ્સ હુમેલના જાણવામાં પણ આવી ગયું કે, તેણે જેના રજૂ કરેલા કાગળપર પોતાના હસ્તાક્ષરો કરી આપ્યા હતા, તે વ્યક્તિનું નામ ફૉસ્ટ હતું. અર્થાત્ તેનો ઉદ્ધારક અને બબ્બેવારનો પ્રાણરક્ષક મહાત્મા ફૉસ્ટ હતો, એ અત્યારે પ્રથમવાર જ હુમેલના જાણવામાં આવ્યું.

પરંતુ ત્યાં એકત્ર થએલા અતિથિઓ અને અન્યાન્ય જનોમાં જે ગભરાટ ફેલાઇ ગયો હતો, તેનો લોપ ન થયો, કિન્તુ તે ગભરાટ વધારે અને વધારેજ વધવા લાગ્યો; અને તે ભયવૃદ્ધિનું કારણ એ હતું કે, ફૉસ્ટ પોતાના પાછા આવતાં સૂધી તે સર્વ જનોને અધિકાર-

દર્શક હસ્તસંકેતથી ત્યાં જ બેસવાની આજ્ઞા કરીને પોતે તે વિશાળ ઓરડામાંથી વિલક્ષણ રીતે અદૃશ્ય થઈ ગયો હતો.

કેટલીકવાર સુધી તો ત્યાં સર્વથા મૌન અને સ્તબ્ધતાનું જ સામ્રાજ્ય વ્યાપી રહ્યું; પરંતુ ત્યારપછી ત્યાં ધીમીધીમી વાતો ચાલવા લાગી. પણ એ કાનાફૂસીનો પણ શીઘ્રતાપૂર્વક દ્વારના ઊઘડવાથી થએલા ધડાકાએ એકદમ અટકાવ કરી દીધો, અને દ્વાર ઊઘડતાંની સાથે જ ફૉસ્ટે પાછો એ ઓરડામાં પ્રવેશ કર્યો. ફૉસ્ટ અત્યંત ગંભીરતાથી ટેબલના શિરોભાગતરફ વધતો જ ગયો અને ત્યાં પહોંચ્યા પછી ઉભો રહીને તે ગંભીર સ્વરથી કહેવા લાગ્યો કે;—" તે અપરાધી પકડાયો છે અને આ ક્ષણે તે રોજેન્થેલ દુર્ગના અધીશ્વરના શસ્ત્રધર સૈનિકોના અધિકારમાં છે."

" મહાશય, તમારો મારાપર અત્યંત આભાર થયો છે;" બેરને એ પ્રમાણે તેના પ્રતિ પોતાની કૃતજ્ઞતા દર્શાવીને કહ્યું: " અને તે રાક્ષસના અવતારને તેના અપરાધની યોગ્ય શિક્ષા આપ્યા પછી મેં જે વચન ઉચ્ચાર્યું છે, તે વચનનું હું તમને સંતુષ્ટ કરીને શીઘ્ર જ પાલન કરી બતાવીશ. સદ્ભાગ્યયોગે આપણા કાર્યમાં સહાયક થવામાટે વરિષ્ટ ન્યાયાધીશ મહાશય પણ અત્યારે અહીં ઉપસ્થિત છે અને એમના ન્યાયનિર્ણયથી આ ક્ષણેજ સર્વના જાણવામાં આવી જશે કે, ફ્રેમગેરિકટ જેવી દાંભિક ન્યાયસભાને પોતાના માનવઘાતક પ્રતિનિધિઓને પ્રતિષ્ઠિત વ્યક્તિઓને તેમના પોતાના ગૃહમાં જઇને ડરાવવામાટે મોકલવાનો કેટલોક અધિકાર છે!"

" હું ન્યાયપુરઃસર સ્થપાયલી ન્યાયસભાનો એક વરિષ્ટ ન્યાયાધીશ અને ઉત્કૃષ્ટ ન્યાયાધિકારી હોવાથી ફ્રેમગેરિકટ નામની પવિત્ર કહેવાતી પરંતુ દાંભિક ન્યાયસભાથી સર્વથા વિરુદ્ધ છું અને સરકારી ન્યાયસભાના અધિકારોને બળાત્કારથી પોતાના હાથમાં લેનારી એ ગુપ્ત ન્યાયસભાને અને તેના સભાસદોને હું સમ્રાટ્ તથા સામ્રાજ્યના શત્રુ સમાન જ માનું છું; તે ન્યાયસભાને હું રાજદ્રોહીઓની સભાના નામથીજ ઓળખું છું."

જો કે વરિષ્ટ ન્યાયાધીશે આ શબ્દો બહુજ દૃઢતાથી ઉચ્ચાર્યા હતા, પરંતુ તે શબ્દોના શ્રવણથી અન્ય સર્વ વ્યક્તિઓનાં હૃદય કંપી ગયાં; કારણ કે, તેમનામાંના ઘણાકોએ ફ્રેમ્ ન્યાયસભાની સત્તાવિશે બહુ બહુ સાંભળ્યું હતું અને તેથી જે કેટલાક વીરનર હતા તેમની છાતી પણ એ વેળાયે ધડકવા લાગી ગઈ.

એ પછી બેરન્ પોતે તે ગુપ્ત ન્યાયસભાવિશે પોતાના અભિપ્રાયોને દર્શાવતો કહેવા લાગ્યો કે:—" ખરેખર હવે એ ગુપ્ત ન્યાયસભાના અત્યાચારો સીમાને ઓળંગીને બહુજ આગળ વધી ગયા છે. તેમજ વળી એમાં પણ કાંઇ સંદેહ નથી કે, આ આજ્ઞાપત્ર મારા પરમ શત્રુ કાઉન્ટ્ મૅન્ફ્રેડ—લિન્સડોર્ફ દુર્ગના સ્વામી—નું જ મોકલેલું છે; કારણ કે, એતો સર્વના જાણવામાં છે જ કે, કાઉન્ટ મૅન્ફ્રેડ ફ્રેમગેરિકટ નામક ગુપ્ત ન્યાયસભાનો એક ઉચ્ચપદાધિકારી સભાસદ છે, એટલે જ્યારે યુદ્ધક્ષેત્રમાં મારા હાથે તેનો પરાજય થયો છે, ત્યારે હવે મારા પ્રાણ લેવાની તેણે આ એક બીજી નવીન યુક્તિ શોધી કાઢી છે." આટલું બોલીને પછી તેણે ન્યાયાધીશને ઉદ્દેશીને કહ્યું કે; " ત્યારે હવે જે અપરાધી અત્યારે આપણા પંજામાં સપડાયલો છે, તે પાજીને શો દંડ દેવો ઉચિત છે વારૂ ? "

" પરંતુ એનો નિશ્ચય થઇ ગયો છે કે કેમ, કે આ અપરાધ તેજ વ્યક્તિનો છે ? અર્થાત્ મહાશય ફ્રૉસ્ટ, તેનાપરના એ અત્યાચારના અપરાધને તમારાથી પ્રમાણપૂર્વક સિદ્ધ કરી શકાય તેમ છે ખરૂં કે ? "

" અપરાધને સપ્રમાણ સિદ્ધ કરવાની આવશ્યકતા તો ત્યારે જ હોય છે કે જ્યારે અપરાધી પોતાના અપરાધનો અસ્વીકાર કરીને પોતાને નિરપરાધી તરીકે જ વ્યક્ત કરે છે. અહીં તો અપરાધી મુક્ત કંઠે પોતાના અપરાધને સ્વીકારતો હોવાથી એવાં પ્રમાણોની આવશ્યક્તા રહેતી જ નથી. તે કેવળ પોતાના અપરાધને સ્વીકારે છે, એટલું જ નહિ, પણ એ વિશે મહાગર્વ પણ ધરાવે છે. વળી તેની પાસેથી ગુપ્ત ન્યાયસભાનાં બીજાં પણ કેટલાંક આજ્ઞાપત્રો તપાસ કરતાં મળી આવ્યાં છે. " ફ્રૉસ્ટે ન્યાયાધીશનું યોગ્યતાપૂર્વક સમાધાન કર્યું.

ફ્રૉસ્ટનું એ ભાષણ સાંભળીને ન્યાયાધીશ કહેવા લાગ્યો કે:—" જો એમજ હોય, તોપછી ગુપ્ત નરહત્યાકારિ મંડળના એ ભયંકર પ્રતિનિધિને આ સ્થાનમાં લઇ આવવાની કશી પણ આવશ્યકતા નથી; કારણ કે, તેને જોવાથી અહીં બેઠેલી કેટલીક કોમળહૃદયા સન્નારીઓ વિનાકારણ ભયભીત થઇ જાય એવો સંભવ છે; અર્થાત્ હવે તો એજ માર્ગ વિશેષ ઉત્તમ છે કે, તેને દુર્ગના દ્વારમાં ફાંસી આપીને મારી નાખવો કે જેથી તેના શબને આવતાં જતાં સર્વ જનો જોઇ શકે અને તેથી ગુપ્ત ન્યાયસભાના લાગતાવળગતાઓને પણ એક પ્રકારનું શિક્ષણ મળી જાય. "

ન્યાયાધીશનાં આ વચનો સાંભળતાં જ **બેરને** પોકાર કરીને કહ્યું કે;—" સેનાપતિ ડેવિજ, શ્રીમાન્ વરિષ્ટ ન્યાયાધીશે જેવી આજ્ઞા આપી છે, તે પ્રમાણેનો જ તે અપરાધીને દંડ આપો. જુઓ, તે ભયંકર અપરાધીને આ પ્રાણદંડ આપતી વેળાયે જરા પણ અચકાશો નહિ અને તેના પ્રતિ લેશ માત્ર પણ દયા કિંવા કરુણા દર્શાવશો નહિ. તે ગમે તે હોય તોપણ તેને તત્કાળ ફાંસીને લાકડે લટકાવી દેજો અને આજ્ઞાનું યથાર્થ પાલન કરી બતાવજો."

" સુજ્ઞ સેનાપતિ, મારી પણ તમને એજ ભલામણ છે કે, આ આજ્ઞાના પાલનમાં કોઈ પણ પ્રકારનો પ્રમાદ થવો ન જોઇએ." વરિષ્ટ ન્યાયાધીશે બીજીવાર ભાર મૂકીને જણાવ્યું. જો કે તેના હૃદયમાં **ફ્રેમ**ન્યાયાલયના અધિકારોના સ્મરણથી કંપ થયા કરતો હતો, તોપણ અલૌકિક વીરતાથી તેણે આ આજ્ઞા આપી દીધી. **જર્મ**નીના ન્યાયાધીશોની આજ્ઞામાં જે પ્રભાવ સાધારણતઃ દેખાયા કરે છે, તેવોજ પ્રભાવ એ વરિષ્ટ ન્યાયાધીશની આજ્ઞામાં પણ દેખાતો હતો. " જરાપણ ન અચકાતાં, જરાપણ વિલંબ ન કરતાં અને જરાપણ દયા ન દર્શાવતાં તે પિશાચને ફાંસીને લાકડે લટકાવી દ્યો ! " આ શબ્દો ઉચ્ચારતી વેળાયે તેનાં નેત્રોમાં જે ચમકાટ દેખાતો હતો, તે તેની અદ્વિતીય નિર્દયતાને સ્પષ્ટતાથી પ્રકટ કરતો હતો. વળી મનમાં કાંઇક વિચાર આવતાં તે ભીષણતાથી કહેવા લાગ્યો કે;—" જો તે બનાવટી અને જૂઠી, ન્યાયસભાના નામને ધરાવતી અન્યાયસભાનો કોઈ સભાસદ અહીં ઉપસ્થિત હોય, તો તેણે આ ઘટનાને જોઇને અવશ્ય એક નવો પાઠ શીખવો જોઇએ છે કે જેથી ભવિષ્યમાં કોઇવાર તેને આવી ભયંકર શિક્ષા ભોગવવાનો અનિષ્ઠ પ્રસંગ પ્રાપ્ત ન થાય ! "

આ પ્રમાણેની આજ્ઞા સાંભળીને સેનાપતિ ડેવિજે નમન કર્યું અને અને પોતાના કર્ત્તવ્યનું પાલન કરવામાટે તે ત્યાંથી તે ચાલતો થઇ ગયો.

**બેરન્** અને વરિષ્ટ ન્યાયાધીશની એ ભયંકર કૃતિથી ત્યાં એકત્ર થએલા જનસમાજના હૃદયમાં ભયનો એવો તો ભયંકર છાપ પડી ગયો હતો કે, કોઇ પણ મનુષ્યે—અરે એકાદ સ્ત્રીએ સુદ્ધાં પણ તે અપરાધીપર કાંઇક દયા કરવા વિશેના એક શબ્દ માત્રનો પણ ઉચ્ચાર કર્યો નહિ. માત્ર **થેરેસા**એ જાણે તે દયાની ભિક્ષા માગતી હોયની તેવા ભાવથી પોતાના પિતાપ્રતિ દૃષ્ટિપાત કર્યો, પરંતુ **બેરને** તેના ઉત્તરમાં પોતાની દૃષ્ટિને વક્ર કરવાથી **થેરેસા**એ પણ પોતાનાં નેત્રો તથા મસ્તકને નીચાં નમાવી દીધાં.

એ પછી એક બે ક્ષણ વિશ્રાંતિ લેવામાં વીતાડીને બેરન્ ફ્રૉસ્ટ્ને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે;–"વારૂ ત્યારે વિદ્યાર્થી મહાશય, હવે હું મારી પ્રતિજ્ઞાનું પાલન કરી બતાવવાને ઇચ્છું છું. મેં એવા શપથ લીધા હતા કે, જે કોઇ પણ મનુષ્ય એ અત્યાચારિણી ગુપ્ત ન્યાયસભાના આજના અપરાધી સભાસદને પકડીને મારી પાસે લઈ આવશે, તે મારી પાસેથી પોતાની ઇચ્છા પ્રમાણેના પારિતોષિકને મેળવી શકશે; અને હવે હું મારી એ પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ થવા પણ નથી ઇચ્છતો અને તેનું કારણ એ છે કે, એ વાર્ત્તા સર્વ લોકોના જાણવામાં આવી જાય કે, જેવો હું દંડ દેવામાં દયાહીન છું તેવોજ હું પારિતોષિક આપવામાં પણ ઉદાર અને નિસ્પૃહ છું. પરંતુ વિદ્યાર્થી મહાશય; એની સાથે એક બીજો પણ નિયમ જોડાયલો છે અને તે એ કે, જે વસ્તુ મારા અધિકારમાંની હશે તેજ માત્ર તમને આપવામાં આવશે."

"આપ શ્રીમાન્ના કથનનો આશય હું બરાબર સમજી ગયો છું. આપે એવા શબ્દોજ ઉચ્ચાર્યા હતા કે, જે કોઈ તે અપરાધીને પકડી લાવશે, તેને તમે તમારા અધિકારમાં હોય તે વસ્તુઓમાંથી તેની ઇચ્છાનુસાર કોઇ પણ વસ્તુ પારિતોષિક તરીકે આપશો." ફ્રૉસ્ટે બેરન્ના શબ્દોનું પુનરુચ્ચારણ કરી સંભળાવ્યું.

"ખરેખર મારા એજ શબ્દો હતા. વિદ્યાર્થી મહાશય, તમારી સ્મરણશક્તિ ખરેખર બહુજ તીવ્ર અને પ્રશંસનીય છે. વળી તમારા એક બીજા ઉપકારથી તો હું તમારો અતિશય આભારી છું અને તે એ કે, મારી પુત્રી થેરેસાને લિન્ડ્સ્ડોર્ફ્ના કાઉન્ટના બંધનમાંથી તમે જ છોડવી લાવ્યા હતા. અર્થાત્ હવે પળ માત્રનો પણ વિલંબ ન કરતાં કોઇ એવા પારિતોષિકની યાચના કરી લ્યો કે જે આપવાથી હું તમારા બન્ને ઉપકારોના ભારથી મુક્ત થઇ જાઉં." બેરને ફ્રૉસ્ટની પ્રશંસા કરીને પારિતોષિક માગી લેવામાટેનો આગ્રહ કરતાં એ વાક્યો ઉચ્ચાર્યાં.

એના ઉત્તરમાં ફ્રૉસ્ટે જણાવ્યું કે;–" મારી એ વિશેની ઇચ્છાને પ્રકટ કરવા પૂર્વે મારે શ્રીમાન્ને એટલી વાર્ત્તા જણાવવી જોઇએ કે, આપ શ્રીમાન્ની આ સેવકે બીજી પણ એક લઘુ સેવા કરેલી છે કે જેને ગુપ્ત રાખવાની હવે કશી પણ આવશ્યકતા નથી. જે દિવસે આપના શત્રુ કાઉન્ટ મૅન્ફ્રેડની સેનાએ આપના દુર્ગપર આક્રમણ કર્યું હતું અને ત્યાર પછી દીવાલપર ચઢીને આપની સેનાનો નિર્દયતાથી સંહાર કરવા માંડ્યો હતો; તે દિવસે અણીની વેળાયે આ આપનો સેવક જ નખથી શિખાપર્યન્ત શસ્ત્ર અને કવચથી સુસજ્જિત થઇને આવ્યો

હતો અને આ સેવકના એક કિંચિત્ સંકેતમાત્રથી જ શત્રુપક્ષનો પરાજય તથા આપનો વિજય થયો હતો !"

બેરને ફૉસ્ટની આ વાર્ત્તાને અસત્ય માનીને કાંઇક ઉપાલંભના ભાવથી કહ્યું કે:-" વિદ્યાર્થી મહાશય, તમે આ વાર્ત્તા ક્યાંકથી સાંભળેલી છે અને તે સાંભળેલી વાર્ત્તાને જ અત્યારે મારા સમક્ષ કહી સંભળાવો છો. તમો એકલા આવી અલૌકિક વીરતાનો સાક્ષાત્કાર કરાવી શકો એ સર્વથા અશક્ય અને અસંભવનીય છે."

બેરનના આ ઉપાલંભાત્મક કથનને સાંભળીને કોપના આવેશથી ફૉસ્ટનું મુખમંડળ લાલચોળ થઈ ગયું અને તેથી તે ગર્જના કરતો કહેવા લાગ્યો કે;-" શું આપ મારા કથનને અસત્ય માનો છો? હું મારા આ કથનની સત્યતાનાં આપ શ્રીમાનને એવાં તો વિશ્વસનીય પ્રમાણો આપી શકું એમ છે કે,-પણ નહિ, હું કેવળ મહાશય ચાર્લ્સ હુમેલને જ પ્રાર્થના કરૂં છું કે, મારા કથનમાં સત્યતા કિંવા અસત્યતા જે કાંઇ પણ હોય તે તેઓ આપ શ્રીમાનને જણાવી દે."

ફૉસ્ટની આ પ્રાર્થના સાંભળીને ચાર્લ્સ હુમેલે જણાવ્યું કે;-" મહાશય ફૉસ્ટના કથનની સત્યતા વિશે મારા હૃદયમાં લેશમાત્ર પણ શંકા નથી; કારણ કે, મહાભયાનક સંકટોમાંથી બબ્બેવાર કેવળ એ મહાનુભાવ પુરુષેજ મારા પ્રાણોની રક્ષા કરેલી છે."

ચાર્લ્સની આ સાક્ષીથી પોતાની માન્યતાને ફેરવીને બેરન્ કહેવા લાગ્યો કે;-" વારૂ ત્યારે વિદ્યાર્થી મહાશય, તમારા આ ઉપકારનો પણ હું કૃતજ્ઞતાપૂર્વક સ્વીકાર કરૂં છું, અને તે સાથે એ પણ મારે કહેવું જ જોઇએ કે, હવે કોઇ પણ પ્રકારના વિલંબવિના કોઈ એવા પારિતોષિકની યાચના કરી લ્યો કે, જેથી તમારા કરેલા એ ત્રણે ઉપકારોનો યોગ્ય બદલો તમને મળી જાય અને હું તમારા ઋણથી સર્વથા મુક્ત થઈ જાઉં."

"હું આપ શ્રીમાનની આજ્ઞા પ્રમાણે જ વર્ત્તીશ," આટલું કહીને ફૉસ્ટે પોતાના સ્વરને કાંઇક વિશેષ ઉચ્ચ તથા ગંભીર કરીને કહેવા માંડ્યું કે;-" હું પરમશ્રીમાન્ બેરન્ મહાશય તથા અન્ય સભ્ય વ્યક્તિઓને પ્રાર્થના કરીને પૂછું છું કે, જે વ્યક્તિએ રોજેન્થેલના રાજકુટુંબને અત્યાચારીઓના અત્યાચાર તથા લૂટફાટ આદિ સંકટમાંથી બચાવ્યું હોય, જેણે શ્રીમાનની પ્રિયપુત્રીને કે જેની મુક્તિનો કેવળ આપના સૈન્યના બળપર જ આધાર રહેલો હતો અને તે સૈન્યનો કદાચિત્ શત્રુસૈન્યના હસ્તે પરાજય થઇ જવાનો પણ સંપૂર્ણ સંભવ

હતો, તેવા કટાકટીના પ્રસંગે શત્રુના દુર્ગમાંથી અને શત્રુના બંધનમાંથી બચાવીને શ્રીમાન્‌ની છાયામાં લાવી મૂકી હોય; અને જે શત્રુએ, ફ્રેમ ગેરિકટ જેવી અલૌકિક સત્તાધારિણી ન્યાયસભાના સભાસદે આ અતિથિઓના દેખતાં આપ શ્રીમાનની મર્યાદાનો ભંગ કર્યો હતો તે શત્રને પળ માત્રમાં જેણે પકડી બતાવ્યો હોય; અર્થાત્ જે વ્યક્તિએ ત્રણ ત્રણ વાર આવાં અલૌકિક કૃત્યો કરી બતાવ્યાં હોય, તે વ્યક્તિ જો એ કરેલા ઉપકારોના બદલામાં આપ શ્રીમાન્‌ની પુત્રી થેરેસાના હસ્તની યાચના કરે, તો તેથી તે યાચના કોઇ પણ પ્રકારે અનુચિત અથવા અયોગ્ય કહેવાય, એમ છે ખરૂં કે ? ”

સર્વનાં નેત્રો બેરન્ પ્રતિ વળ્યાં અને તે પછી સ્વાભાવિક ભાવથી જ સર્વ અતિથિઓ કુમારિકા થેરેસાના મુખનું અવલોકન કરવા લાગ્યાં. કેટલીકવાર સૂધી બેરનની આંખો કોપના આવેશથી ઢળેલી જ રહી, પરંતુ કઠિન પરિશ્રમ તથા મહાભારત ઉદ્યોગવડે તેણે પોતાના વધતા જતા ક્રોધને હૃદયમાં જ દબાવી દીધો. થેરેસા લજ્જાથી પાણી પાણી થઇ ગઇ અને તેણે પોતાના મસ્તકને નીચું નમાવી દીધું. ત્યારપછી બેરન્ શાંત ભાવથી ફ્રૅાસ્ટને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે;—

“ વિદ્યાર્થી મહાશય, તમે મારી અને મારા રાજકુટુંબની જે સેવાઓ કરી છે, તે એવી તો ઉચ્ચ અને શ્રેષ્ઠતમ છે કે, તમારા વિષયમાં કટુ શબ્દોને જિવ્હારપર લાવતાં પણ મને લજ્જા આવે છે ! એ તો તમે પણ સ્વીકારી ચૂકયા છો કે, જે વસ્તુ મારા અધિકારમાંની હોય, તેજ વસ્તુ મારાથી તમને આપી શકાય તેમ છે. અર્થાત્ થેરેસાપર હવે કોઇ પણ પ્રકારે મારો અધિકાર ન હોવાથી તમારી થેરેસાના હસ્તની યાચનાનો તેને અયોગ્ય માનીને જો કે ખેદપૂર્વક પરંતુ સર્વતો ભાવથી મારે અસ્વીકાર કરવો પડે છે; અર્થાત્ તમારી એ આશા મારાથી પૂર્ણ કરી શકાય તેમ નથી ! ”

બેરનના આ ઉત્તરને સાંભળીને ફ્રૅાસ્ટ પૂર્વ પ્રમાણેજ પોતાની ગંભીર વાણીથી કહેવા લાગ્યો કે,—“ શ્રીમાન્ બેરન્ મહાશય તેમજ અન્યાન્ય જનોને મારી એવી નમ્ર પ્રાર્થના છે કે, તેઓ મારી વાર્ત્તાને જો ધ્યાનપૂર્વક સાંભળી લેશે, તો તે સર્વનો મારાપર અતિશય અનુગ્રહ થયો કહેવાશે. જેમના યોગે બેરન્ મહાશય પોતાની પુત્રીનો મારી સાથે લગ્નસંબંધ કરી નથી શકતા, તેવા પ્રતિબંધો કેવળ ત્રણ જ છે. પ્રથમ પ્રતિબંધ એ છે કે, હું એક દરિદ્રી અને નિર્ધન વિદ્યાર્થી છું અને મારા વંશ તથા કુળ આદિનો કાંઈ પત્તો નથી; દ્વિતીય

પ્રતિબંધ એ છે કે, થેરેસા પોતે મારી સાથે પરણવાની વાર્ત્તાને સ્વીકારે કિંવા ન સ્વીકારે એ સંશયાસ્પદ છે, કિંબહુના તે મારાથી ઘૃણા કરતી હોય તો તે પણ બનવા યોગ્ય છે; અને તૃતીય પ્રતિબંધ એ છે કે, કુમારિકા થેરેસાનું એક અન્ય પુરુષ સાથે સગપણ થઇ ચૂકેલું હોવાથી હવે તેને મારી સાથે પરણાવી દેવાનો બેરન્ મહાશયનો કોઇ પણ પ્રકારનો અધિકાર રહ્યો નથી."

"ખરેખર ફૅાસ્ટ, આ પ્રતિબંધોના કારણથી જ હું થેરેસાનો તમારી સાથે લગ્નસંબંધ કરાવી શકતો નથી. ન્યાયની દૃષ્ટિથી તમે અત્યારે જે કાંઇ બોલ્યા છો એ માટે અવશ્ય તમને અનેકાનેક ધન્યવાદજ ઘટે છે. જે સ્પષ્ટ વચનો અત્યારે તમે ઉચ્ચાર્યાં છે, તેવાં સ્પષ્ટ વચનો કદાચિત્ ન્યાયાધીશ મહાશય પણ ઉચ્ચારી શકત કે નહિ, એની શંકા જ છે." બેરને ફૅાસ્ટને પોતાના પક્ષમાં બોલતો જોઇને તેની મુક્ત કંઠે પ્રશંસા કરી અને તેને અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપ્યા; "તમે જે દલીલો પોતાની વિરુદ્ધ રજૂ કરી છે, તેવી દલીલો તમારો કોઇ પ્રતિપક્ષી ધારાશાસ્ત્રી પણ તમારી વિરુદ્ધ ભાગ્યેજ રજૂ કરી શકે એમ છે!"

"ત્યારે હવે એ પ્રતિબંધોના નિવારણને પણ જાણી લ્યો;" ફૅાસ્ટે ગર્વપૂર્વક પોતાના બોલવાની દિશાનું પરિવર્ત્તન કરીને કહ્યું; "એ તો સર્વના જાણવામાં છે જ કે, રાજધાની વાયનાના નિકટમાંજ ઑરેના નામક મહાન્ દુર્ગ આવેલો છે અને તે દુર્ગાધીશના અધિકારમાં ભૂમિનો જે ભાગ છે તેનો વિસ્તાર આ રોજેન્થેલ દુર્ગના અધિકારી બેરન્ મહાશયના રાજ્ય કરતાં ઘણો જ વધારે છે, તેમજ એ ઑારેના રાજ્યના સ્વામીને, મારા કૃપાળુ બેરન્ મહાશય, જર્મનીની સમ્રાટ્ સભામાંથી આપની પદવી પ્રમાણેજ કાઉન્ટ તથા અમીરની પદવી અપાયલી છે, એ આપ જાણો છો ખરા કે નહિ?"

"પરંતુ વિદ્યાર્થી મહાશય, આમાં તમારૂં તાત્પર્ય શું સમાયલું છે, તે હું સમજી શકતો નથી!" બેરને કાંઇક આશ્ચર્ય દર્શાવ્યું અને ત્યારપછી કહ્યું કે; "હું એટલું તો સારી રીતે જાણું છું કે, જે ઑરેના દુર્ગ વિશે તમે બોલી રહ્યા છો, તે કેટલાક દિવસથી તેનો કોઈ ઉત્તરાધિકારી ન હોવાથી જર્મનીના સમ્રાટ્‌ના અધિકારમાં ચાલ્યો ગયો છે અને જો તેનો કોઇ ખરીદનાર નીકળી આવે, તો તેને વેચી નાખવાની સમ્રાટ્‌ની ઇચ્છા છે. પરંતુ જર્મનીમાં આજે એવો ધનાઢ્ય કોણ છે કે, જે તે દુર્ગને અને તેની સાથે જોડાયલા અધિકારોને ખરીદી શકે?"

"જર્મનીમાંનો તેવો ધનાઢ્ય પુરુષ હું પોતે જ છું; તે દુર્ગને મેં ખરીદી લીધો છે અને અત્યારે ત્યાં મારી સત્તા ચાલતી હોવાથી હું એક દીન વિદ્યાર્થી નહિ, પણ ઑરેના દુર્ગનો માન્યવર કાઉન્ટ છું!" ફ્રૉસ્ટે આ પ્રમાણે કહીને પોતાના ગજવામાંથી એક દસ્તાવેજ કાઢ્યો અને તેને ખોલીને બેરન્ સમક્ષ રાખી દીધો. ત્યારપછી તે પાછો ન્યાયાધીશને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે;–"આપ શ્રીમાન્ તો કેટલાક કાળપર્યન્ત સમ્રાટ્‌ની સભામાં મુખ્ય દફ્તરીની પદવી ભોગવી ચૂકયા છો એટલે જો આ રાજમુદ્રા અને લેખ ઇત્યાદિ બનાવટી હોય, તો તેમને આપ શ્રીમાન્ બરાબર ઓળખી શકો એમ છે. કૃપા કરીને યોગ્ય અભિપ્રાય જણાવશો, તો આપનો મારા પર અત્યંત આભાર થશે."

વરિષ્ટ ન્યાયાધીશ ક્રિચેર મહાશયે તે ક્ષણેજ આશ્ચર્યદર્શક મુદ્રાથી તે દસ્તાવેજનું અવલોકન કર્યું અને ત્યારપછી પોતાનો અભિપ્રાય દર્શાવ્યો કે;–"આ અક્ષરે અક્ષર સાચો અને વિશ્વાસપાત્ર દસ્તાવેજ છે, કારણ કે, એમાંના સમ્રાટ્‌શ્રીના હસ્તાક્ષરોને હું સારી રીતે ઓળખી શકું છું; એ અક્ષરો સમ્રાટ્‌શ્રીના પોતાનાજ છે."

ન્યાયાધીશના આ અભિપ્રાયથી કાંઇક આશ્ચર્યચકિત અને કાંઇક લજ્જિત થઇને બેરન્ નમ્રતાથી કહેવા લાગ્યો કે;–"શ્રીમાન્ ઑરેનાના કાઉન્ટ મહાશય, હવે આપનું અમારી પંક્તિમાં સ્થાન છે, માટે અહીં આવીને વિરાજો. આપે પોતાની પદવી અને સંપત્તિને સપ્રમાણ સિદ્ધ કરી બતાવી છે અને આપની એ ભાગ્યશાળિતામાટે હું આપનું અભિનંદન કરૂં છું. હવે મારા હૃદયમાં આપની યોગ્યતા વિશે કોઇપણ પ્રકારનો લેશ માત્ર પણ સંશય રહ્યો નથી. આપની યોગ્યતા અમારા કરતાં પણ અધિક હોવાથી કદાચિત્ આપની સાથે પરણવાના વિષયમાં મારી પુત્રી થેરેસા તો હવે પોતાની અનિચ્છા દર્શાવશે નહિ, પરંતુ જે તૃતીય પ્રતિબંધનો આપ પોતેજ ઉલ્લેખ કરી ચૂકયા છો, તે પ્રતિબંધ એક અનિવાર્ય પ્રતિબંધ છે; અર્થાત્ મારી થેરેસાનું સગપણ એક અન્ય પુરુષ સાથે થઇ ચૂકયું છે અને તેથી આપની ઇચ્છાને માન આપવાની ઘટના હવે મારા હાથમાં રહી નથી, એટલામાટે આશા છે કે મને ક્ષમા આપશો."

"પરંતુ હવે તે સગપણ ટૂટી પણ ચૂકયું છે!" ફ્રૉસ્ટે સર્વને અત્યંત આશ્ચર્યના સમુદ્રમાં ડુબાડનારૂં અને ગોથાં ખવડાવનારૂં વાકય ઉચ્ચાર્યું અને ત્યારપછી તે શાંત મુદ્રાથી બેરનને જોઇ રહ્યો.

"એ વાર્ત્તા આપ શ્રીમાનના જાણવામાં કેવી રીતે આવી વારૂ ? કોઇપણ પ્રકારના પ્રમાણુવિના આપ આ શબ્દો કેવી રીતે ઉચ્ચારો છો, તે હું સમજી શકતો નથી." બેરને ભીષણ સ્વરથી પોતાના આશ્ચર્યને શબ્દોદ્વારા વ્યક્ત કરી બતાવ્યું.

"એ નવીન વિષયનો પણ હું આ ક્ષણેજ નિર્ણય કરી બતાવું છું;" ફ્રૉસ્ટે પોતાના કથનને આગળ લંબાવીને કહ્યું; "જેટલા મહાશયો આ ક્ષણે આ સ્થાનમાં ઉપસ્થિત છે, તેઓ એ વાર્ત્તાને તો જાણતા હોવાજ જોઇએ કે, થોડાક દિવસ પૂર્વે મને અહીંથી નિકટ-માંજ આવેલા વિટનબર્ગનામક નગરના કારાગૃહમાં એક બન્દિવાન તરીકે રાખવામાં આવ્યો હતો અને ત્યાંથી હું એક એવી વ્યક્તિદ્વારા મુક્ત થયો હતો કે;—"

આ સ્થળે વરિષ્ટ ન્યાયાધીશના શરીરમાં શિરથી ચરણ પર્યન્ત ભયંકર કંપનો સંચાર થઇ ગયો અને તે થરથર કંપવા લાગ્યો.

ફ્રૉસ્ટ પોતાના અપૂર્ણ વાક્યને આગળ લંબાવીને બોલ્યો કે,— "ત્યાંથી હું એક એવી વ્યક્તિદ્વારા મુક્ત થયો હતો કે, જે વ્યક્તિ અતુલ સંપત્તિ અને અસીમ અધિકારનું સ્વામિત્વ ધરાવતી હતી. તે વ્યક્તિએ મારા પ્રતિ અત્યંત દયાભાવ દર્શાવ્યો અને મને કેવળ કારા-ગૃહમાંથી છોડવ્યો, એટલુંજ નહિ, પણ અત્યંત કૃપા કરીને પોતાના ધનથી મારા માટે ઑરેના દુર્ગને રાજ્ય સહિત ખરીદી લીધો. ત્યારપછી તે દિવસ અને નિશાના કાળનો અખંડ પ્રવાસમાં વ્યય કરીને વાય-નામાં પહોંચ્યો અને ત્યાં થોડા કલાકોમાંજ તેણે પોતાના કાર્યની સિદ્ધિ કરી લીધી. ત્યાં તેની આર્કડયૂક લિયેપોલ્ડ સાથે પણ મુલાકત થઇ હતી અને તેમણે તેને રોઝેન્થેલ દુર્ગના બેરનપર એક પત્ર લખી આપ્યું હતું. વળી પાછો અખંડ પ્રવાસ કરીને મારો તે ઉપકારક મહાત્મા વિટનબર્ગમાં આવી પહોંચ્યો હતો. તે થોડા કલાક પૂર્વેજ આ દુર્ગમાં આવી લાગ્યો છે અને આર્કડયૂકનું તે પત્ર આપના હસ્ત-માં આવીને આપવાની તૈયારીમાં છે !"

ફૉસ્ટે જેવી પોતાનાં આ વાક્યોની સમાપ્તિ કરી કે તેજ ક્ષણે એક દીર્ઘકાય, હૃષ્ટપુષ્ટ અને શ્વેતવસ્ત્રપરિધાના વ્યક્તિ ઓરડાના એક ભાગમાંથી ઉત્પન્ન થઇ અને તેણે એક સીલબંધ પરબીડિયું બેરન સમક્ષ લાવીને રાખી દીધું. બેરન તે પરબીડિયાને ખોલવાના કાર્યમાં રોકાયો, એટલે તે ટેબલના અગ્રભાગે આવીને વિરાજેલા ફૉસ્ટે થેરે-સાની કુરસીતરફ જરા ઝુકીને ધીમા સ્વરથી તેના કાનમાં કહ્યું કે;—"પ્રિ-યતમે ! હવે તું અવશ્ય મારી થવાનીજ !"

**બેરને પરબીડિયામાંથી પત્રને બહાર કાઢ્યું, તેનું અત્યંત તીવ્રદષ્ટિથી અવલોકન કર્યું અને ત્યારપછી ખેદદર્શક મુદ્રાને ધારણ કરીને** તે પત્રને તેણે ટેબલપર નાખી દીધું. અંતે તે મંદસ્વરથી બોલ્યો કે;–"**આર્કડયૂક** પોતેજ પોતાની ઇચ્છાથી આ સગપણને તોડી નાખે છે, રદ બાતલ થએલું જાહેર કરે છે!"

વરિષ્ટ ન્યાયાધીશે તે પત્રને હવે ઉપાડી લીધું અને તેમાંના લેખને વાંચી લીધા પછી કહ્યું કે;–"શ્રીમાન્ **આર્કડયૂકે** આ પત્ર લખવામાં પોતાની અત્યંત સભ્યતા અને ઉદારતાનો પરિચય કરાવ્યો છે. તેઓ લખે છે કે, 'મારા જાણવામાં આવ્યું છે તે પ્રમાણે **થેરે**સાનો કોઇ અન્ય પુરુષમાં પ્રેમ બંધાયો છે; તેમજ મારો પોતાનો પ્રેમ પણ એક અન્ય અબળામાં બંધાયલો હોવાથી અને તે અબળાએ મારા હૃદયમાં પૂર્ણ અધિકાર કરી લીધેલો હોવાથી હું મારી પોતાની ઇચ્છાથીજ આ સગપણને તોડી નાખું છું. જે અબળાનાં સદ્ગુણો અને અલૌકિક સચ્ચરિત્રોએ મને મોહમુગ્ધ કરી દીધો છે તે અબળાને ત્યાગીને હવે મારાથી કુમારિકા **થેરે**સા સાથે કોઇ પણ પ્રકારે લગ્નસંબંધ કરી શકાય તેમ નથી.' આ પ્રમાણેનો તેમના લેખનો આશય છે અને એમાં શ્રીમાન્ **આર્કડયૂક**ની ઉદારતા પ્રત્યક્ષ દેખાઇ આવે છે. જેવી ઇશ્વરેચ્છા."

"ત્યારે હવે મારી પ્રાર્થનાનું આપ શ્રીમાન્ શું ઉત્તર આપો છો વારુ?" કેટલાંક ક્ષણનો સમય અત્યંત મૌનાવલંબનમાં વીતાડયાપછી ફ્રાસ્ટે એ પ્રમાણેનો પ્રશ્ન **થેરે**સાના પિતા સમક્ષ રજૂ કર્યો.

"**ઑરેનાના કાઉન્ટ,**" **બેર**ને ઉત્તર આપ્યું, "તમોએ આ માર્ગમાં આવતા સર્વે અવરોધોને દૂર કરી દીધા છે અને તેથી હવે તમારી પ્રાર્થનાને માન્ય કરવામાં મને કોઇ પણ પ્રકારનો પ્રત્યવાય જણાતો નથી."

**બેર**નના આ શબ્દો સાંભળતાંજ ફ્રાસ્ટે **થેરે**સાના લંબાવેલા કોમળ હસ્તને પોતાના હસ્તમાં ધારણ કરી લીધો અને તેને અત્યંત અનુરાગથી ચુંબન કર્યું. એજ ક્ષણે સર્વ જનોના મુખમાંથી ધન્યવાદદર્શક ધ્વનિઓ નીકળવા લાગ્યા અને સર્વત્ર હર્ષ તથા આનંદનું સામ્રાજ્ય વ્યાપી ગયું.

## પ્રકરણ ૧૫ મું

---

### પ્રતિજ્ઞા અને પ્રતિહિંસા

જે ઘટનાઓનો ગત પ્રકરણમાં ઉલ્લેખ કરાયલો છે, તે ઘટનાઓ એક પછી એક એટલીબધી શીઘ્રતાથી બની ગઇ હતી કે, તેમના યોગે ત્યાં ઉપસ્થિત રહેલાં મનુષ્યોનું ધ્યાન એક ઘટનામાંથી નીકળતું જતું હતું અને બીજી ઘટનામાં પરોવાતું જતું હતું. જે વેળાયે ટેબલપર અચાનક રજ્જુ અને કૃપાણ દૃષ્ટિગોચર થયાં હતાં, તે વેળાયે સર્વ જનો વરિષ્ટ ન્યાયાધીશે વર્ણવેલી દોલામન્દિરની કથાને સર્વથા ભૂલી ગયાં; ત્યારપછી વરિષ્ટ ન્યાયાધીશ તથા બેરને મળીને ફ્રેમગૅરિક્ટ નામક ગુપ્તન્યાયસભાના ગુપ્ત દૂતને ફાંસીના લાકડે લટકાવી દેવાનો હુકમ ફર્માવ્યો, એટલે સર્વના હૃદયમાં પ્રથમ ઘટનાના સ્થાનમાં ભય તથા અનુકંપાનો ભાવ ઉત્પન્ન થતાં તેમને તે પ્રથમની ઘટનાનું વિસ્મરણ થઇ ગયું. ત્યારપછી જ્યારે ફ્રૅાસ્ટે થેરેસાના હસ્તમાટે બેરનને પ્રાર્થના કરી અને બેરનના ત્રણે અવરોધોનું નિવારણ કરી નાખ્યું તથા બેરનની અનુમતિથી થેરેસાના હસ્તને ચુંબનથી આર્દ્ર કર્યો, તે વેળાયે લોકોના હૃદયમાંથી પ્રમથની સર્વ ઘટનાઓ સર્વથા અદૃશ્ય થઇ ગઇ અને તેમને સર્વત્ર કેવળ ફ્રૅાસ્ટ તથા થેરેસાજ દૃષ્ટિગોચર થવા લાગ્યાં.

એ પછી ઑરેનાના અધીશ્વર ફ્રૅાસ્ટ તથા કુમારી થેરેસાના માનમાં મદિરાનું પાન કરીને ત્યાં એકત્ર થએલી સર્વ સ્ત્રીઓ ઉપરના ઓરડામાં ચાલી ગઇ કે જ્યાં અનેક પ્રકારનાં મિષ્ટાન્નો તથા મેવા પ્રતિષ્ઠિત અતિથિઓના ક્ષુધાનિવારણમાટે વ્યવસ્થાપૂર્વક ટેબલપર રાખવામાં આવ્યાં હતાં.

એજ વેળાયે ફ્રૅાસ્ટ પણ એ વિશાળ દીવાનખાનામાંથી બહાર નીકળ્યો; પરંતુ તે ઉપરના ઓરડામાં ન જતાં દુર્ગની દીવાલની દિશામાંજ આગળ વધ્યો અને જ્યારે તે દુર્ગની દીવાલ પાસે આવી પહોંચ્યો, એટલે એક પુરુષને તેણે ત્યાં પોતાની પ્રતીક્ષા કરતો ઉભેલો જોયો.

"કેમ ફ્રૅાસ્ટ, છેવટે તું તારા કાર્યમાં વિજયી તો થયો ને?" ફ્રૅાસ્ટને આવેલો જોતાંજ પિશાચે તેને એ પ્રમાણેનો પ્રશ્ન પૂછ્યો; કારણ કે, તે પુરુષ અન્ય કોઇ નહિ, પણ પિશાચજ હતો અને તેણે એ પ્રશ્ન અત્યંત ગંભીર સ્વરથી પૂછ્યો હતો.

"ખરેખર મારા કાર્યમાં હું વિજયી થઈ ચૂક્યો છું!" ઑરેનાના અધીશ્વરે એટલે કે ફ્રૉસ્ટે ઉત્તર આપ્યું, "અને આજથી ત્રીજે દિવસે મારી સાથે થેરેસાના થનારા લગ્નની સર્વ ક્રિયાઓ સંપૂર્ણ કરવામાં આવશે. પરંતુ તેં મારી પાસેથી જે જે પ્રતિજ્ઞાઓ કરાવી લીધી છે, તેમાં તું કાંઇ પણ ન્યૂનતા કરવાની ઉદારતા શું નહિજ બતાવે કે?"

"મનુષ્યની કોઇપણ શક્તિ મારી કરાવેલી તે પ્રતિજ્ઞાઓમાં લેશમાત્ર પણ પરિવર્ત્તન કરી શકે તેમ છે જ નહિ!" પિશાચે ભયંકર સ્વરથી કહ્યું; "તુચ્છ મનુષ્ય! શું ગતકાળની ઘટના વિશે તારા મનમાં શોકનો આઘાત થાય છે? અને તારા ભાવિકાળને શું તું આતુરતાયુક્ત દૃષ્ટિથી નિહાળે છે?"

"હાય, મારામાટે જો કોઇ મહા ભયંકરમાં ભયંકર વિચાર હોય તો તે કેવળ મારા ભવિષ્ય વિશેનોજ વિચાર છે!" ફ્રૉસ્ટે કંપાયમાન શરીર અને કંપિત સ્વરથી એ ઉદ્ગાર કાઢ્યો.

"જો એમજ હોય તો તું તારા અંતઃકરણને કેવળ વર્ત્તમાન કાળના વિલાસવૈભવો વિશેના વિચારમાંજ નિમગ્ન રહેવા દે;" પિશાચે તેના સાંત્વનમાટે કહ્યું; "થેરેસા હવે તો તારીજ થવાની છે અને તારાથી તેને હવે કોઇપણ વિયુક્ત કરી શકે તેમ નથી. તેં થેરેસાના ગર્વિષ્ટ અને ઉગ્ર પિતાના ગર્વનું ખંડન કરી નાખ્યું છે અને તેની પાસેથી વૈરનો બરાબર બદલો લીધો છે. તેમજ વરિષ્ટ ન્યાયાધીશના શિરપર તો પ્રતિહિંસાનો તેં એવો પ્રચંડ આઘાત કર્યો છે કે, તેના યોગે તારા તે શત્રુનો તો સર્વનાશજ થઇ ગયો છે."

"અદ્યાપિ એ આઘાતની મર્મવેદનાને તે કળી શક્યો નથી; પરંતુ તે વેદનાની હવે સત્વરજ તેને સંવેદના થઇ જશે." ફ્રૉસ્ટે ઉત્તર આપ્યું. પિશાચ જેમજેમ તેને તેનાં કરેલાં સર્વ ભયંકર કૃત્યોનું સ્મરણ કરાવતો ગયો, તેમતેમ પોતાને પ્રાપ્ત થએલી જે અસીમ સામયિક શક્તિમાટે ભવિષ્યમાં તેને મહાભયંકર મૂલ્ય આપવાનો પ્રસંગ પ્રાપ્ત થવાનો હતો, તે પોતાની શક્તિમાટે ફ્રૉસ્ટ પોતાના હૃદયમાં અત્યંત ગર્વ તથા અહંકારને ધારણ કરવા લાગ્યો.

પિશાચ તેને ઉદ્દેશીને વળી પાછો કહેવા લાગ્યો કે: "જે પુરુષનો ફ્રેમગૅરિક્ટ ન્યાયસભાના લોકોના હસ્તે પેલા અરણ્યમાં વધ થવાનો હતો, તે પુરુષને તેમના હાથમાંથી બચાવવાનો મેં તને જે ઉપદેશ આપ્યો હતો, તે મારો ઉપદેશ સમયને અનુકૂલ તથા સર્વ પ્રકારે યોગ્ય નહોતો કે શું? વળી પણ તે જ પુરુષના પ્રાણને રૅાજેન્થેલ દુર્ગની

દીવાલપર જઇને બચાવવાની તને મેં જે મંત્રણા આપી હતી, તે મંત્રણા પણ ઉત્તમ અને બુદ્ધિમત્તાથી અપાયલી હતી ખરી કે નહિ? મેં તને લૉર્ડ લિન્સડોર્ફનો જય થવા દેવાની અને તેને થેરેસાનું હરણ કરવા દેવાની જે આજ્ઞા આપી હતી, તેમાં પણ તારો લાભ સમાયલો નહોતો કે શું? સંકુચિત બુદ્ધિના મૂઢ મનુષ્ય! જો તું અંતપર્યન્ત મારા ઉપદેશ પ્રમાણેજ વર્ત્યો હોત, તો જે ઝંઝાવાતે આ રમણીય સ્થાનોની રમણીયતાને નષ્ટ કરી નાખી છે, તે ભયંકર ઝંઝાવાતને બોલાવવાની પણ આવશ્યકતા રહેત નહિ. જ્યારે એમ પ્રત્યક્ષ તારા જાણવામાં આવી ગયું કે, તારી વાચાળતા અને વિચક્ષણતા કરતાં થેરેસાની વચનશીલતા વિશેષ દૃઢ છે, તો પછી તેને તારે પ્રથમની વેળાયે જ બંધનમુક્ત કરવી જોઇતી'તી; કારણકે, છેવટે તો તારે એમ કરવુંજ પડયું અને વિનાકારણ આ ભૂમિની શોભાનો ઝંઝાવાતના યોગે સર્વનાશ થઇ ગયો."

"થેરેસાને એક અન્ય પુરુષમાં આસક્ત થએલી બતાવીને તેં મને ઠગ્યો નહોતો કે શું? બેઇમાન શયતાન! તે છબિને અન્ય પુરુષની છબિ તરીકે ઓળખાવીને તેં જ મને દુઃખની ગહન ગર્ત્તામાં નથી ધકેલી દીધો કે શું?" પિશાચના ઉપાલંભથી અત્યંત ક્રોધના આવેશમાં આવીને ફ્રૉસ્ટે આ પ્રમાણેના શબ્દો ઉચ્ચાર્યા.

. "એ વિષે હવે વિશેષ વાચાળતા કરવી વ્યર્થ છે!" પિશાચ અટ્ટહાસ કરીને કહેવા લાગ્યોઃ "તને મારો અનુયાયી બનાવવામાટે મેં એ સર્વ દોષો કર્યા છે; પરંતુ ત્યાર પછી શું હું તારા એક સ્વામિનિષ્ઠ અને આજ્ઞાધારક સેવક તરીકે નથી વર્ત્તતો અને તારી ગુલામી નથી કરતો? તું પોતેજ કહે છે કે, ત્રણ દિવસમાંજ થેરેસા સાથેના તારા લગ્નનો ઉત્સવ થવાનો છે, અને એ તારામાટે શું જેવા તેવા આનંદનો અવસર છે? હું સત્ય કહું છું કે નહિ?"

"હા, ત્રણ દિવસમાં થેરેસાને હું મારી પ્રાણેશ્વરી બનાવીશ;" ફ્રૉસ્ટે ઉત્તર આપ્યુંઃ "પરંતુ એમ છતાં પણ મારા એ લગ્નસંબંધ પછી મારા પ્રથમ પુત્રને તેનો જન્મથતાંજ તારા હાથમાં સોંપી દેવામાટેના તારા નિયમને સ્વીકારતાં મારૂં હૃદય અચકાય છે; જે નિયમને સ્વીકારવાથી મારા પ્રથમ પુત્રના અકાળ મૃત્યુનો સંભવ છે તે નિયમને અનુમતિ આપતાં મારી જિવ્હા કપાઇ જાય છે."

"ફ્રૉસ્ટ, તારા પોતાના સુખને સુરક્ષિત રાખવાના કાર્યમાં વધારે આનાકાની ન કર અને મને આવી રીતે વારંવાર ઉપાલંભો ન આપ!" પિશાચે ગંભીર સ્વરથી કહ્યું.

" હું તને ઉપાલંભો ન આપું તો બીજા કોને ઉપાલંભો આપું. વારૂ ? " ફૉસ્ટે નિર્બળતાને દર્શાવનારો પ્રશ્ન પૂછ્યો.

" જો કોઇને પણ તારે દોષ આપવો હોય તો તે દોષ તારે તને પોતાનેજ આપવાનો છે. જે દસ્તાવેજ ચોવીસ વર્ષને માટે મને તારો આજ્ઞાધારક દાસ બનાવનારો છે અને ત્યારપછી તારા આત્માને સદાને માટે મારા હસ્તમાં સોંપી દેનારો છે, તે દસ્તાવેજની દરેક કલમનો તારે, તેના પર તારા હસ્તાક્ષરો કરી આપવા પૂર્વેજ બરાબર વિચાર કરવો જોઇતો 'તો ! હવેનો સર્વ વિવાદ વૃથા છે. " પિશાચે જણાવ્યું.

" હાય, જો પ્રત્યેક વિષયનો વિચાર કરીને, સારાસારનું તોલન કરીને અને અંતઃકરણની મંત્રણા લઇનેજ મેં તારી સાથેના કરાર-નામાપર હસ્તાક્ષર કર્યા હોત, તો તેથી મને અત્યંત લાભ થવાનો સંભવ હતો ! " ફૉસ્ટ આમ કહીને વળી પાછો પોતાના મનમાં જ કહેવા લાગ્યો કેઃ " પરંતુ એમ બનવું અશક્ય હતું ! આ શયતાનના ફન્દામાંથી એક ઇન્સાન છટકી શકે, એમ કદાપિ બને જ નહિ ! ! "

" તારી ધારણા સત્ય છે ! " પિશાચે વિકટ હાસ્ય કરીને કહ્યુંઃ " પરંતુ અત્યારે હવે તું તારી વર્ત્તમાન અવસ્થાનું અવલોકન કર, વીતેલી વાતોના વિચારને વિસારી દે અને વર્ત્તમાનનો વિચાર કરી કોઇ પણ એક પ્રકારના નિર્ણય પર આવી જા. હા, તો આપણા વચ્ચે થએલા કરારનામામાં અથવા તો દસ્તાવેજમાં તેં એક એવી પ્રતિજ્ઞા પણ કરેલી છે કે, મારી અનુમતિ વિના તારાથી કોઇ પણ દેવાલય અથવા ધર્માધ્યક્ષના ગૃહમાં કોઇ પણ પ્રકારનો ધર્મવિધિ કરવામાટે જઇ શકાશે નહિ; અને જો તું તારી એ પ્રતિજ્ઞાનો ભંગ કરીને કોઇ પણ ધાર્મિક સ્થાનમાં જઇશ, તો તે ક્ષણે જ હું તારી સર્વે શક્તિઓનો લોપ કરીને તારા પર મારો અધિકાર કરી લઇશ. એ વાર્ત્તાનો તો તને સાક્ષાત્કાર થઇ જ ચૂક્યો છે કે, થેરેસા પોતાના પિતાને અપ્રસન્ન કરીને અને પોતાની એક કુમારિકા તરીકેની પ્રતિષ્ઠાને તિલાંજલિ આપીને તારી સાથે ચોરીછુપીથી પલાયન કરવાને તૈયાર થાય, એમ તો કદાપિ બને તેમ છે જ નહિ. અર્થાત્ થેરેસાને તારી પત્ની કરવામાટે તારે શિષ્ટ આચાર અને ધર્મવિધિના માર્ગમાં ચાલવું જ પડશે, અને એ જ કારણથી તને દેવાલયમાં જતાં તથા થેરેસા સાથે લગ્નસંબંધ કરતાં ગભરાટ થયા કરે છે. "

" મને એજ કારણથી ગભરાટ થયા કરે છે ? " ફૉસ્ટ હૃદયના ઉભરાઓને બહાર કાઢતો બોલવા લાગ્યોઃ " નહિ નહિ; એ કારણથી હું ગભરાતો નથી; પરંતુ મારા ગભરાટનું સત્ય કારણ એ છે કે, તું

મારી પાસેથી જે શર્ત કરાવી લેવા ઇચ્છે છે, તેને સ્વીકારીને જો હું દેવાલયમાં જઇને થેરેસા સાથે લગ્નબંધનથી બંધાઉં. તો તારો મારાપર જેવા પ્રકારનો અધિકાર છે, તેવો જ તારો મારા પ્રથમ પુત્રના આત્માપર પણ અધિકાર થઇ જાય! અને તેમ થવા દેવાની મારી ઇચ્છા નથી. અરે અત્યાચારી પિશાચ!" ફૉસ્ટ હવે કાંઇક ક્રોધમાં આવી ગયો અને નેત્રોમાંથી અગ્નિ વર્ષાવતો બોલવા લાગ્યો: "અરે પાખંડની પાપમયી પ્રતિમા! શું મેં મારૂં સર્વસ્વ તને નથી આપી દીધું? જ્યારે તું મારા સર્વસ્વનો અધિકારી થઈ ચૂક્યો છે, તો હવે મારી પાસેથી બીજું શું વિશેષ મેળવવાની ઇચ્છા રાખે છે? અને કદાચિત્ તેવી ઇચ્છા રાખતો હોય, તો પણ આવી ભયંકર અને અયોગ્ય ઇચ્છા તો તારે ન જ રાખવી જોઇએ!"

પિશાચે અત્યંત ગંભીરતા અને શાંતિથી કહ્યું કે: "માનવજાતિપર વિજય મેળવવામાટેની મારી આકાંક્ષા કદાપિ તૃપ્ત થતી જ નથી!"

"પાપાત્મા, દયાહીન અને અત્યાચારી ધર્મશત્રુ!" ફૉસ્ટ તેટલી જ અશાંતિથી બોલવા લાગ્યો: "તું એક એવી વ્યક્તિને વિવશ કરે છે કે, જેનો લગ્નસંબંધ પણ અદ્યાપિ થયો નથી; અરે એટલું જ નહિ, પણ પરણ્યા પછી તેને પ્રાપ્ત થનારા પ્રથમ પુત્રના આત્મા તથા દેહને પોતાના અધિકારમાં લેવામાટેની તે ભાવિ પિતા પાસેથી તું ભયંકર પ્રતિજ્ઞા કરાવવાને તૈયાર થયો છે, એટલે તારી આવી ભયંકર તૃષ્ણાને જોઇને તારાપર ધિક્કાર વર્ષાવ્યા વિના હું રહી શકતો નથી!"

"હા, એ ભયંકર પ્રતિજ્ઞા તારી પાસેથી કરાવવાને હું તૈયાર થયો છું; કારણકે, એ કલમ આપણા કરારનામામાં લખાઇ ચૂકી છે!" પિશાચે ભીષણ શાંતિથી જ ઉત્તર આપ્યું.

"ત્યારે શું જે આત્માઓ નરકાલયના નિવાસી થએલા છે તે સર્વ તારા જેવા જ છે?" ફૉસ્ટ નિરાશા અને ક્રોધને દર્શાવનારા મિશ્રિત સ્વરથી કહેવા લાગ્યો: "જે સ્થાનમાંથી તું આવ્યો છે, તે સ્થાન શું તારા જેવા પિશાચોથીજ ભરપૂર છે? હાય, હાય! મારા દુર્ભાગ્યે મને એક કેવા નિર્દય દુષ્ટાત્માના ફન્દામાં લાવીને ફસાવી દીધો! જો પૂર્વે મને અત્યારના પ્રસંગની કલ્પના માત્ર પણ આવી હોત, મારી ભાવિ દુર્દશાનો જો લેશ માત્ર રંગ પણ મને દેખાયો હોત અને જો તારા અત્યાચારોનો મને રંચ માત્ર પણ અનુભવ થયો હોત; તો હું તે દુઃખમય જીવનને આ સુખમય જીવન કરતાં લક્ષાવધિ વાર વિશેષ ઉત્તમ માનત! મને અત્યારે જે પ્રાપ્ત થાય છે તે પ્રસન્નતા

કેવળ એક ક્ષણુ માત્રનીજ છે અને આ સુખ આકાશમાં ક્ષણુમાત્ર ચમકીને અદૃશ્ય થઇ જ. ચપળાના ચમકાટ સમાન છે; એટલામાટે ધિક્કાર છે અમારા । ટલાંક ક્ષણોના અધિકાર અને ભોગવિલાસોપર કે જેઓ આજે છે અને કાલે નથી! અને વળી એ ઉપરાંત આ ક્ષણુભંગુર સુખનું પરિણામ કેવું ભયંકર ભોગવવું પડશે કે તારા જેવા એક નીચ પિશાચની સાથે સદાને માટે મારે નરકના ધધક્તા અગ્નિમાં પડીને બળતા રહેવું પડશે!"

"તારો સર્વ ક્રોધ હવે વ્યર્થ છે?" પિશાચે ફૌસ્ટના ધિક્કાર અને તિરસ્કારથી લેશ માત્ર પણુ ચળિત ન થતાં દૃઢતાદર્શક સ્વરથીજ કહ્યું; "પણુ હવે તારા સંતોષને માટે આનંદ અને સુખનું મને એક મનોહર શાબ્દિક ચિત્ર આલેખવા દે. સર્વત્ર–ચતુર્દિશામાં સુંદર અને નાના પ્રકારનાં વૃક્ષોવડે શોભતાં ઉપવનોનો વિસ્તાર થએલો છે અને તે ઉપવનોમાં પૃથ્વીમાંનાં સર્વ જાતિનાં ફળો તથા મેવાઓની વિપુલતા છે. એ ઉપવનોની સ્હામેજ એક હરિતતૃણશય્યામંડિત ક્ષેત્ર આવેલું છે અને તેમાં ચાંદી પ્રમાણે ચમકતા જળના સ્રોતો પોતાના લઘુતીરોના મધ્યભાગમાં વહન કરી રહ્યા છે તેમજ તે ક્ષેત્રમાં અનેકાનેક સુંદર વનપશુઓ ઇતસ્તતઃ સંચરતાં તથા આનંદધ્વનિ કરતાં દેખાય છે. જ્યાં સૂધી દૃષ્ટિ પહોંચે છે, એટલે કે, જે સ્થાનમાં આકાશ તથા પૃથ્વી એક બીજા સાથે મળેલાં દેખાય છે, ત્યાંસૂધી કેવળ મનોહર તૃણોનો લીલા રંગનો એક ગાલીચો બિછાવેલો હોયની! તેવોજ ભાસ થયા કરે છે અને વાયુ સુરીલાં પક્ષીઓનાં ગાન તથા સુગંધિત પુષ્પોના સુગંધથી મંડિત થઇને સર્વત્ર યથેચ્છ સંચાર કરતો જોવામાં આવે છે. એ આનંદદાયક અને મનોરંજક સ્થાનના મધ્યભાગમાં એક મહાવિશાળ અને અત્યંત સુંદર પ્રાસાદ આકાશ સાથે વાર્ત્તાલાપ કરતો ઉભો છે. એ પ્રાસાદના આંતરિક ભાગમાં આ અવનીમાં મળી શકે તેટલા વિલાસ તથા વૈભવના સર્વ પદાર્થો ઉપસ્થિત છે અને તેથી એ પ્રાસાદને સ્વર્ગમાંના પુરંદરના પ્રાસાદની ઉપમા આપીએ તો તેમાં અતિશયોક્તિનો અંશ માત્ર પણુ નથી. ઋતુરાજ વસંતની સત્તાના સમયમાં મીનાકારીવાળા એ પ્રાસાદના વિશાળ દીવાનખાનાની સ્વચ્છતા એવી તો અલૌકિક હોય છે કે ત્યાં સર્વત્ર ચમકાટ વ્યાપી જાય છે અને જેમની પાળો નાના પ્રકારનાં પુષ્પોથી શૃંગારેલી છે એવા હોજોમાંના ફૂવારામાંથી ઉડતી જળધારાઓનું દૃશ્ય અત્યંત આકર્ષક જણાય એ સ્વાભાવિકજ છે. શરદૃઋતુમાં એ પ્રાસાદમાંના ઓરડાઓને અંગીઠીઓમાં પ્રજળાવેલા

પાવકવડે ઉષ્ણુ રાખવામાં આવે છે અને તેમાં નાખેલા અંબર તથા કસ્તૂરી આદિના પ્રસરેલા સુગંધથી મનમાં જૂદાજ પ્રકારના વિચારો ઉત્પન્ન થાય છે. આવાં મનોહર દશ્યોના મધ્યમાં, જ્યારે આરોગ્યની સત્ય લાલિમા તારા કપોલોમાં વિલસેલી હશે, જે વેળાયે તું એક સ્ત્રીના કોમળ કરને પોતાના કરમાં લઇને—અને તે પણુ વળી સંસારમાંની સર્વ સ્ત્રીઓમાં સૌન્દર્યના ભંડાર સમાન મનાતી અલૌકિક અબળાના કરને પોતાના કરમાં લઇને–તે પ્રાસાદના ભિન્નભિન્ન ભાગોમાં ઇતસ્તતઃ ભ્રમણુ કરતો હોઇશ; જે વેળાયે સૂર્યનાં કિરણો ઉષ્ણુતામાં અત્યંત પ્રચંડ થઈ જાય છે અને વાયુમાં ગુરુતાનો આવિર્ભાવ થાય છે, તેવા ગ્રીષ્મકાળમાં જ્યારે તું તે સ્વર્ગીય સુંદરીના સમાગમમાં કૃત્રિમ ઉપચારોથી શીતલ કરાયલા પ્રાસાદમાં વિહરીશ અને શરદ્-ઋતુમાં કૃત્રિમ ઉપાયોથી ઉષ્ણુ કરાયલા એ પ્રાસાદના નાનાવિધ વસ્તુઓથી મંડિત ઓરડાઓમાં તે અપ્સરાસાથે યથેચ્છ વિહાર કરીશ; તે વેળાયે તારા હૃદયમાં કેવા ભાવોનો આવિર્ભાવ થશે વારૂ? ફૉસ્ટ, હવે સત્ય કહેજે કે, આ સંસારમાં એના કરતાં મનુષ્યને અધિક સુખ અને આનંદ મળવાનો સંભવ છે ખરો કે? એ સુખની સાથે કોઇ પણુ અન્ય સાંસારિક સુખ પ્રતિસ્પર્ધા કરી શકે એમ છે ખરૂં કે કેમ ?"

"સાંસારિક સુખનું આ શાબ્દિક ચિત્ર તો ખરેખર અત્યંત મનોહર, આકર્ષક અને અલૌકિક જ છે!" ફૉસ્ટે પ્રસન્નતાદર્શક સ્વરથી ઉદ્‌ગાર કાઢ્યો. પિશાચ, મહાધૂર્ત્ત પિશાચની ચમકતી અને વિકારોત્પાદક ભાષાના યોગે સૂર્યનાં તીવ્ર કિરણોથી જેવી રીતે હિમ ગળીને જળના રૂપમાં ફેરવાઇ જાય છે, તેવી રીતે ફૉસ્ટના ક્રોધ, તિરસ્કાર અને નિરાશા આદિ વિકારોનો લોપ થઇ ગયો અને એ વિકારોના સ્થાનમાં હર્ષ, આનંદ તથા આશા આદિ વિકારો તેના મનમાં ઉત્પન્ન થઇ ગયા.

પિશાચે તેની આકાંક્ષાની વૃદ્ધિ કરવામાટે આગળ વધીને કહ્યું કે;–"મેં અત્યારે જે અલૌકિક સૌન્દર્યમય શાબ્દિક ચિત્ર તારા સમક્ષ રજૂ કર્યું છે, તે ઑરેનાદુર્ગનુંજ ચિત્ર છે અને તે અલૌકિક અબળા તે તારી પ્રેમપાત્રા થેરેસાજ છે કે જે બન્ને વસ્તુઓનો તું ભોક્તા પતિ થવાનો છે!"

"બસ, હવે એના વિશેષ વર્ણુનની આવશ્યકતા નથી! હું હવે તારી સર્વ ઇચ્છાઓને સ્વીકારી લેવામાટે તૈયાર છું!" ફૉસ્ટે મોહમાં લપટાઇને પિશાચની ઇચ્છાનો સ્વીકાર કરી લીધો; અને કહ્યું કે;–

"લાવ ત્યારે તારો દસ્તાવેજ અને મને તેનાપર આ ક્ષણેજ હસ્તાક્ષર કરવા દે!"

"જેવી તારી ઇચ્છા!" પિશાચ બોલ્યો.

આટલું બોલીને પિશાચે પોતાપાસેથી એક લપેટેલો કાગળ અને લેખનસામગ્રી કાઢીને ફૉસ્ટ આગળ રજુ કરી દીધાં. એ સ્થાનમાં ચંદ્રમાના સ્વચ્છ અને શીત પ્રકાશનો વિસ્તાર થએલો હતો અને તેથી એ ભયંકર કાર્યની સમાપ્તિ કરવામાટે તેમને દીપકના પ્રકાશની આવશ્યકતા નહોતી. શયતાનસાથેના કરારનામાપર ફૉસ્ટના હસ્તાક્ષર થવાના કાર્યની સમાપ્તિ થતાંજ પિશાચ ત્યાંથી એક દિશામાં ચાલ્યો ગયો અને ફૉસ્ટે બીજી દિશામાં જવામાટે પ્રયાણ કર્યું. ત્યાંથી નીકળ્યા પછી અલ્પ સમયમાંજ ફૉસ્ટ સિંહદ્વાર પાસેના મીનારની નજદીકમાં આવી પહોંચ્યો. એ દુર્ગદ્વારના મધ્યમાં શૃંખલામાં અટકાવેલું એક મૃત શરીર ટાંગેલું હતું. વાયુના આઘાતથી એ લાશ હીલ્યા કરતી હતી અને તે વેળાયે તે શૃંખલાનો ધ્વનિ પણ થયા કરતો હતો. અત્યારે પણ વાયુની લહરીથી એ લાશ ઝોકાં ખાયા કરતી હતી અને પ્રત્યેક ઝોકાની વેળાયે તેના મુખમંડળમાં ચંદ્રમાનો પ્રકાશ પડયા કરતો હતો. એજ સમયે ફૉસ્ટના નિકટમાંથી એક સ્વર સંભળાયો અને તેનો આશય એ હતો કે;–"ફ્રેમગેરિકટ જેવી દુષ્ટ ન્યાયસભાના સભાસદોને સત્ય ન્યાયદેવતા આવો ભયંકર દંડ આપે છે!"

"એ કથન સર્વથા સત્ય છે." આટલું ઉત્તર આપીને ઑરેનાના કાઉન્ટે દૃષ્ટિ ઉંચી કરી તો તેને વરિષ્ટ ન્યાયાધીશ પોતા સમક્ષ ઉભેલો દેખાયો અને તેથી તેણે તેને ઉદ્દેશીને કહ્યું કે: "હું ધારૂં છું કે, આ ભયંકર દંડને પામેલા મનુષ્યને આપ અવશ્ય જાણુતા હશો."

"હું!" ન્યાયાધીશ ફિર્ચેરે આશ્ચર્યદર્શક ઉદ્ગાર કાઢ્યો; "મારા લૉર્ડ, હું એ પાપાત્માને જાણુતો હોઉં, એ કદાપિ શકય હોઇ શકે ખરૂં?"

"ત્યારે આવો અને આપણે જોઇએ કે, એ કોણુ છે." ફૉસ્ટે કહ્યું; અને એમ કહીને તે મીનારના શિખરપર જતી નિઃસરણી તરફ ઊતાવળથી આગળ વધ્યો. વરિષ્ટ ન્યાયાધીશ પણ તેની પાછળ ચાલવા લાગ્યો. તે બન્ને મીનારના શિખરપર આવી લાગ્યા. ત્યાં આવ્યા પછી ફૉસ્ટે ન્યાયાધીશને ઉદ્દેશીને કહ્યું કે: "હવે અહીંથી તો આ લાશની મુખમુદ્રા સ્પષ્ટતાથી આપના જોવામાં આવી શકે છે ને?" ફૉસ્ટના આ પ્રશ્નમાં ઈર્ષા તથા વિજયદર્શક ગર્વની છટા સ્પષ્ટ દેખાતી હતી. તે

પરિશિષ્ટ રૂપે બોલ્યો કે: "અરેરે એનો રંગ કેવો પીળોપંજર થઇ ગયો છે અને તેથી લાશ કેવી ભયંકર જણાય છે!"

ન્યાયાધીશ જરા વધારે નજદીકમાં ગયો અને તે મૃત મનુષ્યના મુખમંડળમાં સંપૂર્ણ દૃષ્ટિપાત કર્યો; પરંતુ એ દૃષ્ટિપાત કરતાંની સાથે જ એક મહાભયંકર ચીત્કાર તેના મુખમાંથી નીકળી ગયો અને "મારો પુત્ર, મારો કુળદીપક!" એ પ્રમાણે બોલતો તે મૂર્ચ્છિત થઇને પૃથ્વીપર પછડાઇ પડયો.

"વર્ણસંકર અને ક્રૂર ન્યાયાધીશ!" ફ્રૉસ્ટે કહ્યું: "તેં એક વેળાયે એક દીન વિદ્યાર્થીપર જે અત્યાચાર કર્યો હતો, તે અત્યાચારની પ્રતિહિંસાનું કાર્ય આજે સમાપ્ત થયું છે! તેં એક નિરપરાધી વિદ્યાર્થીને ફાંસીએ ચઢાવવાની વ્યવસ્થા કરી હતી, પણ આજે તારી પોતાની આજ્ઞાથી તારો પોતાનો જ પુત્ર ફાંસીને લાકડે લટકી ગયો છે! મારા અકાળ મૃત્યુને લાવનાર દુરાત્મન્! તું તારા પોતાના પુત્રના જ અકાળ મરણને લાવનાર પુત્રહન્તા સિદ્ધ થયો છે!"

એવી રીતે પુત્રશોકથી પીડાયલો દુર્ભાગી પિતા જ્યારે પોતાના આર્ત્તનાદથી વાતાવરણને પૂર્ણ શોકાતુર કરતો પૃથ્વીપર પડયો હતો; તેજ વેળાએ ફ્રૉસ્ટ પોતાના પ્રતિહિંસાકાર્યની આવી રીતે સમાપ્તિ થવાથી હર્ષવડે છલકાતો ઊભો હતો. ફ્રૉસ્ટ ન્યાયાધીશને ત્યાંજ મૂકીને ધીમે ધીમે ત્યાંથી એકલો જ પ્રયાણ કરી ગયો.

---

# પ્રકરણ ૧૬ મું

---

## પ્રેમપરીક્ષા

ગત પ્રકરણમાં વર્ણવાયલી ઘટનાને થોડાક સપ્તાહનો કાળ વીતી ગયા પછી આપણી નવલકથામાંના પ્રસ્તુત પ્રકરણમાં વર્ણવાયલી ઘટનાનો આરંભ થાય છે અને તે ઘટના વાયનામાં બનેલી હોવાથી વાંચકોને અમારી સાથે તેના નિરીક્ષણમાટે વાયનામાં આવવાની આવશ્યકતા છે.

વાયના નગરમાંના એક અત્યંત અંધકારમય, મલિન તથા સંકુચિત્ત મહલ્લામાંના એક સાધારણ ગૃહમાંની એક ન્હાનકડી અને ગંદી ઓરડીમાં ચાર્લ્સ હેમેલ અને તેની સુંદર વધૂ મેરિયા બેઠેલાં હતાં. ઓરડીમાંનો સામાન પણ કંગાલીયતને દર્શાવનારો તથા અવ્યવસ્થિત અવસ્થામાં પડેલો દેખાતો હતો અને તેથી ત્યાં દારિદ્ર્યનો સંપૂર્ણ નિવાસ હોવો જોઇએ, એવી કલ્પના તત્કાળ કરી શકાતી હતી. એ સમય

સંધ્યાનો હતો. ટેબલપર રખાયલા એક લઘુ દીપકનો મંદ પ્રકાશ ઓરડીમાં પ્રસરેલો હતો અને તેજ ટેબલપર સામાન્ય ભોજન પણ પીરસી રાખવામાં આવ્યું હતું. ભોજનને ન્યાય આપતી વેળાયે ચાર્લ્સ પોતાની પ્રિયતમાના આંતરિક ભાવને જાણવાના હેતુથી અત્યંત તીવ્ર દૃષ્ટિથી તેના મુખમંડળનું નિરીક્ષણ કર્યા કરતો હતો. પરંતુ જે વેળાયે મેરિયાની દૃષ્ટિ તેના મુખમંડળમાં આવી પડતી હતી, તે વેળાયે તે પોતાની દૃષ્ટિને અન્યત્ર ફેરવી નાખતો હતો અને તે માત્ર એટલામાટેજ કે, તેના વિશે મેરિયાના શુદ્ધ અંતઃકરણમાં કોઇ પણ પ્રકારના સંશયનો ઉદ્દ્ભવ ન થાય. પરંતુ મેરિયા અત્યંત પ્રસન્ન હતી અને તેની મુખમુદ્રા જ તેની એ પ્રસન્નતાની સાક્ષી આપ્યા કરતી હતી. હૃદયની પ્રસન્નતાના પરિણામરૂપ સ્મિતની છટા તેના પ્રવાલ સમાન ઓષ્ઠોમાં વિલસતી દેખાતી હતી, તેનાં નેત્રોમાં હર્ષનો પ્રકાશ વિસ્તરેલો હતો અને તેનું કારણ એજ હતું કે, તે પોતાના પ્રિય પતિની પ્રાણેશ્વરી બનીને તેની છાયામાં રહી આનંદથી પોતાના સમયને વીતાડવાના ભાગ્યને પ્રાપ્ત કરી શકી હતી,

ચાર્લ્સે પોતાની પ્રિયતમાને અનુલક્ષીને કહ્યું કે;–" પ્રિયે, આપણને વાયનામાં આવ્યાને દશ દિવસ કરતાં પણ અધિક સમય થવા આવ્યો છે, છતાં એટલા સમયમાં તેં એકવાર પણ આ નગરમાંના ભવ્ય તથા અદ્દ્ભુત સાર્વજનિક અને પ્રસિદ્ધ મહાલયો તેમજ અન્ય સ્થળોને જોવાની ઇચ્છા દર્શાવી નથી. આપણે બહુજ થોડીવાર ઘરમાંથી બહારના નિર્જન ભાગમાં ભ્રમણ કરીને જ પાછાં ચાલ્યાં આવીએ છીએ, એવોજ પ્રકાર ચાલ્યા કરે છે. "

" પ્રિયતમ ચાર્લ્સ, જ્યારે પણ હું આપની સાથે બહાર આવું છું ત્યારે મને તો જાણે હું ઘરમાં જ બેઠી હોઉંની! એવોજ ભાસ થયા કરે છે. કેવળ આપના કંઠસ્વરને સાંભળવા વિના અન્ય કોઇપણ સ્વરને સાંભળવામાટે મારાં શ્રવણો છે જ નહિ અને કેવળ તમારા મુખદર્શન વિના અન્ય કોઇ પણ વસ્તુના દર્શનની મારાં નેત્રોને આકાંક્ષા જ નથી. હું જ્યાં પણ દૃષ્ટિપાત કરૂં છું, ત્યાં મને કેવળ આપના જ મનોહર મુખચંદ્રનું દર્શન થયા કરે છે અને પ્રાણેશ્વર, જ્યારે આપ મંદહાસ્ય કરો છો તે વેળાયે હું અત્યંત પ્રસન્ન થઇને એવીજ કલ્પના કર્યા કરૂં છું કે, આ સંસારમાં આના કરતાં વિશેષ સુખ મળવાનો સંભવ છેજ નહિ અને સ્વર્ગમાં પણ આ સુખનો અંશ હશે કે કેમ, એ વિશે મારા મનમાં શંકાજ થયા કરે છે." મેરિયાએ પોતાની પતિપરાયણતાનો શાબ્દિક પરિચય કરાવ્યો.

"મારા સમાગમમાં રહીને શું તું સદાને માટે સંતોષપૂર્વક આવા એકાંત જીવનને વીતાડવાનું પસંદ કરી શકે એમ છે ખરૂં કે?" ચાર્લ્સે ગહનતાથી પૂછ્યું.

"મારી એજ એક માત્ર મહત્ત્વાકાંક્ષા છે!" મેરિયાએ જણાવ્યું.

"મૃદુ બાળા! તારો સ્વભાવ કેટલો બધો મળતાવડો અને તારૂં અંતઃકરણ કેટલું બધું સ્વચ્છ છે, એ મારાથી વર્ણવી શકાય તેમ નથી!" હર્ષમાં ઉછળતા ચાર્લ્સે કહ્યું; "મેં તારી સાથે કરેલી ઠગાઇનું તારા હૃદયમાં કાંઇ પણ સ્મરણ છે, એમ તેં અત્યારસૂધીમાં કોઇવાર પણ મને જણાવા દીધું નથી અને તારી એ સહનશીલતામાટે તને જેટલો ધન્યવાદ આપવામાં આવે, તેટલો ઓછોજ થવાનો!"

મેરિયા ચાર્લ્સના કરને પોતાના કરમાં લઇને અને તેને પ્રેમથી દબાવીને કહેવા લાગી કે;–"આપે મારી સાથે ઠગાઈ કરી છે? પ્રાણેશ્વર, ઠગાઈ તે વળી કેવી થતી હશે વારૂ? આપ અને તે મારી સાથે ઠગાઈ કરો એ કદાપિ માની પણ શકાય ખરૂં કે? આપે મારી સાથે ઠગાઈ કરી પણ નથી અને ભવિષ્યમાં કદાપિ કરવાના પણ નથી, એવો મારો દૃઢ નિશ્ચય છે. આમ હોવા છતાં આપ અત્યારે આવા રહસ્યમય શબ્દો ઉચ્ચારો છો તેનું કારણ શું છે તે કૃપા કરીને મને જણાવશો કે, મારા સૌભાગ્યના આધાર?"

"એ શબ્દોનો અર્થ તો કાંઇ પણ નથી; પરંતુ પોતાની આસપાસ દૃષ્ટિપાત કરવાથી એ શબ્દો અવશ્ય તને રહસ્યમય જણાશે, એવી મારી માન્યતા છે. કેમ પ્રિયતમે, રોજેન્થેલદુર્ગમાં તે સંધ્યાકાળે જ્યારે તેં તારા પ્રેમનો મારાસમક્ષ પ્રકાશ કર્યો હતો અને મારી પ્રેમવેદના મેં તને જણાવી હતી, તે વેળાયે મેં તને એમ પણ નહોતું કહ્યું કે, હું એક ધનાઢ્ય પુરુષ છું અને અગાધ ધનભંડારનો સ્વામી છું?" ચાર્લ્સે વાર્તાલાપને આગળ લંબાવ્યો.

"હા, કહ્યું હતું અને પોતાના તે કથન પ્રમાણે તમોએ સર્વ વસ્તુઓ લાવીને હાજર કરી દીધી છે." મેરિયા કહેવા લાગી, "શું આપણા નિવાસમાટે આપણી પાસે ગૃહ નથી તેમજ શું ઉદરપૂર્તિમાટે આપણને ભોજન નથી મળતું? અને એ સર્વથી વિશેષ આનંદદાયક ઘટના તો એજ છે કે, આપ મારી પાસેથી એક પળમાત્રને માટે પણ દૂર નથી થતા!"

"ઓહ! મેરિયા," ચાર્લ્સ આશ્ચર્ય દર્શાવતો કહેવા લાગ્યો; "તો શું અત્યારસૂધી તારી એજ ધારણા છે કે, મેં તારી સાથે

કોઇ પણ પ્રકારની ઠગાઇ કરી જ નથી? હશે; પરંતુ તારી આવી માન્યતા હોવા છતાં પણ જ્યારે તું તારા પોતાની આસપાસ નજર કરતી હોઇશ અને આ નગ્ન દીવાલો તથા ટૂટી ફૂટી વસ્તુઓ તેમજ ભિક્ષુકોને યોગ્ય આ ભોજન ઇત્યાદિને જોતી હોઇશ, તે વેળાયે તો અવસ્ય તારા મનમાં એમ થતું જ હશે કે મારી જે ધનાઢ્યતાને ભોગવવાની તેં આશા રાખી હતી તે ધનાઢ્યતા આ નથી અને તારી આશા નિષ્ફળ થઇ છે!"

પતિનાં આવાં વચનો સાંભળીને મેરિયા શુદ્ધ અંતઃકરણથી કહેવા લાગી કે;–"પ્રાણેશ્વર ચાર્લ્સ, હું પરમેશ્વરને સાક્ષી રાખીને શુદ્ધ ભાવથી કહું છું કે, મને મૂલ્યવાન્ પદાર્થોની, મહાલયના નિવાસની અને વ્યર્થ આડંબરોની લેશ માત્ર પણ આવસ્યકતા નથી અને તે સાધનોની પ્રાપ્તિથી મને લેશ માત્ર પણ પ્રસન્નતા થવાની નથી. મારો તો એવોજ દૃઢ નિશ્ચય થઇ ગયો છે કે, સંસારમાંની સર્વ સ્ત્રીઓ કરતાં હું બહુ જ સુખી છું. આપ એટલો પણ વિચાર નથી કરતા કે, જ્યારે આપણો પ્રથમ પરિચય થયો હતો, ત્યારે મારી પોતાની જ શી અવસ્થા હતી વારૂ? હું રાજકુમારીની કેવળ એક આજ્ઞાધીન દાસી જ હતી અને—"

તેને વચ્ચે જ બોલતી અટકાવીને ચાર્લ્સ કહેવા લાગ્યો કે;–"તું એક દાસી હતી એ તારૂં કથન સત્ય છે; પરંતુ દાસી હોવા છતાં તું એક મહાલયમાં વસનારી હતી અને તારી સ્વામિની રાજકુમારી થેરેસાની સાથે વસવાથી સંસારની સર્વે ઉત્તમોત્તમ વસ્તુઓના ઉપભોગનો લાભ તને નિરંતર મળ્યા કરતો હતો કે જેમાંનું આ સ્થાનમાં કાંઇ પણ નથી."

"ઓહ! ચાર્લ્સ, તમે મારા હૃદયને લેશ માત્ર પણ ઓળખી શક્યા નથી!" મેરિયા પોતાના સુંદર કપોલોને અશ્રુવડે આર્દ્ર કરતી કહેવા લાગી; "જો તમે એક કૃષિકાર હોત, તમારે દિવસરાત કઠિન પરિશ્રમ કરવો પડતો હોત અને મારે તમારી પ્રત્યેક પ્રકારની સેવા કરવી પડતી હોત, તો પણ જો ક્ષુધાના નિવારણમાટે રોટલાનો એક કકડો અને તૃષાના શમનમાટે સ્વચ્છ જળ એ બે વસ્તુઓ જ મળી હોત, તો તે સુખ સ્વર્ગના સુખ કરતાં પણ મને અધિક ભાસવાનો સંભવ હતો. જો આપણે ઘરબાર વિનાનાં અને વિશાળ પૃથ્વીમાં ભટકતાં ભીખારી જેવાંજ હોત, પ્રાતઃકાળમાં એક સ્થળે અને સંધ્યાકાળે અન્ય સ્થળે વસીને દિવસ કાઢનારાં થયાં હોત, કદાચિત્ કઠિન પરિશ્રમ કરવા છતાં પણ નિરાહાર રહેવાના પ્રસંગો આવી પડત, સંસાર

આપણામાટે શૂન્ય થઇ જાત, કહેવા માત્રને માટે પણ આપણું પોતાનું કોઇ ન રહેત અને નિજ રક્ષામાટે આપણને ક્યાંય સ્થાન ન મળત; તો તેવી અવસ્થામાં પણ મારા પ્રાણેશ્વર ચાર્લ્સ, સદા સર્વદા મારા ઓષ્ઠોમાં સ્મિત અને મારાં નેત્રોમાં પ્રસન્નતાની છટા વિસ્તરેલી જ તમારા જોવામાં આવ્યા કરત; કારણકે, મારી પ્રસન્નતાનો, સંસારના ક્ષણભંગુર ભોગવિલાસની વસ્તુઓ અને ધનાઢ્યતાપર નહિ, કિન્તુ કેવળ તમારા સમાગમ, સ્નેહ અને સજીવનતાપર જ આધાર રહેલો છે, એ તત્ત્વનું તમારે કદાપિ વિસ્મરણ થવા દેવાનું નથી."

"મારી પ્રાણેશ્વરી, ધર્મજ્ઞ, કોમલહૃદયા અને પતિવ્રતા પ્રમદે!" ચાર્લ્સે આ શબ્દો ઉચ્ચારીને મેરિયાના હસ્તને પકડીને તેને પોતાના હૃદય સાથે ચાંપી, અને ત્યાર પછી તે કહેવા લાગ્યો કે;—"તારી પાસેથી જ્યારે મેં પ્રથમ પ્રેમની યાચના કરી ત્યાર પછી ત્રણ દિવસે જે સ્થાનમાં રાજકુમારી થેરેસાનો ઑરેનાના કાઉન્ટ સાથે લગ્ન-સંબંધ થયો, તે જ સ્થાનમાં આપણો પણ લગ્નસંબંધ થયો અને આપણ બન્નેનાં ભાગ્યમણિ એક જ સૂત્રમાં પરોવાયા, તે વેળાયે મને જે અલૌકિક ભંડારની પ્રાપ્તિ થઈ હતી, તે ભંડારની સંપૂર્ણ મહત્તાની હું કલ્પના માત્ર પણ કરી શકયો નહોતો. આજે મને પ્રત્યક્ષ જણાય છે કે, હું એક સ્ત્રીને નહિ, પણ સાક્ષાત્ દેવીને જ પ્રાપ્ત કરવાને સ-મર્થ થયો છું અને તે કેવળ ઈશ્વરની કૃપાનું જ ફળ છે."

"ચાર્લ્સ, તમે જ્યારે મારી સાથે આવી રીતે બોલો છો," મેરિયા પોતાના પતિના ભ્રૂભાગને કોમળ ચુંબનથી મુદ્રિત કરીને મંજુલ સ્વરથી કહેવા લાગી; "એટલે આ વેળાયે મારા મનમાં એમ જ થયા કરે છે કે, જેની સાથે હૃદય ન મળ્યું હોય તેવા એક સમ્રાટ્ સાથે પરણવા કરતાં જેની સાથે હૃદયનું સંમેલન થઇ ગયું હોય તેવા એક ભિક્ષુક પુરુષ સાથે પરણવાથી જ સ્ત્રીને સત્ય સુખનો અનુભવ મળી શકે છે. પ્રાણેશ્વર! હવે કૃપા કરીને મારી આગળ ઠગાઇ વગેરેની વાત કરશો નહિ. તમે મારી સાથે સદાને માટે દૃઢ પ્રેમ રાખવાની પ્રતિજ્ઞા કરેલી છે અને તેનું તમે પાલન પણ સારી રીતે કરો છો, એથી મને અત્યંત આનંદ થાય છે. તમે મને એક અલૌકિક પ્રાસા-દમાં વસાવવાની આશા આપીને કદાચિત્ એક પર્ણકુટીમાં જ વસાવી હોત, તોપણ જ્યાંસુધી તમારા મારામાંના સ્નેહભાવમાં ન્યૂનતા ન થાત, ત્યાંસુધી પર્ણકુટીનો નિવાસ મને પ્રાસાદના નિવાસ કરતાં પણ વધારે પ્રિય લાગત, એ તમે નિશ્ચય પૂર્વક માની લેજો."

"મેરિયા, તને આ તારી અચલ પતિભક્તિ, સંતુષ્ટ વૃત્તિ,

કુલીનતા અને ઉદ્દારભાવનાનું પરમાત્મા અવશ્ય યોગ્ય ફળ આપશેજ!" ચાર્લ્સ પોતાના સંતોષને વ્યક્ત કરતો કહેવા લાગ્યો; "આજે મને એ તત્ત્વનો પ્રત્યક્ષ પરિચય થયો છે કે, અબળાનો અલૌકિક પ્રેમ કેવળ કલ્પિત કથાઓમાંજ અસ્તિત્વ ધરાવે છે, એમ નથી; કિન્તુ તે પ્રેમ અત્યારે પણ અમુક આદર્શ અબળાઓના અંતઃકરણમાં વિદ્યમાન છે. મેરિયા, મારી પવિત્ર પ્રાણેશ્વરી, હું તારા સદ્વર્ત્તનથી અને તારી નિઃસ્વાર્થ પતિપ્રીતિથી અતિશય સંતુષ્ટ અને પ્રસન્ન થયો છું. જો કે આ ઓરડી વિલાસનાં સાધનો વિનાની અને ઘૃણાકારક છે તેમજ આ દીપકનો પ્રકાશ પણ અંધકાર જેવોજ છે; છતાં પણ તારા સમાગમથી આ ઓરડી મને નંદનવન સમાન અને આ દીપકનો પ્રકાશ સૂર્યના પ્રકાશ સમાનજ દેખાય છે! તારા મનોહર અને મૃદુ સ્મિતની છટા મોટા મોટા અને લક્ષાવધિ ભોગવિલાસની વસ્તુઓથી સુસજ્જિત મહાલયો કરતાં પણ અધિક આનંદને આપનારી છે અને તારાં નેત્રોના પ્રકાશ સમક્ષ બહુમૂલ્ય દીપકોના પ્રકાશની મહત્તાને મેં તુચ્છ ધારી છે. મેરિયા, આજે મને એટલી બધી પ્રસન્નતા થઇ છે કે, આવી પ્રસન્નતાનો અત્યારસૂધીમાં મને કદાપિ સાક્ષાત્કાર થયો નહોતો."

"અને ભવિષ્યમાં પણ નિરંતર તમને મારા તરફથી આવીજ પ્રસન્નતાની પ્રાપ્તિ થતી રહેશે!" મેરિયાએ કહ્યું.

એ દેવી તુલ્ય દારાનાં વચનોમાં અને વર્ત્તનમાં એવી તો અપૂર્વ સત્યતાનો નિવાસ હતો કે, એ દેવીના વચન કિંવા વર્ત્તનવિશે હૃદયમાં શંકાને સ્થાન આપવું પણ એક મહાભયંકર પાતક કરેલું કહી શકાય. મેરિયાને આ સંસારખનિમાંના એક અલૌકિક નારીરત્ન તરીકે અમે ઓળખાવીએ, તો તેમાં લેશમાત્ર પણ અતિશયોક્તિ થવાનો સંભવ નથી અને આગળ જતાં વાંચકોને પણ તેની અલૌકિકતાનો પરિચય થઇ જવાનો સંભવ હોવાથી અત્યારેજ એ વિશેના અધિક ઉહાપોહની આવશ્યકતા નથી. કેટલીકવાર સુધી તો પતિપત્ની બન્ને સ્તબ્ધ થઇ ગયાં અને ત્યારપછી ચાર્લ્સ હુમેલ સંભાષણના અનુસંધાનને આગળ લંબાવીને વળી પાછો કહેવા લાગ્યો કે;—

"પ્રિયતમે, આ કંગાલ મકાનમાં રહેવાની મારી ઇચ્છા પણ નથી અને જાણી જોઇને હું આ ગંદા મકાનમાં રહેતો પણ નથી; પરંતુ લાચાર છું કે, મારા દુર્ભાગ્યે મને આ મકાનમાં રહેવામાટે વિવશ કરી દીધો છે. આ વાયનાનગરના ભિન્નભિન્ન ભાગોમાં અનેક સુંદર અને અવલોકનીય મહાલયો તથા અન્ય સ્થાનો અસ્તિત્વ

ધરાવે છે અને તેમને જોવામાટે તથા પોતાના હૃદયને સંતોષવામાટે ઘણા લોકો ત્યાં નિરંતર જયા કરે છે. એવાં દશ્યો ખરેખર ચિત્તને પ્રસન્નતા અને આત્માને એક પ્રકારના સત્ય સુખનો સાક્ષાત્કાર કરાવે છે. આ કારણથી મેરિયા, પ્રાતઃકાલમાં આપણે એક રાજમહાલયની શોભાને જોવામાટે જઇશું. આજકાલ એ મહાલયના સ્વામીનો મહાલયમાં નિવાસ ન હોવાથી અમુક દિવસોએ તેનાં દ્વાર લોકોના આગમનમાટે ખુલ્લાં રાખવામાં આવે છે. સુંદર ચિત્રો અને શિલ્પકળાના ઉત્તમ નમૂનાને જોવાનો તને બહુજ નાદ છે અને એ મહાલય એવાં ચિત્રો તથા શિલ્પકળાના નમૂનાઓથી ભરેલો હોવાથી તારાં નેત્રો તથા હૃદયને ત્યાંની વસ્તુઓના નિરીક્ષણથી બહુજ પ્રસન્નતાનો સાક્ષાત્કાર થશે, એવી મારી માન્યતા છે."

"તમારા બાહુના આધારે ચાલવાથી અને તમારી સાથે વાર્તાલાપ કરતાં કરતાં તમે જેમના વિશે અત્યારે બોલો છો તે વસ્તુઓનું નિરીક્ષણ કરવાથી ખરેખરજ મને અલૌકિક આનંદની પ્રાપ્તિ થશે. પરંતુ અહીંના અનેક મહાલયોમાંનો એ કોનો મહાલય છે વારુ ?" મેરિયાએ કહ્યું.

"એ મહાલય આર્કડયૂક લિયોપોલ્ડનો છે." ચાર્લ્સે કહ્યું.

"જેમનો રોજેન્થેલની રાજકુમારી થેરેસા સાથે લગ્નસંબંધ થવાનો હતો, તેજ એ આર્ક ડયૂક લિયોપોલ્ડ કે નહિ વારુ ?" મેરિયાએ પૂછ્યું.

"હા, તેજ તેજ !" ચાર્લ્સ કહેવા લાગ્યો; "પણ તેનો કોઇ બીજી અબળામાં અનુરાગ બંધાઇ ગયો અને તે અબળા સાથે લગ્નસંબંધ થઇ જવાથી તેણે થેરેસા સાથેના સગપણને પોતાની ઇચ્છાથીજ તોડી નાખ્યું. પરંતુ પ્રિયે, આર્કડયૂકની આ કૃતિમાટે તું તેને દૂષિત માને છે ખરી કે ?"

"કદાપિ નહિ;" મેરિયાએ કાંઇક ઉદ્વેગજનક ભાવથી કહેવા માંડ્યું: "જો રાજકુમારે જે કુમારિકા થેરેસાને કદાપિ જોઇજ નહોતી, તે કુમારિકાની સાથે, પોતાની સત્યપ્રણયિનીના પ્રેમબંધનને તોડી નાખીને, લગ્નસંબંધ કર્યો હોત; તો તો અવશ્ય હું તેમના શિરપર દોષનો આરોપ કરત; પરંતુ આ સત્કૃત્યમાટે તો હું તેમને ધન્યવાદજ આપું છું અને તેમના માટે આગળ કરતાં પણ મારા હૃદયમાં વિશેષ પૂજ્યભાવને ધારું છું."

"તારા આ વિચારો અવશ્ય ધન્યવાદને પાત્ર છે;" ચાર્લ્સે

કહ્યું; "વારૂ ત્યારે પ્રભાતમાં આપણે આર્કડ્યૂકના મહાલયમાં જઇશું. પરંતુ હા, આ મલિન વસ્ત્રોને ધારીને ત્યાં જવાની મારી ઇચ્છા નથી; એટલામાટે ત્યાં આપણા લગ્નોત્સવ સમગ્રે મેં જે વસ્ત્રો પરિધાન કર્યાં હતાં તેજ વસ્ત્રો ત્યાં જતી વેળાયે પણ હું પરિધાન કરી લઇશ અને થેરેસાએ તને લગ્ન સમયે આપેલા અલંકારોથી તું તારા સુંદર શરીરને શણગારીશ, તો તે બહુજ ઉત્તમ થઇ પડશે, એવો મારો અભિપ્રાય છે."

"એમ કરવાથી જ જો આપનું હૃદય પ્રસન્ન થતું હોય, તો આ દાસી આજ્ઞાને આધીન છે." મેરિયાએ પતિની આજ્ઞાનો માનપૂર્વક સ્વીકાર કરી લીધો.

આ સંભાષણની સમાપ્તિ પછી એ પ્રેમરસભીનાં આદર્શ પતિપત્ની ત્યાંથી ઉઠીને તે ઓરડાની બાજૂમાં જ આવેલા શયનાગારમાં ચાલ્યાં ગયાં.

બીજે દિવસે મેરિયાએ પોતાના પ્રાણેશ્વરની ઇચ્છા પ્રમાણે બહુમૂલ્ય અને સુંદર વસ્ત્રાલંકારોથી પોતાના સુંદર શરીરને સંપૂર્ણ શૃંગાર્યું અને એના યોગે તેના સૌન્દર્યમાં એટલી બધી વૃદ્ધિ થઇ ગઈ કે, તેના પતિની દૃષ્ટિમાં તે આજના જેવી સુંદર કદાપિ દેખાઈ નહોતી.

ચાર્લ્સ હમેશે પણ આજે ઉત્તમોત્તમ વસ્ત્રો ધારણ કરેલાં હોવાથી એ દંપતીને જે કોઇ પણ જોતું તેને એવોજ ભાસ થતો હતો કે, એક બીજાના હસ્તને હસ્તમાં ધારણ કરીને એ દંપતી સ્વર્ગમાંથીજ ઉતરી આવેલાં હોવાં જોઇએ. અસ્તુ; પ્રાતઃકાલના ભોજન (નાસ્તા) કાર્યથી નિવૃત્ત થયા પછી એ પતિપત્ની રાજપ્રસાદ પ્રતિ જવાને તૈયાર થઇ ગયાં. જે રાજપ્રાસાદમાં તેઓ જવાનાં હતાં તે પ્રાસાદ સમ્રાટ્થી દ્વિતીય પદવીની વ્યક્તિના નિવાસને યોગ્ય બનાવવામાં આવ્યો હતો. તેઓ સત્વરજ મહાલયના સિંહદ્વારમાં આવી પહોંચ્યાં અને ત્યાં તેમને કોઇએ કશો પણ પ્રશ્ન ન પૂછવાથી તેમણે તે ક્ષણેજ દ્વારમાંથી અંતર્ભાગમાં પ્રવેશ કર્યો. હવે તેઓ જ્યાં વિચરતાં હતાં ત્યાં તેમની આસપાસ સર્વત્ર આકર્ષક અને મનોહર દૃશ્યોનો વિસ્તાર થએલો હતો. એક દીવાનખાનામાં રાજસભાના મોટા મોટા સભાસદો વિરાજેલા હતા અને તેમનાં વસ્ત્રો અત્યંત મૂલ્યવાન્ તથા ઝગમગાટવાળાં હોવાથી તેમની નિરીક્ષાથી નયનોને એક પ્રકારના વિલક્ષણ આનંદની પ્રાપ્તિ થતી હતી. એ દીવાનખાનાને પાર કરીને અને આરસપત્થરની એક વિશાળ નિઃસરણીપર ચઢીને એ પતિપત્ની ઘણાક ઓરડાઓની એક પંક્તિ આગળ આવ્યાં કે જે પંક્તિમાંના પ્રત્યેક

ઓરડામાં મનુષ્યના આકારની એક એક સુંદર પાષણપ્રતિમા ઊભેલી જોવામાં આવતી હતી. એ પ્રતિમાઓની શિલ્પકળાને જોવામાં તેમનો કેટલોક સમય વીતી ગયો અને ત્યાર પછી ત્યાંથી ચાલીને તેઓ તે ઓરડામાં આવી લાગ્યાં કે જે ઓરડો 'વિધિગૃહ' ના નામથી ઓળખાતો હતો. એ ઓરડાના ગર્ભમાં વળી બીજાં બે દ્વારો હતાં કે જેમનામાં થઇને બીજા બે જૂદા જૂદા ઓરડામાં જઇ શકાતું હતું. ચાર્લ્સે તેમાંના એક દ્વારપ્રતિ અંગુલીનિર્દેશ કરીને મેરિયાને કહ્યું કે;-" આ દ્વારમાં થઇને પાલણાના ઓરડામાં જવાય છે. " આટલું કહીને તે પાલણાવાળા ઓરડા-દોલામંદિરની સર્વ કથા તેણે પોતાની પત્નીને સંભળાવી કે જે અત્યાર પૂર્વેજ વાંચકોના જાણવામાં આવી ચૂકી છે.

ચાર્લ્સ તે કથા સંભળાવીને પોતાના ભાષણને આગળ લંબાવી કહેવા લાગ્યો કે;-" આ ઓરડાના સંબંધમાં એક વિલક્ષણ વાર્ત્તા સંભળાય છે અને તે એ કે, જે વેળાયે ડયૂક લિયોપોલ્ડનો જન્મ થયો હતો, તે વેળાયે તેની માતાની સેવામાં જે ડૉક્ટરને રાખવામાં આવ્યો હતો, તેણે પોતાની ભગિનીના તેજ વેળાયે ઉત્પન્ન થએલા બાળકને રાજકુમારના સ્થાનમાં રાખીને બાળકોની અદલાબદલી કરવાનો પ્રપંચ રચ્યો હતો. આ પ્રપંચને પાર પહોંચાડવામાટે તેણે પોતાની પત્નીને ડયૂકની માતાની સેવામાં રખાવી દીધી હતી તેમજ તે રાત્રે ડયૂકના ઓરડાની રખવાલીમાટે જે સિપાહીને યોજવામાં આવ્યો હતો તેને પણ તે ડૉક્ટરે પોતાના પક્ષમાં લઇ લીધો હતો. એ લોકો પોતાની એ દગાબાજી અને નીચતામાં અવશ્ય ફાવી જાત, પરંતુ ઇશ્વરની ઇચ્છા કાંઇક બીજી જ હોવાથી તેણે રજીસ્ટ્રારના હૃદયમાં એક પ્રકારની શંકા ઉપજાવી દીધી અને તેણે છુપાઇને ડૉક્ટર, તેની પત્ની તથા તે પ્રહરીની સર્વ વાર્ત્તા સાંભળી લીધી. એ ભેદ તેના જાણવામાં આવતાંજ અત્યંત શીઘ્રતાથી તે ત્યાંથી પાછો ફર્યો અને ડયૂકને એ ભેદથી તત્કાળ જાણીતો કરી દીધો. મધ્યરાત્રિના સમયમાં જેની ગોદમાં એક બાળક હતો એવી એક અબળાનો ડૉક્ટરે મહાલયમાં પ્રવેશ કરાવ્યો, પરંતુ એ ભેદનો પડદો પ્રથમથીજ ખુલી ગએલો હોવાથી અને અપરાધીઓને પકડવાની સર્વ વ્યવસ્થા કરી રખાયલી હોવાથી તે સ્ત્રીને તત્કાળ ડૉક્ટરની ભગિનીના બાળક સહિત પકડી લેવામાં આવી તેમજ એ પ્રપંચમાં ભાગ લેનારા અન્ય પુરુષોને પણ ચતુર્ભુજ કરી લેવામાં આવ્યા. હવે એ ભયંકર અપરાધીઓનું જે પરિણામ થયું, તે અત્યારે હું તને જણાવવા નથી ઇચ્છતો; પરંતુ તને હું એ પૂછવા માગું છું કે, તે રજીસ્ટ્રાર કોણ હતો

વારૂ ? તે અન્ય કોઇ નહિ, પણ વરિષ્ટ ન્યાયાધીશ કિંચૅર જ હતો અને તેને તેણે બજાવેલી એ રાજસેવાના બદલામાં મોટું ઇનામ તથા વરિષ્ટ ન્યાયાધીશની પદવીથી નવાજવામાં આવ્યો હતો. ”

“ હાય, તે જ દુર્ભાગી ન્યાયાધીશ કે, જે પોતાના પુત્રના અકાળ મરણના શોકથી તે રાત્રિયે અચાનક ગાંડો થઇ ગયો હતો—” મેરિયાએ કંપિત સ્વર અને કંપિત હૃદયથી બોલવાનો આરંભ કર્યો.

પરંતુ વચ્ચે જ ચાર્લ્સ પોતાની કથાને લંબાવીને બોલ્યો કે, “ જ્યારે તેના એકના એક પુત્રને તેની પોતાની જ આજ્ઞાથી રોજેન્થેલ દુર્ગના દ્વારમાં ફાંસીને લાકડે લટકી ગએલો તેણે જોયો હતો; તે વેળાયે તેના પુત્રના પ્રાણ કદાચિત્ બચી શક્યા હોત; પરંતુ તેણે પોતે જ તેના માટે મરણની શિક્ષાની આજ્ઞા આપી દીધી હતી, એટલે પછી શો ઉપાય ? ”

“ ત્યારે શું ઑારેનાનો નવીન અધીશ્વર ફૉસ્ટ સારી રીતે એ ભેદને જાણતો હતો કે, રજ્જુ અને કૃપાણને લઇ આવનાર ન્યાયાધીશનો પુત્ર જ હતો ? ” મેરિયાએ આતુરતાથી પૂછ્યું.

“ મારી ધારણા એવી નથી: ” ચાર્લ્સે કહ્યું. “ કારણ કે, ઑારેનાના કાઉન્ટે તો કેવળ બૅરનની આજ્ઞાનું પ્રતિપાલન કર્યું હતું. તેમજ તેણે એ પ્રસંગે મારી સાથે એવો તો અલૌકિક સભ્ય વ્યવહાર કરેલો છે કે, મારાથી તેનાપર આક્ષેપ કરવાનું સાહસ કરી શકાતું જ નથી. ”

એ પછી ચાર્લ્સ પોતાની પત્નીને અત્યંત સુંદરતાપૂર્વક શૃંગારેલા દેવાલામંદિરમાં લઇ ગયો,. ત્યાંથી તેઓ પાછાં દીવાનખાનામાં આવ્યાં અને ત્યારપછી બીજા ઓરડાઓ પ્રતિ વળ્યાં. મેરિયા એ મહાલયમાંની ઉત્તમ વસ્તુઓ, ત્યાંનાં વૈભવવિલાસનાં સાધનો અને તે મહાલયના સ્વામીની ઉત્તમ રુચિ તથા કળાપ્રિયતા આદિને જોઇને આશ્ચર્યચકિત થઇ ગઇ. અત્યારસૂધી તે રોજેન્થેલ દુર્ગને જ ઇન્દ્રભુવન સમાન માન્યા કરતી હતી, પરંતુ અત્યારે ડ્યૂકના એ પ્રાસાદ સાથે સરખાવતાં રોજેન્થેલદુર્ગ તેની દૃષ્ટિને સુવર્ણમુદ્રા સમક્ષ ત્રાંબાના પૈસા જેવો જ દેખાવા લાગ્યો; કૂવાના દેડકાને સમુદ્રનો સાક્ષાત્કાર થયો.

મહાલયની બારીઓમાં કીમતી તથા સુંદર પડદા પડેલા હતા અને ફર્શપર ઉત્તમોત્તમ જરીકામના ગાલીચા પાથરેલા હતા. સોના અને ચાંદીની કુરસીઓમાં વળી મોતી અને બીજી જાતનાં સાચાં રત્નો જડેલાં હતાં; તુર્કસ્તાનના કળાકૌશલ્યની સત્ય સાક્ષી આપતા અનેક પદાર્થો ત્યાં જોવામાં આવતા હતા; ચારે તરફની દીવાલોમાં મોટા મોટા

આરીસા અને ટેબલપર ગોઠવેલાં સુગંધિત પુષ્પોથી ભરેલાં પુષ્પપાત્રો મહાલયની શોભામાં અત્યંત વૃદ્ધિ કરતાં હતાં: એ ઉપરાંત બીજી પણ અનેક ઉત્તમ અને મૂલ્યવતી વસ્તુઓ ત્યાં દેખાતી હતી અને તે સર્વ શોભાને જોઇને સ્વભાવિકજ નિરીક્ષક મનુષ્યના હૃદયસમુદ્રમાં આનંદની લહરીઓ ઉદ્‌ભવતી હતી.

પરંતુ એ સર્વ વસ્તુઓના નિરીક્ષણનું ચાર્લ્સના હૃદયમાં કાંઇપણ વિશેષ પરિણામ થયું નહિ. તે તો એ વસ્તુઓને એક પ્રકારની અત્યન્ત સાધારણ દૃષ્ટિથી જ જોયા કરતો હતો અને મેરિયા એ વસ્તુઓના સંબંધમાં જો તેને કાંઇ પણ પૂછતી હતી, તો જાણે ચાર્લ્સ એ મહાલય અને તેમાંની વસ્તુઓથી સારી રીતે પરિચિત હોયની તે પ્રમાણે વિજ્ઞતાથી મેરિયાના પ્રશ્નોનાં ઉત્તરો આપીને તેની જિજ્ઞાસાને તૃપ્ત કરતો હતો.

એવી રીતે એ રાજમહાલયમાં ભ્રમણ કરવામાં અને ત્યાંની વસ્તુઓના નિરીક્ષણમાં તેમનો લગભગ એક પ્રહર જેટલો સમય વીતી ગયો અને તેથી મેરિયાએ પોતાના સ્વામીને સંબોધીને કહ્યું કે:—"પ્રાણેશ્વર ! હજી પણ આ મહાલયમાં જોવા જેવું કાંઇ બાકી રહી ગયું છે ખરૂં કે ?" એના ઉત્તરમાં ચાર્લ્સે જણાવ્યું કે;—"અદ્યાપિ તારા જોવા યોગ્ય એક ઉત્તમ વસ્તુ બાકી રહી ગઇ છે અને તે ચિત્રગૃહ છે. ત્યાં તને રાજકુટુંબનાં સ્ત્રી પુરુષોની અનેક સુંદર છબિઓને જોવાનો લાભ મળશે અને તું જેમને જાણે છે એવા ઘણા રાજકુમારોની પ્રતિકૃતિઓનાં દર્શન પણ તું કરી શકીશ. એટલુંજ નહિ, પણ અત્યારે જ તારી આગળ મેં જેનું વર્ણન કર્યું છે, તે આર્કડ્યૂક લિયોપોલ્ડની છબિ પણ ત્યાં તારા જોવામાં આવી શકશે."

"જો એમજ હોય, તો પ્રાણેશ્વર, હવે ત્યાં જ ચાલો; કારણ કે, જેનું સગપણ એકવાર મારી પ્રિય સખી થેરેસા સાથે થયું હતું, તે પ્રતિષ્ઠિત પુરુષની આકૃતિને જોવામાટે મારાં નયનો અત્યંત આતુર થઇ રહ્યાં છે." મેરિયાએ પોતાની આતુરતાનો પરિચય કરાવ્યો.

"પરંતુ તને ત્યાં લઇ જતાં મને એટલામાટે સંકોચ થયા કરે છે કે, ક્યાંક રાજકુમાર લિયોપોલ્ડની મોહક મૂર્તિને જોઇને તારૂં હૃદય મોહમુગ્ધ અને પરવશ ન થઇ જાય !" ચાર્લ્સે મંદહાસ્ય કરીને કહ્યું.

મેરિયા ચાર્લ્સની ભુજાનો આધાર લઇને કાંઇક ગંભીર સ્વરથી બોલી કે;—"પ્રાણનાથ, મારા સત્ય અને એકનિષ્ઠ પ્રેમનો આવી રીતે ઉપહાસ કરવો, એ આપને છાજતું નથી !"

આનું ચાર્લ્સે કેવળ સ્મિતવિના બીજું કાંઇ પણ ઉત્તર આપ્યું નહિ અને તે મેરિયાને લઇને ચિત્રગૃહમાં આવી પહોંચ્યો. આ ઓરડો બીજા બધા ઓરડાઓ કરતાં વિશાળ અને અત્યંત શૃંગારેલો હતો. એ ઓરડાની દીવાલોપર સમ્રાટ્ના વંશનાં રાજકુમાર તથા રાજકુમારીઓની મોટી મોટી છબિઓ ટાંગેલી હતી. ચિત્રગૃહમાં આવ્યાપછી ચાર્લ્સ મેરિયાને સંબોધીને કહેવા લાગ્યો કે;—

"તરુણ આર્કડ્યૂક લિયોપોલ્ડના જીવન સાથેના કેટલાક વિલક્ષણ સંયોગોના સંબંધની વાર્તાઓ મારા જાણવામાં આવી છે અને તેમાંનીજ એક વિલક્ષણ ઘટના એ છે કે, આર્કડ્યૂકના પિતાએ પોતાના પુત્રનું પોતે થેરેસા સાથે જે સગપણ કર્યું હતું તે સગપણની વાર્તાને તેણે સર્વથા ગુપ્ત રાખી હતી અને તેથી તેના સ્વર્ગવાસ પછીજ એ ભેદ રાજકુમારના જાણવામા આવ્યો હતો. એ ઘટનાને દોઢ વર્ષનો અવધિ થઇ ગયો અને ત્યારપછી રાજકુમાર પોતાના પિતાના આસનપર આરૂઢ થઇને રાજ્યના કાર્યને ચલાવવા લાગ્યો. એ વેળાયે તેના મનમાં અચાનક એવા પ્રકારનો વિચાર સ્ફુરી આવ્યો કે, ત્યાંથી ગુપ્ત રીતે નીકળીને એટલે કે પોતાનાં નામ તથા પદ ઇત્યાદિને ગુપ્ત રાખીને જેની સાથે પોતાનું સગપણ થએલું હતું તે સુંદરીને પ્રત્યક્ષ જોઇ આવીએ તો વધારે સારૂં; એ પ્રકારના વિચારથી રાજ્યને ચલાવવાનું કાર્ય વિશ્વાસપાત્ર મનુષ્યોના હાથમાં સોંપીને તે એક સામાન્ય મનુષ્ય પ્રમાણે રોઝેન્થેલ દુર્ગમાં જઇ પહોંચ્યો અને ત્યાં એક અજ્ઞાત પુરુષ તરીકે થેરેસા સાથે પરિચિત થવા પછી તરતજ તેના જાણવામાં આવી ગયું કે, થેરેસાના અંતઃકરણમાં એક અન્ય પુરુષના પ્રેમની સ્થાપના થએલી હતી અને આ કારણથી કોઇ અન્ય અબળા સાથે પરણવાની વાતને નક્કી કરી લેવાનું જ તેને વિશેષ યોગ્ય જણાયું અને તદનુસાર શોધતાં શોધતાં તેને એક એવી અબળા હાથ આવી ગઇ કે, જે રૂપસુંદરી હોવા સાથે સદ્ગુણોના ભંડારરૂપ હતી અને તેણે રાજકુમારના હૃદયમાંથી થેરેસાનું અત્યંત વિસ્મરણ કરાવી દેવાથી રાજકુમારે તે અબળાના પ્રેમનેજ પોતાના હૃદયમાં સ્થાપીને તેનેજ પોતાની પ્રાણેશ્વરી બનાવી લીધી!"

"ઓહ! ચાર્લ્સ!" મેરિયાએ આશ્ચર્યદર્શક સ્વરથી ઉદ્ગારના સ્વરૂપમાં કહ્યું. તેની આશ્ચર્યભાવના સાધારણ સીમાને ઉલ્લંઘીને અત્યારે ઉન્માદની સીમા પર્યન્ત જઇ પહોંચી હતી; કારણકે, ચાર્લ્સ સાથે વાર્ત્તાલાપ કરતી કરતી તે એક એવી પ્રતિમા સમક્ષ આવી ઉભી હતી કે જેને ઓળખવામાં તેને ભ્રાંતિ થવાનો લેશ માત્ર પણ

સંભવ નહોતો. "ઓહ ! ચાર્લ્સ !" એ બે શબ્દો ઉચ્ચારીને તેણે પોતાના શરીરભારને ચાર્લ્સની ભુજાપર નાખી દીધો અને ત્યારપછી તે કહેવા લાગી કે;–"હું આ શું જોઉં છું ? આ તો જાણે આપની પોતાનીજ ચિત્રગત પ્રતિકૃતિ હોયની, એમજ મને જણાય છે ! હા, આપજ છો, આ છબિમાં તો આપ પોતેજ છો ! ઓહ–મારા અંતઃકરણમાં ભયનો સંચાર થતો જણાય છે–હું ભયભીત થાઉં છું–મને સત્વર જણાવો કે, આ ભેદનો ભાવાર્થ શો છે ?" તે, જો ચાર્લ્સે તેને સંભાળી ન લીધી હોત, તો આ વાક્યો ઉચ્ચારતાંની સાથેજ પડી જવાની અણીપર આવી પહોંચી હતી. ચાર્લ્સે હવે પોતાના સત્ય સ્વરૂપને ધારણ કરી લીધું અને તેના મુખમંડળમાં પ્રસન્નતા તથા આનંદની છટા પ્રત્યક્ષ નૃત્ય કરતી દેખાવા લાગી. તે પ્રસન્નતાને દર્શાવતો કહેવા લાગ્યો કે;–

"પ્રિયતમે, તું એમ જ પૂછે છે ને કે આ સર્વ ભેદનો ભાવાર્થ શો છે ? આ ભેદનો ભાવાર્થ એ છે કે, તારા **પ્રેમની પરીક્ષાનો** અને દુઃખનો સમય વીતી ગયો છે અને તારા સમક્ષ હવે પુરસ્કાર તથા આનંદનો અવસર આવીને ઉપસ્થિત થયો છે. આ ભેદનો ભાવાર્થ એ છે કે, મેરિયા, આજથી તારી આ સંસારમાંની ઉચ્ચ શ્રેણીની વ્યક્તિઓમાં ગણના થવાની છે; તારી કૃપાથી લોકોને રાજા મહારાજાની પદવીઓ મળવાની છે અને તારામાંના જે સદ્દગુણો બહુમૂલ્ય રત્નોથી પણ વધારે ચમકી રહ્યા છે તેમના ચમકાટમાં તારા શિરપર રાજ્ઞીપદને દર્શાવનાર જે મુકુટ વિરાજવાનો છે, તેના યોગે અત્યંત વૃદ્ધિ થવાની છે ! સારાંશ એજ કે, પ્રાણેશ્વરી મેરિયા, આજથી તું દીન ચાર્લ્સની નહિ, પણ જર્મનીના રાજકુમાર ડ્યૂક લિયોપોલ્ડની જ અર્ધાંગના થએલી છે !"

"મારા મહારાજાધિરાજ, શ્રીમાન્ રાજકુમાર ! —" એથી વિશેષ મેરિયા કાંઇ પણ બોલી શકી નહિ. તે પોતાના પતિની ભુજાના આધારને ત્યાગીને તેનાં ચરણોમાં પડી ગઇ અને રાજકુમારના હસ્તોને ચુંબનથી તથા પોતાનાં નેત્રોમાંથી પડતાં હર્ષનાં અશ્રુઓથી આર્દ્ર કરવા લાગી.

હવે ચાર્લ્સ નહિ, પણ રાજકુમાર લિયોપોલ્ડ તેને આશ્વાસન આપતો કહેવા લાગ્યો કે;—"પ્રાણેશ્વરી, ઊઠ ! આ રાજપ્રાસાદ આજથી તારો જ છે. તારા પ્રેમની પરીક્ષા કરવામાટે મેં તને દરિદ્રતાની ગર્ત્તામાં નાખીને તારા અંતઃકરણમાં જે આઘાત કર્યો છે, તે મારા

અપરાધની હું તારી પાસેથી ક્ષમા યાચું છું. મેં જે કાંઇ પણ કર્યું છે તે કેવળ તારા પ્રેમની પરીક્ષામાટે જ કર્યું છે અને તેથી આશા છે કે, તું મારા એ પ્રમાદમાટે મને કદાપિ ધિક્કારીશ નહિ ! અને ઓહ ! ” આટલું કહીને તેણે પોતાની હૃદયેશ્વરીને દૃઢ આલિંગન આપ્યું અને ત્યારપછી વળી પાછો તે કહેવા લાગ્યો કે;—“ મને પરમાત્માએ લોકોના કલ્યાણમાટે જે રાજસત્તા આપેલી છે અને જે સત્તાના યોગે હું નીચને ઉચ્ચ તથા ઉચ્ચને નીચ બનાવવાને સમર્થ છું, તે સત્તાનો જો ખરેખરો આનંદ મને મળ્યો હોય તો તે કેવળ આજે અને આ ક્ષણે, મેરિયા, કેવળ તારા સમાગમથીજ મળ્યો છે ! હૃદયેશ્વરી, આજથી હું તને આ પ્રાસાદની સ્વામિની બનાવું છું કે જે પ્રાસાદને કેવળ એક દીન વ્યક્તિ તરીકે જોવામાટે જ તું અહીં આવી હતી. અત્યારેજ હું તને જર્મનીની આર્કડચેસ્‌ના નામથી બોલાવીને ધન્યવાદ આપું છું. હવે આજથી આપણે ગત સર્વ ઘટનાઓને આપણા હૃદયમાંથી ભૂલાવી દેવી જોઇએ તેમજ તારે એ શંકા પણ ન રાખવી. કે, મેં તારી સાથે મારા ધારણ કરેલા નામથી જ લગ્નસંબંધ કર્યો છે; કારણ કે, જે ધર્માધ્યક્ષે આપણો લગ્નસંબંધ કરાવ્યો છે, તેને મેં મારાં સત્યપદ તથા નામ આદિથી પરિચિત કરી દીધો છે અને તેથી લગ્નની નોંધમાં મારૂં મારા પિતાએ રાખેલું ખરૂં નામજ લખાયલું છે. હવે જ્યાં પાલણાવાળો ઓરડો આવેલો છે, તે વિશાળ ઓરડામાં આપણે જવાનું છે.” આટલું કહીને ડ્યૂક લિયેપોલ્ડે પોતાની પ્રિયતમા પત્નીનો હસ્ત ગ્રહી લીધો અને તેઓ ‘વિધિગૃહ’માં આવી પહોંચ્યાં. ચાંપવાળાં દ્વારો ઉઘડી ગયાં અને તે ઓરડો જર્મનીના કુલીન વંશોનાં સ્ત્રી તથા પુરુષ સભાસદોથી ઉભરાઇ જતો દેખાયો.

ત્યારપછી લિયેપોલ્ડે પોતાની પ્રાણેશ્વરી સાથે ઓરડામાંના બીજા છેડાપર આવેલા પોતાના ઉચ્ચ આસનપર વિરાજવામાટે જેવાં નિઃસરણીપર ચરણો મૂકયાં કે તેજ ક્ષણે સૈનિકોએ બંદૂકોની અને તોપખાનાવાળાએ તોપોની સલામી આપી. સર્વ સભાસદોએ ટોપીઓને ઉતારીને હાથમાં લઇ લીધી, સ્ત્રીઓએ પોતાનાં મસ્તકો નમાવ્યાં અને સર્વ જનોએ એકત્રતાથી એ રાજદંપતીનો આદરપૂર્વક પ્રચંડ સત્કાર કર્યો.

---

# પ્રકરણ ૧૭ મું

## બે રાજકુટુંબ

એ વેળાયે ઑરેનાનાં કાઉન્ટ અને કાઉન્ટેસ ફ્રૅસ્ટ અને થેરેસા પણ વાયનાથી નિકટમાં જ આવેલા ઑરેનામાંના પોતાના આકાશ સાથે વાર્તાલાપ કરતા રાજમહાલયમાં આવીને વસવા લાગ્યાં હતાં. પિશાચે તે મહાલય અને તેની આસપાસનાં મનોહર દૃશ્યોનું ફ્રૅસ્ટ સમક્ષ જે વર્ણન કર્યું હતું, તેમાં તેણે લેશ માત્ર પણ અતિશયોક્તિ કરી નહોતી; કિન્તુ તે મહાલય અને તેની ચારે તરફનાં દૃશ્યોની સુંદરતા તથા અલૌકિકતા સર્વથા પિશાચના વર્ણવ્યા પ્રમાણેનીજ હતી.

થેરેસા આ વેળાયે અત્યંત પ્રસન્ન હતી; સ્વામીના સમાગમના યોગે એ સ્થાનમાં તેને સ્વર્ગનાં સુખોનો સાક્ષાત્કાર થયો હતો અને તેથી તે આનંદની સાક્ષાત્પ્રતિમાજ બની ગઇ હતી. ફ્રૅસ્ટે તેને ચાર્લ્સ હૅમેલનાં સત્ય નામ અને પદથી જાણીતી કરી દીધી હતી, છતાં પણ રોજેન્થેલ દુર્ગના કુલીન બેરનની સ્વચ્છહૃદયા પુત્રીએ તેની લેશ માત્ર પણ ઇર્ષા કરી નહિ, કિંતુ પોતાની પ્રિય સખીના સુખી થવાના સમાચાર સાંભળીને તે અત્યંત પ્રસન્ન થઈ અને એમજ માનવા લાગી કે, આ સુખ મેરિયાના ભાગ્યમાં પ્રથમથીજ લખાયલું હતું.

હવે એ અનુમાન તો સરળતાથી કરી શકાય એમ છે કે, એ ઉભય રાજકુટુંબોમધ્યે અત્યંત ગાઢ પ્રેમ અને મૈત્રીસંબંધ હતો. આર્કડ્યૂક પોતાને ફ્રૅસ્ટનો અત્યંત આભારી માનતો હતો; કારણ કે, ફ્રૅસ્ટે એ વાર તેના પ્રાણની રક્ષા કરીને તેને ઉપકારના ભારથી દાબી દીધો હતો; બીજી બાજૂએ મેરિયા પણ થેરેસાએ તેનાપર કરેલા અનેક ઉપકારોનું પોતાના હૃદયમાંથી વિસ્મરણ થવા દેતી નહોતી; કારણ કે, જે વેળાયે તે માતાપિતા વિનાની એક કૃષિકારકન્યા હતી, છતાં રોજેન્થેલના બેરને દયા કરીને તેને પોતાની પુત્રીના સહવાસમાં રાખી હતી અને ત્યારપછી થેરેસાએ પણ તેનો સત્કાર કરી એક સખી તરીકે તેને પોતાના પ્રાણ કરતાં પણ પ્રિય ગણીને પોતાની સાથે છેવટ સુધી રહેવા દીધી હતી; તે સમયને મેરિયા એક પળ માત્રને માટે પણ ભૂલી જતી નહોતી અને તેથી તેના હૃદયમાંનો થેરેસા પ્રતિ જે પૂજ્યભાવ હતો તે અત્યારે પણ અખંડ જ હતો. પરસ્પર આવો સંબંધ હોવાથી ઘણીક વાર ઑરેનાનાં કાઉન્ટ અને કાઉન્ટેસ-ફ્રૅસ્ટ અને થેરેસા-આર્કડ્યૂક તથા તેની પત્નીને મળવામાટે તેમના મહા-

લયમાં આવતાં હતાં તેમજ આર્કડ્યૂક પણ મેરિયાને સાથે લઇને ઑારેનામાં જતો હતો અને એ પ્રમાણે તેમનો સંબંધ દિવસાનુદિવસ વિશેષ અને વિશેષ ગાઢ થતો જતો હતો. જર્મનીના સમ્રાટ્ મૅકસમિલિયને પણ પોતાના ભત્રીજાએ કરેલા એક અપરિચિત અબળા સાથેના લગ્નસંબંધ વિશે કશો પણ વિરોધભાવ દર્શાવ્યો નહોતો; કારણકે, તેનો પોતાના ભત્રીજામાં અતિશય પ્રેમ હતો અને તેથી તે તેની પ્રસન્નતામાં જ પોતાની પ્રસન્નતા માન્યા કરતો હતો; એથી અત્યારે તો એ ઉભય કુટુંબોના પરસ્પર સ્નેહસંબંધમાં વિઘ્નને ઉપસ્થિત કરનાર કોઇ પણ કારણ જોવામાં આવતું નહોતું.

પરંતુ આહ ! ફૉસ્ટના હૃદયમાં તો કદાપિ ન નીકળી શકે તેવો એક કાંટો દિવસ અને રાત ખટકયા કરતો હતો—એક પ્રકારનો કદાપિ ન બૂઝાય તેવો પ્રચંડ અગ્નિ તેના હૃદયને અષ્ટોપ્રહર પ્રજાળ્યા કરતો હતો. અંતઃકરણની આવી અવસ્થા હોવા છતાં પણ તે પોતાના દુઃખને થેરેસા સમક્ષ પ્રકટ થવા દેતો નહોતો; અર્થાત્ થેરેસાએ કદાપિ તેના મુખમંડળમાં ખિન્નતાથી છાયાને પ્રસરેલી જોઇ નહોતી. થેરેસાનો ફૉસ્ટમાં અત્યંત સ્નેહ હતો અને પોતાના પતિને પોતાપર તનમનધનથી આસક્ત તથા અનુરક્ત જોઇને તેના આનંદનો અવધિ જ થતો હતો. પરંતુ બિચારા ફૉસ્ટને કેવળ તેની આત્મજ્વાળા અને નિરાશા વિના અન્ય કોઇ પણ આશ્વાસન આપનાર હતું જ નહિ. તે ભાગ્યશાળી હોવા છતાં પણ દુર્ભાગી હતો અને ધનાઢ્ય હોવા છતાં પણ કંગાલ હતો !

ફૉસ્ટ દુઃખી તો હતોજ, પરંતુ એ દુઃખ જાણે ઓછું હોયની તેવી રીતે અચાનક એક નવીન ચિન્તાએ તેના હૃદયમાં વૃશ્ચિકનું સ્વરૂપ ધારણ કરીને દંશ દેવાનો આરંભ કરી દીધો; કારણકે, લગ્ન પછીના ત્રણ ચાર માસ વીત્યા પછી તેના જાણવામાં આવી ગયું હતું કે, થેરેસા સાથેના તેના પ્રેમસંબંધના પરિણામે એક નવીન પુષ્પ આ સંસારોદ્યાનમાં ખીલવાનું હતું અને તે પિતાની પદવીને પ્રાપ્ત થવાનો હતો. એથી સર્વથા વિપરીત પ્રકાર અન્ય રાજકુટુંબમાં થયો હતો અને તે એ કે, જ્યારે મેરિયાની ગર્ભવતી થવાની વાર્ત્તા આર્કડ્યૂકના જાણવામાં આવી એટલે તે થોડીવાર સૂધી તો આનંદના અતિરેકમાં પોતાના અસ્તિત્વને પણ ભૂલી ગયો.

જ્યારે ફૉસ્ટના હૃદયમાં ચિંતાનો વેગ બહુજ વધી જતો હતો, એટલે તે કોઇપણ નિમિત્ત બતાવીને પોતાના ખાનગી ઓરડામાં ચાલ્યો જતો હતો અને કલાકોના કલાક સૂધી બેસીને પોતાના દુર્ભાગ્યમાટે

રુદન તથા અશ્રુપાત કરીને હૃદયના ભારને કાંઇક ઓછો કરી નાખતો હતો. એક દિવસ ફૅાસ્ટ પોતાના તે જ ખાનગી ઓરડામાં બેઠો હતો અને તેના મુખમાંથી આ પ્રમાણેના ઉદ્ગારો નીકળતા સંભળાતા હતા;—

"હાય, હું એક કેવો દુર્ભાગી મનુષ્ય છું !" આટલું બોલીને તેણે અત્યંત બળથી પોતાના શિરપર પોતાના હસ્તનો આઘાત કર્યો અને ત્યારપછી પાછો બોલવા લાગ્યો કે;—"મારો પુત્ર, મારો તે પુત્ર કે જે અદ્યાપિ થેરેસાના ગર્ભમાંજ છે, તે તેના જન્મથી પૂર્વેજ પિશાચના હાથમાં સોંપાઇ ગયો છે—હાય, હું અત્યંત દુષ્ટાત્મા છું—મેં કેવળ મારાં પોતાનાં સાંસારિક સુખોનેમાટે મહાભયંકર અત્યાચાર કર્યો, છે; જે બાળકે અદ્યાપિ સંસારનો પ્રકાશ પણ જોયો નથી, તે અજ્ઞાન અર્ભકપર આવો ભયંકર અત્યાચાર કરવો, એના કરતાં અધિક ભયંકર બીજું શું પાતક હોઇ શકે વારૂ ? હાય—જો તે બાળકમાં મારા આ કુકૃત્યને જાણવાની શક્તિ હોત, તો તે આ સંસારમાંજન્મને ધારણ કરવાની ઇચ્છા માત્ર પણ કરત નહિ ! હું ઉન્મત્ત છું, બુદ્ધિહીન છું, પાગલ છું, દીવાનો છું !! મારા પાપનો અત્યારથીજ મને આવો કઠિન દંડ મળવા માંડ્યો છે અને હજી તો મૃત્યુ પછી મારે સદાને માટે નરકની અસહ્ય યાતનાઓ ભોગવવાની છે ! ઓહ—જો હું પ્રાર્થના કરી શકત,—જો મારામાં પ્રાર્થના કરવાનું સામર્થ્ય હોત, તો હું **તેને** એજ પ્રાર્થના કરત કે, તું મને એ નરકના અંધકૂપમાં પડવા દઇશ નહિ અને મારો ઉદ્ધાર કરજે ! પણ હા, મારા મનમાં એક વાર્ત્તા આવે છે અને તે એ કે, હું કોઇ સિદ્ધ પુરુષને શોધી કાઢું અને તેને મારા આત્માના નિમિત્તની પ્રાર્થના કરવાનું જણાવું—તેને મારા હૃદયની જ્વાળા, મારા ચિત્તના આવેગ અને મારા સર્વ ગુપ્ત ભેદોનો યથાર્થ વૃત્તાંત સંભળાવી દેવાથી, આશા છે કે, અવશ્ય મારા દુઃખનો ભાર ઓછો થઇ જશે ! હા, હું કોઇ પવિત્ર દેવાલયના ધર્માધ્યક્ષને શોધી કાઢીશ, કેટલાક દીન મનુષ્યોને એકત્ર કરીશ અને જે ઋષિ મુનિઓ સંસારથી વિરક્ત થઇ ગિરિગુહાઓમાં વસેલા છે અને જેઓ કેવળ કન્દમૂળ આહાર તથા પવિત્ર સ્રોતોમાંના જળના પાનથીજ પોતાના જીવનનો નિર્વાહ કર્યા કરે છે તે ઋષિ મુનિઓના આશ્રમમાં જઇને હું ત્યાંજ મારૂં જીવન વીતાડીશ ! બસ—તે પવિત્રાત્માઓને હું સત્વરજ શોધી કાઢીશ અને તેમનાં ચરણોમાં પડીને મારા ઉદ્ધારમાટેની યાચના કરીશ ! હું મારા પુત્રને પિશાચના પંજામાંથી અવશ્ય બચાવીશ—જે બાળક થોડા કાળ પછીજ મને પિતા

કહીને બોલાવવાનો છે, તે મારા પુત્રના પ્રાણનું હું મારા પોતાના પ્રાણનું બલિદાન આપીને પણ અવશ્ય રક્ષણ કરીશ !"

"અને જે ક્ષણે તું કોઈપણ પવિત્ર પુરુષના આશ્રમમાં પ્રવેશ કરીશ અથવા તો ઋષિમુનિઓની કન્દરાઓમાં જવાની ચેષ્ટા કરીશ, તે ક્ષણેજ તારા સ્વર્ગને તું સદાનેમાટે ખોઇ બેસીશ; એટલુંજ નહિ, પણ તારા કરેલા કરારનામાની રૂએ તારે તે ક્ષણેજ મારી ગુલામગીરીનો સ્વીકાર કરવો પડશે !" પિશાચે અચાનક તે સ્થાનમાં પ્રકટ થઇને કર્કશ તથા મર્મભેદક સ્વરથી એ પ્રમાણેનાં વચનો ઉચ્ચાર્યાં.

"તું મારા બોલાવ્યા વિના અત્યારે અહીં શામાટે આવ્યો ?" ફૌસ્ટે કોપ અને નિરાશાથી ઉન્મત્ત થઇને કહ્યું; "આવી રીતે મારા ધ્યાનનો ભંગ કરવાનો અને મારા એકાંત વિચારગૃહમાં ચાલ્યા આવવાનો તને શો અધિકાર છે, તે હું સમજી શકતો નથી."

"તું થોડા દિવસમાં પિતાની પદવીને પ્રાપ્ત થવાનો છે, એટલામાટે હું તને ધન્યવાદ આપવા આવ્યો છું !" પિશાચે ગંભીરતાયુક્ત શાંતિ અને ઉપાલંભના રૂપમાં એ ઉત્તર આપ્યું અને તેથી ફૌસ્ટના હૃદયમાં વ્યાપેલા ક્રોધાગ્નિમાં ઘૃત આવી પડવાથી તેની જ્વાળા ભયંકર થઇ ગઈ. તે તિરસ્કારને દર્શાવતો કહેવા લાગ્યો કે;—

"હાય, તું મને ઉપાલંભ આપવા અને ધિક્કારવામાટે આવ્યો છે ! જે સંકટની ગર્ત્તામાં તેંજ મને ધકેલી દીધો છે, તે સંકટમાં પડીને હું રીબાઉં છું તેવા સમયમાં તુંજ મારો ઉપહાસ કરવાને ઉપસ્થિત થયો છે ?" એ પછી વળી તે એવા તો ક્રોધથી બોલવા લાગ્યો કે તેના યોગે તેના મુખમાંથી ફીણ આવવા લાગ્યું. તે બોલ્યો કે;—"પિશાચ ! નીચ ! દુષ્ટાત્મન્ ! તારામાં દયા કિંવા અનુકંપાનો અંશ માત્ર પણ નથી; માટે જા, દૂર થા; અહીંથી તારૂં કૃષ્ણ મુખ લઇને ચાલ્યો જા !"

આટલી સીમાપર્યન્ત ધિક્કાર વર્ષાવવા છતાં પણ જ્યારે પિશાચ જ્યાં ઉભો હતો ત્યાં દૃઢતાથીજ ઉભો રહ્યો, એટલે તેની એ ધૃષ્ટતાથી ફૌસ્ટના કોપનો અવધિજ થઇ ગયો; તેણે પોતાની કમરે લટકતી તલવારને મ્યાનમાંથી બહાર ખેંચી લીધી અને તે ગર્જના કરતો પિશાચના શરીરપર આક્રમણ કરવાને લપક્યો. તે બોલ્યો કે;—"દુષ્ટ પિશાચ ! તું મારા હાથે રક્તપાત કરાવવાને તૈયાર થયો છે, તો લે હું પણ તેમ કરવાને તૈયાર છું; હવે તો હું મારીશ કે મરીશ; ખેંચ તારી તલ્વાર અને તારો બચાવ કર; નહિ તો મારી તલ્વાર પડે છે

તારી ગર્દનપર !" આટલું બોલતાંની સાથેજ ફૉસ્ટે કોપના આવેશથી પિશાચના શરીરપર તલ્વારનો વાર કરી દીધો.

પિશાચે બીજું કાંઇ પણ ન કરતાં કેવળ પોતાના હાથને જ હીલવ્યો અને તેની એ કૃતિ થતાંની સાથે જ ફૉસ્ટની તલ્વારના બે કકડા થઇ ગયા. ત્યાર પછી પિશાચ ફૉસ્ટને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે;—"

" બુદ્ધિહીન મૂર્ખ, શું તું મારા બળને નથી જાણુતો ? શું તું એમ માને છે કે જેવી રીતે સંસારનાં સર્વ મનુષ્યો પરપોટા પ્રમાણે ઉત્પન્ન થાય છે અને સમાઇ જાય છે, તેમ એક સામાન્ય મનુષ્ય સમાન હું પણ અસ્થાયી છું ? શું મારી પણ તેં અસ્થાયિજીવોમાં જ ગણુના કરી લીધી છે ? ના, હું તેવો નથી; પરંતુ જો હું તેવો જ અસ્થાયી હોત અને જો મૃત્યુ મને સદાની ગાઢ નિદ્રામાં નાખી દેવાને સમર્થ હોત, તો ખરેખર મારા સદ્ભાગ્યની સીમા જ રહી ન હોત !" આ ઉદ્ગારો કાઢતાં કાઢતાં પિચાશનો ક્રોધદર્શક સ્વર દુઃખદર્શક સ્વરના રૂપમાં બદલાઇ ગયો અને તેની મુખમુદ્રામાં શોક તથા પશ્ચાત્તાપની ગહન છાયા પ્રસરી ગઇ.

પિશાચના આ શબ્દો સાંળળીને ફૉસ્ટ પોતાની શય્યામાં પડી જઇને અને બન્ને હાથોવડે પોતાના મુખને ઢાંકીને નિઃશ્વાસ નાખી કહેવા લાગ્યો કે;—" ખરેખર હું બુદ્ધિહીન છું, મૂર્ખ છું, અરે એટલું જ નહિ પણ મહાદુર્ભાગી છું કે એકવાર તારા પંજામાં સપડાયા પછી તેમાંથી છૂટવામાટેનો વ્યર્થ ઉદ્યોગ કરી રહ્યો છું !"

કેટલીકવાર સૂધી તો પિશાચ ત્યાં ઊભો રહીને ફૉસ્ટનું અવલોકન કરતો રહ્યો અને ધીમે ધીમે તેની ભયાનક મુખમુદ્રામાં પુનઃ ઇર્ષા, ઘૃણા અને પ્રસન્નતાની છટા પ્રસરેલી દેખાવા લાગી. ત્યાપછી ક્રમશઃ લુપ્ત થતો થતો તે વાયુ સાથે મળીને અદૃશ્ય થઇ ગયો.

કેટલાક સમય પર્યન્ત ફૉસ્ટ તેજ પ્રમાણે નાના પ્રકારના દુઃખકારક વિચારોના સમુદ્રમાં જ ડૂબેલો પડી રહ્યો અને છેવટે જ્યારે તેણે આર્કડ્યૂકના આવવાના સમાચાર સાંભળ્યા, ત્યારે જ તે પોતાની એ વિચારનિદ્રામાંથી જાગ્રત થયો અને સાવધ થઇને બેઠો.

લિયોપોલ્ડે આવતાંની સાથે જ ફૉસ્ટને ઉદ્દેશીને કહ્યું કે;— " મારા પ્રિય કાઉન્ટ, હું અને મેરિયા બન્ને અત્યારે આપની શાંતિનો ભંગ કરવા માટે આવી લાગ્યાં છીએ; પરંતુ અમો આપને એક એવા સમાચાર સંભળાવવામાટે આવ્યાં છીએ કે જે સમાચાર સાંભળીને, અમને આશા છે કે, આપ અવશ્ય પ્રસન્ન થશો જ. એ સમાચાર

સંભળાવવાને મેરિયા થેરેસા પાસે ગઇ છે અને હું આપની સેવામાં આવીને ઉપસ્થિત થયો છું. વાત જાણે આમ છે કે;—" આટલું કહીને ડયૂક મહાશય એક કોચપર બેસી ગયા અને બેઠા પછી પાછા આગળ વધીને તેઓ કહેવા લાગ્યા કે;—" અત્યારે હું બહુ જ સુખી છું અને મારા એ સુખમાં મારા મિત્રને બળાત્કારે ભાગીરદાર બનાવવા-માટે જ મારે અહીં આવવું પડ્યું છે; કારણ કે, કાઉન્ટ, આપને હું મારા એક મિત્ર જ માનું છું, એટલું જ નહિ, પણ મારા અન્ય સર્વે મિત્રો કરતાં આપને શ્રેષ્ઠ મિત્ર ધારૂં છું !"

" અને આપ શ્રીમાન્ મારાપર આટલો બધો કૃપાભાવ રાખો છો, એમાટે હું મને પોતાને મહાભાગ્યશાળી માનું છું !" ફૅાસ્ટે ઉત્તર આપ્યું; પરંતુ એ ઉત્તર આપતી વેળાયે પણ હૃદયની જે વેદનાઓ તેના મુખમંડળમાં પોતાની છાયાને પ્રસારવામાટે ઉછળી રહી હતી તે વેદનાઓને દબાવવાનો તે કઠિન પ્રયત્ન કર્યા કરતો હતો.

" હું ખરેખર અત્યંત સુખી થવાના ભાગ્યને પ્રાપ્ત કરી શકયો છું;" લિયોપોલ્ડે આગળ વધીને કહ્યું; " કારણ કે, મારાં પત્ની હવે થોડા સમયમા જ માતૃપદને પ્રાપ્ત કરવાનાં છે !"

" ખરેખર જો એમજ હોય, તો મારા મિત્રવર્ય ! હું આપને આપના એ સદ્ભાગ્યમાટે અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપું છું !" ફૅાસ્ટે હર્ષ દર્શાવીને ઉચ્ચ સ્વરથી કહ્યું; " અને ધન્યવાદ આપવા માટેનું વળી વિશેષ બળવાન્ કારણ તો એ છે કે, અલ્પ સમયમાં હું પોતે પણ એજ કારણથી મળતા આનંદને પ્રાપ્ત કરવાની આશા રાખું છું."

ફૅાસ્ટનું આ ઉત્તર સાંભળતાં જ હર્ષથી ઉછળતા હૃદયવડે લિ-યોપોલ્ડ બોલી ઊઠયો કે;—" ત્યારે મારૂં અશક્યવત્ સ્વપ્ન સત્ય સિદ્ધ થવાનું છે કે શું ! ફૅાસ્ટ, તમે જાણો છો કે," ડયૂક અલ્પ વિ-શ્રાંતિ પછી બોલ્યો, " ગઇ રાતે અચાનક મને એવો ભાસ થવા લાગ્યો કે, જાણે આપણા બન્નેનાં ગૃહમાં એક જ દિવસે એક એક સંતાનનો જન્મ થએલો છે. તેમાં તમારા ગૃહમાં એક બાળાનો જન્મ થયો છે અને મારા ગૃહમાં એક બાળકનો જન્મ થયો છે. એ પછી એક ક્ષણ માત્રમાં જ જાણે કેટલાંક વર્ષોનો સમય વીતી ગયો અને એ બન્ને બાળકો યૌવનદશામાં આવી પહોચ્યાં. એ વેળાયે આપણા આનંદનો અવધિ થયો. એ પછી એ દૃશ્યનું પરિવર્તન થયું અને મેં જોયું કે મારો પુત્ર અને તમારી પુત્રી પરસ્પર આસક્ત થયાં છે અને તે ઉભયનો દેવાલયમાં ધર્માધ્યક્ષની સાક્ષીથી લગ્નસંબંધ પણ

થઇ ગયો છે. આ દૃશ્યને જોઇને મારા હૃદયમાં જે હર્ષ થયો તે સર્વથા અવર્ણનીયજ હતો. હું તો મારા મનમાં એમ જ ધારવા લાગ્યો કે, **આપણાં સંતાનોના લગ્નસંબંધથી આપણો મૈત્રીસંબંધ હવે દૃઢતમ થઇ ગયો છે!"**

"આવા પરિણામનો સાક્ષાત્કાર કરવો, એના કરતાં વિશેષ આનંદ આપનારી મારામાટે બીજી કઇ વસ્તુ હોઇ શકે વારૂ ?" ફ્રૅાસ્ટે ઉત્તર આપ્યું; પરંતુ એ ઉત્તર આપતાંજ તેને પિશાચ સાથે પોતાના થએલા કરારનામાનું સ્મરણ થઇ આવ્યું અને તેના યોગે તેના પ્રથમ પુત્રના ભાગ્યમાં જે એક ભિન્ન પ્રકારનો લેખ લખાયલો હતો તે વિશેના વિચારે વળી પાછો તેને શોકના સમુદ્રમાં ધકેલી દીધો.

"અહા! જે વેળાએ હું મારી પ્રિયતમા મેરિયાના સંતાનને પાલણાવાળા ઓરડામાં આ નેત્રોથી જોઇશ, તે ઘટિકા મારામાટે કેટલાબધા આનંદની ઘટિકા થઇ જવાની છે!" લિયોપોલ્ડ કહેવા લાગ્યો; "પરંતુ આ વેળાયે હું અત્યંત સાવધ રહીશ કે જેથી મારા જન્મની વેળાયે બાળકોની અદલાબદલી કરવામાટેનો જેવો પ્રપંચ રચાયો હતો, તેવો કોઇ પણ પ્રપંચ આ વેળાયે પણ ન રચાય અને કાંઇપણ વિપરીત પરિણામ ન થઈ જાય!"

"હું આપ શ્રીમાનના આશયને બરાબર સમજી શકતો નથી." ફ્રૅાસ્ટે કહ્યું; કારણ કે, ડ્યૂકના છેલ્લા ઉદ્ગારો સાંભળવાથી તેના મનમાં એક પ્રકારની વિલક્ષણ આતુરતાનો ઉદ્ભવ થયો હતો.

"તો શું તે વિલક્ષણ વૃત્તાંત અત્યાર સૂધી આપના સાંભળવામાં નથી જ આવ્યો ?" લિયોપોલ્ડે આશ્ચર્ય દર્શાવીને કહ્યું; "કેટલાક માસ પૂર્વે જ્યારે મેરિયાને મેં તે પાલણાવાળો ઓરડો દેખાડ્યો હતો, તે વેળાયે તેને મેં એ વૃત્તાંત કહી સંભળાવ્યો હતો તેમજ એ પૂર્વે તમારા શ્વસુરના મુખથી મારા જાણવામાં આવ્યું હતું કે, જે વેળાયે રજ્જુ અને કૃપાણના ટેબલપર આવી પડવાથી કોલાહલ થયો હતો, તે વેળાયે વરિષ્ટ ન્યાયાધીશ મારા જન્મસમયે રચાયલા પ્રપંચની જ કથા ત્યાં એકત્ર થએલા લોકોને સંભળાવતા બેઠા હતા. પરંતુ આપ અને હું, આપે મારા હસ્તાક્ષર જે પત્રપર કરાવી લીધા હતા તે વિશેની વાતચીતમાં એટલા બધા તલ્લીન થઇ ગયા હતા કે, તેમની કથાનો અંશમાત્ર પણ આપણે સાંભળી શક્યા નહોતા. વારૂ ત્યારે હવે હું આપને તે દેવાલમંદિરનો વૃત્તાંત કહી સંભળાવું છું."

આ પ્રમાણે કહીને લિયોપોલ્ડે તેજ કથા ફ્રૅાસ્ટને નવેસરથી કહી સંભળાવી કે જે અત્યારપૂર્વે જ વાંચકોના જાણવામાં આવી

ગઇ છે અને તેથી તેની પુનરુક્તિ કરવાની અત્ર આવશ્યકતા નથી. જે વેળાયે આર્કડ્યૂકે પોતાની કથાની પૂર્ણ આહુતિ કરી દીધી તે વેળાયે તે બન્ને ત્યાંથી ઊઠ્યા અને જે વિશાળ ઓરડામાં મેરિયા તથા થેરેસા પરસ્પર પ્રસન્નતાપૂર્વક વાર્તાલાપ કરતી બેઠી હતી તે ઓરડામાં આવી લાગ્યા. આજનો એ દિવસ બન્ને રાજકુટુંબે એક જ સ્થાનમાં વસીને વીતાડ્યો. પરંતુ આત્માની અધોગતિને પ્રાપ્ત થએલા ફ્રૅસ્ટના હૃદયમાં તો તેણે લિયોપોલ્ડના મુખથી સાંભળેલી પાલણાના ઓરડાની કથાજ અગ્રભાગે વસી રહી હતી અને તે પોતાના મનમાં કાંઇક બીજાજ ધાટો ઘડવા મંડી ગયો હતો.

* * * * *

બીજે દિવસે પ્રભાતમાં જ લિયોપોલ્ડ અને મેરિયા પાછાં પોતાના સ્થાન પ્રતિ જવાને રવાના થઇ ગયાં.

---

## પ્રકરણ ૧૮ મું

---

### નારંગવાટિકા

એ તો એક સર્વમાન્ય નિમય જ છે કે, રમણીના ઉપભોગનો સ્વાદ લઇ લીધા પછી તેનો પ્રેમી ભોક્તા પ્રેમના વિષયમાં કાંઇક શિથિલ થઇ જાય છે, એટલે કે, તેના હૃદયમાં પ્રેમનો પૂર્વવત્ આવેગ રહેતો નથી. એજ નિયમની સર્વવ્યાપકતા અત્યારે ફ્રૅસ્ટના સંબંધમાં પણ સિદ્ધ થએલી દેખાતી હતી.

તેનો અત્યારે પણ થેરેસામાં પ્રેમ તો હતો જ; તેમજ તેનામાં તેનો સંપૂર્ણ વિશ્વાસ હોવાથી તેની સાથેના પ્રેમને તે પૂર્વે પ્રમાણેજ નિભાવ્યા કરતો હતો, એટલું જ નહિ, પણ તેનો તે પ્રેમ તે નિષ્કપટ અને સત્ય પ્રેમ જ હતો; અને તે એટલે સુધી કે, જો થેરેસાને કોઇ પણ જરા વક્ર દૃષ્ટિથી જુએ, તો તેની પાસેથી એ વૈરનો ભયંકર બદલો લેવામાટે તે તે ક્ષણે જ તૈયાર થઇ જતો હતો.

પરંતુ તેનો આત્મા અસ્થિર હતો, તેનું મન અવ્યવસ્થિત હતું, તેને પોતાના સુખવિલાસમાં એક કંટકસ્વરૂપ અને મહાભયાનક દુઃખ કિંવા ગુપ્ત યાતનાનો સાક્ષાત્કાર થયા કરતો હતો અને તેનું તે દુઃખ એવા પ્રકારનું હતું કે, કોઇને પણ તે દુઃખ જણાવવાનું તેનાથી સાહસ કરી શકાતું નહોતું, અર્થાત્ કહી પણ ન શકાય અને સહી

પણ ન શકાય, એવી વિલક્ષણ અવસ્થામાં તે આવી પડ્યો હતો. તેનો તે ઇન્દ્રભુવન તુલ્ય રાજપ્રાસાદ દિવસ અને રાત રંગરાગથી નિનાદિત રહ્યા કરતો હતો; વાયનાના સભ્ય, પ્રતિષ્ઠિત અને અભિમાની જનો તેમજ પદાધિકારીઓ પણ તેની કૃપા તથા મૈત્રીની આકાંક્ષા રાખતા હતા અને તેમની પુત્રી, ભગિનીઓ તથા પત્નીઓ નિરન્તર થેરેસાની સેવામાં ઉપસ્થિત રહીને તેની ખુશામદમાં જ લીન રહેતી હતી. પરંતુ બે કારણો એવાં હતાં કે, જેમના યોગે કેવળ થેરેસા જ આશ્ચર્યમાં પડી ગઇ હતી, એમ નહોતું; કિંતુ ફૅાસ્ટના સમાગમમાં આવનારાં સર્વે સ્ત્રી પુરુષોને આશ્ચર્ય થયા કરતું હતું અને એ કારણો જ્યારે આર્કડ્યૂક લિયેપોલ્ડ તથા મેરિયાના જાણવામાં આવ્યાં, ત્યારે તેમના આશ્ચર્યની પણ સીમાજ થઈ ગઇ. એમાંનું પ્રથમ કારણ એ હતું કે, ફૅાસ્ટના મહાલયમાં ધર્મ માર્ગનો અગ્રેસર કોઇ પણ ધાર્મિક પુરુષ વસતો નહોતો અને બીજું કારણ એ હતું કે, ફૅાસ્ટ પોતે કદાપિ કોઇ પણ પ્રાર્થનાલયમાં કિંવા ધર્મના સ્થાનમાં જતો દેખાતો નહોતો.

તે સમયની ત્યાંની રૂઢિ પ્રમાણે પ્રત્યેક ધનાઢ્ય અને પ્રતિષ્ઠિત પુરુષ પોતાના કુટુંબમાં અવશ્ય એક ધર્માધ્યક્ષ (પાદરી) ને રાખતોજ હતો અને તેના નિર્વાહના ભારને પોતે સહન કરતો હતો; અને જેઓ એવી રીતે પોતાના ગૃહમાંજ ધર્માધ્યક્ષને રાખવામાટે શક્તિમાન્ ન હોય તેઓ અમુક સમયે ધર્માધ્યક્ષને બોલાવી તેની સમક્ષ પોતાનાં સદસત્કર્મોનો સ્વીકાર કરી પાપથી મુક્ત થતા હતા. અર્થાત્ જેમના ગૃહમાં એક ધર્માધ્યક્ષનો નિવાસ હોય, તેઓ સમાજમાં પ્રતિષ્ઠિત મનાતા હતા અને ફૅાસ્ટના મહાલયમાં તે સમયની રૂઢિ અનુસાર પ્રતિષ્ઠાના પ્રમુખ હેતુરૂપ ધર્માધ્યક્ષનો સર્વથા અભાવ હોવાથી જો લોકો તેને આશ્ચર્યની દૃષ્ટિથી જોવા લાગ્યા હોય તો તે સર્વથા સ્વાભાવિક જ હતું.

અંતે એક દિવસ મેરિયાએ અત્યંત સભ્યતા અને વિનય પૂર્વક અન્ય વાર્ત્તાની સાથે થેરેસાને એ વાર્ત્તા જણાવી દીધી કે;—" પવિત્રતાના પ્રમાણરૂપ ધર્માધ્યક્ષને તમારા મહાલયમાં ન રાખવાથી સમાજમાં તમારી અત્યંત નિન્દા થાય છે ! " એ સાંભળીને થેરેસાએ કહ્યું કે;—" હું મારા પ્રાણેશ્વરને આ વાર્ત્તા જણાવીશ અને અવશ્ય એક ધર્માધ્યક્ષને ગૃહમાં રાખવાની વ્યવસ્થા કરાવીશ ! "

એક દિવસ પ્રાતઃકાલમાં થેરેસા તથા ફૅાસ્ટ જ્યાંથી ઑારેનાના અત્યંત ઉત્કૃષ્ટ રાજ્યભાગનાં દર્શન કરી શકાતાં હતાં તેવા એક ઓરડામાં

સાથે બેઠાં હતાં અને તેમનાં નેત્રો સમક્ષ એક અત્યંત મનોહર દશ્ય વિસ્તરેલું હતું. સર્વત્ર પુષ્પો પ્રફુલ્લ થએલાં હતાં અને શરદ્ઋતુ વર્તમાન હોવાથી દવબિંદુથી ભીંજાયલા છોડવા આમ તેમ ઝૂમી રહ્યા હતા. થેરેસાએ પતિના હસ્તને પોતાના હસ્તમાં લઇ લીધો અને ત્યાર પછી તે અતિશય અનુરાગથી પતિના મુખને જોઇને કહેવા લાગી કે;—" આવતા રવિવારે વાયનાના મુખ્ય ધર્માધ્યક્ષ (આર્કબિશપ) સેંટસ્ટીફન્ નામક દેવાલયમાં પધારવાના છે; તો તે દિવસે આપણે પણ સાથે જ દેવાલયમાં જઇશું કે? અને ત્યાં જઇને આપણ હવે પછી જન્મનારા બાળકના કલ્યાણમાટે ઇશ્વરની પ્રાર્થના કરી શું કે, નાથ? "

એના ઉત્તરમાં ફૅાસ્ટે અત્યંત શીઘ્રતાથી જણાવ્યું કે;–" થેરેસા, તારે જવું હોય તો તું મેરિયા સાથે ' સેંટસ્ટીફન 'માં જજે; કારણકે, આ રવિવારે કોઇ કારણવશાત્ મારાથી તારી સાથે ત્યાં આવી શકાય તેમ નથી. "

થેરેસા એ ઉત્તર સાંભળી પોતાનાં નેત્રોને સજળ કરીને કહેવા લાગી કે;–" હૃદયેશ્વર, જો મારાથી કાંઇ પણ અવિનય થયો હોય, તો તે મારા અપરાધની મને કૃપા કરીને ક્ષમા આપશો. જો મારાં આવાં વચનોથી તમારા હૃદયમાં દુઃખ થતું હોય, તો હવે આવાં વચનો હું કદાપિ ઉચ્ચારીશ નહિ. પરંતુ જે દિવસે મારા પિતા સમક્ષ દેવાલયમાં સાથે ઉભાં રહીને આપણે લગ્નના પવિત્ર બંધનથી એક બીજા સાથે જોડાયાં હતાં, ત્યારપછી કોઇવાર પણ સાથે મળીને આપણે દેવાલયમાં ગયાં નથી. "પ્રિયતમ સૌભાગ્યહેતુ ! મારી માત્ર એટલી જ પ્રાર્થના છે કે, જેની અસીમ કૃપાના યોગે આપણે સંભવ ન હોવા છતાં પણ પતિપત્ની થવાના ભાગ્યને મેળવી શકયા છીએ અને અત્યારે સુખમાં આપણા દિવસો વીતાડીએ છીએ; તે કરુણાસિંધુ દીનબંધુ પરમાત્માને એકવાર ધન્યવાદ આપવામાટે તો એકવાર આપણે દેવાલયમાં જવું જ જોઇએ. મારી આવી માન્યતા છે, પછી તો જેવો આપનો વિચાર. "

બળાત્કારે હાસ્યની છટાને પોતાના મુખમાં ખેંચી લાવીને ફૅાસ્ટે જણાવ્યું કે;–" હૃદયેશ્વરી, તું નિયમિત રીતે દેવાલયમાં જાય છે, એ હું સારીરીતે જાણું છું; તોપછી મારે ત્યાં આવવાની શી આવશ્યકતા છે તે હું સમજી શકતો નથી. મારી તને એ જ પ્રાર્થના છે કે, મારે બદલે તારે જ કૃપા કરીને પ્રાર્થના કરી લેવી કે જેથી મારે એની ચિંતા રાખવી ન પડે. "

પતિના આવા વિલક્ષણ વર્તનને જોઇને થેરેસા કાંઈક શોક દર્શાવતી કહેવા લાગી કે;–"ઓહ, સ્વામિન્ ! ધર્મના વિષયને આવી રીતે ઠઠ્ઠા મશ્કરીમાં ન ઉડાવો. જરા એનું તો સ્મરણ કરો કે આજથી છ માસ પૂર્વે આપણે કેટલાંબધાં નિરાશ થઈ ગયાં હતાં; છતાં તે દીનદયાળુ જગદીશ્વરે કરુણા તથા કૃપાની વૃષ્ટિ વર્ષાવીને આપણી સર્વે આશાઓને પૂર્ણ કરી હતી. જે સમયે વરિષ્ટ ન્યાયાધીશે તમારામાટે મૃત્યુ-દંડની આજ્ઞા આપી દીધી હતી, તે વેળાયે કેવળ પરમેશ્વરની દયાથી જ તમે મૃત્યુના મુખમાંથી બચી ગયા હતા; જે વેળાયે ફાંસીનો માચડો તમારામાટે તૈયાર કરવામાં આવ્યો હતો, તે વેળાયે અણીના ક્ષણે માત્ર જગદીશ્વરની કૃપાથી જ કારાગૃહમાંથી તમને મુક્ત કરવામાં આવ્યા હતા–ઓહ ! જ્યારે પણ મને તે મહાભયાનક પ્રસંગનું સ્મરણ થઇ આવે છે, તે સમયે મારા શરીરમાં રોમાંચ ખડાં થઇ જાય છે અને શરીર કંપાયમાન થાય છે ! તમારાપર ઈશ્વર દયાળુ હોવાથી તેણે કોઇ એક સમર્થ પુરુષને તમારી સહાયતામાટે મોકલી દીધો હતો કે જેણે તમારા પોતાના કથન પ્રમાણે જ તમને આટલી ઉન્નતિએ પહોંચાડ્યા છે અને તેની પ્રેરણાથી જ આર્કડ્યૂક લિયોપોલ્ડે પોતાની ઇચ્છાથી જ મારી સાથે થએલા તેમના સગપણનો સંબંધ તોડી નાખ્યો છે. અંતે તે જ કરુણાનિધિએ કરુણા કરીને મારા પિતાના સ્વભાવને પણ શાંત કરી દીધો હતો અને તેથી મારા પિતાએ ઇચ્છાપૂર્વક આપણો લગ્ન-સંબંધ કરી આપ્યો હતો. આ સર્વે કેવળ ઈશ્વરની કૃપાનું જ મિષ્ટ ફળ હોવાથી આપણે કૃતજ્ઞ બુદ્ધિથી તેની પ્રાર્થના તો કરવી જ જોઇએ."

"યથાર્થ છે, થેરેસા !" ફ્રૅાસ્ટ કાંઇક અશાંતિદર્શક સ્વરથી કહેવા લાગ્યો; "હું આ સર્વે વાર્ત્તાને સારી રીતે જાણું છું; પરંતુ જે ઘટનાઓ આપણા ઉભયનાં હૃદયમાં દઢતાથી મુદ્રિત થઇ રહેલી છે, તે ઘટનાઓનો સાધારણ વાર્ત્તાલાપમાં વારંવાર ઉલ્લેખ કરવાની શી આવશ્યકતા છે વારુ ? મને પોતાને એમ કરવાની વિશેષ આવશ્યકતા જણાતી નથી."

"મારા દેવ ! મને એમ કરવાની આવશ્યકતા એટલામાટે જણાય છે કે, આપણને જે કાંઈ પણ સુખ તથા આનંદ આદિની પ્રાપ્તિ થ-એલી છે, તે કેવળ તે દયાનિધિ સર્વેશ્વરની કૃપાનું જ પરિણામ છે. હાય, જે ઈશ્વરે આપણાપર આટલી સીમાપર્યન્ત દયા કરી છે અને આપણું આટલુંબધું કલ્યાણ કર્યું છે, તે ઈશ્વરપ્રતિ આપણે કૃતજ્ઞતા માત્ર પણ ન દર્શાવીએ, તો તે આપણી કેવી અને કેટલીબધી નીચતા કહી શકાય, એનો તમે કાંઇ પણ વિચાર કર્યો છે ખરો કે ? આપણું આ

કલ્યાણ કેવળ આપણા ભાગ્યબળથી અથવા તો અકસ્માત્ કારણથીજ થયું છે, એવી જો આપની માન્યતા હોય, તો તે ખરેખર આપની ભ્રમણા જ છે; કારણકે, હું તો આ સર્વ પરિણામમાં ઇશ્વરના હસ્તને સર્વત્ર જોઇ શકું-"

"થેરેસા, થેરેસા !" ફ્રૉસ્ટે તેને વચ્ચે જ બોલતી અટકાવીને વિલક્ષણ સ્વરથી કહ્યું. તેના આ સ્વરમાં વ્યાપેલી વિલક્ષણતા અદ્‌ભુત હતી; થેરેસાની એ ભાષાના શ્રવણથી તેની અવસ્થા મહાદયાજનક થઇ ગઇ હતી અને તેના એ ભાષણનું યોગ્ય ઉત્તર આપવાની શક્તિ જો કોઇએ ફ્રૉસ્ટને આપી હોત, તો તેના બદલામાં તે પોતાનું સર્વસ્વ આપી દેવાને પણ તૈયાર થઇ જાત ! પરંતુ અફસોસ કે, તે સર્વથા નિરુપાય હતો, એ વિષયમાં એક કંગાલથી પણ કંગાલ હતો.

"મારા સૌભાગ્ય ! તમે આવી રીતે મારાથી પરાઙ્મુખ શામાટે થઇ જાઓ છો ? તમારા મુખમંડળમાં આવાં ભયચિન્હો શાકારણથી પ્રકટી નીકળે છે ? તમે અત્યારે બેવાર મારા નામનો ઉચ્ચાર કર્યો તેમાં એક પ્રકારની ઘોર ભીતિ કેમ જણાતી હતી વારુ ?" થેરેસાએ પોતાના પતિના હસ્તને મૃદુતાથી દાબીને એ પ્રમાણે પૂછયું: "આનું જે કાંઇ પણ કારણ હોય, તે કૃપા કરીને મને જણાવો. શું તે સર્વત્ર-વ્યાપક અને સર્વશક્તિમાન્ તેમ જ પોતાના હસ્તે નિર્માણ કરેલા સ્વર્ગ અને મૃત્યુલોકના સ્વતંત્ર સત્તાધીશ પરમાત્માને તમે નથી માનતા ? તેનામાં તમારો વિશ્વાસ નથી ? શું તમે ઇશ્વરના અસ્તિત્વને ન સ્વીકારનારા એક નાસ્તિક પુરુષ છો ?"

"વિશ્વાસ ?" ફ્રૉસ્ટે થેરેસાના શબ્દની પુનરાવૃત્તિ કરીને કહ્યું; "હા, હા; થેરેસા તેનામાં મારો વિશ્વાસ છે;-છતાં તેના નામથી મારા હૃદયમાં કંપનો આવિર્ભાવ થાય છે !!"

"તમારા આ શબ્દોમાટે પણ હું ઇશ્વરનો આભાર માનું છું !" થેરેસા ઉત્સુકતાથી કહેવા લાગી; "તમારો તે વિશ્વેશ્વરમાં વિશ્વાસ છે, એ પણ કાંઇ જેવા તેવા આનંદનો વિષય નથી; તેમજ વળી એક ધર્માત્માએ રાખવો જોઇએ, તેવો તમે તેનો ભય પણ રાખો છો, એથી વળી મને અધિક હર્ષ થાય છે. હું સંસાર અને સમાજમાં એમ બોલાતું સાંભળવા ઇચ્છતી નથી કે, મારા સ્વામી ઇશ્વરના અસ્તિત્વને નથી માનતા અને તેથી નાસ્તિક છે ! તેમજ મારા પતિ, સંસારને વિષારી સર્પ સમાન માનીને ઇશ્વરની કૃતિનો તિરસ્કાર કરી જે લોકો શરીરે ભસ્મ રમાવીને અરણ્યમાંજ પડયા રહે છે, તેમનામાંના પણ નથી, એમજ સાંભળવાની મારી ઇચ્છા છે. તો હવે મારો

તમને એજ આગ્રહ છે કે, જ્યારે તમે ઇશ્વરના અસ્તિત્વને સ્વીકારો છો, તો જેની કૃપાથી આ વિલાસવૈભવ આપણને પ્રાપ્ત થએલા છે અને જેની દયાથી આ સુખો અખંડ રહેવાનો સંભવ છે, તે કરુણા-મય પરમેશ્વરની પ્રાર્થના કરો અને તેના ઋણથી મુક્ત થાઓ !"

"સારૂં, સારૂં; થેરેસા !" ફ્રૅસ્ટે આ સંવાદથી અત્યંત દુ:ખિત થઇને ઉત્તર આપ્યું; "હું આ વિષયમાં તારી ઇચ્છા પ્રમાણે વર્તીશ અને તને સંતોષ આપીશ; છતાં આ આવતા રવિવારે તો કોઇ પણ રીતે મારાથી તારી સાથે દેવાલયમાં આવી શકાય તેમ નથીજ. કોઇ બીજી વેળાયે, ભવિષ્યમાં કોઇ અન્ય પ્રસંગે—જ્યારે મને કાંઇપણ અન્ય કાર્ય કરવાનું નહિ હોય—"

આ શબ્દો ઉચ્ચારતાં ફ્રૅસ્ટ પોતાના અસત્ય ભાષણથી કંપવા લાગ્યો, તેણે ઉતાવળથી પોતાના હાથને થેરેસાના હાથમાંથી છોડાવી લીધો અને ત્યાર પછી શીઘ્ર ગતિથી તે ઓરડામાંથી નીકળીને બહાર ચાલ્યો ગયો.

* * * * * *

ફ્રૅસ્ટને ખુલ્લી હવામાં બેસવાની આવશ્યકતા હોવાથી મહાલય-માંથી નીકળીને તે મહાલયના પશ્ચાદ્ભાગમાંના ઉદ્યાનમાં આવી પહોં-ચ્યો અને ત્યાંના એક બેંચપર બેસી ગયો. એ વેળાયે તેના મનોવિ-કારોએ તેને જડ બનાવી દીધેલો હોવાથી તે અત્યંત મંદ સ્વરથી આત્મગત કહેવા લાગ્યો કે;—

"હાય, હું કેવો દુર્ભાગી છું; શું મારો શ્વાસ દેવી તુલ્ય થેરે-સાની ભક્તિની પવિત્રતાને પણ વિષારી બનાવી દેશે ? શું તે મને એક નાસ્તિક અને પાખંડી માની લેશે ? અથવા તો 'હું ઇશ્વરની દયાને પાત્ર રહ્યો નથી અને પિશાચની પૂજાનો મેં સ્વીકાર કરેલો હોવાથી હવે મારાથી ઇશ્વરની પ્રાર્થના કરી શકાય તેમ નથી; એમ તેને સ્પષ્ટ શબ્દોમાં મારે જણાવી દેવું પડશે ? નહિ, નહિ—એમ તો કદાપિ થવાનું જ નથી. જ્યારે તેણે મને આ પ્રાપ્ત થએલા ધન, અધિકાર, ભોગવિલાસ અને અન્ય પદાર્થોને કેવળ ઇશ્વરની કૃપાના ફળ તરીકે ઓળખાવીને ઇશ્વરની પ્રાર્થના કરવાનો ઉપદેશ આપ્યો; તે વેળાયે મારા હૃદયમાં કંપનો કેવો આવિર્ભાવ થયો અને મારા મસ્તિષ્કમાં કેવું ભયંકર ભ્રમણ થવા લાગ્યું, એની કલ્પના મારા વિના બીજા કોઇથી પણ કરી શકાય તેમ નથી; કારણ કે, તે વેળાયે મારા હૃદયમાં એજ ભય થયા કરતો હતો કે, રખેને કોઇ આવીને ભયાનક

ગર્જનાથી થેરેસાને એ વાર્તા જણાવી દે કે, 'તમને જે કાંઇ પણ મહત્તાનાં સાધનો પ્રાપ્ત થએલાં છે, તે ઇશ્વરનાં આપેલાં નથી, કિંતુ તે કેવળ પિશાચની અપવિત્ર કૃપાનુંજ પરિણામ છે !' અફ્સોસ, મારા જેવો અન્ય દુર્ભાગી મનુષ્ય આ વિશ્વમાં મળે, એ સર્વથા અશક્ય, કિંબહુના અસંભવનીયજ છે. હું અદ્વિતીય ભાગ્યહીન પુરુષ છું; મારા જેવો દુર્ભાગી હું પોતેજ છું ! !"

આ ઉદ્ગારોને કાઢયા પછી ફૌસ્ટ કોપ તથા દુઃખના અતિરેકથી દાંત અને હોઠ ચાવવા લાગ્યો. એ વિશાળ ઉદ્યાનમાં એક બાજૂએ કાચનો ચારે તરફથી અને ઉપરથી આચ્છાદિત એક મંડપ કરેલો હતો અને તેમાં ઉષ્ણકટિબંધ દેશોનાં લીંબુ, નારંગી, આમ્ર અને એલચી ઇત્યાદિ વૃક્ષો જોવામાં આવતાં હતાં કે જે વૃક્ષો તે મંડપમાંની કૃત્રિમ ઉષ્ણતાના યોગે ફળતાં હતાં અને પોતાની શોભાનો વિસ્તાર કરતાં હતાં. એ મંડપમાં નારંગીનાં વૃક્ષો વિશેષ સંખ્યામાં હોવાથી સાધારણ રીતે એ મંડપને 'નારંગવાટિકા' નામ આપવામાં આવ્યું હતું અને એ મંડપમાં શરદ્ઋતુમાં પણ ઉષ્ણતા રહેતી હોવાથી શરદીના સમયમાં ત્યાં બેસવાથી ગ્રીષ્મકાળનો ભાસ થયા કરતો હતો.

ફૌસ્ટ ધીમેધીમે તે ઉષ્ણભવન પ્રતિ ચાલ્યો અને જ્યારે તે તેના નિકટમાં જઇ પહોંચ્યો ત્યારે તે ભવનમાં એક રમણી બેઠેલી તેના જોવામાં આવી. તેને જોતાંજ તે ઓળખી ગયો કે, તે અબળા બીજી કોઇ નહિ, પણ તેની પત્ની થેરેસાની પ્રિય સખી ઇડાજ હતી. ઇડા એ સમયે નાના પ્રકારનાં કુસુમોને એકત્ર કરીને તેનો એક કુસુમગુચ્છ બનાવવાના કાર્યમાં નિમગ્ન થએલી હોવાથી ફૌસ્ટ તેની પાસેજ આવીને ઉભો હતો છતાં એનું તેને લેશમાત્ર પણ જ્ઞાન કે ભાન હતું નહિ; અત્યારપૂર્વે ફૌસ્ટને કદાપિ સ્વપ્નમાં પણ એવી કલ્પના આવી નહોતી કે, ઇડા પણ આવી એક પરમા સુંદરી અબળા હશે. પરંતુ અત્યારે અચાનક તેના સુંદર મુખારવિન્દને તથા મૂસમાં ઢળેલા સુકુમાર શરીરને જોવાનો અવસર પ્રાપ્ત થવાથી તેનો નિશ્ચય થયો કે, ઇડા પણ અવશ્ય એક પરમા લાવણ્યમયી લલના હતી. ઇડાના સુંદર કેશો એ વેળાયે અસ્તાવ્યસ્ત હોવાથી ગાલોપર આવી પડયા હતા, પરંતુ ગુલાબી રંગના ગાલોપર કાળા કેશોના આવી પડવાથી ગૌર મુખની છટા કાંઇક ઓરજ દેખાતી હતી; એકાંતમાં એ સુંદર તરુણીને જોઇને ફૌસ્ટનું ચિત્ત ચંચળ થઇ ગયું અને તે તેનામાં તનુમનધનથી આસક્ત તથા મુગ્ધ બની ગયો. એટલામાં ઇડાએ પણ માથું

ઉંચું કર્યું અને તેનાં નેત્રો ફ્રૅાસ્ટનાં તેની સૌન્દર્યસમીક્ષામાં લીન થએલાં નેત્રો સાથે મળી ગયાં; બન્નેની ચાર આંખો થઇ ગઇ; તેઓ એક બીજાને સ્તબ્ધ ભાવથી જોઇ રહ્યાં.

ઇડા ફ્રૅાસ્ટને ત્યાં પોતા સમક્ષ ઊભેલો જોઇને કાંઇક શર્માઇ ગઇ, તેના શરીરમાં પ્રસ્વેદનો ઉદ્ભવ થયો અને કેટલીવાર સુધી ફ્રૅાસ્ટના મુખનું આશા તથા પ્રસન્નતાથી અવલોકન કરીને તેણે લજ્જા તથા વિનયના ભાવને દર્શાવવામાટે પુનઃ પોતાની દૃષ્ટિને નીચી નમાવી દીધી. પરંતુ તેના એ કટાક્ષપાતે ફ્રૅાસ્ટના હૃદયમાં એક પ્રકારનું વિલક્ષણ પરિણામ નિપજાવી દીધું અને તે પરિણામથી ઉત્તેજિત થઇને તે મદિરાક્ષીના કટાક્ષપાતનો એક જૂદો જ અર્થ કરી કોઇ પણ પ્રકારના સંકોચવિના તેણે ઉષ્ણ ભવનમાં પ્રવેશ કર્યો. તેના પ્રતિ એક હૃદયભેદક દૃષ્ટિનો પાત કરીને અને અત્યંત પ્રેમ દર્શાવીને તે કહેવા લાગ્યો કે;–પ્રિયા ઇડા, જે કુસુમો અહીં સર્વત્ર પ્રફુલ્લ થઇને પોતાના સૌન્દર્યના ગર્વને દર્શાવી રહ્યાં છે, તે કુસુમોની સુંદરતા, જો સત્ય જ કહેવામાં આવે, તો તારા મુખકમળના સૌન્દર્ય સાથે સરખાવતાં સર્વથા તુચ્છ જ જણાય છે!"

"મારા અન્નદાતા!" ઇડાએ મંદ સ્વરથી કહ્યું અને પુનઃ એકવાર મસ્તકને ઉન્નત કરીને તેણે ફ્રૅાસ્ટને જોયો; પુનઃ લજ્જાથી તેનું મુખમંડળ રક્તવર્ણ થઇ ગયું અને તેથી તેણે પુનઃ પોતાના મસ્તકને ભૂમિભણી નમાવી દીધું.

ફ્રૅાસ્ટે હવે જરાક વધારે આગળ વધીને ઈડાનો હાથ પકડી લીધો. ઇડાએ પ્રથમ તો તેના હાથમાંથી પોતાના હાથને છોડવવાનો પ્રયત્ન કર્યો, પણ જ્યારે તેનો એ પ્રયત્ન નિરર્થક અને નિષ્ફળ નીવડ્યો, એટલે પછી તેણે પોતાના હાથને ઢીલો મૂકી દીધો. ફ્રૅાસ્ટે તેના હાથને પોતાના બન્ને હાથોથી દબાવીને અત્યંત નમ્રતાથી કહ્યું કે;—

"પ્રિયે, હું જે કાંઈ પણ બોલું છું તે અસત્ય નથી. ખરેખર એક જ વારના તારા નિરીક્ષણથી મારાં નેત્રોની તૃપ્તિ થઇ શકતી નથી અને તેથી વારંવાર તને જોવાની હૃદયમાં પ્રબળ ઇચ્છા થયા કરે છે. તારા અલૌકિક લાવણ્યને જોઇને જેના હૃદયમાં વિકારનો ઉદ્ભવ ન થાય, એવો કોઇ ધર્માધ્યક્ષ અથવા અરણ્યવાસી પણ હશે કે નહિ, એની મને શંકા જ રહ્યા કરે છે. અર્થાત્ તારી સૌન્દર્યછટા ઋષિ મુનિઓનાં ચિત્તને પણ ચંચળ બનાવવાને સમર્થ છે, તો પછી એક સાંસારિક પુરુષ તારા રૂપમાં મુગ્ધ થઇને ઉન્મત્ત બની જાય, એમાં શું આશ્ચર્ય હોઇ શકે વારૂ? જો મારાજ ગૃહમાં વસતા આવા એક

સૌન્દર્યકુસુમને હું અનાઘ્રાત અવસ્થામાં જ મૂકી દઉં, તો પછી મારા જેવો મૂર્ખ બીજો કોણ હોઈ શકે વારૂ ?"

ફ્રૉસ્ટના આવા ઉદ્દગારો સાંભળીને ઇડા અવનત મુખથી જ કહેવા લાગી કે;—"શ્રીમાન્ મહાશય, આપના અત્યારના ઉદ્દગારો, મને જે સુંદરીની સેવામાં રહેવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થએલું છે, તે મારી સ્વામિની થેરેસાના દ્રોહને દર્શાવનારા ઉદ્દગારો છે; તેમજ આપનાં આ વચનોને જો હું અનુમતિદર્શક સ્મિતની છટાથી જ સાંભળી લઉં, તો મારા વિશે આપના અંતઃકરણમાં શો અભિપ્રાય બંધાવાનો સંભવ છે, એનો આપ શ્રીમાને કાંઈ પણ વિચાર કર્યો છે ખરો કે ?"

"પ્રિયતમે, જો તું મારાં અનુરાગયુક્ત વચનોને અનુમતિદર્શક સ્મિતની મનોહારિણી છટાથી સાંભળીશ, તો હું મને પોતાને મહાભાગ્યશાળી માનીશ, મારા અંતઃકરણમાં એથી અત્યંત પ્રસન્નતા થશે અને મારાં નેત્રોને સંસારમાં સ્વર્ગસુખને જોવાનો અવસર આવી મળશે; કારણ કે, સૌન્દર્યમૂર્તિ ઇડા, તું ખરેખર જ પૂજવાને યોગ્ય છે, આરાધનને પાત્ર છે !" ફ્રૉસ્ટે તેના કોમળ હસ્તને ચુંબનસુધાથી આર્દ્ર કરીને એ પ્રેમવાકયોનો ઉચ્ચાર કર્યો.

"મારા સ્વામિન્ ! મારા અન્નદાતા !" ઇડા કાંઇક સંકોચાઇને કહેવા લાગી; "આપ અત્યારે મારા સદ્દગુણોની પરીક્ષા કરી 'રહ્યા છો કે શું ? આપનાં પત્નીશ્રીની સેવામાં રહેવામાટેની યોગ્યતાનો મારામાં નિવાસ છે કે નહિ, એ વિશેની દૃઢતા કરી લેવાનો તો આપનો આ પ્રયત્ન નથી ને ? ભાગ્યશાળિ શ્રીમાન્ ! મને બાહુબંધથી મુક્ત કરો; કારણ કે, આ આપનો એક પ્રકારનો મારાપર અત્યાચાર જ થાય છે !" આ વાકયો ઉચ્ચારતાંની સાથે જ રમણી ઈડાનાં સુકોમળ નેત્રોમાંથી પ્રબળ અશ્રુધારાનું વહન થવા લાગ્યું.

"નહિ, હું મારી પ્રતિષ્ઠાના શપથ લઇને કહું છું કે, તું મારા કથનનો વિરુદ્ધ અર્થ કરે છે, ઇડા;" ફ્રૉસ્ટ કહેવા લાગ્યો; "હું ખરેખર તારામાં આસક્ત થયો છું, તારામાં મારો પ્રબળ પ્રેમ બંધાયો છે અને હું તારા પ્રેમમાં ઉન્મત્ત બની ગયો છું !!"

"ઓહ ! જો આ વચનો સત્યજ હોત !" ઇડાએ અત્યંત મંદસ્વરથી એ વાકય ઉચ્ચાર્યું અને એ પછી તે ફ્રૉસ્ટને પ્રેમદર્શક દૃષ્ટિથી જોવા લાગી; છતાં તેનાં નેત્રોમાંથી અશ્રુનો પાત તો હજી થતો જ હતો.

ફ્રૉસ્ટ ગર્જના કરીને કહેવા લાગ્યો કે;—"સત્ય જ હોત, એટલે ? જે પ્રમાણે તારા સૌન્દર્યનો પ્રભાવ સત્ય છે, તેજ પ્રમાણે મારાં અત્યારે ઉચ્ચારેલાં વચનો પણ સર્વથા સત્ય જ છે. હું તારાં ચરણોમાં મારૂં સર્વસ્વ સમર્પી દેવાને તૈયાર છું. તે જ પ્રમાણે તારાં નેત્રોમાં આ ક્ષણે પ્રેમનો પ્રકાશ વ્યાપેલો મને સ્પષ્ટ દેખાય છે અને તારા શ્વાસોચ્છ્‌વાસ તથા તારા હસ્તના કંપથી પણ એજ અર્થ વ્યક્ત થાય છે કે તારૂં હૃદય મારા પ્રેમને સ્વીકારવામાટે કટિબદ્ધ છે. તો શું ઇડા, તું તારા આ સૌન્દર્યોપાસક પ્રેમીને તારા અંતઃકરણમાં સ્થાન આપીને કૃતકૃત્ય કરીશ ? મારી આશાની સફળતાનો કેવળ તારી અનુમતિપર જ આધાર રહેલો છે."

"આહ, મારા સ્વામિન્ !" લજ્જાવતી લલનાએ ઉત્તર આપવાનો આરંભ કર્યો; "ત્યારે હવે એ પણ સત્ય જ માની લેજો કે, આપની મનોહારિણી મૂર્તિને આ હૃદયમાંથી એક ક્ષણ માત્રને માટે પણ દૂર કરવાની મારી ઇચ્છા નથી ! હું તો આજે દીર્ઘકાળથી આપની મૂર્ત્તિની મારા હૃદયમંદિરમાં પ્રેમપૂર્વક સ્થાપના કરી ચૂકી છું. જો હું બુદ્ધિમતી, દૂરદર્શિની અને દૃઢહૃદયા હોત, તો તો અત્યારપૂર્વે જ આપના આશ્રયને ત્યાગીને કયારનીયે હું કયાંક અન્યત્ર ચાલી ગઇ હોત; પરંતુ હાય, શ્રીમાન, આ ઈડા બુદ્ધિહીન અબળા છે, અદૂરદર્શિની અબળા છે, અને તેથીજ અત્યાર સૂધી આપનાં ચરણોના આશ્રયને સ્વીકારીને આપના મહાલયમાં પડી રહી છે. મારી નિર્બળતાનો લાભ લઇને આપે હવે મારા હૃદયના ગુપ્ત ભાવને જાણી લીધો છે, એટલે હવે મારે વધારે કાંઈ પણ બોલવાનું રહ્યું જ નથી !"

જે વેળાયે ઈડા કંપિત સ્વરથી આ શબ્દોને ઉચ્ચારતી હતી, તે વેળાયે તેનું મસ્તક તેની છાતીપર ઝુકી ગયું હતું અને તેની એ ચેષ્ટા સ્ત્રીઓમાં રહેલી સ્વાભાવિક લજ્જાશીલતાને વ્યક્ત કરતી હતી.

"ત્યારે શું ઇડા, મારો જેટલો પ્રેમ તારામાં છે, તેટલો જ તારો પ્રેમ મારામાં છે ? તું મને અંતઃકરણથી ચાહે છે ?" ફ્રૉસ્ટે તે તરુણીને પોતાના બાહુપાશમાં બદ્ધ કરીને એ પ્રશ્નો પૂછ્યા અને ઇડાએ પણ આનંદથી તેના બાહુપાશમાં બદ્ધ થઇને ઉત્તર આપ્યું કે;—"હા, મારો તમારામાં તેટલો જ પ્રેમ છે, અને હું તમને અંતઃકરણપૂર્વક ચાહું છું ! હું દીર્ઘકાળથી તમારાપર આસક્ત છું; પરંતુ અત્યારના મારા આ નિર્બળતાયુક્ત વર્ત્તનથી તમે મારા વિશે કોણ જાણે શું ધારતા હશો, એની કશી પણ કલ્પના મારાથી કરી શકાતી નથી !"

"ત્યારે ઇડા, હવે સાંભળી લે !" એમ કહીને ફ્રૉસ્ટ ઇડાના

આલિંગનબંધનથી મુક્ત થઈને બે ચાર ડગલાં દૂર હટી ગયો અને ત્યાર પછી તે પ્રેમ તથા માધુર્ય ઉપરાંત કાંઇક અન્ય પ્રકારના મનોવિકારને દર્શાવનાર દૃષ્ટિને તેના અવલોકનમાં દૃઢ કરીને મંદ, મર્યાદિત તથા ગંભીર સ્વરથી કહેવા લાગ્યો કે;–" આ સંસારમાં મને સત્ય આનંદ આપવાની જો કોઇ પણ અબળામાં શક્તિ રહેલી હોય, તો તે કેવળ તારામાં જ છે. મારૂં કથન શાંતિથી સાંભળી લે; વચ્ચે કાંઇ પણ પ્રશ્ન કરીશ નહિ. તારા મનમાં અહીં કદાચિત્ એવી શંકા આવવાનો સંભવ છે કે, મારા હૃદયમાં અવશ્ય કોઈ પણ પ્રકારની વેદનાનો નિવાસ હોવો જોઇએ અને તેથી જ સંસારના ભોગવિલાસની સર્વ સામગ્રીઓનો સ્વામી હોવા છતાં પણ હું દુઃખી રહ્યા કરૂં છું. જો તારા હૃદયમાં એવો સંશય આવતો હોય, તો તે સર્વથા સત્ય અને યથાર્થ જ છે. આ સ્થાનમાં, ઇડા, આ સ્થાનમાં—" એમ કહીને ફ્રૉસ્ટે બળપૂર્વક ઈડાના હાથને પોતાના હાથમાં લઇને પોતાની છાતીપર દાબ્યો અને ત્યાર પછી આગળ વધીને કહ્યું કે;— "મારી છાતીના બરાબર આ સ્થાનમાં જ એક વિષારિ સર્પ બેઠેલો છે અને તે વારંવાર મારા હૃદયને દંશ દીધા કરે છે. હાય, મારી છાતીમાં અષ્ટપ્રહર એક પ્રકારનો એવો તો ભયંકર અગ્નિ પ્રજળ્યા કરે છે કે, જે મારા અંતઃકરણને બાળીને ભસ્મીભૂત કરી નાખે છે; પરંતુ એ અગ્નિ મારા જોવામાં આવતો નથી અને તેની જ્વાળાનું કોઈ પણ પ્રત્યક્ષ રૂપ દૃષ્ટિગોચર થતું નથી. એ જ્વાળા એવી છે કે તેનો કેવળ મારા હૃદયનેજ સાક્ષાત્કાર થયા કરે છે,–એ જ્વાળા સ્વસંવેદ્ય હોવાથી અન્યના જોવા કે જાણવામાં આવી શકતી નથી. થેરેસામાં મારો અસીમ અને અચલ અનુરાગ છે, હું તેને મારી પરમ મૈત્રિણી માનું છું અને તેને એક અત્યંત વિશ્વાસપાત્ર અર્ધાંગના ધારૂં છું; છતાં તેને મારી ગુપ્ત વ્યથાની કથા સંભળાવીને તેના જીવનને દુઃખમય કરવાની મારી ઇચ્છા નથી. તેના નિર્મળ આત્માને કલુષિત કરતાં મારૂં હૃદય અચકાય છે; કારણ કે, મારા હૃદયમાં, કદાચિત્ મારા આ દુઃખને જાણવાથી તેના જીવનદીપકનું નિર્વાણ થઈ જશે, એવીજ નિરંતર ભીતિ રહ્યા કરે છે. આ સર્વ કારણોથી મને એક એવી વ્યક્તિની આવશ્યકતા છે કે જેના સમક્ષ મારી મનોવેદનાના ગુપ્ત ભેદનો પ્રકાશ કરીને મારાથી મારા હૃદયમાંના દુઃખભારને કાંઇક ઓછો કરી શકાય; મને એક એવી વ્યક્તિની આવશ્યકતા છે કે, જે મારા ભયાનક ભેદને જાણવા છતાં પણ મારા પ્રતિ ઘૃણા અને અનાદર ન દર્શાવે; પરંતુ મને આશ્વાસન આપવાને તૈયાર રહે અને મારા તે દુઃખભારને ઘટાડવાનો

પોતાથી બની શકતો પ્રયત્ન કરે કે જે દુઃખભાર હવે મારા એકલાથી ઉઠાવી શકાતો નથી. ત્યારે ઇડા, મને જેવી વ્યક્તિની અત્યારે આવશ્યકતા છે, તેવી વ્યક્તિ તું થઈશ અને તું મારી આ પ્રમાણેની સેવા કરી શકીશ? જો તું મારી આ પ્રાર્થનાનો સ્વીકાર કરવાને તૈયાર હોય, તો હું તારામાં સંપૂર્ણ વિશ્વાસ રાખીશ અને આપણો પ્રેમ એવા પ્રકારનો બંધાશે કે જેનો મારા થેરેસાસાથેના પ્રેમ સાથે કોઇપણ પ્રકારનો સંબંધ જ રહેશે નહિ. પ્રિયે, જો તું ધારે, તો મારી આ પ્રાર્થનાનો આ ક્ષણે જ સ્વીકાર કરી શકે એમ છે; મારી વાર્તાને સ્વીકારવાથી આપણો દૃઢ પ્રેમસંબંધ બંધાશે, તારા હૃદયમાં પણ પ્રસન્નતા થશે અને મારા હૃદયમાંથી દુઃખનો કેટલોક ભાર ઓછો થઇ જશે. આમ કરવાથી આપણો પરસ્પર ભેદજ્ઞાતાનો સંબંધ થશે અને તે સાથે તું એક એવા ભેદને જાણી શકીશ કે, તે જેટલો ભયાનક તથા ત્રાસદાયક છે, તેટલાજ પ્રમાણમાં મનોરંજક તથા રસવાહક પણ છે, એમ તેને જાણ્યા પછી તારો નિશ્ચય થઇ જશે."

"શ્રીમાન્! આ તો આપ મને ગભરાટમાં નાખી દેવા જેવીજ વાતો સંભળાવો છો!" ફૅાસ્ટને ઉન્મત્ત સમાન ધારીને તેના મુખનું ભયભીત દૃષ્ટિથી અવલોકન કરતી ઇડા કહેવા લાગી; "આપનાં આ વચનો સાંભળીને મારા હૃદયમાં કંપનો આવિર્ભાવ થયા કરે છે!"

"જો અત્યારથી જ તારા હૃદયમાં કંપનો આવિર્ભાવ થતો હોય, તો મારો નિશ્ચય છે કે, મારા ભયાનક ભેદની કથાને સાંભળવાનું ધૈર્ય તારામાં આવી શકવાનું જ નથી; કારણ કે, તે ભેદ એવો તો ભયંકર છે કે તેની કથાને સાંભળવામાટે તો પાષાણના હૃદયની જ આવશ્યકતા છે. હાય, મારી ધારણા સફળ ન થઇ અને મને કોઈ એવો મિત્ર ન મળી શક્યો કે જેનામાં હું સંપૂર્ણ વિશ્વાસ રાખી શકું. ઇડા, શું તું એ તત્ત્વને નથી જાણતી કે, પોતાના મિત્ર સમક્ષ હૃદયની વ્યથાનો પ્રકાશ કરવાથી મનુષ્યના હૃદયનો ભાર કેટલેક અંશે ઓછો થઇ જાય છે?" ફૅાસ્ટે નિરાશાદર્શક ઉદ્‌ગારો કાઢીને ઇડા સમક્ષ એક વિલક્ષણ પ્રશ્ન રજૂ કરી દીધો.

"મારા હૃદયમાં કંપનો આવિર્ભાવ થાય છે, એથી આપે ભયભીત થવાનું નથી;" ઇડા ફૅાસ્ટના પ્રશ્નનું ઉત્તર આપતી કહેવા લાગી; "તમે મારા આત્માની સબળતા અને દૃઢતાને અદ્યાપિ જાણતા નથી. મારા આત્માને જો કોઇ નિર્બળ કરી દેનાર હોય, તો તે કેવળ તમારામાંનો મારો અનિવાર્ય પ્રેમ જ છે. જો તમારો કોઇ વૈરી હોય અને તમે મારા હસ્તમાં કૃપાણ આપીને મને એવી આજ્ઞા આપો કે, 'ઇડા,

નીકળી હોત, તો અહીં આવ્યા પછી આવા ભયંકર સ્થાનમાં એક ક્ષણમાત્ર પણ ઊભી રહેવાનું સાહસ કરત નહિ !" ઇડાએ શબ્દોદ્વારા પોતાની દઢતાનો પરિચય કરાવ્યો.

"ઉત્કૃષ્ટ બાળા !" ફૉસ્ટ ઉચ્ચ સ્વરથી તેની પ્રશંસા કરતો કહેવા લાગ્યોઃ "તને અને તારા સાહસને સહસ્રશઃ ધન્યવાદ છે ! ખરેખર મારા ઉન્માદયુક્ત, ઉદ્‌ભ્રાન્ત અને અમર્યાદ વિકારયુક્ત પ્રેમને ધારણ કરવા માટે યોગ્ય જો કોઇ પણ અબળા આ અવનીમાં હોય, તો તે કેવળ તું જ છે; કારણ કે, તારો તારી પોતાની શક્તિઓપર સંપૂર્ણ અધિકાર છે ! પરંતુ ઇડા, હું તને જ્યાં પણ લઇ જાઉં, ત્યાં તું મારી સાથે આવીશ ખરી કે ?"

"મારો તમારામાં પૂર્ણ પ્રેમ છે અને તેથીજ મારો તમારામાં સંપૂર્ણ વિશ્વાસ છે; અર્થાત્ હું તમે મને જ્યાં લઇ જાઓ ત્યાં તમારી સાથે જવા માટેજ અહીં આવી છું, તો પછી આ પ્રશ્ન પૂછવાની કશી આવશ્યકતા હોય, એવી મારી માન્યતા નથી." ઇડાએ કહ્યું.

તેના આ ઉત્તરનું શ્રવણ કરતાં જ ફૉસ્ટે તેનો હાથ ઝાલી લીધો અને ત્યાર પછી તેને તે પરિક્રમા કરાવીને દેવાલયના પશ્ચાદ્‌ભાગમાં લઇ ગયો. ત્યાં દેવાલયની લગોલગના એક બીજા સાધારણ મકાનમાંનું એક દ્વાર તેમના જોવામાં આવ્યું. ફૉસ્ટ તે દ્વાર પ્રતિ આગળ વધ્યો અને નિકટમાં જઇને તે દ્વારને તેણે ઉઘાડી નાખ્યું. જ્યારે તે અને ઇડા તે દ્વારના અંતર્ભાગમાં ચાલ્યાં ગયાં એટલે પાછું તેણે તે દ્વારને વાસી દીધું અને ત્યાર પછી તે ઇડાના હાથને પોતાના હાથમાં રાખીને એક સંકુચિત તથા અંધકારમય માર્ગમાં આગળ વધવા લાગ્યો. એવી રીતે ચાલતાં ચાલતાં છેવટે તેઓ એક બીજા દ્વાર સમક્ષ આવી લાગ્યાં અને ત્યાં અટકીને ફૉસ્ટે એ બીજા દ્વારને પણ ખોલી નાખ્યું. ઇડા એ દ્વારના ઉંબરાને ઓળંગવામાટે આગળ વધતી હતી એટ-લામાં તેને અટકાવીને ફૉસ્ટ કહેવા લાગ્યો કે;–"થોડીવાર થોભી જા; કારણ કે, અહીંથી એક નિઃસરણીદ્વારા આપણે નીચે ઉતરવાનું હો-વાથી ઊતાવળ કરવા જતાં તું ક્યાંક પડી જઇશ !"

આમ કહીને તેણે એ બીજા દ્વારને પણ અંદરથી વાસી લીધું અને ત્યારપછી પોતાના ઝભ્ભામાંથી એક લઘુ, સુંદર અને તેજસ્વી દીપકને કાઢીને પ્રજ્વલિત કરી દીધો. એ દીપકના પ્રકાશથી તે સ્થાન પ્રકાશમય થઇ ગયું. પરંતુ ફૉસ્ટે તે દીપકને કેવી રીતે પ્રકટાવ્યો હતો, એ ભેદ ઇડાના જાણવામાં ન આવી શક્યો. તે લઘુ દીપકનો અંધુક પ્રકાશ તે સ્થાનની દીવાલ, છત અને જમીનપર પડવા લાગ્યો. એ

સ્થાનમાંનું વાતાવરણુ આર્દ્ર અને ધૃણાકારક હોવાથી જાણે ત્યાંથી નિકટમાંજ ક્યાંક મૃતશરીરો પડેલાં હોય અને તેમના સડી જવાથીજ એ દુર્ગંધ આવતો હોયની! એવું કેટલેક અંશે અનુમાન કરી શકાતું હતું. ફ્રૅાસ્ટે હવે ઇડાને સંબોધીને પૂછ્યું કે:–"પ્રિયતમા ઇડા, તું હવે મારી સાથે આ નિઃસરણીપરથી નીચે ઊતરી શકીશ ખરી કે?" આ પ્રમાણે પૂછીને ફ્રૅાસ્ટે દીપકને નીચો નમાવ્યો અને તેથી તેનો પ્રકાશ એક સંકુચિત નિઃસરણીપર થઇને નીચેના ભાગમાં ચાલ્યો ગયો. તે સંકુચિત માર્ગ ભૂમિના ગર્ભમાં ઊતરેલો હતો અને અંધકારની વિપુલતા હોવાથી તેનો અંત જોવામાં આવી શકતો નહોતો. ઇડાએ દીપકના મંદ પ્રકાશની સહાયતાથી એ માર્ગનું અવલોકન કર્યું અને ક્ષણુમાત્રને માટે તેનું હૃદય અચકી ગયું; પણ પુનઃ તે પોતાના હૃદયને સત્વર જ દૃઢ કરીને બોલી કે:–"તમારી મને જ્યાં પણ લઇ જવાની ઇચ્છા હોય, ત્યાં હું તમારી સાથે આવવાને તૈયાર છું!"

"ઇડા, ઇડા!" ફ્રૅાસ્ટે શોક અને ઉપાલંભના મિશ્રિત ભાવથી કહ્યું; "તું મારી સાથે આવતાં અચકાય છે કે?"

"ક્ષમા કરો—એક ક્ષણુ માત્રને માટે મારા હૃદયમાં નિર્બળતાનો અધિકાર થયો હતો; પણ તે ક્ષણુ વીતી ગઇ છે અને હવે પછી મારા હૃદયમાં કદાપિ નિર્બળતાનો સંચાર થવાનો નથી. મારા હસ્તની પરીક્ષા કરી જુઓ, એમાં તમને કંપનો વિકાર જણાય છે ખરો કે?"

"લેશ માત્ર પણ નહિ, પ્રાણેશ્વરી!" ફ્રૅાસ્ટે સંતોષ દર્શાવ્યો.

"તેમજ મારો સ્વર પણ ભયનાં ચિન્હોને દર્શાવનારો જણાય છે ખરો કે?" ઇડાએ બીજો પ્રશ્ન કર્યો.

"નહિ, તારો સ્વર તો અત્યારે ભયભીત દેખાવાને બદલે મંજુલ, મધુર અને કોકિલાના કૂજન સમાન જ દેખાય છે!" ફ્રૅાસ્ટે કહ્યું; "ઇડા, હું તને ધન્યવાદ આપું છું અને તને મારી એક દેવી માનું છું; હવે નિર્ભયતાથી આગલ ચાલ."

એ પછી તેઓ મંદ ગતિથી તે નિઃસરણીપરથી નીચે ઉતરવા લાગ્યાં. ફ્રૅાસ્ટે પોતાના હસ્તમાં દીપકને ધરી રાખ્યો હતો, પરંતુ તે પ્રકાશને વિસ્તારવાને બદલે કેવળ અંધકારને જ અધિક સ્પષ્ટતાથી બતાવવાનું કાર્ય કરતો હતો. તેઓ નિઃસરણીની સમાપ્તિ કરીને જેવાં તલભાગના નિકટમાં આવી લાગ્યાં, એટલે તત્કાળ ત્યાંનો દુર્ગંધ એટલો બધો તીવ્ર થવા લાગ્યો કે તેના યોગે તેમના મસ્તિષ્કો ફાટી જવાની અણીપર આવી પહોંચ્યાં. નીચેના ભાગમાં તે નિઃસરણી જમણી બાજૂએ વાંક ખાઇને ગોળ વળી ગએલી હતી, એટલે ત્યાંથી

શીઘ્ર ગતિથી ઉતરીને તેઓ તલભાગમાં આવ્યાં. ત્યાં એક સંકુચિત માર્ગ અને એક બંધ દરવાજો તેમના જોવામાં આવ્યા અને એ સ્થાનમાં દુર્ગંધની વળી પ્રથમ કરતાં પણ ચાર ગણી કે આઠ ગણી વિશેષતા થએલી હતી.

એ સ્થાનમાં આવીને ફ્રૉસ્ટે ઇડાને ઉદ્દેશીને કહ્યું કે;–" આ સ્થાન બહુજ નીચેના ભાગમાં આવેલું છે; આપણે ભૂમિપટપરથી ભૂમિના ગર્ભમાં બહુજ નીચે ઊતરી આવ્યાં છીએ."

" પણ પ્રિયતમ વિલ્હેલ્મ ! આ માર્ગ જેવી રીતે આવનારને ભૂમિના ગર્ભમાં પહોંચાડે છે તેવીજ રીતે તે જનારને ભૂમિના પટપર પણ લઇ જતો હોવોજ જોઇએ." ઇડાએ કહ્યું;

" એમાં તો કોઇ પણ પ્રકારનો સંદેહ છે જ નહિ. પ્રાણેશ્વરી ઇડા, આ સ્થાનમાં કેટલોક આવશ્યકીય વર્ત્તાલાપ કરી લીધા પછી એજ માર્ગે પાછાં આપણે ઉપર જઇશું." ફ્રૉસ્ટે જણાવ્યું.

" ત્યારે તમે તમારો સર્વ ભેદ મને આ સ્થાનમાંજ જણાવવાના છો કે શું ?" ઇડાએ પૂછ્યું.

" હા, અને એટલામાટેજ હું તને આ સ્થાનમાં લઇ આવ્યો છું." ફ્રૉસ્ટે ઉત્તર આપ્યુ.

આવા પ્રકારનાં પ્રશ્નોત્તરમાં તેમણે તે સંકુચિત માર્ગની સમાપ્તિ કરી નાખી અને તેઓ હવે પેલા બંધ દ્વાર સમક્ષ આવીને ઉભાં રહ્યાં. ત્યાં વળી ફ્રૉસ્ટ ઇડાને સંબોધીને કહેવા લાગ્યો કે;–" ઇડા, હજી પણ તું મારી સાથે આગળ આવીશ કે ? અથવા તો અહીંથી પાછાં વળી જવાની અને મેં તને જે ભેદ જણાવવાની વાત કહી છે તેને સર્વથા ભૂલી જવાની જ તારી ઇચ્છા છે ? તારી જે ભાવના હોય તે સ્પષ્ટતાથી મને જણાવી દે. પછી મારાપર દોષનો આરોપ ન કરતી !"

" વિલ્હેલ્મ ! મારો તમારામાં અંતઃકરણપૂર્વક અનુરાગ છે; હું તમારામાં આસક્ત છું અને તેથી મારે તમારા હૃદયના ગુપ્ત ભેદને કોઈ પણ ઉપાયે જાણવો જ જોઇએ. હું તમારી સાથે આગળ વધવાને તૈયાર છું." ઇડાએ પોતાની દૃઢતાનો છેવટ સુધી પરિચય કરાવ્યો.

ઇડાએ આ શબ્દો એવી તો દૃઢતા અને નિશ્ચિતતાથી ઉચ્ચાર્યા હતા કે તે સાંભળતાંજ આરેનાના અધીશ્વર ફ્રૉસ્ટના હૃદયમાંની ઇડાની દૃઢતા વિશેની સર્વ શંકાઓનો લોપ થઇ ગયો. તે ગંભીરતાથી બોલ્યો કે:–" જો એમ જ હોય, તો ઇડા, જે સ્થાનમાં મારા ભેદનો તારા સમક્ષ પ્રકાશ થવાનો છે, તે સ્થાનને તારાં નેત્રોથી નિહાળી

છે. ” આ શબ્દો બોલીને ફ્રૉસ્ટે આગળ વધી તે દ્વારને ઉઘાડીને તેમાં પ્રવેશ કર્યો અને ઇડાએ પણ તેનું અનુસરણ કર્યું. અંતર્ભાગમાં જતાં જ ફ્રૉસ્ટે દીપકને ઊંચો ધરી રાખ્યો અને તેના પ્રકાશમાં ઇડાને એક મહાભયંકર દશ્યનો સાક્ષાત્કાર થયો. ઇડા એ વેળાયે ફ્રૉસ્ટના પડખામાં જ ઉભી હતી અને એ ભૂગર્ભમાંના ભયંકર દશ્યને જોવાથી તેના હૃદય કે મુખમંડળમાં ભયનો લેશમાત્ર પણ સંચાર થએલો દેખાતો નહોતો.

ભયાનક દશ્ય—ખરેખર ત્યાં એક મહા ભયાનક દશ્યનુંજ સામ્રાજ્ય વ્યાપેલું હતું. પાષાણુના બનાવેલા બેંચોપર શતાવધિ મૃત શરીરો નગ્ન અવસ્થામાં, કોઇ પણ પ્રકારની વ્યવસ્થા વિના પિશાચ તથા ભૂતોના આકારને ધારણ કરીને ત્યાં પડેલાં હતાં. અર્થાત્ ઇડા તથા ફ્રૉસ્ટ અત્યારે ‘ સેંટસ્ટીફન ’ દેવાલયના શબાગારમાં જ આવીને ઊભાં હતાં. જે શબો ત્યાં સર્વત્ર પડેલાં હતાં તેઓ નિયમ પ્રમાણે ગળી તો ગયાં ન હોતાં, પણ તેમની ચામડી બિલ્કુલ સૂકી ગઇ હતી અને તે ચામડીપર એક પ્રકારનો વિશિષ્ટ જાતિનો રંગ ચઢેલો દેખાતો હતો. કોઇ મૃત મનુષ્યની ભુજા ટૂટી ગએલી હતી તો કોઇનું માથું ધડથી જૂદું થઇ ગએલું હતું; કોઇનો પગ જૂદો થઈ ગયો હતો તો કોઇનાં આંતરડાં જ પેટમાંથી બહાર નીકળી પડયાં હતાં. એ મનુષ્યોના હોઠ અને તેની ઉપરની ચામડી સડીને ગળી ગએલી હોવાથી તેમનાં દાંતો ખુલ્લા થઇ ગયા હતા અને તેથી ત્યાં આવનાર જીવતાં મનુષ્યોને જોઇને એ મૃત મનુષ્યો જાણે મહાભયાનક સ્વરૂપથી તેમનો ઉપહાસ કરતા હોયની એવી રીતે કંકાલહાસ્યનું દશ્ય ત્યાં જોવામાં આવતું હતું—તે મૃત મનુષ્યો મૃત્યુવશ થવા છતાં પણ એક પ્રકારે સજીવન જેવાં જ દેખાતાં હતાં. એ સ્થાનમાં આવીને જ્યાં સૂધી ઇડાનું ચિત્ત સ્વસ્થ થાય ત્યાં સૂધી ફ્રૉસ્ટ મૌનનું અવલંબન કરીને શાંતભાવથી ઉભો રહી ગયો. જ્યારે ઇડા તેને કાંઇક શાંત થએલી દેખાઈ એટલે પછી તેણે પૂછ્યું કે;—“ ઇડા, આ સ્થાનમાં તારા હૃદયને ભયનો પરિચય થાય છે ખરો કે ? ”

“ લેશ માત્ર પણ નહિ ! ” વીરબાળાએ ઉત્તર આપ્યું; “મારા હૃદયનાં જીવિત મનુષ્યોનો જેટલો ભય થયા કરે છે, તેટલો ભય મૃત મનુષ્યોને જોવાથી થતો નથી. ”

ત્યારે આવ, આપણે આ પાષાણુના બેંચપર બેસીએ; ફ્રૉસ્ટે કહ્યું. તે પોતે તે બેંચપર બેસી ગયો, ઇડા પણ તેના પડખામાં જઇને બેઠી અને ત્યારપછી ફ્રૉસ્ટે પોતાના ભેદના સ્ફોટનો આરંભ

કરીને કહ્યું કે;—" જે ભેદ મારા હૃદયમાં ગૃહ કરીને મને નિરંતર સહસ્ત્ર વૃશ્ચિકોના દંશની વેદના આપ્યા કરે છે, તે ભેદનો આજે હું તારા સમક્ષ સ્ફોટ કરૂં છું અને આશા રાખું છું કે, મારી એ સંકટકથાનું તું અનુકંપા તથા લાગણીપૂર્વક શ્રવણ કરીશ; કારણ કે, તું એક કરતાં વધારેવાર મને જણાવી ચૂકી છે કે, તારો મારામાં અનન્ય પ્રેમ છે; તેમજ હું પણ તારામાં તેવોજ પ્રેમ રાખું છું; એટલે જ્યારે મારા આત્માને કોરી ખાનારો એ સમસ્ત ભેદ તારા જાણવામાં આવી જશે, તે વેળાયે તારા જેવી એક વીરબાળાને મારા ભેદની જ્ઞાત્રી અથવા તો દુઃખની ભાગિની બનાવવાની કેવી અને કેટલી આવશ્યકતા હતી, એ વિશેનો તારા મનમાં પોતાની મેળેજ નિશ્ચય થઇ જશે. ત્યારે હવે પ્રથમ, તને હું આ લોમહર્ષણ સ્થાનમાં આવા ભયંકર સમયમાં શા કારણથી લઇ આવ્યો છું, એ મારે તને જણાવી દેવું જોઇએ; કારણ કે, મારા ભેદની કથા રક્તને શીતલ કરી નાખનારી અને રોમાંચને ખડાં કરી દેનારી હોવાથી એ કથાના શ્રવણથી સાંભળનારના હૃદયમાં છુરી અને કટારો ચાલવા મંડી જાય છે. ઇડા, હું તને આ ભયંકર સ્થાનમાં કેવળ એટલામાટેજ લાવ્યો છું કે, આ સ્થાનને પ્રત્યક્ષ જોવાથી તારૂં દૃઢ હૃદય વિશેષ દૃઢ થાય અને તારા અચલ હૃદયની અચલતા હજારગણી વધી જાય; અને એમ કરવાનું કારણ એજ કે, મારો ભેદ આ ભયંકર સ્થાન કરતા પણ સહસ્ત્રવાર અધિક ભયંકર છે. પરંતુ ઇડા, તું દૃઢ હૃદયની સ્ત્રી છે, અબળા છતાં પણ પુરુષોચિત સાહસને ધરાવનારી સબળા છે અને તેથી મારા ભેદને જાણવામાટે પાત્ર છે; વળી જે વેળાયે આકાશમાં સૂર્યનારાયણ પ્રકાશમાન હોય અને તેમના પ્રકાશથી વિશ્વમાંની સર્વ વસ્તુઓ પ્રકાશમાન થએલી હોય, તે વેળાએ મારા ભેદનો સ્ફોટ કરી શકાય તેમ નથી તેમજ રાત્રિના સમયમાં પણ ખુલ્લી જગ્યામાં એ ભેદ કોઇને જણાવી શકાય તેવો નથી; કારણ કે, કદાચિત્ એ ભેદ કોઇ તૃતીય મનુષ્યના જાણવામાં આવી જાય તો? એવી શંકા પ્રતિક્ષણે થયા કરે છે અને તેથી તેવા સ્થાનો અને તેવા સમયમાં મારા ભેદની કથા મારાથી કોઇને સંભળાવી શકાય તેમ છેજ નહિ. મારા ભેદને પ્રકટ કરવામાટેનું જો કોઇ પણ યોગ્ય સ્થાન હોય તો તે સ્થાન આ જ છે; આ પ્રાણહીન મૃત મનુષ્યોનું નિવાસસ્થાન જ એ કાર્યમાટે સર્વ પ્રકારે યોગ્ય છે. જ્યાં કેવળ પ્રેતોનો જ નિવાસ છે અને સજીવન મનુષ્યનો ગંધ માત્ર પણ નથી, તે સ્થાનમાં આ કારણોથી હું તને મારા ભેદની ભાગિની બનાવવામાટે અત્યારે લઇ આવ્યો છું."



“ પ્રાણેશ્વરી ઈડા, તારે મારા ભેદને જાણ્યા પૂર્વે એક પ્રતિજ્ઞા કરવાની છે...... ”

"અને હું તમારા ભેદની તે કથાને સાંભળવામાટે, તમારા દુ:ખની ભાગિની થવામાટે તૈયાર છું; માટે તમારા કથનમાં ક્યાંય પણ ન અટકતાં આનંદથી આગળ વધતા રહો !" ઇડાએ પરમ દૃઢતાથી આ શબ્દો ઉચ્ચાર્યા.

ફૅાસ્ટે પોતાના હાથમાંના દીપકને હવે પૃથ્વીપર રાખી દીધો અને ઇડાને પોતાના બાહુપાશમાં બદ્ધ કરીને ચુંબનથી તેના અધરોને આર્દ્ર કર્યા પછી કહ્યું કે;–"પ્રાણેશ્વરી ઇડા, તારે મારા ભેદને જાણ્યા પૂર્વે એક પ્રતિજ્ઞા કરવાની છે અને તે એ કે, અત્યારે મારા મુખથી જે ભેદ તારા જાણવામાં આવવાનો છે તે વિશેનો તારા પ્રાણ જવાનો પ્રસંગ આવી લાગે, તો પણ એક શબ્દ માત્ર પણ બીજાના કાને જવો ન જોઇએ. તેમજ એક બીજું એ વચન પણ તારે આપવું પડશે કે, મારા એ ભેદને જાણી લીધા પછી પણ તું મારામાં જેવો પ્રેમ અત્યારે રાખે છે તેવો જ પ્રેમ સદૈવ રાખતી રહીશ અને મારા તપ્ત હૃદયને તારા મંજુલ તથા મૃદુ મધુર સ્વરથી આજની પેઠે જ શાંત અને સંતુષ્ટ કરતી રહીશ."

"ઓ મારા પૂજ્ય પ્રેમી વિલ્હેલ્મ !" ઇડા અંતઃકરણના ભાવથી કહેવા લાગી; "હું પ્રતિજ્ઞા કરીને કહું છું કે, મારા અંતિમ સમયમાં ધર્માધ્યક્ષ સમક્ષ તેમ જ કોઈ મહા સમર્થ સમ્રાટ્ સમક્ષ, તેના દબાણમાં આવીને, પણ હું એ ભેદનો ઉચ્ચાર કરીશ નહિ; મારા મુખથી તમારા એ ભેદનો એક અંશ માત્ર પણ કોઇના જાણવામાં આવી શકશે નહિ, એ વિશે તમે નિશ્ચિન્ત જ રહેશો. બાકી રહી હવે મારા પ્રેમની વાર્ત્તા; તો પ્રિયતમ, તમારા પ્રેમવડે તો મારૂં હૃદય પ્રથમથી જ એવું રંગાઈ ચૂક્યું છે કે, હવે તે પ્રેમનો રંગ મારા હૃદયપરથી કોઇ પણ રીતે ઉતરી શકે તેમ છે જ નહિ. મેં મારા અંતઃકરણમાં એવો દૃઢ નિશ્ચય કરી લીધો છે કે, આ ભેદમાં કોઇ વ્યક્તિને મારી નાખવાનો અને મારા આ કોમળ હસ્તો માનવશોણિતથી રંગાવાનો વિષય આવતો હશે અને તમે એક મહાભયંકર હત્યાકારી હશો, તો પણ તમારામાં મારો જે પ્રેમ અત્યારે છે તે સદાને માટે અવિચલ રહેશે; હું તમને ચાહતી રહીશ; એટલું જ નહિ, પણ તમારી કૃપાદૃષ્ટિની નિરંતર ભિક્ષુકા રહ્યા કરીશ. હાય, મને કેવળ આ પ્રેમદેવતાએ જ આટલી બધી કોમળ અને નિર્બળ બનાવી દીધી છે, નહિ તો આ અબળા કેવી દૃઢ અને સ્વતંત્રહૃદયા છે, એનો તો તમને સાક્ષાત્કાર થઇ જ ચૂક્યો છે ! એટલામાટે મારી હવે એજ પ્રાર્થના છે કે, તમે કોઇ પણ પ્રકારના સંકોચ વિના અને પળ માત્રના પણ વિલંબ

વિના શીઘ્ર તમારા રહસ્યમય ગુપ્ત ભેદથી તમારી આ સ્નેહભિક્ષુકાને જાણીતી કરી દ્યો અને મારા અંતઃકરણની આતુરતાને દૂર કરો."

ઇડાના આ ઉદ્‌ગારો સાંભળીને ફ્રૉસ્ટ કેટલીકવાર સુધી તો મૌનનું અવલંબન કરીને બેસી રહ્યો. કેટલોક વિચાર કર્યા પછી તે મંદ અને દબાયલા સ્વરથી ઇડાને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે;–"વારુ ત્યારે તારી એવીજ ઇચ્છા છે, તો મારા ભેદની કથાનું ધ્યાનપૂર્વક શ્રવણ કરી લે. આજથી થોડાક માસ પૂર્વે હું એક દરિદ્ર વિદ્યાર્થી હતો અને મારી અવસ્થા એવી હતી કે, ધન તરીકે એક કપર્દિકા પણ મારી પાસે હતી નહિ અને આ સંસારમાં નામ માત્રને માટે પણ મારો કોઇ મિત્ર નહોતો. એવી અવસ્થામાં વળી મને પકડીને કારાગૃહમાં નાખી દેવામાં આવ્યો હતો અને એ સર્વ સંકટો જાણે ઓછાં હોય તે પ્રમાણે તેમની પૂર્ત્તિ કરવામાટે મને મરણની શિક્ષા આપવાની આજ્ઞા અપાઇ ચૂકી હતી. તે સમયમાં હું થેરેસાને ચાહતો હતો અને તેનામાં મારો પ્રેમ બંધાયલો હતો; પરંતુ એટલું તો મારે કહેવુંજ જોઇએ કે, પ્રિયતમા ઇડા, જેવા સ્વરૂપમાં અત્યારે હું તને ચાહું છું, તેવા સ્વરૂપમાં તો હું થેરેસાને ચાહતો નહોતો જ. અસ્તુ; તે સમયમાં મારો તેનામાં અત્યંત સ્નેહ હતો, અને તેથી તેની સાથે લગ્ન કરવાની અને તેને મારી અર્ધાંગના કરી લેવાની મારી પ્રબળ ઇચ્છા હતી. એ ઉપરાંત જે દુષ્ટ જનોએ મારાપર અકારણ અત્યાચારો કર્યા હતા, તેમની પાસેથી પણ મારે તે અત્યાચારોનો યોગ્ય બદલો લેવાનો હતો. મને કારાગૃહમાં નખાવીને બન્દિવાન્‌ની અવસ્થાનો અનુભવ કરાવનાર અન્ય કોઇ નહિ, પણ રોજેન્થેલ દુર્ગનો સ્વામી અને થેરેસાનો પિતા જ હતો."

"શું બેરન્ મહાશયે તમને કારાગૃહમાં નખાવ્યા હતા?" ઇડાએ આશ્ચર્યદર્શક સ્વરથી ઉદ્‌ગાર કાઢ્યો.

"હા, એમ કરનાર તે ગર્વિષ્ટ બેરન્ જ હતો; કારણ કે, તેની થેરેસાસાથે મારો લગ્ન સંબંધ થવા દેવાની લેશ માત્ર પણ ઇચ્છા નહોતી. પરંતુ આ ઘટના વિશે મેં થેરેસાને કદાપિ કાંઇ પણ જણાવ્યું નહોતું અને તેનું કારણ માત્ર એજ હતું કે, તેની પ્રસન્નતાથી જ મારી પ્રસન્નતાનો સંભવ હોવાથી તે મારી હૃદયહારિણીના હૃદયમાં શોકનો આઘાત કરવાની મારી ઇચ્છા નહોતી. તે સમયે મારા પ્રાણની રક્ષામાટે, શત્રુઓ પાસેથી વૈરનો બદલો લેવામાટે અને મારી પ્રિયતમા થેરેસાને સદાને માટે મારી પોતાની કરી લેવામાટેનો ભાર મારા શિરપર આવી પડ્યો હતો! અર્થાત્ એવા અનિવાર્ય સંકટ, મહ-

ત્વાકાંક્ષા અને અત્યંત આકર્ષણની ઘટિકામાં—કે જે વેળાયે એક બાજૂએ મારામાટે ફાંસીનો માચડો ઊભો કરવામાં આવ્યો હતો અને બીજી બાજૂએ અગાધ ધન ભંડાર તથા અધિકાર આદિ હાથ જોડીને મારી આજ્ઞાની પ્રતીક્ષા કરતા ઊભા હતા; મારી એક બાજૂએ ગાઢ અંધકાર વ્યાપેલો હતો અને બીજી બાજૂએ સહસ્ર સૂર્યના પ્રકાશ સમાન પ્રકાશનો વિસ્તાર થએલો હતો અને જે ઘટિકામાં મારા હૃદયમાં આશા અને નિરાશાના અનેક પ્રકારના તરંગો ઉછળી રહ્યા હતા, તેવી ઘટિકામાં જો મેં મારા આત્માને **પિશાચ-શયતાન**–ના હાથમાં સોંપી દીધો હોય, તો તેમાં કાંઈ પણ આશ્ચર્ય જેવું કહી શકાય ખરૂં કે ?"

"નહિ, નહિ; ફૉસ્ટ !" ઇડા ઉત્તર આપતી કહેવા લાગી; "એમ કદાપિ થઈ શકે જ નહિ ! **શયતાનના** હાથમાં આત્માને સોંપી શકાય જ નહિ ! !" ઇડા તેના આત્માને **પિશાચના** હાથમાં ગએલો જાણીને થથરી ગઈ હતી અને તેથી તેણે પોતાના આ સત્ય અભિપ્રાયને પ્રકટ કર્યો હતો.

તેનું આ વિરુદ્ધ ઉત્તર સાંભળીને ફૉસ્ટે જરા કટુતાથી પૂછ્યું કે;– "તો શું ઈડા, તું હજી પણ મને ધિક્કારની દૃષ્ટિથી નિહાળે છે? મારા પ્રતિ અદ્યાપિ તારૂં હૃદય ઘૃણા જ દર્શાવે છે ?"

"હું વળી પણ કહું છું કે, પ્રિયતમ, હું તમને ધિક્કારતી નથી !" ઇડા તેને આશ્વાસન આપતી કહેવા લાગી; "તમે ગમે તેવા હો, પરંતુ હું તો તમારામાં પ્રેમ રાખવાની પ્રતિજ્ઞા કરી જ ચૂકી છું અને ધારો કે મેં એવી પ્રતિજ્ઞા ન પણ કરી હોય, તો પણ મારૂં હૃદય એકનિષ્ઠાથી તમારા જ અધિકારમાં રહેવાનું છે. અને **વિલ્હેલ્મ**, મારા આ ચુંબનથી હું મારી તે પ્રતિજ્ઞાને નવીનતાથી દૃઢ કરૂં છું !" એમ કહીને ઇડાએ તેને પોતાના મધુર ચુંબનનો સ્વાદ ચખાડ્યો.

"તો ઈડા, ક્ષણ માત્રને માટે તારામાં અવિશ્વાસ રાખવાના મારા અપરાધની હું તારી પાસેથી ક્ષમા માગું છું." ફૉસ્ટ નમ્રતાને દર્શાવતો કહેવા લાગ્યો; "ત્યારે હવે એ તો તારા જાણવામાં આવી ગએલું હોવું જ જોઇએ કે, શા કારણથી એક ભયંકર સર્પ મારા હૃદયને દંશ દીધા કરે છે અને એક ભયંકર અગ્નિ શા કારણથી મારા અંતઃકરણને અષ્ટપ્રહર પ્રજ્વાળ્યા કરે છે ! ઓહ ! ઇડા, જો મારો ભૂતકાળ મારા સમક્ષ પાછો આવી શકે એમ હોત, પુનઃ વિટનબર્ગના કારા-

ગૃહમાં જવાની શક્તિ મારામાં હોત અને ત્યાં મને ભલે ફાંસીને લાકડે લટકાવી દેવામાં આવત, તો પણ જો પિશાચ સાથે થએલા મારા કોલકરારના બંધનથી મને મુક્તિ મળવાનો સંભવ હોત, તો ખરેખર મારા જેવો ભાગ્યશાળી હું બીજા કોઈને પણ માનત નહિ. જો પિશાચના અધિકારથી મારા આત્માને મુક્તિ મળવાનો સંભવ હોત, તો તેના બદલામાં હું મારા પ્રાણનું બલિદાન આનંદથી આપી દેત! પ્રિયે, પિશાચ કેવળ ચોવીસ વર્ષ પર્યન્ત મારો આજ્ઞાધીન દાસ થઇ રહેવાનો છે; પરંતુ જ્યારે તે ચોવીસમા વર્ષનો અંતિમ કાળ–અંતિમ ક્ષણનો સમય–વીતી જશે એટલે તે ક્ષણે જ તે પિશાચ, તે ઇબ્લીસ, તે લાનતી શયતાન સદાને માટે મારો સ્વામી થઇ જશે! ઇડા, મારો ભયાનક ભેદ આ જ છે કે જે તને જણાવવાનું મેં વચન આપ્યું હતું!" એમ કહીને ફૉસ્ટે એક દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો કે જે સ્પષ્ટતાથી તેના હૃદયની નિરાશાને દર્શાવતો હતો.

"ખરેખર પ્રિયતમ, તમે એક વીર નર અને સાહસી મહાપુરુષ છો! ફૉસ્ટ, ગમે તે ઉપાયે પણ તમે પોતાની મહત્ત્વાકાંક્ષામાં વિજયી થયા છો અને શત્રુઓને ધૂળ ફાકતા કરી શક્યા છો, એ તમારી વીરતામાટે હું તમને અંતઃકરણ પૂર્વક ધન્યવાદ આપું છું અને તમારી આ વીરતાથી તમારામાંનો મારો પ્રેમ આગળ કરતાં પણ અધિક પ્રબળ થઇ ગયો છે. હવે આ ઇડા, સદાને માટે કેવળ તમારી અને તમારી જ છે." ઇડાએ ફૉસ્ટને વચનસુધાનું પાન કરાવ્યું.

"તારી પ્રેમભાવના મને મારી ધારણા કરતાં પણ અધિક આશ્વાસન આપે છે અને તારા પ્રેમની મહત્તાનું વર્ણન કરવાની મારી જિવ્હામાં શક્તિ જ નથી, એમ મારે સ્વીકારવું જ જોઇએ!" ફૉસ્ટ કહેવા લાગ્યો; "પરંતુ મને મારો સંપૂર્ણ વૃત્તાન્ત વર્ણવી લેવા દે; કારણ કે, અદ્યાપિ મારો એ વૃત્તાન્ત અપૂર્ણ જ રહેલો છે. મારા કરી આપેલા દસ્તાવેજમાં તે નિર્દય અને પાપાત્મા પિશાચે એક એવી શર્ત પણ લખાવી લીધી છે કે, મારે કદાપિ કોઈ પણ દેવાલય અથવા ધર્માધ્યક્ષના નિવાસસ્થાન આદિ ધર્મસ્થાનમાં જવું નહિ તેમ જ મારે કોઈ પણ ધર્માધ્યક્ષ કિંવા ધાર્મિક પુરુષને મારા ગૃહમાં સ્થાન આપવું નહિ. મેં આવી શર્ત લખી આપેલી હોવાથી થેરેસા કોઇ પણ રીતે દેવાલયમાં ગયા વિના, ધાર્મિક વિધિ કર્યા વિના અને તેના પિતાની અનુમતિ લીધા વિના જ મારી સાથે પલાયન કરી જાય અને મારી અર્ધાંગના થાય, એમાટેના મારાથી બની શકતા પ્રયત્નો મેં કર્યા હતા, પરંતુ થેરેસાએ મારી એ યાચનાનો સ્વીકાર ન જ કર્યો અને તેથી

થેરેસા સાથે લગ્ન કરવામાટે કેવળ એક વાર જ દેવાલયમાં જવાની મારે પિશાચપાસેથી ખાસ આજ્ઞા અને અનુમતિ મેળવવી પડી હતી. પિશાચે મને એ આજ્ઞા આપી તો ખરી, પણ મારી પાસેથી એક બીજી એવી નવીન પ્રતિજ્ઞા કરાવીને કે, થેરસા સાથેના સંબંધથી મને જે પ્રથમ પુત્રની પ્રાપ્તિ થાય, તે પુત્રના આત્માને પણ મારે તે મહા-નિર્દય, હૃદયશૂન્ય અને દુષ્ટાત્મા પિશાચના હાથમાં સોંપી દેવો !"

"ઓહ–કેવી ભયંકર શર્ત ! કેવી ભયાનક પ્રતિજ્ઞા ! !" ઇડાએ ભયનો ભાવ દર્શાવીને ઉચ્ચ સ્વરથી એ ઉદ્‌ગાર કાઢ્યો.

"ખરેખર અત્યંત ભયાનક શર્ત મેં કરી છે! પણ ઇડા તું મારા શ્રેયમાટે, મારા કલ્યાણમાટે ઇશ્વરની પ્રાર્થના કર; કારણ કે, મારાથી ઇશ્વરની પ્રાર્થના કરી શકાય તેમ નથી. તારી તે પ્રાર્થનાનો આશય એવો હોવો જોઇએ કે, થેરેસાના ગર્ભમાંથી જે સન્તાનનો જન્મ થવાનો છે, તે પુત્ર નહિ, પણ કન્યા જ અવતરે કે જેથી એ ભયાનક પ્રતિજ્ઞાના પાલનનો–તે પુત્રને પિશાચના અધિકારમાં અર્પી દેવાનો પીડાકારક પ્રસંગ મને પ્રાપ્ત જ ન થાય ! અર્થાત્ ઇડા તે સંતાન તારી જાતિનું જ ઉદ્‌ભવે અને હું પુત્રીનો પિતા થાઉં ! !" ફૉસ્ટે અત્યંત દુઃખિત હૃદયથી આ શબ્દો ઉચ્ચાર્યા.

. "હું તમારા કલ્યાણમાટે દિવસ અને રાત તે દયાઘન ઇશ્વરની પ્રાર્થના કરતી રહીશ; તમે એ વિશેની લેશ માત્ર પણ ચિંતા રાખશો નહિ અને રંચ માત્ર પણ નિરાશ થશો નહિ." ઈડાએ પીડાતા ફૉસ્ટને આશ્વાસનથી શાંત કરવાનો પ્રયત્ન કર્યો.

"અને ઇડા, મારા પોતાના આત્માના કલ્યાણમાટે પણ તું પર-મેશ્વરથી પ્રાર્થના કરતી રહેજે !" ફૉસ્ટ શાંત થવાને બદલે વિશેષ વેદનાથી કહેવા લાગ્યો; "જો કે હું એ સારી રીતે જાણું છું કે, મારા આત્માના કલ્યાણમાટે કરાયલી પ્રાર્થનાનું કાંઈ પણ શુભ પરિ-ણામ આવવાનું નથી, છતાં પણ તું પ્રાર્થના તો કરતી જ રહેજે; કારણ કે, તેથી ઇશ્વર થોડી દયા કરે, તોપણ તે મારામાટે ઘણી થઇ પડે એમ છે. પણ હવે આપણે અહીંથી પ્રયાણ કરવું જોઇએ. ઈડા, હવે તો મારો સમસ્ત ગુપ્ત ભેદ તારા જાણવામાં આવી ગયો છે અને તેમ છતાં પણ તારો મારામાંનો પ્રેમ તેવો જ અચલ રહી શક્યો છે, એથી મને અતિશય સંતોષ થાય છે. હું આશા રાખું છું કે, મારા-માંના તારા એ પ્રેમમાં કદાપિ ન્યૂનતા તો નહિ જ થાય !"

"મારો તમારામાંનો પ્રેમ આથી તો ઉલટો વિશેષ દૃઢ થયો છે

અને તે પ્રેમમાં મારા પ્રાણ જતાં પણ કદાપિ ન્યૂનતા થવાની નથી, એ નિશ્ચયપૂર્વક માની લેજો." ઈડાએ પ્રેમથી ફૉસ્ટની ગ્રીવાને પોતાના કોમળ કરથી વેષ્ટિત કરીને કહ્યું.

તેમણે મૃદુતા અને કોમળતાથી પરસ્પર આલિંગનસુખનો અનુભવ કર્યો અને ત્યારપછી તેઓ તે પ્રેતસ્થાનમાંથી પાછાં પૃથ્વીપટપર જવામાટે ચાલતાં થઇ ગયાં.

---

# પ્રકરણ ૨૦ મું

## સહોદર

ગત પ્રકરણમાં વર્ણવેલી ઘટનાને ત્રણ માસનો કાળ વીત્યા પછી, એક યુવક—કે જેનાં સાધારણ વસ્ત્રો તેની દરિદ્રતાને દર્શાવતાં હતાં અને તે વસ્ત્રો અત્યારે ઘણાં જ મેલાં તથા કેટલેક સ્થળે ફાટી ગએલાં હોવાથી તે બહુ જ દીર્ઘ પ્રવાસ કરીને આવેલો હોવો જોઇએ, એવું સ્પષ્ટ અનુમાન કરી શકાતું હતું, તે યુવક ઑરેના મહાલયની પાડોશમાં આવેલો દેખાતો હતો.

પ્રવાસના પરિશ્રમના કારણથી કાંઇક વિષણ્ણ હોવા છતાં પણ તેનું મુખમંડળ સુંદર હતું અને દરિદ્રતા તથા માનસિક વેદના તેનાં ઘન કૃષ્ણવર્ણ નેત્રોની સ્વાભાવિક ચંચળ પ્રભાને મંદ કરી શકી નહોતી. જે વેળાયે એ અશક્ત, ક્ષુધાપીડિત અને પ્રવાસશ્રમિત યુવકે ઑરેના મહાલયના નિકટમાં આવીને તેના કૅમ્પાઉન્ડના લોહદ્વારને ખોલી તેમાં પ્રવેશ કર્યો, તે વેળાયે સંધ્યાકાળ થઇ ચૂક્યો હતો. દ્વારમાં પ્રવેશ કર્યા પછી મહાલયના માર્ગમાં આગળ વધતાં તે પોતાના મનમાં જ કહેવા લાગ્યો કે:—

"દારુણ દુઃખોને સહન કરીને મહાકષ્ટપૂર્વક ત્રીસ માઇલ જેટલો દીર્ઘ પંથ કાપી અત્યારે હું મારા નિર્ધારિત સ્થાનમાં આવી પહોંચ્યો છું. આ ત્રીસ માઇલનો લાંબો પ્રવાસ મેં માર્ગમાં આવતાં કેટલાંક ઝરણોમાંના જળનું પાન કરીને એટલે કે બહુધા અન્નજળના આધારવિના જ સમાપ્ત કર્યો છે. એ જ પ્રમાણે આજથી પૂર્વના દિવસોમાં પણ એ જ પ્રમાણે પ્રતિદિવસ હું પંદરથી વીસ માઇલની મંજિલ મારતો ચાલ્યો આવ્યો છું, છતાં મારા હૃદયમાં નિરાશાનો સંચાર થયો નહિ અને મારા સાહસમાં કોઇ પણ પ્રકારની શિથિલતા ન આવી,

એનું કારણ શું છે વારૂ? મારા હૃદયમાં એક પ્રકારની એવી આશાનો નિવાસ થએલો છે કે, જ્યારે હું ઑરેનામાં પહોંચી જઇશ, એટલે પછી મારે ક્ષુધા તથા પિપાસાનાં કષ્ટો સહન કરવાં પડશે નહિ. હાય, જો મને મારા પોતાના પરિશ્રમથી જ પેટ ભરીને ખાવા જેટલું ભોજન મળ્યા કરત, તો હું પ્રાણ જતાં પણ બીજાની સહાયતા લેવાની ઇચ્છા કરત નહિ; અને તે એટલે સૂધી કે, મારી માજણી બ્હેનની સહાયતા પણ હું ન માગત; કારણ કે, મારી ભગિનીના ઉષ્ણ અને ગર્વિષ્ટ સ્વભાવને હું સારી રીતે જાણું છું. તેના વિલક્ષણ સ્વભાવ અને તેના ચિત્તની ચંચલતા મારાથી અજાણ્યાં નથી. આમ હોવા છતાં પણ મારા હૃદયમાં દૃઢ આશા છે કે, પોતાના સહોદર બંધુને આવી અવસ્થામાં જોઇને તેના રક્તમાં અવશ્ય ઉછાળો થશે અને તે નિઃસંશય મારો સારીરીતે સત્કાર કરશે જ ! હા, મારી પ્રિય ભગિની મન્દ અને મધુર હાસ્યથી મંડિત મુખમંડળવડે પોતાના આ દીન સહોદરના સત્કારમાટે ગૃહના દ્વારમાં આવીને ઊભી રહેશે ! અને જે ફૉસ્ટ એક સમયમાં મારો સહાધ્યાયી હતો તથા કૉલેજમાં મારી સાથે જ ભણતો હતો, તે ધનાઢ્ય અને ઉચ્ચપદાધિકારી થવાથી કદાચિત્ પોતાના આ સહાધ્યાયી મિત્રને ભૂલી પણ ગયો હશે, તોપણ મારી સહોદરા ઇડા તો મને નહિ જ ભૂલી ગઇ હોય અને તે મારી સહોદરા મને રોટલાનો કકડો અવશ્ય આપશે અને આપશે જ! મારી દીન માતા! મારી દયાલુ જનની! તારાં નેત્રો સદાને માટે બંધ થયાં તે ઘટનાને હજી તો કેવળ ત્રણ સપ્તાહ જેટલો જ સમય વીત્યો છે; કેવળ ત્રણ સપ્તાહથી જ તેં ભૂમિના ગર્ભમાં શાશ્વત શયન કરેલું છે–તું સ્વર્ગવાસિની થઇ છે ! હાય, માતા ! તેં આ સંસારનો જે વેળાયે સદાને માટે ત્યાગ કરી દીધો, તે વેળાયે હું કેટલો બધો રોયો હતો અને તારી તુરબતને મારાં આંસૂથી ભીંજાવીને મેં તારા આત્માના કલ્યાણમાટે ઇશ્વરની કેટલી બધી પ્રાર્થના કરી હતી, એ તો કેવળ મારો આત્મા અને પરમકૃપાળુ પરમાત્મા જ જાણે છે! મારી પાસે જે કાંઇ પણ અલ્પસ્વલ્પ સાધનો હતાં તેમનો મેં તને તારા સ્વર્ગવાસ પછી દફ્નાવવાની ક્રિયામાં વ્યય કરી નાખ્યો હતો અને તેથી અત્યારે હું એક કંગાલની હાલતમાં આવી પડ્યો છું ! મારી માતા! જો તારો આત્મા સ્વર્ગમાંથી અહીં આવવાની શક્તિ ધરાવતો હશે અને તું પોતાના જે પુત્રમાં પ્રાણ કરતાં પણ અધિક પ્રેમ રાખતી હતી તે તારા પુત્રની આવી દીન તથા હીન સ્થિતિને તારો આત્મા જોઇ શકતો હશે, તો અત્યારે તારા આત્માને કેટલો બધો ખેદ અને શોક થતો હશે, એની

કલ્પના માત્ર પણ મારાથી કરી શકાતી નથી. અત્યારે મારી પાસે લજ્જાને જાળવવામાટે એક વસ્ત્ર નથી અને ક્ષુધાના નિવારણમાટે રોટલાનો કકડો પણ નથી, એવી મારી જે ભયંકર દુર્દશા થએલી છે તેનું કારણ મારી ઉદ્યોગહીનતા કિંવા મારું આલસ્ય નથી તેમ જ આ સ્થિતિ મને મારા ઉડાઉપણા અથવા તો મારી વિલાસપ્રિયતાના પરિણામે પ્રાપ્ત થએલી છે તેમ પણ નથી; કિંતુ કેવળ દુર્ભાગ્ય અને દુર્ભાગ્યની પ્રબળતાએ જ મને આવો હીન, દીન અને રસ્તામાંનો એક ભટકતો ભીખારી બનાવી દીધો છે. અસ્તુ જેવી ઇશ્વરેચ્છા! આવી હીન અવસ્થામાં પણ મારા હૃદયમાં જો કાંઇ પણ સંતોષ હોય તો તે એટલો જ છે કે, હું દુર્ભાગી અને દીન હોવા છતાં પણ ગર્વથી સંસારમાં ઉચ્ચ દૃષ્ટિ રાખીને ચાલવાને સમર્થ છું અને તેનું કારણ એ છે કે, મેં મારા ચરિત્રને અત્યાર સૂધી ઇશ્વિરની કૃપાથી કોઈ પણ પ્રકારે લેશ માત્ર પણ કલંકિત થવા દીધું નથી!"

આત્મગત એ પ્રમાણે બોલતો તે દુર્ભાગી યુવક પથિક ઑરેના મહાલયની દિશામાં આગળ અને આગળ વધતો જતો હતો. એ વેળાયે સર્વત્ર સંપૂર્ણ અંધકારનો અધિકાર વ્યાપી ગયો હતો, પરંતુ મહાલયમાંથી બાહ્ય ભાગમાં પડતા એક પ્રકાશને પોતાનું નિશાન બનાવીને તે ઊતાવળથી મહાલયની દિશામાં ચાલ્યો જતો હતો. ચાલતો ચાલતો તે હવે ઉદ્યાન અને મહાલયને વિભક્ત કરનારા એક લોહશલાકાબંધ પાસે આવી પહોંચ્યો. એ લોહબંધમાંનાં સળીયાં ભાલાના આકારનાં હતાં અને તેમના શિરોભાગોને સોનાનું પાણી ચઢાવીને ચમકતાં કરવામાં આવ્યાં હતાં. એ દ્વારથી આરંભાઇને લંબાતી સળિયાંની દીવાલની રેષામાં તે આગળ વધવા લાગ્યો અને ચાલતો ચાલતો એક દ્વાર પાસે આવી લાગ્યો કે જે દ્વાર તેના સદ્‌ભાગ્યયોગે તાળાથી વસાયલું નહિ, પણ અમથું જ વાસેલું હતું.

"શકુન તો શુભ છે;" તરુણ પ્રવાસીએ ઉદ્યાનમાં પ્રવેશ કરતાં આત્મગત કહ્યું; "ઇશ્વર કરે અને મારી ભગિની મારો આદરપૂર્વક સત્કાર કરે! જો તેનું હૃદય પણ મારા હૃદય પ્રમાણે જ કોમળ હશે અને તેમાં જો સત્ય સ્નેહનો અંશ માત્ર પણ હશે, તો જે જનની આ સંસારને સદાને માટે ત્યાગી ગઇ છે, તે પ્રિય જનનીના નિધનની વાર્ત્તા સાંભળીને અવશ્ય તેના હૃદયમાં દુઃખનો આઘાત થશે અને તે પોતાનો અત્યંત શોક દર્શાવશે!"

એ પ્રમાણેના તર્કવિતર્કમાં લીન થઇને તે તરુણ પ્રવાસી શ્યામવર્ણ વૃક્ષો તથા મનોહર કુંજોમાંના માર્ગને કાપતો આગળ વધવા

લાગ્યો. એ વેળાયે શરદ્ઋતુનો અધિકાર હોવાથી વૃક્ષો અને લતાઓ દવબિન્દુઓના આચ્છાદનથી આચ્છાદિત થતાં જતાં હતાં. તે ચાલતો ચાલતો જ્યારે મહાલયથી સો વારના અંતરપર આવી લાગ્યો એટલે ડાબી બાજૂએ અચાનક અલ્પ અંતરપર જ એક પ્રકાશ તેના જોવામાં આવ્યો. એ પ્રકાશને જોતાં જ તેના મનમાં એક એવી કલ્પના આવી કે;–"આ અલ્પ અંતરપર દેખાતો પ્રકાશ અવશ્ય મહાલયથી બહારના બીજા કોઇ ન્હાના ઘરમાંથી આવતો હોય એમ જણાય છે અને તેથી પ્રથમ એ સ્થળે જઇને મારી ભગિનીની પૃચ્છા કરી ત્યાર પછી હું મહાલયમાં જાઉં, તો તે વધારે ઉચિત થઇ પડે તેમ છે." આવા વિચારથી તે દેખાતા પ્રકાશની દિશામાં ચાલ્યો અને તેના નિકટમાં આવવાથી તેના જાણવામાં આવ્યું કે, તે પ્રકાશ તે ઉદ્યાનના મધ્ય ભાગમાં અને એક લઘુ સરોવરના તીરપ્રાંતમાં આવેલા એક સુંદર મંડપગૃહમાંની ઉપરની બારીમાંથી આવતો હતો. મંડપગૃહનાં દ્વાર ખુલ્લાં જ હતાં અને તેથી કોઈ પણ પ્રકારના અવરોધવિના તેણે તે દ્વારમાં પ્રવેશ કર્યો. પરંતુ ઉંબરાને ઓળંગતાં જ તે અટકી ગયો અને એવી શંકા કરવા લાગ્યો કે; "આવી રીતે આજ્ઞા વિના જ ગૃહમાં પ્રવેશ કરવાથી ગૃહસ્વામી મારાપર કોપાયમાન તો નહિ થઇ જાય? મારા આ સાહસથી તેના મનમાં જો કોઇ કુશંકાનો સંચાર થઇ જાય, તો શું વિપરીત પરિણામ ન આવે? અથવા મારા અચાનક પ્રવેશથી કોઇના એકાંત સુખનો ભંગ તો નહિ થાય?" આવી શંકાથી તે અટક્યો, પણ વળી પાછો તે મનનું સમાધાન કરતો આત્મગત કહેવા લાગ્યો કે:–"

"મારી આવી અવસ્થામાં મારાથી મહાલયમાં તો પ્રવેશ કરી શકાય તેમ છે જ નહિ. જેના કેશો માર્ગની ધૂળથી મલિન થઇ ગએલા છે, જેનાં નેત્રો ઊંડાં ઊતરી ગયાં છે, જેનાં વસ્ત્રો ફાટી ગએલાં છે અને જોડા ટૂટી ગએલા છે, તેવા એક સર્વ પ્રકારે દીન અને હીન મનુષ્યને પોતાના બંધુ તરીકે ઓળખાવતો જોઇને મારી તે ગર્વિષ્ટ અને અભિમાનિની ભગિનીનો આત્મા અવશ્ય પોતાનો અસંતોષ પ્રકટ કરશે અને મારા પ્રતિ ઘૃણા દર્શાવશે, એવો મારા મનમાં ભય થયા કરે છે. પરંતુ અત્યારે હું ક્ષુધા તથા પિપાસાથી એટલો બધો વ્યાકુળ થઇ ગયો છું કે, નિર્બળતાના યોગે કદાચિત્ મને મૂર્ચ્છા આવી જશે, તો એમ જ થયા કરે છે. એટલામાટે હવે તત્કાળ મારે મારી ભગિનીની પૃચ્છા તો કરવી જ જોઇએ!"

મનમાં આ પ્રમાણેના નિશ્ચયપર આવીને તે ધીમે ધીમે નિઃસ-

રણીપર ચઢવા લાગ્યો અને ઉપરના એ સમયે ખુલ્લા પડેલા દ્વાર પાસે આવી પહોંચ્યો. ત્યાં આવીને તે અંદરના કોઈ મનુષ્યને બોલાવવાની તૈયારીમાં જ હતો એટલામાં અંદરથી કોઇ બે વ્યક્તિઓના વાર્ત્તાલાપનો ધ્વનિ તેના સાંભળવામાં આવ્યો કે જેમના ધ્વનિથી તે સારી રીતે પરિચિત હતો.

"ઈડા, હવે તારામાટે મારે શું કરવાનું છે, તે કૃપા કરીને મને જણાવી દે." ઑરેનાના કાઉન્ટ અથવા ફ્રૅાસ્ટે ઇડાને ઉદ્દેશીને પૂછ્યું.

અજ્ઞાત પ્રવાસી તેમના એ સ્વરને સાંભળીને પોતાના મનમાં જ કહેવા લાગ્યો કે;–"આ તો અહીં ફ્રૅાસ્ટ અને ઇડા બન્ને એકત્ર બેઠેલાં હોય એમજ જણાય છે." અને ત્યાર પછી તે અત્યંત સ્થિરતાથી તે ઉભયના વર્ત્તાલાપનું શ્રવણ કરવા લાગ્યો.

"પ્રિયતમ, હવે આપ બની શકે તેટલી ઊતાવળથી મને આ આપત્તિ અને મહતી વેદનાથી મુક્ત કરો." ઈડાએ ફ્રૅાસ્ટને ઉદ્દેશીને કહ્યું.

"પરન્તુ તે કેવી રીતે? તું તારા મનમાં કોઇ યુક્તિ યોજીને મને જણાવી દે કે જેથી તારી ઇચ્છાનું સત્ય સ્વરૂપ મારા જાણવામાં આવી જાય! પ્રિયતમે, મારાં ધન અને અધિકાર આદિ સાધનોથી તો તું સારી રીતે જાણીતી છે, એટલે તું તારા મુખથી જે કાંઇ પણ યુક્તિ બતાવે; તે પ્રમાણે વર્ત્તવાને અને તને આપત્તિથી મુક્ત કરવાને હું આ ક્ષણે જ તૈયાર છું." ફ્રૅાસ્ટે અતિશય લીનતાથી ઇડાને સંબોધીને કહ્યું:–

"મારી જે લજ્જાસ્પદ અવસ્થા થએલી છે, તેને કોઇ પણ રીતે છુપાવવાની તો આવશ્યકતા છે જ; છતાં મને એમાટેનો કોઈ પણ ઉપાય સૂજતો નથી;" ઇડા કહેવા લાગી; "પરંતુ તમે એ વિશેના ઉપાયને મારા મુખથી જાણવા માગો છો, એ તમારી ભૂલ થાય છે; કારણ કે, હું તમને સલાહ આપવા નથી ઇચ્છતી, કિન્તુ એમાટે તમારી સલાહ લેવાની જ ઇચ્છા રાખું છું; અને એટલામાટે આનો ઉપાય તમારે જ શોધી કાઢવાનો છે."

"પ્રિયતમે, તો એમાટેના અત્યારે મને માત્ર બે માર્ગો જ દેખાય છે;" ફ્રૅાસ્ટે કહ્યું; "એમાંનો પ્રથમ માર્ગ એ છે કે, તું આ અને અહીંના આસપાસનાં નિકટ સ્થાનોને ત્યાગીને કયાંક દૂરના સ્થાનમાં ચાલી જા; કારણ કે, જો તું અહીં જ રહીશ, તો થોડા દિવસ

પછી આ ભેદને ગુપ્ત રાખવાનું કાર્ય સર્વથા અશક્ય થઇ પડવાનો સંભવ છે, એ તો તું પણ જાણી શકે તેમ છે; અને બીજો માર્ગ એ છે કે, જો તારી ઇચ્છા હોય તો કોઇ કુલીન વંશના પરંતુ દીન અને સુંદર યુવકને હું શોધી કાઢું અને તે ધનના લોભથી તારી સાથે લગ્ન-સંબંધ કરવાને તૈયાર થઇ જાય, એવી વ્યવસ્થા કરી આપું." ફૉસ્ટે આપત્તિને નિવારવાના ઇડાને બે માર્ગો બતાવ્યા.

"પ્રિયતમ ફૉસ્ટ, તમારો દર્શાવેલો બીજો માર્ગ મારી ધારણા પ્રમાણે અધિક ઉત્તમ છે." ઇડાએ પોતાની અનુમતિને દર્શાવનાર ઉત્તર આપવા માંડ્યું; "અને જો એ પ્રમાણેની વ્યવસ્થા થઇ જાય, તો એના જેવું યોગ્ય કાર્ય બીજું એકે નથી. વાયનામાં પદવીધર ભિક્ષુકોનો એટલે કે, કુલીન કપર્દિકાહીનોનો જરા પણ ટોટો નથી એટલે જો તેમાંના કોઇ એકને ધનનો સંપૂર્ણ લોભ બતાવવામાં આ-વશે, તો તે ઉઘાડે પગે અને દોડતો મારી સાથે લગ્ન કરવામાટે ચાલ્યો આવશે; એટલું જ નહિ, પણ જે કારણમાટે એ ભાડૂતી લગ્નસંબંધ કરાતો હોય, તે કારણને જાણવાની પણ તે ઇચ્છા દર્શાવે તેમ નથી." એ પછી તેણે કાંઇક સવિકાર હૃદયથી જણાવ્યું કે: "પરંતુ ફૉસ્ટ, મારા લગ્નની એ વ્યવસ્થા એવા પ્રકારની જ થવી જોઇએ કે, બીજા પુરુષ સાથે મારો એ પ્રમાણેનો લગ્નસંબંધ પણ થઇ જાય છતાં આપણ બન્નેને એકબીજાના વિયોગદુઃખને ભોગવ-વાનો પ્રસંગ કદાપિ પ્રાપ્ત ન થાય!"

"તારૂં કથન સત્ય છે, ઇડા!" ફૉસ્ટ કહેવા લાગ્યો: "પરંતુ જે કાર્ય વિષેની આપણે યોજના કરી રાખી છે, તે યોજનાને પાર પાડવામાટે કેવળ બે માસ પછી જ મને તારી સહાયતાની અગત્ય પડશે; અને તેમાં પણ જો અકસ્માત્ બન્ને ઘટનાઓ એકજ સમયમાં બનવાનો પ્રસંગ આવી લાગશે, તો તો—"

જે પ્રવાસી બાહ્ય ભાગમાં એમના વાર્ત્તાલાપને સાંભળતો ઊભો હતો, તે ફૉસ્ટના એ કથનના અંતિમ શબ્દોને સાંભળી શક્યો નહિ. ત્યારે હવે તે પ્રવાસીના મનની શી સ્થિતિ થઇ હતી વારૂ? જ્યારે પ્રથમ તેણે ફૉસ્ટ તથા ઇડાને એકત્ર બેઠેલાં અને તે પણ વળી એ-કાંતમાં એકત્ર બેઠેલાં જોયાં, એટલે તેના મનમાં એક પ્રકારનું આશ્ચર્ય થવા લાગ્યું અને ત્યારપછી પોતાની ઇચ્છા ન હોવા છતાં પણ તે મર્યાદાથી વિરુદ્ધ થઇને તે બન્નેના નિર્લજ્જતાદર્શક વાર્ત્તાલાપને સાંભળતો ઊભો રહ્યો અને તેમના એ વાર્ત્તાલાપનું શ્રવણ કર્યા પછી

ફ્રૉસ્ટ અને ઇડા વચ્ચે કેવા પ્રકારનો અશ્લીલ સંબંધ અસ્તિત્વ ધરાવતો હતો અને તેમના વાર્ત્તાલાપનો વિષય શો હતો, એ રહસ્ય સ્પષ્ટતાથી તેના જાણવામાં આવી ગયું. છતાં પણ તેમના વાર્ત્તાલાપમાં જે એક મહાગૂઢ તત્ત્વ સમાયલું હતું તે અદ્યાપિ તેના જાણવામાં આવી શક્યું નહોતું. એ પછી જ્યારે તે મંડપગૃહમાંના એ સમયનાં નિવાસીઓના મુખમાંથી નીકળતા જે પ્રેમમય અને શૃંગાર તથા અશ્લીલતાદર્શક શબ્દો તેના સાંભળવામાં આવ્યા, તેમણે તેના શરીરમાંના રક્તને શુષ્ક કરી નાખ્યું; તેમાંનો એક એક શબ્દ તેના શિરપર વિદ્યુતનો પાત કરવા લાગ્યો અને તેના શરીરમાં કંપનો આવિર્ભાવ થવાથી તે મૂર્છિત થઇને પૃથ્વીપર પટકાઇ પડવાની અણીપર આવી લાગ્યો. પરંતુ જ્યારે ઇડાએ અત્યંત સ્પષ્ટ શબ્દોમાં ફ્રૉસ્ટ સમક્ષ પોતાની નિર્લજ્જતાનો સ્ફોટ કર્યો, તે વેળાયે તે પ્રવાસીનાં નેત્રો લજ્જા અને ખેદથી નીચાં ઢળી ગયાં, તેનાં ચરણો પૃથ્વીપર સ્થિર રહી ન શક્યાં અને તેના હૃદયમાં નિર્બળતા તથા અશક્તતાનો સંપૂર્ણ અધિકાર વ્યાપી ગયો. એ વેળાયે સમયસૂચકતાથી જો તેણે દીવાલનો આશ્રય ન લીધો હોત, તે દીવાલને અઢેલીને ન ઊભો રહ્યો હોત, તો તેના તમ્મર ખાઇને નીચે પડી જવામાં પળ માત્રનો પણ વિલંબ થાત નહિ. ફ્રૉસ્ટ અને ઇડાનો વાર્ત્તાલાપ હજી પણ જેમનો તેમ જ ચાલી રહ્યો હતો અને તેનું એ પ્રવાસી હૃદયનાં કર્ણોથી ધ્યાનપૂર્વક શ્રવણ કર્યા કરતો હતો.

"તો અર્થાત્ તે પ્રસંગના આવતાં સૂધી તો તારે પોતાની અત્યારની અવસ્થાને ગમે તે પ્રકારે પણ છુપાવવી જ જોઇએ;" ફ્રૉસ્ટે પોતાના કથનમાં આગળ વધીને કહ્યું; "અને તારી લજ્જાને બચાવવામાટેનો મારો દર્શાવેલો જે ઉપાય તને યોગ્ય લાગ્યો છે, તે ઉપાયને વ્યવહારમાં યોજવામાટે આપણા ઉપયોગમાં આવી શકે એવો એક પુરુષ મારા જાણવામાં છે કે જેનું નામ બેરન્ ફ્રૉ જેરનિન્ છે અને તે તારી સાથે ઇચ્છા પૂર્વક—"

હજી તો ફ્રૉસ્ટના એ અંતિમ વાક્યની સમાપ્તિ થઇ નહોતી, એટલામાં અચાનક એક ધડાકા સાથે અટકાવેલાં બારણાં એકદમ ખુલ્લાં થઇ ગયાં અને થાક્યો પાક્યો તેમજ ક્ષુધાપિપાસાથી પીડિત હોવા છતાં ક્રોધાતિરેકથી કંપતો તે પ્રવાસી અદૃશ્ય વાળીને તે મંડપગૃહના ઉપરિ ભાગમાં પાપાંકિત ફ્રૉસ્ટ તથા ઇડાનાં નેત્રો સમક્ષ આવીને ઊભો રહ્યો.

તેને જોતાં જ છડા પોતાના મુખમાંથી "મારો સહોદર !" એ બે શબ્દોનો જ ઉચ્ચાર કરી શકી અને ત્યારપછી ફ્રૅાસ્ટના હાથમાંથી પોતાના હાથને છોડવી લઇને વેગપૂર્વક પોતાના સહોદર પ્રતિ જવાને દોડી; પરંતુ તે તેની પાસે પહોંચી ન શકી અને વચ્ચે જ મૂર્છિત થઇને ત્યાં બિછાવેલા ગાલીચાપર પડી ગઇ.

"કોણ ઑટો પિયાનલ્લા !" ફ્રૅાસ્ટે તે પ્રવાસીને જોઇને આશ્ચર્યદર્શક ઉદ્દગાર કાઢ્યો અને ત્યારપછી તત્કાળ પોતાના આસન પરથી ઊઠીને તલ્વારની મૂઠપર હાથ નાખી તે ઑટોને એક પ્રકારની વિલક્ષણ દૃષ્ટિથી જોતો સ્તબ્ધતાથી ઊભો રહ્યો.

## પ્રકરણ ૨૧ મું

### મંડપગૃહ

મંડપગૃહમાંના ત્રણ વ્યક્તિઓના જે અચાનક સંમેલનથી અમે ગત પ્રકરણની સમાપ્તિ કરી છે, તે સંમેલનના સમયમાં એ ત્રણે વ્યક્તિઓ કેવી અવસાદમયી અવસ્થામાં આવી પડી હતી, એતું અમે વર્ણન કરીએ તે કરતાં વાંચકો પોતેજ એની વિશેષ ઉત્તમતાથી કલ્પના કરી શકે એમ છે.

ફ્રૅાસ્ટ સમક્ષ અત્યારે જે યુવક ઊભેલો હતો તે એક સમયનો ફ્રૅાસ્ટનો મિત્ર હતો, પરંતુ ફ્રૅાસ્ટે તેની ભગિનીના ધર્મવસ્ત્રને અનાચારથી ફાડી નાખ્યું હતું અને તેમ કરીને તેણે પોતાના એ મિત્રને અત્યંત લજ્જાહીન અવસ્થામાં લાવી મૂક્યો હતો. કેટલીક વાર પછી છડા શુદ્ધિમાં આવીને ઊઠી, પરંતુ તેના મુખમંડળમાં પાંડુતા વ્યાપી ગઇ હતી અને લજ્જાથી તેનું કાળજું કોરાઇ જતું હતું. તેણે પોતાનાં લજ્જાથી નીચાં ઢળેલાં નેત્રોવડે પોતાના સહોદરના ક્રોધાન્વિત તથા પોતાના અધોગામિ આત્માને આઘાત કરનાર મુખમંડળને જોયું અને તેને જોઇને નવેસરથી તે કંપવા લાગી. ઑટોના ખેદનો આ વેળાએ અવધિજ નહોતો; કારણકે, પોતાની જે ભગિનીને તે અત્યારસુધી અત્યંત પવિત્ર અને નિષ્કલંક માનતો હતો, તે ભગિનીને કલંકિત, નિર્લજ્જ અને વેશ્યાના રૂપમાં ફેરવાઇ ગએલી જોઇને તેનું હૃદય અત્યંત શોકાતુર થઇ ગયું હતું.

અંતે ઑટો પાસેના એક આસનપર બેસી ગયો અને તેણે પોતાના હસ્તોવડે પોતાના મુખમંડળને આચ્છાદિત કરીને એક નિર્દોષ

બાળક પ્રમાણે અશ્રુપાતસહિત ડૂસકાં ભરી ભરીને રડવાનો આરંભ કરી દીધો. ફૉસ્ટ કે જેણે પોતાના એ પુરાણા મિત્ર સાથે વિલક્ષણ વિવાદ થવાની આશા રાખી હતી, તે તેની આવી અવસ્થાને જોઇને ઘૃણાદર્શક મંદહાસ્ય કરીને એક પ્રકારના વિલક્ષણ ભાવથી તેની ભગિની ઇડાને નિરખવા લાગ્યો. પરંતુ ઇડાનું ફૉસ્ટ પ્રતિ ધ્યાન જ નહોતું; કારણ કે, પોતાના સહોદરની આવી મર્મવેદનાને જોઇને તેનો ગર્વિષ્ટ આત્મા નમ્ર થઇ ગયો હતો અને સહોદરની દુર્દશાએ તેના હૃદયમાં વિલક્ષણ વ્યગ્રતા ઉપજાવી દીધી હતી. તેણે ફૉસ્ટ અને ઇડાની સર્વ વાતો છુપી રીતે સાંભળી લીધી હતી, એ વિશે તો કોઇના મનમાં કશી શંકા હતી જ નહિ; અને તેથી ઇડા તથા ફૉસ્ટનાં મનો પણ કાંઇ જેવાં તેવાં ઉદ્વિગ્ન તો નહોતાં જ.

"હાય, મારી ભગિની !" અચાનક ઑટોએ પોતાના અશ્રુભરિત નેત્રોથી ભગિની ઇડાના કલંકિત મુખને નિહાળીને ઉદ્‌ગાર કાઢ્યો અને ત્યારપછી તે પોતાના ભાષણમાં આગળ વધીને કહેવા લાગ્યો કે;–"આ સ્થાનમાં શી ઘટના મારા જોવામાં આવી ? મેં વિટનબર્ગથી વાયના સૂધીનો પ્રવાસ કેવળ મારી ભગિનીના મુખદર્શનની આશાથી જ કર્યો છે. દરિદ્રતા અને અન્ય સંકટોથી પીડાતો, ક્ષુધા તથા પિપાસાના દુઃખને સહન કરતો અને આ ફાટેલાં વસ્ત્રોની સહાયતાથી ભયંકર શીતલતા સાથે યુદ્ધ ચલાવતો કેવળ એ જ આશાથી હું અહીં આવ્યો છું કે, અહીં આવ્યા પછી મારી ભગિનીના આદરસત્કારથી મને પ્રસન્નતાની પ્રાપ્તિ થશે અને તેની પવિત્ર તથા રમણીય મૂર્ત્તિને જોતાં જ મારાં શારીરિક તથા માનસિક કષ્ટોનું સર્વથા નિવારણ થઇ જશે ! કેવળ એ આશાએ જ મને અત્યારસૂધી જીવતો રાખ્યો છે અને નિર્વિઘ્ન આ સ્થાનમાં પહોંચાડી દીધો છે; નહિ તો પ્રવાસનાં કષ્ટો તો અવશ્ય મારા પ્રાણને હરણ કરી લેનારાં જ હતાં ! આહ, ઇડા, માર્ગમાં કોઇ વાર જ્યારે રાત્રિના સમયમાં હું કોઈ કૃષિકારની પર્ણકુટીમાં જઇને રાત વીતાડવાની ઇચ્છા દર્શાવતો હતો, તો મને તે આશ્રય આપવાને બદલે ધક્કા મારીને ત્યાંથી કાઢી મૂકતો હતો. જ્યારે આવા પ્રસંગો આવતા હતા, ત્યારે હું માત્ર એ વિચારથી જ સંતોષ માનતો હતો કે, 'ઇશ્વરની એટલી પણ કૃપા છે કે મારી પ્રિય ભગિની ઇડાને તેણે આવા સંકટમાં નાખી નથી અને તે સર્વ પ્રકારે સુખી છે !' તેમ જ જ્યારે હું ક્ષુધાના કષ્ટને સહી શકતો નહોતો, ત્યારે જંગલમાં બકરાં અને મેંઢાંના યુથોને ચરાવતા કોઇ રબારી પાસે જઇને રોટલાની ભિક્ષા માગતો હતો અને તે રબારી જેવી રીતે એક

કૂતરાને કકડો નાખવામાં આવે છે, તેવી રીતે રોટલાનો જે કકડો મને આપતો હતો તેના આહારથી મારી ક્ષુધાને શમાવીને હું એવા વિચારથી જ મનને વાળતો હતો કે, 'ઇશ્વરની કૃપાથી મારી ભગિની ઇડાને ઘેર રોટલાનો ટોટો નથી અને તેથી તેની પાસે પહોંચ્યા પછી અવશ્ય મારાં કષ્ટોનો અંત આવી જશે !' તે જ પ્રમાણે ક્ષુધાપિપાસાથી પીડિત અવસ્થામાં એ વિચાર પણ મારા મનમાં વારંવાર આવ્યા કરતો હતો કે, 'મારી ભગિની ઇડા મારા એક મહાદયાલુ, પ્રતિષ્ઠિત અને ધનાઢ્ય મિત્રના આશ્રયમાં રહે છે એટલે તે પુરુષ મારી અનાથા ભગિનીની સર્વ પ્રકારે યોગ્ય રક્ષા કરતો જ હશે !' પરંતુ હાય ઇડા, તારા દુશ્ચરિત્રના યોગે મારી તે સર્વ આશાઓપર તેં પાણી ફેરવી દીધું છે અને મારા સર્વ મનોરથોને મૃત્તિકાના ગર્ભમાં શમાવી દીધા છે !!"

"હું અનાથા !" ઑટોના શબ્દોનું અશ્રુપાત સહિત શ્રવણ કરતી ઇડાએ તેના ઉચ્ચારેલા 'અનાથા' શબ્દનો પુનરુચ્ચાર કર્યો અને ત્યારપછી તે આગળ વધીને કહેવા લાગી કેઃ—"મારી માતા અને મારો સહોદર ઉભય આ સંસારમાં અદ્યાપિ વિદ્યમાન હોવા છતાં મને અનાથા કોણ કહી શકે એમ છે વારૂ ? કેવળ પિતાના પરલોકવાસી થવાથી જ આ ઇડા અનાથા થએલી કહેવાય તેમ નથી."

"ઇડા, તારી માતા !" ઑટો અત્યંત દુઃખભરેલા સ્વરથી કહેવા લાગ્યો; "હાય, તારી માતા, કે જે પોતાની દુઃખમય અને દરિદ્રતામય અવસ્થામાં પણ પોતાનાં સંતાનોને કુબેરના ભંડાર સમાન માનતી હતી અને પોતાનાં સંતાનોના સદ્દગુણોને અમૂલ્ય રત્ન કરતાં પણ અધિક મૂલ્યવાન્ ધારતી હતી, તે તારી દીન પરંતુ સુશીલ માતા—"

"બોલ, ઑટો ! બોલ !" ઇડાએ પોતાના સહોદરના નિકટમાં જઇને અને તેના હાથને પોતાના હાથમાં લઇને અત્યંત આતુરતાથી કહેવા માંડયું; "મારા સહોદર, સત્વર કહી દે કે, આપણી વ્હાલી માતાનું શું થયું ?"

"એજ કે, આપણી માતા હવે આ સંસારમાં નથી !" ઑટોએ અશ્રુપાત કરીને ઉત્તર આપ્યું; "અને હું પરમાત્માનો એમાટે ઉપકાર માનું છું કે જે સંસારે આજકાલ તારી નિર્લજ્જતાની વિલાસભૂમિનું સ્વરૂપ ધારી લીધું છે, તે પાપમય સંસારને તે સદાને માટે ત્યાગીને ચાલી ગઇ છે !"

"હાય, મારી માતા, મારી વ્હાલી માતા સ્વર્ગવાસિની થઇ ! અમોને સદાને માટે રોતાં કકળતાં મૂકીને ચાલી ગઇ !!" આવા

નિરાશાજનક ઉદ્‌ગાર કાઢીને ઇડા એક અલ્પવયસ્ક બાલિકા પ્રમાણે ડૂસ્કાં ભરી ભરીને રડવા લાગી; કારણ કે, એ વેળાયે તેના હૃદયમાં શોકનો અસહ્ય આઘાત થએલો હતો. તે પોતાના સહોદર સમક્ષ જાણે તેની ક્ષમા માગતી હોયની તેવી રીતે ગોઠણુભંડીયે પડી ગઈ.

"ઊઠ, ઇડા, ઊઠ; હવે આપણા રોદન અને અશ્રુપાતથી તેમ જ ગોઠણુભંડીયે પડવાથી કશો પણ લાભ થવાનો નથી. જો તારા હૃદયમાં ખરેખર જ ગ્લાનિનો આવિર્ભાવ થતો હોય, તો ઇશ્વરની અભ્યર્થના કર અને તેની પાસેથી પાપની ક્ષમા માગી લે !" એમ કહીને ઑટોએ તેનો હાથ ઝાલીને જમીનપરથી તેને ઉઠાડી અને કોચપર બેસાડી દીધી. એ પછી અત્યંત કર્કશતા અને ક્રોધથી ઑટો ફ્રૅસ્ટને સંબોધીને કહેવા લાગ્યો કે;–"વારૂ ત્યારે હવે મારા મહાશય અથવા તો મારા શ્રીમાન્ ! તમારાં નામ અને પદ બહુ જ મોટાં હોવા છતાં તમારાં કામ કાળાં અને ખોટાં છે એ હું સારી રીતે જાણું છું, છતાં અમુક કારણવશાત્ હું તમને તમારા ગૌરવયુક્ત પદથી સંબોધું છું, એ જરા સારી રીતે ધ્યાનમાં રાખજો. હવે મારૂં જે કાંઇ પણ કાર્ય છે તે કેવળ તમારી સાથે જ છે."

"ઑટો, મારા ભલા મિત્ર, ભૂત કાળની ઘટનામાં હવે આપણાથી કશી પણ સુધારણા કરી શકાય તેમ નથી; થયું ન થયું થાય તેમ નથી જ;" ફ્રૅસ્ટ શાંતિથી ઑટોને ઉદ્દેશીને કહેવા લાગ્યો; "પરંતુ હા, ભવિષ્યમાં થનારી ઘટના અથવા ભૂલને સુધારવાની બાજી આપણા હાથમાં છે ખરી."

"સુધારણા ? આ ભૂલની સુધારણા ?" તરુણ ચિત્રકાર અથવા તો ઈડાના સહોદર ઑટોએ તિરસ્કારપૂર્વક એ શબ્દો ઉચ્ચાર્યા અને ત્યારપછી નાસિકા તથા ભ્રૂને વક્ર કરીને અને ફ્રૅસ્ટને અત્યંત ધિક્કાર ભરેલી દૃષ્ટિથી જોઇને તે કહેવા લાગ્યો કે: "શું તું એક કુમારિકાની પવિત્રતાને એટલી બધી તુચ્છ ધારે છે? અત્યારસૂધીમાં સંસારમાંના સર્વ મનુષ્યોએ મળીને જે સુવર્ણરાશિ એકત્ર કર્યા છે અને જે અદૃશ્ય ધનભંડારો અદ્યાપિ આપણાં ચરણોતળે પૃથ્વીના ગર્ભમાં અજ્ઞાત અવસ્થામાંજ પડી રહ્યા છે, તે સર્વથી પણ એક નિષ્કલંક, પવિત્ર અને નિર્દોષ કુમારિકાના પવિત્ર કૌમારની સમાનતા કરી શકાય એમ છે ખરૂં કે? સંસારના સર્વ મનુષ્યોએ અત્યાર સૂધીમાં અત્યંત પરિશ્રમ કરીને ખાણોમાંથી જે અગાધ રત્નોને બહાર કાઢયાં છે, તે સર્વ રત્નોને બદલામાં આપવાથી પણ એક પવિત્ર કુમારિકાના સ્ત્રીધર્મરૂપ દૈદીપ્યમાન મણિને ખરીદી શકાય એમ છે ખરૂં કે? નહિ, કદાપિ

નહિ! મારા શ્રીમાન્ મહાશય! જ્યાં એક વાર સ્ત્રીની વિશુદ્ધતાનો દીપક બુઝાઇ જાય છે, ત્યાં સ્ત્રીની પવિત્રતાથી પ્રકાશતા સ્થાનમાં મૂલ્યવાન્ મણિ પણ સ્ત્રીની પવિત્રતાના પ્રકાશ સમાન પ્રકાશને વિસ્તારી શકતા નથી! પવિત્રતા વિષેના મારા વિચારો આવા પ્રકારના છે. હું એક દીન, હીન અને સર્વ પ્રકારે કંગાલ મનુષ્ય છું એ વાર્ત્તા સત્ય છે; અને આશા સાથે પણ મારો વૈરભાવ બંધાયલો છે; છતાં મને આવી દુર્દશામાં પણ મારા ચારિત્ર્યની વિશુદ્ધતા જે એક પ્રકારના અલભ્ય અને અલૌકિક આનંદનો સાક્ષાત્કાર કરાવ્યા કરે છે; તે આનંદનો સાક્ષાત્કાર કરાવવાની તારી સમસ્ત સંપત્તિ અને સકળ સત્તામાં લેશ માત્ર પણ શક્તિ નથી, એટલું તો મારે કહેવુંજ જોઇએ. પરંતુ હાય, ચારિત્ર્યની જે વિશુદ્ધતામાટે મારા અંતઃકરણમાં આટલું બધું અભિમાન વસી રહ્યું છે, તે ચારિત્ર્યની વિશુદ્ધતાને ખોઇ નાખીને પોતાની નિર્લજ્જતાને છુપાવવામાટે તારી સાથે શાંત હૃદયથી પ્રપંચ રચતી આ કુલટાએ અમારા શુદ્ધ કુળને કલંકિત કરી નાખ્યું છે અને પોતામાટે મરણ પછી નરકાલયમાં જઇને નિવાસ કરવામાટેનો અધિકાર ખરીદી લીધો છે!"

"ઑટો! તમારા આ શબ્દો અત્યંત નિર્દયતાથી કરાયલા આઘાત સમાન છે!" ફ્રૅસ્ટ કહેવા લાગ્યો; "જો આ વિષયને વિચારના પ્રકાશથી જોશો, તો એમાં તમને કોઇ બીજુંજ રહસ્ય સમાયલું દેખાશે."

"અત્યારે—આજની નિશાના સમયમાં જે કાંઇ પણ દશ્ય મારા જોવા અને જાણવામાં આવ્યું છે અને તેના યોગે મારા હૃદયમાં જે કાંઇ પણ અભિપ્રાય બંધાયો છે, તે મારો અભિપ્રાય મારી મરણઘટિકા પર્યન્ત એવોજ દઢ રહેશે, એવો મારો દઢ નિશ્ચય છે. જે વેળાએ મૌતનો ફિરસ્તો મારા પ્રાણને હરણ કરવાના પોતાના કાર્યમાં રોકાયલો હશે અને મારો આત્મા દારુણ દુઃખમાં આવી પડ્યો હશે, તે વેળાએ પણ અત્યારે મારા જે અભિપ્રાયને હું આ દશ્યના સંબંધમાં વ્યક્ત કરી ચૂક્યો છું તેથી ભિન્ન અન્ય પ્રકારના અભિપ્રાયને મારા હૃદયમાં સ્થાન આપીશ નહિ. મારા મહાશય, હું તમારા આશયને સારી રીતે સમજું છું." આ શબ્દો ઉચ્ચારતાં ઑટોના મુખમંડળમાં ક્રોધાગ્નિની ભયંકર લાલિમા વ્યાપી ગઇ અને તેનાં નેત્રોમાંથી અગ્નિના કણોની વૃષ્ટિ થવા લાગી. તે આગળ વધીને કહેવા લાગ્યો કેઃ—"તમે કદાચિત્ એમ ધારતા હશો કે, તમારા જેવા ધનાઢ્ય જનો પોતાની સંપત્તિના બળથી દીન અને અસહાય જનોની પત્ની, પુત્રી કિંવા ભગિનીઓ સાથે

પોતાની ઇચ્છા પ્રમાણેનો કોઇ પણ પ્રકારનો અયોગ્ય વ્યવહાર કરવાના અધિકારી છે; તમારી કદાચિત્ એવી ધારણા હશે કે, આનન્દવિલાસનો એજ એક સરળ માર્ગ છે; તમારી કદાચિત્ એવી માન્યતા હશે કે, મારી ભગિનીના કૌમારવ્રતનું ખંડન કરવા છતાં તમે તમારા ધનના યોગે મને પ્રસન્ન કરી શકશો અને તમો કદાચિત્ એમજ માની બેઠા હશો કે, કૌમારવ્રતખંડન કિંવા પાતિવ્રત્યહરણ એક એવું કૃત્ય છે કે જેનો બદલો ધન આપવાથી વાળી શકાય છે; પરંતુ જો તમારી એવી માન્યતા કિંવા ધારણા હોય, તો તેને આ ક્ષણેજ તમારા હૃદયમાંથી કાઢી નાખો. જે પિતા, ભ્રાતા અને પતિ તમારા જેવાજ વર્ણસંકર અને નીચ હોય છે, તેઓજ ધનના લોભમાં લપટાઇને પોતાની પુત્રી, ભગિની કિંવા પત્નીની પવિત્રતાને પોતાના હાથેજ નષ્ટ કરાવે છે અને આ લોકમાંજ પોતામાટે શાશ્વત ભાવિ નરકવાસની પ્રચંડ તૈયારીઓ કરી રાખે છે! પરંતુ ઑરેનાના કમીના કાઉન્ટ! આ ઑટો પિયાનલ્લા તેવો વર્ણસંકર નથી! પણ હાય, હવે તારા શિરપર આ ઉપાલંભોનો આઘાત કરવાથી શો લાભ છે? કારણ કે, તેં મારા કુળની પ્રતિષ્ઠાની પાયમાલી તો કરીજ નાખી છે અને તે તારી ભૂલ હોય કે પાપવાસના હોય, છતાં તેમાં હવે સુધારણા થવાનો સંભવ છેજ નહિ! છતાં હું પૂછું છું કે, શું મને આનો યોગ્ય બદલો આપવાની તારી ઇચ્છા છે?"

"હા છે; તને તારી ઇચ્છા પ્રમાણેનો બદલો આપવાને હું તૈયાર છું!" કૉસ્ટે ઉત્તર આપ્યું: "કૃપા કરીને તે બદલાનું નામ મને જણાવી દે."

"તો સાંભળ, આના બદલામાં જે વસ્તુઓ તારી પાસેથી લેવાની મારી ઇચ્છા છે, તે આ પ્રમાણે છે:" એમ કહીને ઑટોએ જણાવ્યું કે: "પ્રથમ તો એક પાત્રમાં મને મદિરા ભરીને લાવી આપ કે જે મદિરાના પાનથી મારા શ્રમનો કાંઇક પરિહાર થાય અને ગએલું બળ પાછું શરીરમાં આવી જાય. એ પછીને માટે એક તલ્વાર પણ મને આપ કે જેથી આપણાથી દ્વંદ્વયુદ્ધ કરી શકાય અને તે દ્વંદ્વયુદ્ધમાં જેના ગળામાં વિજયશ્રી વરમાળા આરોપે તે પોતાના વૈરીના ભયથી સદાને માટે મુક્ત થઇ જાય!"

"અવિચારી યુવક," ફ્રૉસ્ટ ઘૃણાદર્શક હાસ્ય કરીને કહેવા લાગ્યો: "તું મારી પાસેથી શી વસ્તુઓ માગી રહ્યો છે, એનો તેં કાંઇ પણ વિચાર કર્યો છે ખરો કે? જો તું દ્વંદ્વયુદ્ધમાં મારો પ્રતિસ્પર્ધી થઇને આવીશ, તો તારામાં એટલી બધી નિર્બળતા છે કે,

તારા જીવનનો કેવળ મારી દયાપર જ આધાર રહેશે અને તારાપર મેળવેલો વિજય મારામાટે એક અકારણ મનુષ્યહત્યા સમાન જ થઇ પડશે!"

"યુદ્ધમાં સદા બળવાનનો જ જય થાય છે, એવો કાંઇ નિયમ નથી!" ઑટોએ કહ્યું; "તેં મને મારી ઇચ્છા પ્રમાણેનો બદલો આપવાની પ્રતિજ્ઞા કરેલી છે, તો હવે મારી ઇચ્છા પ્રમાણે વર્ત્તવામાં આનાકાની શામાટે કરે છે વારૂ? શું તારી તે પ્રતિજ્ઞા અસત્ય હતી? હું ધારૂં છું કે, યુદ્ધમાં નિરંતર ધર્માત્માનો જ જય થાય છે, એ તું જાણતો હોવાથીજ મને તલ્વાર આપતાં અચકાય છે; કારણકે, તું પાપાત્મા છે અને પાપાત્મા નિરંતર પરાજયનોજ ભાગી થાય છે!" ઑટોએ આ શબ્દો અત્યંત કટુતાથી અને સાંભળનારની છાતીને ભેદી નાખે તેવા ભાવથી ઉચ્ચાર્યા હતા.

"વારૂ આપણે એમજ માની લઇએ કે, દ્વંદ્વયુદ્ધમાં તારો વિજય થશે અને મારા જીવનનો અંત આવી જશે; તોપણ મારા મરણથી તારી ભગિની ઇડાની શી અવસ્થા થશે, એની તને કાંઇ પણ કલ્પના છે ખરી કે?" ફૅાસ્ટે જાણે તે હાસ્ય જ કરતો હોયની તે પ્રમાણેના ભાવથી આ વચનો ઉચ્ચાર્યાં; "કારણકે, હવે આ સંસારમાં એની સંભાળ લેનાર મારાવિના અન્ય કોઇ પણ નથી."

"હા, તારૂં કથન સત્ય છે; આ વાર્ત્તાને હું તો સર્વથા ભૂલીજ ગયો હતો," ઑટો પોતાના કપાળપર હસ્તનો આઘાત કરીને કહેવા લાગ્યો; "ઓ જૂઠા કાઉન્ટ! જો હું તારો વધ કરી નાખીશ, તો તેથી ખરેખર જે બાળક અત્યારે માતાના ગર્ભમાં છે તે તેના જન્મથી પૂર્વેજ અનાથ, પિતૃહીન અનાથ, થઇ જશે અને બીજો વિચાર કરતાં એમ પણ જણાય છે કે, તારી પાસેથી આવા મહાભયંકર અને અક્ષમ્ય અપરાધનો બદલો લીધા વિનાજ તને જતો કરીશ, તો સંસારના લોકો સદાને માટે મને બાયલો અને હેચકારો કહીને જ બોલાવતા રહેશે!"

ઇડાનાં નેત્રોમાંનાં અશ્રુને સૂકાઇ ગએલાં જોઇને અને તેના શરીરમાં શક્તિનો પુનઃ સંચાર થતો જોઇને ફૅાસ્ટ ઑટોને ઉદ્દેશીને કહેવા લાગ્યો કેઃ—"ઑટો, સાંભળ, જો તારી ઇચ્છા હોય તો તારી ભગિનીના જીવનનિર્વાહમાટેની હું મારી શક્તિના પ્રમાણમાં ઘણીજ સારી વ્યવસ્થા કરી શકું એમ છે તેમજ એના સંતાનમાટેની પણ યોગ્ય વ્યવસ્થા કરી શકાશે. આ વ્યવસ્થા તું કહે તે પ્રમાણે કરી આપવાને હું તૈયાર છું."

આનું ઑઆટોએ તત્કાળ કાંઈ પણ ઉત્તર ન આપ્યું; કારણ કે, ફ્રૉસ્ટનાં આ વચનો સાંભળીને તે કોઇ એક ગંભીર વિચારમાં પડી ગયો હતો. અર્થાત્ કેટલાક સમય પર્યન્ત વિચારમાં નિમગ્ન રહ્યા પછી તેણે મસ્તકને ઉન્નત કરીને અને ફ્રૉસ્ટને ઉદ્દેશીને પ્રશ્ન કર્યો કે;–" ત્યારે તું મારી આજ્ઞા પ્રમાણેની સર્વ વ્યવસ્થા કરી આપીશ ?"

" કોઇ પણ પ્રકારના સંકોચવિના." ફ્રૉસ્ટે ઉત્તર આપ્યું.

" જો એમજ હોય, તો હું લખાવું તેવા પ્રકારનો એક દસ્તાવેજ લખી આપ;" ઑઆટોએ કહ્યું; " લેખનસામગ્રી તારી પાસે તારા ટેબલપર તૈયાર પડેલી છે, એટલે વિલંબ થવો ન જોઇએ."

આ વિવાદનો કોઇ પણ પ્રકારના વિશેષ વિગ્રહ અને ઉપદ્રવ વિના જ અંત આવી જાય તો સારૂં, એવીજ ફ્રૉસ્ટની ઇચ્છા હોવાથી અને તેનાં, કદાચિત્ આ વિષય થેરેસાના જાણવામાં આવી જશે, તો તેના મનની કોણ જાણે શી અવસ્થા થશે; તેમજ જો દ્વંદ્વયુદ્ધમાં ઑઆટો તેના હાથે માર્યો જાય, તો તેથી તેની ભગિની ઇડા માનસિક આઘાતના યોગે જીવિત છતાં મૃત સમાન બની જશે; એ પ્રમાણેનાં કેટલાંક પ્રબળ કારણો હોવાથી તે કોઇ પણ પ્રકારની આનાકાની વગર ટેબલપર બેસી ગયો અને ઑઆટોની ઇચ્છા પ્રમાણેનો દસ્તાવેજ લખી આપવાને તૈયાર થયો. ઑઆટો જરા આગળ વધ્યો અને તે જે કાંઇ પણ લખે તે પોતાના વાંચવામાં આવી શકે એટલામાટે તેના સ્કંધ-ભાગપર જરાક ઝુકીને ઊભો રહ્યો. ત્યારપછી તેણે નીચે પ્રમાણે લખાવવાનો આરંભ કર્યો:—

" હું એ વાર્તાને સ્વીકારૂં છું કે, મારા મનની દુર્બળતાના યોગે હું એક મહાભયંકર પાપનો ભાગી થયો છું, અર્થાત્ ઇડાના ગર્ભમાં જે બાળક છે તે મારા સંબંધનુંજ પરિણામ છે, હું જ તેનો પિતા છું અને તેટલામાટે હું આ વસીયતનામું કરી આપું છું કે, હું પ્રતિવર્ષ એક સહસ્ર સુવર્ણમુદ્રા........"

"એક હજાર નહિ, પણ અહીં દશહજાર સુવર્ણ મુદ્રાનો આંકડો નાખવાની મારી ઇચ્છા છે!" ફ્રૉસ્ટે વચ્ચે અટકીને પોતાની ઇચ્છા પ્રકટ કરી.

" નહિ;" ઑઆટોએ તેની ઇચ્છાનો અસ્વીકાર કરતાં કહ્યું; " મારી ભગિની તારા ધનથી ધનાઢ્ય થવા ઇચ્છતી નથી; કિંતુ પોતાના બાળકના લાલનપાલન અને શિક્ષણમાટે જ કેવળ તે સમય પર્યન્ત તારી પાસેથી આ ધન લેવા ઇચ્છે છે કે જ્યાં સુધી તે બાળક —જો તે પુત્ર હોય અને ઇશ્વરની કૃપાથી જીવતો રહીને–યોગ્ય વયમાં

આવીને પોતાની માતાના નિર્વાહના ભારને પોતાના શિરપર ઉપાડવાને સમર્થ થાય ! વારૂ ત્યારે આગળ લખવા માંડ;—"

"હું ઈડાને તેના જીવનનિર્વાહ તથા તેના બાળકના શિક્ષણ આદિના વ્યયમાટે આપતો રહીશ. તેમજ મારા મરણ પશ્ચાત્ મારી સંપત્તિનો જે કોઇ પણ ઉત્તરાધિકારી થાય, તેને પણ મારી એજ આજ્ઞા છે કે, આ વસીયતનામાનો તેણે અનાદર ન કરવો અને ઇડાને પ્રતિવર્ષ એક સહસ્ર સુવર્ણ મુદ્રા યથાનિયમ આપ્યા કરવી !"

"વિશેષ કાંઇ લખાવવું છે ?" ફ્રૅંકે કાંઇક અધીરતાથી પૂછ્યું.

"બસ; મારી ઇચ્છા આટલું લખાવવાની જ હતી. વારૂ ત્યારે હવે આ દસ્તાવેજપર સત્વર હસ્તાક્ષર કરી નાખ !" ઑટોએ કહ્યું.

ઑરેનાના કાઉન્ટે અત્યંત શીઘ્રતાથી તે દસ્તાવેજપર પોતાના હસ્તાક્ષર કરી આપ્યા અને ત્યારપછી ઑટોએ તેમાં એક સાક્ષી તરીકે પોતાની સહી કરી, તે દસ્તાવેજને સંભાળથી લપેટી પોતાની ભગિનીના હાથમાં આપીને કહ્યું કે;—"ઇડા, આ દસ્તાવેજને તું પ્રાણ પ્રમાણે સંભાળીને તારી પાસે રાખી મૂકજે; કારણ કે, તું કદાચિત્ એ નહિ જાણતી હોય, કે તારી ધારણા કરતાં પણ બહુ જ સત્વર બહુધા એવો પ્રસંગ આવી લાગશે કે, જે વેળાયે કેવળ આ દસ્તાવેજ વિના તારી પાસે તારા જીવનનિર્વાહનું બીજું કોઇપણ સાધન હશે નહિ."

"તારા આ રહસ્યમય શબ્દોનું તાત્પર્ય શું છે, તે હું સમજી શકતી નથી !" ઇડાએ તે દસ્તાવેજને પોતાના વસ્ત્રના અંદરના ભાગમાં મૂકતાં એ વાક્ય ઉચ્ચાર્યું.

"એ શબ્દોનું તાત્પર્ય એટલું જ છે કે, શ્રીમાન્ કાઉન્ટ, મને આશા છે કે, પોતાની પ્રતિજ્ઞાનું પાલન કરીને એક પળમાત્રના પણ વિલંબ વિના મને મદિરાથી ભરેલું એક પાત્ર અને એક તલ્વાર આપવાની ઉદારતા અવસ્ય બતાવશે જ !" ઑટોએ અત્યંત ગંભીરતાથી કહ્યું.

"મારા પ્રિય સહોદર, મારા કારણથી તારા જીવનને હવે નવીન આપત્તિમાં નાખવાની કશી પણ આવસ્યકતા નથી." ઇડાએ પોતાના બંધુને હાથ જોડીને પ્રાર્થનાના રૂપમાં કહ્યું; "મારા જેવી એક અધમ ભગિનીના કારણથી તારા જેવા એક પવિત્ર બંધુના જીવનની હાનિ થાય, એ કોઇ પણ પ્રકારે યોગ્ય કિંવા ઉચિત કહેવાય તેમ નથી જ." જો કે તરુણી ઇડાનું હૃદય અત્યંત કઠિન અને દૃઢ હતું, તોપણ જે સ્વાભાવિક મમતા કિંવા બંધુપ્રેમને જંગલી મનુષ્યો પણ પોતાના

હૃદયમાંથી સર્વથા બહિષ્કૃત નથી કરી શકતાં અને રક્તના જે બંધનને અત્યંત લાગણી વગરના અને હૃદયશૂન્ય જીવો પણ સર્વથા તોડી નથી શકતા, તે મમતા તથા બંધુપ્રીતિએ અત્યારે ઝાડાના પાષાણુ સમાન હૃદયને પણ નવનીત સમાન મૃદુ બનાવી દીધું હતું અને તેથી જ તેના મુખમાંથી આવા નમ્રતાદર્શક શબ્દો પોતાની મેળે જ બહાર નીકળી પડ્યા હતા.

પરંતુ ઑટોને તેનું એ વર્તન અયોગ્ય લાગવાથી તેના એ શબ્દોની અવહેલના કરતો તે કહેવા લાગ્યો કે;–"મારા જે કાર્યનો મારા કુળની પ્રતિષ્ઠાના રક્ષણ સાથે સંબંધ રહેલો છે, તે મારા કાર્યમાં તને બાધા નાખવાનો કશો પણ અધિકાર નથી; માટે તું મૌનનું અવલંબન કરી લે અને મારા માર્ગ વચ્ચેથી હટીને દૂર થઇ જા!" એ પછી તેણે ફ્રૉસ્ટને ઉદ્દેશીને કહ્યું કે;–"તો હવે તું મને તારી પ્રતિજ્ઞા પ્રમાણે તલ્વાર આપીશ કે મારે અનુચિત વાક્યોથી તારા હૃદયમાં ક્રોધના અગ્નિને ઉત્પન્ન કરીને જ કૃપાણની પ્રાપ્તિ કરવી પડશે?"

"નહિ, તારી એ ઇચ્છા કદાપિ પૂર્ણ થવાની નથી; મને તું મારી શકવાનો નથી; કારણ કે, જેવી એક રાક્ષસ સમક્ષ એક બાળકની સ્થિતિ હોય છે, તેવી જ મારા સમક્ષ તારી અવસ્થા છે. અવિચારિ મનુષ્ય, હજી પણ વિચાર કર અને જાણી જોઇને મૃત્યુના મુખમાં દોડવાની ચેષ્ટાને ત્યાગી દે!" ફ્રૉસ્ટ પણ હવે શાંતિને ધારી શક્યો નહિ અને તેથી આ વાક્યો તેણે ક્રોધના આવેશથી જ ઉચ્ચાર્યાં.

"તું નિશ્ચય રાખજે કે, તારી આ ખોટી ધમકીઓનું મારા અંતઃકરણમાં કાંઇ પણ પરિણામ થાય તેમ નથી." ઑટોએ તિરસ્કારદર્શક ભાવથી કહ્યું.

"જ્યારે તારી એવીજ ઇચ્છા છે.તો ભલે તારી ઇચ્છા પ્રમાણેજ થવા દે;" ફ્રૉસ્ટે છેવટે એક પ્રકારના નિશ્ચયપર આવીને જણાવ્યું; "નીચેના ઓરડામાંના એક કબાટમાં નાના પ્રકારની મદિરાઓના શીશા પડેલા છે અને ત્યાં જ દીવાલોપર મિલનના ફૌલાદનાં ઉત્તમોત્તમ અનેક શસ્ત્રાસ્ત્રો પણ ટાંગેલાં છે. આજે તારા જીવનનો અંતિમ દિવસ હોવાથી તારાથી પીવાય તેટલી મદિરા પી લે અને તને જે ગમે તે શસ્ત્ર પણ લઇ લે; પરંતુ સ્મરણમાં રાખજે કે, તે શસ્ત્ર આજના દ્વંદ્વયુદ્ધમાં તને કોઇ પણ પ્રકારે બચાવી શકે તેમ નથી. એ પછી જો દ્વંદ્વયુદ્ધમાટેનો તારો દૃઢ નિશ્ચય થએલો હોય, તો નિશાકાલીન ભયંકર અંધકાર અને નિઃસ્તબ્ધતામાં જ્યાં તારી ઇચ્છા હોય ત્યાં હું તારી સાથે ચાલવાને અને તલ્વારના બે હાથ કરવાને તૈયાર છું; કારણ કે, જ્યાં કોઈ પણ

આપણા કાર્યમાં બાધા નાખનાર ન હોય, તેવા કોઇ એકાન્ત સ્થાનની જ આ યુદ્ધમાટે યોજના થવી જોઇએ; આ સ્થાન એ કાર્યને માટે સર્વથા અયોગ્ય છે.”

“બહુ સારૂં; તું કહે છે તે પ્રમાણેની જ વ્યવસ્થા થશે;” એ પ્રમાણેનું ફ્રૂસ્ટને ઉત્તર આપીને ઑટો પોતાની ભગિનીને સંબોધીને કહેવા લાગ્યો કે;–“ઇડા, પ્રણામ; હવે હું તારી પાસેથી વિદાય થાઉં છું. આ દ્વંદ્વયુદ્ધનું ગમે તે પરિણામ આવશે, તોપણ તું હવે પુનઃ મારા મુખને જોવાની નથી; કારણ કે, આ દ્વંદ્વયુદ્ધમાં મારો વિજય થશે અને હું જીવતો રહીશ, તોપણ પાછો તારી પાસે ન આવતાં દૂરના કોઇ અન્ય સ્થાનમાં જઇને રહીશ અને ત્યાં મારા જે નામને તેં કલંક લગાડયો છે તે કલંકિત નામને બીજા કોઇ નવીન નામવડે આચ્છાદિત કરી નાખીશ. ઈડા, તારી માતાએ તેના મરણસમયે તને આશીર્વાદ આપેલો છે! એટલામાટે તને અપરાધની ગર્ત્તામાં પડતી બચાવનાર તારી માતાના તે આશીર્વાદરૂપ ભંડારને તારા હૃદયમંજૂષમાં સંભાળી રાખજે અને તેનાં સચ્ચરિત્રોની મૂર્ત્તિને તારાં હૃદયનેત્રો સમક્ષ નિરંતર અવિચલ રહેવા દેજે કે જેથી તારા હવે પછીના જીવનનું કલ્યાણ થાય! પ્રણામ, ઈડા, હવે સદાને માટે પ્રણામ!!”

ભગિનીને એ પ્રમાણેનો ઉપદેશ આપીને અને તેના ભ્રૂભાગને પોતાના ચુંબનથી આર્દ્ર કરીને ઑટો પાછો ફ્રૂસ્ટને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે;—“ફ્રૂસ્ટ, હવે હું તારી સાથે ચાલવાને તૈયાર છું.” આ શબ્દો ઉચ્ચારતાંની સાથે જ તે દ્વારપ્રતિ વળ્યો. પરંતુ ઇડા તેની પાછળ દોડીને તેને કહેવા લાગી કે;—“મારા પ્રિય સહોદર! હું તને વારંવાર વિનવી વિનવીને કહું છું કે, દ્વંદ્વયુદ્ધમાટેના તારા આ હઠને તું ત્યાગી દે. જેની વિરુદ્ધ શસ્ત્રને હસ્તમાં ઉપાડવાને તું તૈયાર થયો છે, તેના બળને તું જાણતો નથી; કારણકે, તું પિ—”

ઈડા આગળ બોલવા જતી હતી એટલામાં ફ્રૂસ્ટે અત્યંત બળપૂર્વક તેના હાથને પકડી લીધો અને તેને પાછી હટાવીને અત્યંત મંદ સ્વરથી તેનાં શ્રવણોમાં કહ્યું કે;—“ઇડા, શું તારી પ્રતિજ્ઞાનું તને આટલીવારમાં જ સર્વથા વિસ્મરણ થઇ ગયું કે? શું તું અત્યારે મારી સાથે વિશ્વાસઘાત કરવા માગે છે? બોલ, તારો શો વિચાર છે?”

ફ્રૂસ્ટનાં આ વચનો સાંભળતાંજ ઈડા પાછી શુદ્ધિમાં આવી ગઈ, એટલું જ નહિ પણ સર્વથા શાંત અને વેગહીન થઇ ગઇ. ફ્રૂસ્ટનાં વચનોએ જે ભયંકર દૃશ્યને તેનાં હૃદયનેત્રો સમક્ષ નવીન-

તાથી ઉપસ્થિત કરી દીધું હતું, તેના યોગે તેની જિહ્વાને એકદમ તાળું વસાઇ ગયું અને તે બોલતી અટકી ગઇ. તે હવે ફ્રૉસ્ટને પ્રાર્થના કરતી કહેવા લાગી કે;–" પરંતુ તમે મારા બંધુને બચાવજો, તેના જીવનની રક્ષા કરજો ! " આ શબ્દો ફ્રૉસ્ટના કાનમાં લાગીને તેણે એટલા બધા ધીમા સ્વરથી ઉચ્ચાર્યા કે તે ઑટોના સાંભળવામાં આવીજ ન શક્યા. એ વેળાએ ઑટો દ્વારના ઊંબરામાંજ ઉભો હતો અને નીચે ઉતરવાની તૈયારીમાં હતો. ફ્રૉસ્ટે પણ ઇડાને તેવાજ મંદસ્વરથી આશ્વાસન આપીને કહ્યું કે;–" એ વિશેની તારે લેશ માત્ર પણ ભીતિ ન રાખવી અને હું પાછો આવું ત્યાં સૂધી તું અહીંજ રહેજે; અન્યત્ર ક્યાંય જઇશ નહિ." આ પ્રમાણે કહીને ફ્રૉસ્ટ પણ ઑટોની પાછળ ચાલતો થઇ ગયો.

તેમના જવા પછી ઇડા કોચપર પડી ગઇ અને પોતાના બન્ને હાથોવડે પોતાના મુખને ઢાંકીને કહેવા લાગી કે; " મારી માતા સદાને માટે આ સંસારને ત્યાગી ગઇ છે; અને મારા સહોદરની પણ કોણ જાણે શી દશા થવાની છે ! "

પરંતુ એ તો અત્યારપૂર્વે જ વાંચકોના જાણવામાં આવી ચૂકયું છે કે, ઇડા એક એવા પ્રકારની દૃઢહૃદયા અબળા હતી કે જે અત્યંત દારુણ દુઃખ અને મહાભયાનક મર્મવેદનાને અપૂર્વ શાંતિથી સહન કરવાનું સામર્થ્ય ધરાવતી હતી અને વળી આજકાલ નિર્લજ્જતાએ તો તેના સાહસ તથા તેની સહિષ્ણુતામાં અતિશય વૃદ્ધિ કરેલી હોવાથી તત્કાળ તેના એ શોકનો લોપ થઇ ગયો. બેચાર ક્ષણમાં જ તે કોચપરથી ઊઠી અને તેણે આંસુઓને લૂછી નાખ્યાં. ત્યારપછી તેણે ફ્રૉસ્ટના કરી આપેલા દસ્તાવેજને વસ્ત્રરૂપ મંજૂષામાંથી બહાર કાઢીને તેમાંના એક એક અક્ષરને ધ્યાનપૂર્વક વાંચવાના વ્યવસાયનો આરંભ કરી દીધો. તે દસ્તાવેજનું સંપૂર્ણ વાંચન કરી લીધા પછી તે મનોગત કહેવા લાગી કે;–" આ દસ્તાવેજમાં મારા ગર્ભમાંના બાળકનો પિતા તે પોતે જ છે; એ વાર્ત્તાનો ફ્રૉસ્ટે ખુલ્લીરીતે સ્વીકાર કરેલો છે અને એ કારણથી આ દસ્તાવેજ અવશ્ય કોઇ પ્રસંગે મને અત્યંત ઉપયોગી થઇ પડશે, એમાં તો લેશ માત્ર પણ સંશય નથી. પરંતુ એ પ્રસંગ હજી છેટો છે; પણ નહિ; ફ્રૉસ્ટ પૂરેપૂરો મારી સત્તામાં આવી જશે, અને તે વેળાયે—" તે બોલતી અટકી ગઇ અને આનંદદર્શક મંદહાસ્ય કરવા લાગી. એ વેળાયે તેના હૃદયમાં જાગ્રત થએલી સાંસારિક સુખોની લાલસા અને મહત્ત્વાકાંક્ષાએ તેની માતાના મરણસમાચાર તથા તેના સહોદરના ભાવિ સંકટવિશેના વિચારથી ઉદ્ભ-

વેલા શોક તથા ખેદનું તેને વિસ્મરણ કરાવી દીધું. તે પોતાના મનોગત ભાષણને પુનઃ આગળ લંબાવતી કહેવા લાગી કેઃ–"ફ્રૉસ્ટ, મારો તારામાં અંતઃકરણપૂર્વક અનુરાગ છે; પરંતુ તારા જેવા એક પ્રબળ શસ્ત્રદ્વારા મારે ઉચ્ચ પદાધિકાર અને અતુલ ધનભંડારની પ્રાપ્તિ તો કરવીજ જોઇએ! આહ–અત્યારનો સમય કેટલો કંટાળા ભરેલો વીતે છે!" તે કિંચિત્ અટકીને પાછી બોલી કે;–"અવશ્ય અત્યારપૂર્વે તો તેમના દ્વંદ્વયુદ્ધનો અંત આવી જ ગયો હશે! ફ્રૉસ્ટનો કોઇ પણ પ્રકારે પરાજય થઇ શકે તેમ છે જ નહિ; કારણ કે, તેની ભયાનક પિશાચશક્તિ તેની રક્ષા કરવાને સંપૂર્ણ સમર્થ છે; પરંતુ મારો સહોદર–ઑટો!—પણ નહિ–ફ્રૉસ્ટે તેના જીવનની રક્ષા કરવામાટેનું મને વચન આપેલું છે અને તેથી તે અવશ્ય મારા સહોદરના પ્રાણની રક્ષા કરશે જ!" આ પ્રમાણે બોલીને તે બારીમાં જઇને ઊભી રહી, અને અંધકારમાં પહોંચાડી શકાય ત્યાં સુધી બાહ્ય ભાગમાં પોતાની દૃષ્ટિને પહોંચાડવા લાગી. ત્યાં ઊભી ઊભી વળી પાછી તે આત્મગત કહેવા લાગી કે;—

"થેરેસા તો એમજ માનતી હશે કે, તેના સ્વામીને કોઇ આવશ્યકીય કાર્યમાટે વાયનામાં જવું પડ્યું છે અને એ માન્યતાથી તે એકલી જ આર્કડ્યુક અને આર્કડચેસ્‌–લિયોપોલ્ડ અને મેરિયા–ના આદરસત્કારના કાર્યમાં નિમગ્ન થએલી છે. અને પેલી કાલની જન્મેલી મારા ગોંઠણ જેવડી છોકરી મેરિયા લિયોપોલ્ડ જેવા એક આર્કડ્યૂકના પ્રેમને મેળવવાના કાર્યમાં વિજયિની થશે, એવી સ્વપ્નમાં પણ કોઇની ધારણા હતી કે? નહિ જ; છતાં તે અત્યારે આર્કડચેસ્‌ના બહુમાનયુક્ત પદને મેળવવાના ભાગ્યને પ્રાપ્ત કરી શકી છે, એની તો કોઇથી પણ ના પાડી શકાય તેમ નથી જ. અશક્ય ઘટના શક્ય થઇ છે અથવા તો નેવનાં પાણી મોભે ચઢ્યાં છે, એમજ કહી શકાય! અને મેરિયાના એ વિજય તથા ભાગ્યોદયના યોગે મારા હૃદયમાં જે ઇર્ષા તેમજ પ્રતિસ્પર્ધાનો ઉદય થયો છે, તે ઇર્ષાએ જ મારા હૃદયમાં મધ્યનિશાના ભયંકર સમયમાં સેંટસ્ટીફન્ દેવાલયના દ્વારમાં જઇને ઉપસ્થિત થવાનું સાહસ અર્પ્યું હતું; કારણકે, ફ્રૉસ્ટના હૃદયમાં અવશ્ય કોઇપણ ગુપ્ત ભેદ છુપાયલો છે, એવી મારા મનમાં પ્રથમથી જ શંકા હતી અને તે ભેદને જાણવામાટેની મારી આતુરતાયુક્ત આકાંક્ષા સર્વથા અનિવાર્ય જ થએલી હતી. કેમકે, એ તો મારો નિશ્ચય જ હતો કે, જો ફ્રૉસ્ટનો તે ગુપ્ત ભેદ મારા જાણવામાં આવી જશે, તો ફ્રૉસ્ટ અવશ્ય મારો આજ્ઞાધીન દાસ થઇ જશે અને તેમ થશે એટલે પછી મારા ભાગ્યોદયમાં

એક નિમેષ માત્રનો પણ વિલંબ થાય તેમ નથી !" વળી તેના વિચારની દિશા બદલાઇ અને તે અન્ય પ્રકારના ઉદ્‌ગાર કાઢતી કહેવા લાગી કે;—"સમય વીતતો જાય છે, છતાં હજી ફ્રૉસ્ટ આવતો કેમ નથી દેખાતો વારૂ ? એક ક્ષણ માત્રને માટે મારી માતાના મરણ-સમાચાર અને મારા સહોદરના સંકટના વિચારે મારા ચિત્તને ચળાવી દીધું હતું; પરન્તુ મારા ચિત્તની તે સ્થિતિ ક્ષણ માત્રની જ હતી; હવે તે સમય વીતી ગયો છે અને તે નિર્બળતાનો મારા હૃદયમાંથી લોપ થયો છે; હવે આ ઈડા પાછી પોતાની મહત્ત્વાકાંક્ષાનાં સ્વપ્નોને નિહાળી રહી છે !"

એ વેળાયે ત્યાંથી ઑટો તથા ફ્રૉસ્ટના પ્રયાણને લગભગ એક કલાક જેટલો સમય વીતી ગયો હતો. ઇડા ઉપર્યુક્ત મનોરાજ્યમાં વિહાર કરતી અને નાનાપ્રકારની આનંદદાયિની કલ્પનાઓ કરતી ઊભી હતી, એટલામાં નિઃસરણીપર કોઇના ચઢવાથી થએલો પદધ્વનિ તેના સાંભળવામાં આવ્યો અને ત્યારપછી તરત જ તેણે ફ્રૉસ્ટને પોતાસમક્ષ ઊભેલો જોયો. તેને જોતાં જ ઇડા પ્રસન્નતાથી તેની સ્હામે જવાને દોડી અને આતુરતાથી પૂછવા લાગી કે;–"તમે મારા સહોદરના જીવનની રક્ષા કરી કે નહિ ?"

"હા, કેવળ તારા કારણથી જ મેં તેના જીવનની રક્ષા કરી છે; તેને જીવતો જવા દીધો છે;" ફ્રૉસ્ટે ઉત્તર આપ્યું; "પરંતુ મારી તલ્વાર જે વેળાયે તેના ગળાપર જઈ બેઠી હતી, તે વેળાયે મેં તેની પાસેથી એવી પ્રતિજ્ઞા કરાવી લીધી છે કે, તેણે આ સ્થાનમાં હવે પછી કદાપિ આવવું નહિ અને આપણા સુખમાં બાધા નાખવાનો લેશ માત્ર પણ પ્રયત્ન કરવો નહિ."

"ત્યારે તો મારે એટલું કહેવું જોઇએ કે, તમે અત્યંત બુદ્ધિયુક્ત વર્ત્તન કર્યું છે;" ઇડા તેની પ્રશંસા કરતી કહેવા લાગી; "કારણકે, મારો સહોદર વચનશીલ હોવાથી અવશ્ય પોતાના વચનનું પાલન કરશે અને હવે પછી આપણા સુખમાર્ગમાં કંટક થવામાટે કદાપિ અહીં આવશે નહિ."

"પણ હવે આપણે મહાલય પ્રતિ પાછાં ફરવું જોઈએ," ફ્રૉસ્ટ કહેવા લાગ્યો; "તું અહીંથી સીધી તારા ઓરડામાં ચાલી જા અને હું વક્ર માર્ગે જઈને સિંહદ્વારમાંથી જ મહાલયમાં જવામાટે પ્રવેશ કરીશ. પ્રિયતમે, આવતી કાલે સંધ્યાસમયે આપણે પાછાં આ મંડપગૃહમાંજ મળીશું અને આજે તારા સહોદરના અચાનક આગમનથી

આપણી જે યોજના અપૂર્ણ અવસ્થામાં જ રહી ગઇ છે, તે યોજનાને આવતી કાલે પૂર્ણ કરી નાખીશું."

"જેવી હૃદયેશ્વરની ઇચ્છા!" એમ કહીને ઈડાએ પોતાના પ્રેમીને આલિંગન આપ્યું અને ત્યારપછી પોતાના ઝભ્ભાને શરીરપર વીંટાળીને મહાલયમાં જવામાટે તે ત્યાંથી પ્રયાણ કરી ગઈ. ફૌસ્ટ બેચાર મિનિટ ત્યાંજ બેસી રહ્યો અને ત્યારપછી એક બીજા માર્ગે પ્રાસાદમાં જવાને ચાલતો થયો.

---

# પ્રકરણ ૨૨ મું

## દોલામન્દિર

પુનઃ ઋતુરાજ વસંતનું આગમન થયું હતું અને તેણે પૃથ્વીસુંદરીને પુષ્પોવડે તથા વૃક્ષોને હરિતતાવડે આચ્છાદિત કરી દીધાં હતાં. એક સંધ્યાના સમયમાં પુનઃ તેજ મંડપમાં ફૌસ્ટ અને ઈડા વાર્તાલાપમાં વિલીન થએલાં દેખાતાં હતાં. અસ્તંગત થતા સૂર્યનાં કિરણો કાચનાં દ્વારોમાંથી મંડપગૃહમાં પ્રવેશ કરીને ત્યાં બેઠેલા એ અપરાધિયુગ્મપર પડી રહ્યાં હતાં. તેમની સ્હામેના ટેબલપર ભિન્નભિન્ન પ્રકારની મદિરાની સુરાહીઓ અને નાનાપ્રકારના મેવાથી ભરેલી રકાબીઓ ગોઠવીને રાખવામાં આવી હતી; અને એ ફળોમાં જે સ્થાનમાં ફૌસ્ટ તથા તેની પાપીયસી સંગિની ઇડાની વિકારમયી દૃષ્ટિનું પ્રથમ સંમેલન થયું હતું, તે નારંગવાટિકા નામક સ્થાનમાં ઉત્પન્ન થએલાં ફળો પણ હતાં.

"ઈડા, અત્યારસુધીની તો આપણી સર્વ યોજનાઓ વિજયપૂર્વક પાર પડી ગઇ છે;" ફૌસ્ટે ઇડાને ઉદ્દેશીને કહ્યું; "થેરેસાનો તો અત્યારપૂર્વેજ આર્કડ્યૂકના મહાલયમાં નિવાસ થઇ ચૂકયો છે, એટલે જો ભયનો સમય પ્રાપ્ત થશે, તો તેને આર્કડ્યૂકના વૈદ્યરાજની સહાયતાનો તત્કાલ લાભ મળી શકશે. વળી તે વૈદ્યરાજ પણ મારી સાથે મળી ગએલો છે. એ બે ગર્ભવતી અબળાઓની અત્યારે જેવી અવસ્થા જોવામાં આવે છે, તેથી સ્પષ્ટ અનુમાન કરી શકાય છે, કે એ બન્ને અબળાઓ એકજ સમયમાં બાળકોને જન્મ આપશે, અર્થાત્ થોડા દિવસનો કાળ આ સર્વ ચિંતાનો નિર્ણય કરી નાખશે. મેં તને પ્રથમથીજ નિશ્ચયપૂર્વક નહોતું જણાવ્યું કે, એ વૃદ્ધ વૈદ્યરાજ અને

દાઇ બન્નેને આપણા હાથમાં કરી લેવાં, એ કાંઈ મોટી વાત નથી ? અને અત્યારે મેં મારા તે વચનને સત્ય સિદ્ધ કરી બતાવ્યું છે."

"અને મેં પણ આપના કથન વિશે કશી શંકા દર્શાવી જ નહોતી;" ઈડાએ ઉત્તર આપ્યું; "પ્રિયતમ, આપની પાસે દ્રવ્યનો એટલો તો વિપુલ ભંડાર છે કે, જો ઇચ્છા હોય તો આપ સમ્રાટ મૅક્સિમિલિયનના રાજમુકુટ સહિત સમસ્ત જર્મનીને પણ ખરીદી શકો તેમ છે. પરંતુ મારા હૃદયેશ્વર! હવે આપણે અહીંજ આપણા સમયને નષ્ટ કરવો જોઇતો નથી; કારણકે, એનું તો આપને સ્મરણ હોવું જ જોઇએ કે, આવતી કાલે ઉષઃકાળમાં જ મારે આપનાં પ્રાણેશ્વરીનાં આભૂષણોની મંજૂષા તથા અન્યાન્ય વસ્તુઓને લઇને આર્કડયૂકના મહાલયમાં જવાનું છે."

"વારૂ ત્યારે ઇડા, અત્યારસૂધીમાં મેં તને જે કાંઇ પણ કહેલું છે, તેને સારીરીતે સ્મરણમાં રાખજે અને તેમાંના એક અક્ષર માત્રનું પણ વિસ્મરણ થવા દઇશ નહિ; કારણકે, જો ભાગ્યની પ્રબળતાથી સર્વ ઘટનાઓ મારી ધારણા પ્રમાણેજ થતી જાય, તો તેના અંતિમ પરિણામનો સર્વ આધાર કેવળ તારા સાહસ અને તારી કૃપાપરજ રહેલો છે, એનું તને પુનઃ સ્મરણ કરાવવાની આવશ્યકતા તો નથી જ." ફૌસ્ટે ભલામણ કરી.

"એ વિશેની હવે આપ લેશમાત્ર પણ ચિંતા રાખશો નહિ;" ઇડાએ આશ્વાસન આપ્યું; "પરંતુ જાતિનો ભેદ, એટલે કે, કોણ બાળક છે અને કોણ બાલિકા છે, એ......"

"એની સાથે તારો કશો પણ સંબંધ નથી;" ફૌસ્ટે તેને વચ્ચેજ બોલતી અટકાવીને કહેવા માંડ્યું; "કારણ કે, એમાટેની વ્યવસ્થા મેં પ્રથમથીજ કરી રાખી છે. વૃદ્ધ વૈદ્યરાજ એ કાર્યને સારી રીતે સમાપ્ત કરી નાખશે. તારે કેવળ તારા પોતાના કાર્યની જ ચિંતા રાખવાની છે."

"પ્રિયતમ ફૌસ્ટ, હજી પણ એક પ્રશ્ન પૂછવાની મારી ઇચ્છા છે;" તરુણી ઇડાએ કહ્યું; "અને ત્યારપછી હું મહાલયપ્રતિ જવામાટે પ્રયાણ કરી જઇશ. મારો તે પ્રશ્ન એ છે કે, જે પ્રહરીને દોલામન્દિરના દ્વારાપર રાખવામાં આવશે, તેના વિષયમાં પણ તમે કાંઈ પ્રબંધ કરી રાખ્યો છે ખરો કે?"

"એ વિશે ચિંતા રાખવાની કે વિચાર કરવાની કશી પણ

આવશ્યકતા નથી;" ફૉસ્ટે ઉત્તર આપવા માંડ્યું; "ભલેને ગમે તે પ્રહરીને ત્યાં ઉભો રાખવામાં આવે, તોપણ તેને આપણી સાથે મેળવી લેવાની એટલી બધી કશી પણ અગત્ય છે જ નહિ. શું મેં તને એ નથી જણાવ્યું કે, જો મારી ઇચ્છા હોય, તો હું લોકોની દૃષ્ટિથી અદશ્ય અને અદૃષ્ટ રહી શકું છું; એટલુંજ નહિ, પણ મારી સાથે જે કોઇ પણ અન્ય વ્યક્તિ હોય તેને પણ અદૃશ્ય અવસ્થામાં રાખી શકું છું? શું થેરેસાને પણ એવાજ પ્રકારે હું લિન્સડોર્ફ દુર્ગમાંથી કાઢી નહોતો લાવ્યો? અને શું એજ રીતે હવે હું મારી પ્રિયતમા, તે......"

"બસ, હવે આપનો આશય મારા જાણવામાં આવી ગયો!" ઇડાએ ફૉસ્ટને બોલતો અટકાવીને વચ્ચે જ કહ્યું; "અને તેથી આવો અકારણ પ્રશ્ન પૂછવામાટે હું આપની ક્ષમા માગું છું. આપના વિશેની ચિંતા તથા આતુરતાના યોગેજ આવા પ્રશ્નો મારાથી પૂછાઇ જવાયા છે."

"પ્રાણેશ્વરી, હું એ સર્વ સારી રીતે જાણું છું!" ફૉસ્ટે ઇડાને આલિંગનસુખનો અનુભવ કરાવીને કહ્યું; "પ્રિયતમે, હવે તું કૃપા કરીને અત્યારે મારાથી વિભક્ત થા; આજે પ્રભાતમાં થેરેસાને આપેલા વચનને પાળવામાટે અત્યારે હવે મારે આર્કડ્યૂકના મહાલયમાં જવું જ જોઇએ; અને તેટલામાટે આવતી કાલે ત્યાં આપણો જે મેળાપ થવાનો છે તે પૂર્વે હું તને આજે પાછો મળી શકીશ નહિ."

* * * * *

ફૉસ્ટ તથા ઇડાના એ એકાંત મિલનથી એક સપ્તાહ પછી આર્કડ્યૂક લિયોપોલ્ડના પ્રાસાદમાં વિલક્ષણ કોલાહલ વ્યાપી ગયો. સંધ્યાનું આગમન થઇ ચૂક્યું હતું અને સૂર્યનારાયણના અસ્તાચલગામી થવામાં થોડો જ વિલંબ હતો, એવા સમયમાં એવો વિલક્ષણ યોગ આવીને ઉપસ્થિત થયો હતો કે, આર્કડચેસ્ અને ઑરેનાની કાઉન્ટેસ્ (થેરેસા) એ બન્ને સીમંતિનીઓ એકજ સમયે માતૃપદને પ્રાપ્ત કરવાની તૈયારીમાં હતી. આર્કડ્યૂકનો વૈદ્યરાજ—ડૉકટર—ડોરેન્બર્ગ મેરિયાની સારવારમાટે નિયત થએલો હતો અને મેરિયાનો અત્યારે, જે ઓરડામાં તેના પતિનો જન્મ થયો હતો તેજ ઓરડામાં નિવાસ હતો; તેમજ એ ઓરડા સાથે વિધિમંદિર નામક ઓરડાનો સંબંધ હતો, એ તો વાંચકો જાણેજ છે. એ ઓરડાની બરાબર બીજી બાજૂએ આવેલા બીજા એક વિશાળ ઓરડામાં થેરેસાનો નિવાસ હતો અને થેરેસાની સારવારમાટે જર્મનીના એક પરમવિખ્યાત ડૉકટર લુદ્વજેન નામક

વૈદ્યરાજને નીમવામાં આવ્યો હતો. ઇડા પોતાની સ્વામિનીના નિકટમાં જ હતી અને પ્રત્યેક કાર્ય એવા તો એકધ્યાનથી કરી રહી હતી કે તેના એ કાર્યકૌશલ્યને જોઇને થેરેસાની પ્રસન્નતાનો અવધિ જ થતો હતો; એટલુંજ નહિ, પણ થેરેસાનો ઇડામાં સંપૂર્ણ વિશ્વાસ બંધાઇ ગયો હતો.

ફ્રાસ્ટ તથા આર્કડ્યૂક આ વેળાયે વિશાળ વિધિમંદિરમાં બેઠા હતા અને તેમની પાસે જર્મનીના બે બીજા ઉચ્ચ પદાધિકારીઓ પણ યોગ્ય આસને વિરાજમાન થએલા હતા. આર્કડચેસ્ મેરિયાના ઓરડામાં એક દાઇ હાજર હતી કે જેને બાળકની સેવાશુશ્રૂષાનું કાર્ય સોંપવામાં આવ્યું હતું. તે દાઇ એક વૃદ્ધા સ્ત્રી હતી અને ફ્રાસ્ટે તેને તથા તેની સાથે બન્ને વૈદ્યરાજોને વિપુલ દ્રવ્ય આપીને પોતાના પક્ષમાં કરી લીધાં હતાં. આર્કડ્યૂકે પોતાની ‌કુરસીને તે વિધિમંદિરની એક બારી આગળ ખસેડી અને ફ્રાસ્ટને પણ પોતા પાસે બોલાવીને તેની સાથે નિમ્ન સંભાષણનો આરંભ કરી દીધો.

"મારા પ્રિય મિત્ર, આપણામાટે આ અતિશય આતુરતા તથા ચિંતાનો સમય છે. પરંતુ આ શું-હું આ કેવી અદ્ભુત ઘટનાને નિહાળી રહ્યો છું! હું ભાર મૂકીને કહું છું કે, તમારા શરીરમાં કંપનો આવિર્ભાવ થયો છે અને અવશ્ય તમે રુગ્ણ થએલા દેખાઓ છો; કેમ ખરૂં કે નહિ? આ શાનું પરિણામ છે વારૂ?"

"નહિ, મારા શ્રીમાન્!" ફ્રાસ્ટે ઉત્તર આપ્યું; "એક આકસ્મિક દુઃખ કે જેની મને વારંવાર બાધા થયા કરે છે તેનો કિંચિત્ આઘાત થયો હતો અને તેથી મારા મસ્તિષ્કમાં ભ્રમણ થયા કરતું હતું; પરંતુ હવે તે દુઃખ ચાલ્યું ગયું છે. હં, ત્યારે શ્રીમાન્ શું કહેતા હતા?"

"મિત્ર, જુઓ તો ખરા કે કેવો વિલક્ષણ સમય આવીને પ્રાપ્ત થયો છે! ઉભય મિત્રોના ગૃહમાં એકજ સમયમાં સંતાનપ્રાપ્તિનો અવસર યોગાનુયોગથી આવી લાગ્યો છે. હું જ્યાં સુધી અનુમાન કરૂં છું ત્યાં સુધી મને તો એમ જ જણાય છે કે, આ બે સીમંતિનીઓમાંની એક પુત્રને જન્મ આપશે અને બીજી પુત્રીની માતા થશે, એટલું જ નહિ, પણ આજનાં જન્મેલાં એ બાળક અને બાળિકા ભવિષ્યમાં લગ્નસંબંધથી જોડાઇને અવશ્ય પતિપત્ની પણ થશે!" આર્કડ્યૂક લિયોપોલ્ડે પોતાના વિચારોને શબ્દોદ્વારા વ્યકત કરી બતાવ્યા.

"અને જો એમ થશે, તો એથી આપ શ્રીમાન્‌નું પેલું એક સમયનું સ્વપ્ન પણ સત્ય સિદ્ધ થઈ જશે!" ફ્રાસ્ટે સ્મિતમંડિત

મુદ્રાથી કહ્યું; "પણ સાંભળો! આ કોલાહલનો શો અર્થ છે વારૂ? કદાચિત્ એ કોલાહલનો ધ્વનિ સૈનિકોના નિવાસસ્થાનમાંથી આવતો હોવો જોઇએ, એવું કાંઇક અનુમાન કરી શકાય છે. આપની શી કલ્પના છે વારૂ?"

"મારી ધારણા પ્રમાણે જે બે સૈનિકોને આજના પ્રહરી તરીકે પાસા ઢાળીને ચૂંટી કાઢવામાં આવ્યા છે, તેમને અન્ય સૈનિકો ધન્યવાદ આપી રહ્યા હશે; અને તેથી આ કોલાહલ તેમનોજ હોવો જોઇએ." ડ્યૂક લિયેપોલ્ડે ઉત્તર આપ્યું.

"આજના દિવસમાટે બે પ્રહરીઓને ચૂંટી કાઢવામાં આવ્યા છે?" ફ્રૉસ્ટે આશ્ચર્યદર્શક સ્વરથી પૂછ્યું,

"જી હા;" આર્કડ્યૂકે ઉત્તર આપતાં જણાવ્યું:" શું તમે તે વાર્ત્તા નથી સાંભળી? અથવા તો તે વાર્ત્તાને શું તમે ભૂલી ગયા છો કે જે મેં તમને સંભળાવી હતી? મારા જન્મની વેળાએ એક પાજી ડૉકટરે દાઇ તથા દોલામંદિરના દ્વારમાંના પ્રહરીને પોતાના પક્ષમાં કરી લઇને મારા સ્થાનમાં પોતાની ભગિનીના પુત્રને રાખી દેવાનો પ્રપંચ રચ્યો હતો, પરંતુ ઇશ્વરની કૃપાથી હું તેના એ પ્રપંચનો ભોગ થતો અટકી ગયો હતે, એ કથા અવશ્ય તમારા સ્મરણમાં તો હોવી જ જોઇએ."

"નહિ, શ્રીમાન્! હું એ કથાને ભૂલી ગયો નથી; કિંતુ એ કથાનો પ્રત્યેક અક્ષર મારા સ્મરણપટમાં કોતરાઈ ગયો છે. હું અનુમાન કરૂં છું કે, તે ભૂતકાળની ઘટનાએ જ આપ શ્રીમાનને આટલા બધા શંકાશીલ તથા સાવધ કરી દીધા છે અને તેથી જ આપ એકને બદલે બે પ્રહરીઓને રાખવાનો પ્રબંધ કરી રહ્યા છો." ફ્રૉસ્ટે ગંભીરતાથી કહ્યું.

"આપનું અનુમાન યથાર્થ છે; એ જ કારણથી આ વ્યવસ્થા કરવામાં આવી છે." ડ્યૂક લિયેપોલ્ડે કહ્યું; "અન્યથા મારો તે દેવતાતુલ્ય વ્યક્તિમાં સંપૂર્ણ વિશ્વાસ છે! ડૉકટર ડૉરેન્બર્ગ—આહ—હું મારા પિતામાં જેટલો વિશ્વાસ રાખું, તેટલોજ વિશ્વાસ એ ડૉકટરમાં પણ રાખું છું!"

"અને ખરેખર ડૉકટર ડૉરેન્બર્ગ છે પણ તેવાજ પ્રશંસાયોગ્ય અને વિશ્વાસપાત્ર પુરુષ!" ફ્રૉસ્ટે માર્મિક ઉદ્દગાર કાઢ્યો, અને તે સાથે તેના ઓષ્ઠોમાં મંદ સ્મિતની છટા દેખાવા લાગી; પરંતુ એ સ્મિતછટાને લિયેપોલ્ડ જોઇ ન શક્યો.

ડ્યૂક લિયેપોલ્ડ ભોળાભાવથી આગળ વધીને કહેવા લાગ્યો

કે;–" જેમ ડૉકટર ડારેન્બર્ગ વિશ્વાસપાત્ર પુરુષ છે, તેમ દાઇ પણ કાંઈ ઓછી વિશ્વાસપાત્ર અબળા નથી. એ બાઇ ડેમ્ હુર્ડરને મેં અતિશય પરિશ્રમથી શોધી કાઢી છે."

સત્ય પ્રકાર તો એ હતો કે, લિયેપોલ્ડનો જે દાઇમાં આટલો બધો વિશ્વાસ હતો, તેજ દાઈ ડેમ્ હુર્ડરની મુઠ્ઠી દશ દિવસ પૂર્વે ફૉસ્ટના સુવર્ણવડે પીળી થઇ ચૂકી હતી અને તે ફૉસ્ટના રચેલા પ્રપંચમાં શામિલ હતી. આ પ્રકાર ફૉસ્ટના જાણવામાં હોવાથી તેણે માર્મિક ઉત્તર આપ્યું કે;–"યથાર્થ છે; આપ શ્રીમાનની ચુંટણીમાં ભૂલ આવે, એ કદાપિ સંભવેજ નહિ."

"અને વળી સર્વશ્રેષ્ઠ પ્રબંધ તો એ છે કે, આ વેળાયે દોલામંદિરના દ્વારમાં મેં એકને બદલે બે પ્રહરીઓને નિયત કર્યા છે, એટલે બન્ને એકબીજાપર દૃષ્ટિ રાખતા રહેશે અને તેથી કોઇ પણ અશુભ ઘટના થઇ શકશે જ નહિ." લિયેપોલ્ડે અભિમાનથી એ શબ્દો ઉચ્ચાર્યા.

"પ્રબંધરચનામાં તો ત્યારે શ્રીમાનની બુદ્ધિ અલૌકિક જ કહી શકાય !" ફૉસ્ટે પણ તેના અભિમાનને પુષ્ટિ આપી.

"નહિ, અદ્યાપિ એ પ્રબંધ અત્યુત્તમ તો નથીજ;" આર્કડ્યૂક લિયેપોલ્ડ હસીને કહેવા લાગ્યો;–" કારણકે, આટઆટલી વ્યવસ્થા કરવા છતાં મારો ડૉકટરમાં પણ સંપૂર્ણ વિશ્વાસ નથી તેમજ પ્રહરી તથા દાઇ આદિમાં પણ મારો વિશ્વાસ બંધાતો નથી; એટલામાટે જે વેળાયે બાળકને દોલામંદિરમાં લાવવામાં આવશે તે વેળાથી લઇને તેને સૈન્ય સમક્ષ લઇ આવવાના સમય પર્યન્ત હું પોતેજ દોલામન્દિરના દ્વારમાં પ્રહરી થઇને પહેરો ભરતો રહીશ; સમજ્યા ?"

"ત્યારે તો એમજ કહોને કે શ્રીમાને સમસ્ત બુદ્ધિમત્તાનો આ પ્રબંધરચનામાંજ વ્યય કરી નાખ્યો છે અને સત્ય પૂછો તો આવા પ્રબંધની આવશ્યકતા પણ એટલીજ હતી. પરંતુ જો શ્રીમાનની આજ્ઞા હોય, તો હું પણ આ કાર્યમાં આપનો સહાયક થાઉં અને આપની સાથે જ ત્યાં પ્રહરી તરીકે ઉપસ્થિત રહું." ફૉસ્ટે વિલક્ષણ યાચના કરી.

" મિત્રવર્ય, જો તમારી એવીજ ઇચ્છા હોય, તો મારી જરા પણ ના નથી." લિયેપોલ્ડે અનુમતિ આપી.

એ વેળાયે બીજા ઓરડાનાં દ્વાર ઉઘડ્યાં અને રાજધાત્રી ડેમ્ હુર્ડરે વિશાળ વિધિમંદિરમાં પ્રવેશ કર્યો. દ્વારમાંથી બહાર નીકળી

આવ્યા પછી સંભાળીને તેણે બારણાં વાસી દીધાં અને ત્યારપછી તે વિધિમંદિરમાં થઇને સિંહદ્વાર પાસે આવી પહોંચી. તે જેવી સિંહદ્વારમાંથી નીકળીને આગળ વધતી હતી તેવામાં ઇડા તેની પાસે જ આવતી તેના જોવામાં આવી. ઇડાએ તેને જોતાંજ કહ્યું કે:–"તું ઠીક અહીંજ મળી ગઇ!" આમ કહીને ઇડાએ આસપાસ દૃષ્ટિપાત કર્યો અને કોઈ નથી એવી તેની ખાત્રી થયા પછી તે કહેવા લાગી કે:–"હું અત્યારે મારાં સ્વામિનીએ તારાં સ્વામિનીના કુશળસમાચાર પૂછાવ્યા છે, એવા નિમિત્તથી તારી પાસેજ આવતી હતી."

"અને એવાજ નિમિત્તથી હું તને મળવાની ચેષ્ટા કરી રહી હતી. પરંતુ હવે કહે કે, શા સમાચાર છે?" દાઇ ડેમ્ હર્ડરે કહ્યું.

"શ્રીમતી થેરેસાએ એક અતિશય સુંદર અને તેજસ્વી પુત્રરત્નને જન્મ આપ્યો છે." ઇડાએ સમાચાર સંભળાવ્યા.

"અને શ્રીમતી મેરિયાએ એક મહાસુંદરી તથા તેજસ્વિની કન્યાને જન્મ આપ્યો છે." દાઇએ પોતા તરફના સમાચાર સંભળાવ્યા.

આ વાર્તા સાંભળીને ઇડાએ બહુજ ધીમા સ્વરથી કહ્યું કે;–"તો શું ડૉક્ટર ડોરેન્બર્ગે આર્કડચેસને એ જણાવી દીધું કે, તમે એક કન્યાને નહિ, કિન્તુ એક પુત્રનેજ જન્મ આપ્યો છે?"

"હા; અને હું એ જાણવા માગું છું કે, ડૉક્ટર લુટ્જેન મહાશયે થેરેસાને એમ જણાવ્યું છે ખરૂં કે નહિ કે, તે પુત્રની નહિ, કિન્તુ એક પુત્રીનીજ માતા થએલી છે?" દાઇએ પૂછ્યું.

"ત્યાં પણ એમજ કહેવામાં આવ્યું છે." ઇડાએ ઉત્તર આપ્યું.

એ પછી એ બન્ને અબળાઓ ત્યાંથી પોતપોતાના માર્ગે ચાલી ગઇ. ઇડા પાછી થેરેસા પાસે આવી પહોંચી અને ડેમ્ હર્ડરે આર્કડચેસ્ મેરિયાના પ્રસૂતિગૃહમાં પ્રવેશ કર્યો. એ ઉભયના પ્રશ્નોત્તરમાં પાંચ મિનિટ કરતાં અધિક સમયનો વ્યય થયો નહોતો. પરન્તુ ડેમ્ હર્ડરે વિધિમંદિરમાંથી જતાં જતાં ફૉસ્ટને પ્રસન્નતાપૂર્ણ દૃષ્ટિથી જોયો. તેના એ દૃષ્ટિપાતના આશયને અન્ય કોઇ સમજી શક્યું નહિ, પરન્તુ ફૉસ્ટ સારી રીતે સમજી ગયો. ફૉસ્ટના શરીરમાં પણ મસ્તકથી ચરણપર્યન્ત એક પ્રકારની પ્રસન્નતાની સંવેદના વ્યાપી ગઇ.

દાઇના પ્રસૂતિગૃહમાં આવી ગયા પછી થોડીવારમાં જ ડૉક્ટર ડોરેન્બર્ગ પ્રસૂતિગૃહમાંથી બહાર આવ્યો અને ઉચ્ચ સ્વરથી તેણે આર્કડ્યૂકને શુભ સમાચાર સંભળાવ્યા કે:–"શ્રીમાન્ આજે એક પુત્રના

પિતાની પદવીથી મંડિત થવાના ભાગ્યને પ્રાપ્ત કરી શક્યા છે!” એ પછી અલ્પ સમયમાં જ ડૉક્ટર લ્યુટ્જેને પણ ત્રિધિમંદિરમાં પ્રવેશ કર્યો અને ફ્રાસ્ટને આનંદસમાચાર આપતાં જણાવ્યું કે:-“ આપનાં શ્રીમતી પત્નીએ એક સુંદર બાલિકાને જન્મ આપ્યો છે.” બન્ને ડૉક્ટરોને તેમણે આપેલા આ શુભ સમાચારના બદલામાં અકેકી બહુમૂલ્ય મુદ્રિકા આપવામાં આવી અને તે મુદ્રિકાઓવડે પોતાની અંગુલીઓને મંડિત કરીને બન્ને ડૉક્ટરો પોતપોતાના રુગ્ણના ઓરડામાં ચાલ્યા ગયા.

એ પછી આર્કડ્યૂક લિયેોપોલ્ડે ફ્રાસ્ટના હસ્તને પોતાના હસ્તમાં લઇને કહ્યું કે:-“મારી ધારણા હવે સત્ય સિદ્ધ થઇ ચૂકી છે અને તેથી મારા પુત્રમાટે હું આપની કન્યાની માગણી કરૂં છું.”

“ અને આપ શ્રીમાનની માગણીને હું હર્ષપૂર્વક સ્વીકારૂં છું.” ફ્રાસ્ટે તત્કાળ તેની યાચનાનો સ્વીકાર કરી લીધો.

એટલામાં જે અધિકારીઓ અને રજિસ્ટ્રાર આદિ ત્યાં ઉપસ્થિત હતા તેઓ આગળ વધ્યા અને આર્કડ્યૂકને તેના ગૃહમાં થએલી પુત્ર-પ્રાપ્તિમાટે ધન્યવાદ આપવા લાગ્યા. તેમના ધન્યવાદનો હર્ષપૂર્વક સ્વીકાર કરવામાં આવ્યો. એ પછી એક સંદેશવાહકને તત્કાળ સૈન્યસ્થાનમાં મોકલવામાં આવ્યો અને તે અલ્પ સમયમાં જ દોલામંદિરના દ્વારમાં જે સૈનિકો પ્રહરી તરીકે રહેવામાટે ચૂંટાયલા હતા તે બે સૈનિકોને પોતા સાથે લઇને પાછો ત્યાં આવી લાગ્યો. ફ્રાસ્ટ તથા આર્કડ્યૂક લિયેોપોલ્ડ વચ્ચે સંતાનોત્પત્તિના વિષયમાં જે કાંઇ પણ વાર્ત્તાલાપ થયો, તેનો ઉલ્લેખ આ સ્થાનમાં અનાવશ્યકીય છે; કારણ કે, વિચાર કરવાથી વાંચકો તે વાર્ત્તાલાપની પ્રતિમાને પોતાનાં નેત્રો સમક્ષ ઉભી કરી શકે તેમ છે. ડ્યૂક લિયેોપોલ્ડની મુખમુદ્રા પ્રસન્નતાના યોગે રક્ત-વર્ણી થઇ ગઇ હતી અને તે મેરિયાને ગળે લગાવીને તેને તેના માતૃપદની પ્રાપ્તિમાટે ધન્યવાદ આપવાના સમયની આતુરતાથી પ્રતીક્ષા કરી રહ્યો હતો. પુત્રપ્રાપ્તિ જેવો બીજો શો આનંદ હોઇ શકે વારૂ? લિયેોપોલ્ડના આનંદનો અવધિ થયો હતો.

ફ્રાસ્ટના મનમાં જ્યારે ‘મારા આત્મા-મારા હૃદયના ટુકડાને મારે બીજાના હસ્તમાં સોંપી દેવો પડશે! અને પારકાના સંતાનને લઇને પોતાના સંતાન તરીકે પાળવું પોષવું પડશે!!’ એ વિશેનો વિચાર આવતો હતો, તે વેળાયે તેના હૃદયના ચૂરેચૂરા થઇ જતા હતા. પરંતુ તેણે પોતાના હૃદયસાગરમાં ઉદ્ભવતા વિક્ષોભને અલૌકિક વીરતાથી દબાવી રાખ્યો અને તે એટલી સીમા પર્યન્ત કે, કેવળ સુખ અને સુખની છટા વિના દુઃખનું મંદ ચિન્હ માત્ર પણ તેના

મુખમંડળમાં દૃષ્ટિગોચર થતું નહોતું. એક કલાકનો સમય એવી રીતે વીતી ગયો અને ત્યાર પછી અર્ભકને ગોદમાં લઇને દાઇ આર્કડચેસ્ મેરિયાના ઓરડામાંથી બહાર નીકળી. ડૉક્ટર ડોરેન્બર્ગ પણ તેની સાથે જ હતો. એમને જોઇને આર્કડ્યૂક લિયેપોલ્ડ પોતાના અંતઃકરણના આવેગને રોકી ન શક્યો અને તેથી વેગપૂર્વક આગળ વધીને દાઈના હાથમાંના અર્ભકના મસ્તકને તેણે ચુંબન કર્યું. તત્કાળ ડૉક્ટરે જણાવ્યું કેઃ—"આહ, અર્ભકને માટે આ ઓરડો અતિશય શીતલ હોવાથી અપાયકારક છે."

"ત્યારે દાઈને આજ્ઞા આપી દો કે, તે બાળકને લઇને અહીંથી સીધી દોલામંદિરમાં ચાલી જાય!" આર્કડ્યૂકે કહ્યુંઃ "અને તમે, મારા પ્રિય ડૉક્ટર સાહબ, રજીસ્ટ્રાર તમને જે કાંઈ પણ પૂછે તેનાં સ્પષ્ટ રૂપથી ઉત્તરો આપીને બાળકના જન્મ આદિ વૃત્તાંતને રજીસ્ટરમાં લખાવી દો. હું મારા બાળકના સુખ તથા સંરક્ષણમાટે સંસારમાંની સર્વ યુક્તિઓને યોજવામાટે તૈયાર છું."

આર્કડ્યૂકની આવા પ્રકારની આજ્ઞા થતાં એક પળ માત્રનો પણ વિલંબ ન કરતાં દાઈ દોલામંદિરમાં ચાલી ગઇ, ત્યાં પહોંચીને તેણે દોલામંદિરના દ્વારને અંદરથી વાસી દીધાં અને એ ક્ષણેજ દ્વારના બાહ્ય ભાગમાં સાવધતામાટે નિયત કરાયલા ઉપર્યુક્ત બે પ્રહરીઓ આવીને ઉભા રહી ગયા.

ફ્રૉસ્ટે અતિશય શીઘ્રતાપૂર્વક પરંતુ મંદ સ્વરથી ડૉક્ટરને ઉદ્દેશીને કહ્યું કેઃ—"અર્ભકને તત્કાળ વિધિમંદિરમાંથી દૂર કરી દીધો, એ તમે બહુજ સારૂં કર્યું. અર્ભકના પિતાથી પણ અર્ભકનું યથાર્થ નિરીક્ષણ ન કરી શકાયું; કારણ કે, તેને પોતાના સંતાન પાસે ઉભા રહેવામાટેનો એક કે બે ક્ષણ કરતાં વધારે સમય મળી જ ન શક્યો."

"આ સ્થાનમાં એવા જ વર્ત્તનની આવશ્યકતા હતી. પરંતુ આપ જુઓ છો, દોલામંદિરના દ્વારમાં પ્રહરીઓને ઊભા કરી દેવામાં આવ્યા છે તે?" ડૉક્ટરે પણ ફ્રૉસ્ટના જેવીજ શીઘ્રતા અને મંદતાથી એ શબ્દો ઉચ્ચાર્યા.

"ચિન્તા નહિ; એ વિશેનો સર્વ પ્રબંધ હું કરી લઇશ." ફ્રૉસ્ટે આશ્વાસન આપ્યું.

ડૉક્ટર ડોરેન્બર્ગે ફ્રૉસ્ટને જોઇને પ્રસન્નતાના ચિન્હને વ્યક્ત કર્યું અને ત્યાર પછી યથાનિયમ તે બાળકના જન્મ આદિના વૃત્તાંતને લખાવવામાટે તે રજીસ્ટ્રારની પાસે પહોંચી ગયો. તેણે રજીસ્ટરમાં

રાજકુમારીને બદલે રાજકુમારનું નામ લખાવ્યું અને તેની સાથે આર્કડ્યૂકે પોતાના કાકા એટલે કે જર્મનીના સમ્રાટ્ના નામને અનુસરીને તે રાજકુમારનું નામ પણ મૅક્સિમિલિયન્ જ રાખ્યું.

અહીં એ પણ જણાવવાની આવશ્યકતા છે કે, તે બે પ્રહરીઓની ઉપસ્થિતિને જોઇને ફ્રૅાસ્ટે આતુરતા અથવા ચિન્તાનું લેશ માત્ર પણ ચિન્હ ન દર્શાવ્યું, કિન્તુ ડૉકટરની વ્યગ્રતાનું ઉપર્યુક્ત ઉત્તર સામાન્ય ભાવથી આપી દીધું; કારણ કે, એથી વિશેષ તેનાથી બીજું શું કહી શકાય તેમ હતું વારૂ ? પોતાના સત્ય ભેદનો તો કોઇની આગળ તેનાથી સ્ફોટ કરી શકાય તેમ હતું જ નહિ.

* * * * *

નિશીથનો સમય વર્ત્તમાન હતો. આર્કડ્યૂક લિયોપોલ્ડ તથા ફ્રૅાસ્ટ વિધિમંદિરમાં એક બહુમૂલ્ય અને સુંદર ટેબલની આસપાસ સ્હામ સ્હામા બેઠા હતા અને ટેબલપર નાના પ્રકારના ખાદ્ય પદાર્થો રાખેલા હતા. દ્દોલામંદિરની જમણી તથા ડાબી બાજૂએ તે બન્ને પ્રહરીઓ પ્રાણરહિત પાષાણપ્રતિમાઓ પ્રમાણે અભંગ સ્થિરતાથી ઊભા હતા. ચાંદીના ભવ્ય દીપકોના પ્રકાશવડે એ ઓરડો અતિશય પ્રકાશમય થએલો હતો અને તે એટલી સીમાપર્યન્ત કે એ દીપકોનો પ્રકાશ દિવસના સૂર્યપ્રકાશને પણ લજ્જિત કરતો હતો. એ પ્રકાશના યોગે ટેબલપર રખાયલાં પાત્રોમાંની ઘનરકતવર્ણા મદિરાઓ એક પ્રકારના વિલક્ષણ સૌન્દર્યની છટાને બતાવી રહી હતી.

આર્કડ્યૂકે ફ્રૅાસ્ટને સંબોધીને કહ્યું કેઃ " મારા પ્રિય કાઉન્ટ ઑારેના, અત્યારે મારા કરતાં તમેજ વિશેષ સુખી અને ભાગ્યશાળી છો; કારણકે, તમે જ્યારે ઇચ્છો ત્યારે પોતાના સંતાનના મુખચંદ્રના દર્શનનો લાભ લઇ શકો તેમ છે; પરંતુ મારી ઇચ્છા હોવા છતાં પણ પ્રાતઃકાળથી પૂર્વે મારાથી મારા સંતાનના મુખદર્શનનો લાભ લઇ શકાય તેમ નથી. પરંતુ સત્ય કહેજો કે શું થેરેસા પોતાની પ્રિયતમા કન્યાને હૃદય સાથે ચાંપીને પ્રસન્ન થઈ છે ખરી ?"

"હું ધારૂં છું કે, મેં એ તો આપ શ્રીમાન્‌ને જણાવી જ દીધું છે કે," ફ્રૅાસ્ટે કહ્યું: " મારી કન્યા એડીલા–કારણ કે, મેં મારી કન્યાનું નામ એડીલાજ રાખ્યું છે–તો જન્મ થતાંજ ડૉકટર લુટજેને થેરેસાને અમુક કારણવશાત્ મૂર્ચ્છામાં નાખી દેનારી ઔષધિ આપી હતી અને તેથી મારી પ્રાણેશ્વરી કાઉન્ટેસે અદ્યાપિ પોતાની કન્યાનું મુખ જોયુંજ નથી."

"હા હા, હવે મને સ્મરણ થયું કે, ફ્રૅાસ્ટ, આ વાર્ત્તા તો તમે

અત્યારપૂર્વેજ જણાવેલી છે;" આર્કડ્યૂકે જણાવ્યું, "છતાં મને તેનું સ્મરણ રહ્યું નહોતું એનું કારણ એ છે કે, મને મળેલા પિતૃપદના યોગે થએલી પ્રસન્નતાએ મને એટલો બધો હર્ષોન્મત્ત કરી દીધો છે કે એના વિના અન્ય વિષયનું અત્યારે મને ભાનજ રહેતું નથી. અર્થાત્ જો તમારી અને તમારી ગુણશીલા કાઉન્ટેસ વિશેની કોઈ વાર્ત્તાનું મને સ્મરણ ન રહે, તો તેથી તમારા પ્રતિ મારી અલ્પ અનુકંપા છે, એમ તમારે ધારી ન લેવું. આનંદે મને સ્વાર્થપરાયણ અને વિવશ બનાવી દીધો છે; અને હું આશા રાખું છું કે, તમારી પણ કદાચિત્ એવીજ દશા થએલી હશે."

"જો કે સર્વાંશે મારી એવી અવસ્થા થઈ નથી, પરંતુ લગભગ એવીજ દશા થએલી છે, એમ તો ખરૂંજ." ફ્રૅાસ્ટે ઉત્તર આપ્યું.

એ પછી બન્ને મિત્રો કેટલીક વારસૂધી મૌનને ધારીને બેસી રહ્યા અને ત્યારપછી આર્કડ્યૂકે મૌનનો ભંગ કરીને કહ્યું કે; "હું કેટલાક સમયને માટે તમારી પાસેથી દૂર થવામાટેની આજ્ઞા માગું છું. પરંતુ મારા પ્રિય મિત્ર! મારી આ આતુરતા તથા અત્યુત્કંઠાને જોઇને મારો ઉપહાસ ન કરશો; કારણકે, મેરિયા ખરેખર એક મહાભારત આપત્તિમાં હતી અને હવે તે આપત્તિમાંથી મુક્ત થઇ છે એટલે એમાંટેનો ધન્યવાદ મારે તેને આપનોજ જોઇએ. પણ હા, તમે અહીંથી અન્યત્ર ક્યાંય પણ જશો નહિ."

ડ્યૂકે આ ભાષણ દોલામંદિર પ્રતિ દૃષ્ટિપાત કરીને આપ્યું હતું, એટલે ફ્રૅાસ્ટે તેના ઉત્તરમાં જણાવ્યું કેઃ–"હું અહીંથી ક્યાંય પણ જવાનો નથી; એ વિશે શ્રીમાને સર્વ પ્રકારે નિશ્ચિન્ત જ રહેવું."

"કારણ કે, હું એ તો સારી રીતે જાણું છું કે," આર્કડ્યૂકે બહુજ ધીમા સ્વરથી કહ્યું: "મારા અમુક કાર્યની જેટલી ચિંતા મને છે, તેટલીજ એક સત્ય મિત્ર તરીકે તમને પણ તેની ચિંતા હોવી જોઈએ. દોલામંદિરનો જેટલો વિચાર મારા મનમાં છે, તેટલો જ વિચાર તમારા મનમાં પણ હોવો જ જોઈએ."

"આ વાર્તાને શબ્દોદ્વારા વ્યક્ત કરવાની કશી પણ આવશ્યક્તા નથી; કારણ કે, એ વિશેની આપ શ્રીમાન્ કરતાં પણ મને અધિક ચિંતા છે." ફ્રૅાસ્ટે દ્વયર્થી વાક્યનો પ્રયોગ કર્યો.

ફ્રૅાસ્ટના આ ઉદ્ગારને સાંભળી આર્કડ્યૂકે ધન્યવાદના ભાવને દર્શાવનારૂં સ્મિત કર્યું અને ત્યારપછી જે ઓરડામાં મેરિયાનો નિવાસ

હતો તે ઓરડા પ્રતિ જવાને તે આગળ વધ્યો. હવે જો કે દૂર પરંતુ આશાની એક ચમકતી જ્યોતિ ફૉસ્ટના જોવામાં આવી અને તે આશાજ્યોતિએ તેના નિરાશારૂપ સમસ્ત અંધકારને નિમેષ માત્રમાં જ મારીને દૂર હટાવી દીધો. તેણે ધીમેથી પોતાના ખીસામાં હાથ નાખ્યો, ખીસામાંથી અમુક પ્રકારના અર્કની એક શીશીને બહાર કાઢી અને ત્યારપછી તેમાંના બુચને બહાર કાઢી લીધો. એ પછી ફળોના થાળને ઉપાડવાના નિમિત્તથી હસ્તને ટેબલ તરફ લંબાવીને તે શીશીમાંના અર્કને તેણે ડ્યૂકના મદ્યથી ભરેલા પાત્રમાં નાખી દીધો. આ કાર્ય તેણે એવી તો શીઘ્રતા, ચપળતા તથા ચતુરતાથી કરી નાખ્યું કે, બન્ને પ્રહરીઓ જો કે ફૉસ્ટમાં જ પોતાની દૃષ્ટિને પરોવીને ઊભા હતા, છતાં એમાંનું કાંઇ પણ તેમના જોવામાં આવી ન શક્યું; અરે જોવાની વાત તો છેટી રહી, પરંતુ તેમને કોઇ પ્રકારનો સંશય માત્ર પણ ન આવ્યો. ફૉસ્ટના મુખમંડળમાં પણ એવું કાંઇ પરિવર્ત્તન થયું નહોતું કે જેના યોગે કાંઇપણ સંશય લાવી શકાય. પણ હા, તેના અંતઃકરણમાં તો અવશ્ય આનંદનો મહાસાગર ઊછળી આવ્યો અને તેથી તેણે મનોગત જ કહ્યું કે: "હવે હું પિશાચ અથવા શયતાનને સારીરીતે ઠગી શકીશ!" એ પછી અલ્પ સમયમાં જ આર્કડ્યૂક પાછો આવ્યો અને એ વેળાયે પ્રસન્નતાના યોગે તેનું મુખમંડળ કાંચન પ્રમાણે ચમકી રહ્યું હતું.

ડ્યૂકને આવેલો જોઇને ફૉસ્ટે આતુરતા દર્શાવીને પ્રશ્ન કર્યો કે: "શ્રીમાન્! આર્કડચેસના કુશળ સમાચાર કૃપા કરીને સંભળાવશો? તે શ્રીમતીની પ્રકૃતિ કેવીક છે વારુ?"

"મારી પ્રાણેશ્વરીની અવસ્થા એવી તો ઉત્તમ છે કે, ડૉક્ટર ડોરેન્બર્ગની ઔષધિ તથા યુક્તિઓના યોગે અમો પતિપત્ની અમુક વાર્ત્તાલાપ પણ કરી શક્યાં છીએ." ડ્યૂકે આનંદદર્શક ઉત્તર આપ્યું.

"વારુ ત્યારે જો શ્રીમાન્‌ની આજ્ઞા હોય તો ડૉક્ટર ડોરેન્બર્ગના નામથી એક પાત્ર મદિરાનું હું પાન કરું." ફૉસ્ટે અમુક આશયથી મદિરાપાનની આજ્ઞા માગી.

"અને સાથે ડૉક્ટર લુટ્‌ઝેનના નામથી એક પાત્ર ભરીને મદિરાનું પાન મારે પણ કરવું જોઇએ; કારણ કે, એ બન્ને ડૉક્ટરો સમાન પ્રશંસાને પાત્ર છે." આ પ્રમાણે કહીને ડ્યૂકે બ્રાન્ડી નામક ઉત્તમ અને રક્તવર્ણ મદિરાથી પોતાના પાત્રને ભરી દીધું.

ફૉસ્ટે પણ તત્કાળ તેનું અનુકરણ કર્યું અને ત્યારપછી મદિ-

રાનાં બન્ને પાત્રો જોત જોતાંમાં ખાલી થઇ ગયાં. એ પછી ડયૂકને જે વાતો અતિશય પ્રિય હતી તે વાતોનો તેણે આરંભ કરી દીધો અને તે વાતો જેટલી ડયૂકને ગમતી હતી તેટલીજ ફૉસ્ટને પણ ગમતી હતી. પરંતુ અલ્પ સમયમાં જ ડયૂક લિયેપોલ્ડનું મસ્તક ભારી થવા લાગ્યું અને તે સાથે તેનાં નેત્રોમાં નિદ્રાનો આવિર્ભાવ પણ થવા લાગ્યો. પોતાની આવી અવસ્થાને જોઇને ડયૂક ગભરાયો અને નિદ્રાને દૂર હટાવવામાટે ઓરડામાં આમથી તેમ ભ્રમણ કરવા લાગ્યો, પરંતુ એથી તેને કશો પણ લાભ થયો નહિ. તે પાછો પોતાના સ્થાનમાં આવીને બેઠો, પુનઃ એક પાત્ર ભરીં મદિરાપાન કરીને ફળ ઇત્યાદિનો આહાર કર્યો અને ત્યાર પછી ત્યાંજ પડીને ગાઢ નિદ્રાનો આસ્વાદ લેવા લાગ્યો, ફૉસ્ટ એ પછી પણ કેટલીક વાર સુધી મૌનનું અવલંબન કરીને બેસી રહ્યો અને વારંવાર તાકી તાકીને ડયૂકની સ્થિતિનું અવલોકન કરવા લાગ્યો. છેવટે તે પોતાના સ્થાનમાંથી ઊઠયો અને પ્રહરીઓને ઉદ્દેશીને કહેવા લાગ્યો કેઃ—

"મારા પ્રિય મિત્રો, તમો પોતાના કાર્યને ઉત્તમતાથી કરી રહ્યા છો અને તેથી જો તમારી ઇચ્છા હોય તો હું તમને મદિરાપાનની તથા ખાવાની આજ્ઞા આપું છું. મારી આજ્ઞાથી આ ટેબલપર તમે ઇચ્છા હોય ત્યાં બેસીને જે વસ્તુ ખાવી હોય તે ખાઇ શકો એમ છે અને ત્યારપછી પાછા પહેરાપર જઇને ઉભા રહેજો. પરંતુ સાવધાન! હું ડયૂક મહાશયની આજ્ઞાથી એક કાર્ય કરવાને જાઉં છું અને ત્યાંથી બેચાર ક્ષણુમાંજ પાછો અહીં આવી પહોંચીશ. અર્થાત્ તમો પોતાના કાર્યમાં સંપૂર્ણ સાવધાન રહેજો કે જેથી કોઇને તમારી નિન્દા કરવાનો પ્રસંગ મળી ન શકે."

ફૉસ્ટની આવી ઉદારતામય આજ્ઞાનો પ્રહરીઓ અનાદર કરે એ સર્વથા અશકય હોવાથી તેઓ તત્કાળ આગળ વધ્યા અને ખાનપાનના ટેબલપર જઇને જામી ગયા. ફૉસ્ટ એ પછી તરત વિધિમંદિરમાંથી બહાર ચાલ્યો ગયો. ત્યાંથી બહાર નીકળ્યા પછી થોડીવારમાંજ ફૉસ્ટ પોતાના પુત્રને ગોદમાં લઇને પાછો વિધિમંદિરમાં આવી લાગ્યો, પરંતુ પ્રહરીઓએ તેને જોયો પણ નહિ અને તેનો પદધ્વનિ પણ તેમના સાંભળવામાં ન આવ્યો. ફૉસ્ટ સીધો દોલામંદિરમાં ચાલ્યો ગયો અને ત્યાંથી ડયૂકની કન્યાને ગોદમાં ઉપાડીને પાછો બહાર નીકળી આવ્યો. આ વેળાયે પણ પ્રહરીઓ તેને જોઈ ન શકયા તેમજ તેના પદધ્વનિને સાંભળી ન શકયા. એ પછી ફૉસ્ટ વિધિમંદિરમાંથી બહાર નીકળી ગયો અને ત્યાર કેડે કેટલાંક ક્ષણુપર્યન્ત બાહ્યભાગમાં

જ તે પોતાના કાર્યમાં નિમગ્ન રહ્યો. ત્રીજીવાર ફ્રૉસ્ટે વિધિમંદિરમાં પ્રવેશ કર્યો, પણ આ વેળાના તેના પ્રવેશમાં ભેદ એટલોજ હતો કે. તે પ્રહરીઓના જોવામાં પણ આવી શકતો હતો અને તેનો પદધ્વનિ પણ સ્પષ્ટ સંભળાતો હતો. કુરસીપર બેઠા પછી ફ્રૉસ્ટે પ્રહરીઓને વળી પણ એક એક પાત્ર ભરીને મદિરા પીવાની આજ્ઞા આપી કે જેનો તેમણે ધન્યવાદપૂર્વક સ્વીકાર કરી લીધો અને મદિરાપાન કર્યા પછી તેઓ સાવધતામાટે પાછા પોતપોતાના સ્થાનમાં જઇને પૂર્વ પ્રમાણેજ ઉભા રહી ગયા. એ વિશાળ વિધિમંદિરમાં ફ્રૉસ્ટ આખી રાત બેસી રહ્યો અને ડયૂક મહાશય તો પ્રાતઃકાળપર્યન્ત ઘોર નિદ્રામાંજ ઘોરતા પડયા રહ્યા ! હવે પ્રાતઃકાળના વિધિનો આરંભ થયો. અર્થાત્ રાજકુમાર મેક્સિમિલિયનને દેવાલામંદિરમાંથી સૈનિકો સમક્ષ લાવવામાં આવ્યો અને ત્યારપછી તેને પાછો તેની માતા મેરિયા આગળ મોકલી દેવામાં આવ્યો. માતાએ પોતાના સંતાનને, પોતાના પુત્રને જોતાંજ છાતી સાથે ચાંપી લીધો !

આ વેળાયે થેરેસા પણ માદક ઔષધિના પ્રભાવમાંથી મુક્ત થઇને શુદ્ધિમાં આવી કે જે માદક ઔષધિનું ડૉકટરે તેને જાણી જોઇને અમુક કાર્યને સાધવામાટેજ પાન કરાવ્યું હતું. શુદ્ધિમાં આવતાંજ કન્યા એડીલાને પોતાનીજ સંતતિ માનીને તેણે ઉભરાઇ જતા વાત્સલ્યથી તેને હૃદય સાથે ચાંપીને ચુંબનથી તેના સુકોમળ ગાલોને ભીંજવી નાખ્યા !

આવી રીતે ફ્રૉસ્ટનો પુત્ર આર્કડચેસ મેરિયાના અંકમાં રહ્યો અને આર્કડચેસની કન્યાનું થેરેસાના હસ્તે પાલન પોષણ થવા લાગ્યું.

---

## પ્રકરણ ૨૩ મું

### વેસુવિયસના શિખરે

ગત પ્રકરણમાં જે ઘટનાઓનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે, તે ઘટનાઓ પછી એક વર્ષનો કાલાવધિ વીતી ગયો હતો. અત્યારે ઇ. સ. ૧૪૮૫ નો વસંતકાળ વર્તમાન હતો; પરંતુ આપણા દશ્યનું હવે પરિવર્તન થાય છે; કારણ કે, અમે હવે વાંચકોને નેપલ્સ નામક એક સર્વથા નવીન સ્થાનમાં લઇ જવાના છીએ.

એક વિશાળ અખાતના મધ્યમાં વસેલી નેપલ્સ નગરી પોર્ટી-

સીના તીરપ્રાંતથી મિસેનો પર્યન્ત પોતાના ગૌરવને વિસ્તારી રહી છે. નગરની બન્ને બાજૂના ઉચ્ચ ભાગો અને તેમના નિકટમાં આવેલી પર્વતમાલાપર અનેકાનેક મહાલયો તથા અસંખ્ય સુશોભિત ઉપવનો શોભી રહ્યાં છે. આપણી નવલકથાના કાળમાં એ નગરીમાં લગભગ બેંતાળીસ હજારની તો કેવળ સભ્ય, પ્રતિષ્ઠિત તથા ધનાઢ્ય જનોની વસતિ હતી અને તેથી ઉપરાંત સાઠ હજાર જેટલી અસહાય, દુઃખી તથા દુર્ભાગી જનોની લોકસંખ્યાનો ત્યાં નિવાસ હતો. પરંતુ જે ઉપવનો તથા મહાલયો સિસલીની પાછળ આવેલાં હતાં તે ખરેખર અત્યંત ઉત્કૃષ્ટ, રમણીય તથા મનોહરજ હતાં; અને તેનું કારણ એ હતું કે, પ્રથમ તો ત્યાંની ભૂમિ બહુજ રસાલુ તથા ફળદ્રૂપ હતી અને બીજું ત્યાં શૈત્યનું એટલું બધું પરિણામ થઇ શકતું નહોતું કે જેના યોગે ઉગતા છોડવાને કોઇ પણ પ્રકારની હાનિ થવાનો સંભવ માની શકાય.

પ્રાતઃકાળમાં નગરના બજારોમાં સુંદર, સુગંધયુક્ત, શીતલ તથા આનંદદાયક વાયુની લહરીઓ ચાલ્યા કરતી હતી અને જ્યારે સૂર્યનારાયણનો ઉદય થતો હતો તે વેળાયે પર્વતનાં શિખરો સાથે ટક્કર લેતી અને ત્યાંના સુગંધથી લિપ્ત થએલી વાયુલહરીઓ નગરમાં આવતી હતી. એ સુગંધયુક્ત વાયુની લહરીઓવડે ત્યાંના પ્રત્યેક નિવાસીનું ગૃહ સુગંધયુક્ત થતું હતું અને તેથી પ્રભાતના સમયમાં ત્યાંના નિવાસીઓ નિશાકાળની નિદ્રા કરતાં પણ અધિક ગાઢ તથા મધુર નિદ્રાને આધીન થઈ જતા હતા. તાત્પર્ય એજ કે, જો એ નગરની સયર કરવી હોય તો તેમાટે કેવળ પ્રાતઃકાળજ અતિ ઉચિત હતો; કારણ કે, પ્રાતઃકાળમાં સર્વત્ર અભંગ નિઃસ્તબ્ધતાના સામ્રાજ્યનોજ અધિકાર રહેતો હતો અને ત્યારપછી સૂર્યભગવાન્ આકાશમાં જેમ જેમ વિશેષ ચઢતા હતા તેમ તેમ નગરમાં લોકોનો કોલાહલ પણ ક્ષણેક્ષણે વધતો જતો હતો. તે સમયના નેપલ્સ નગરની શોભા મહા વિલક્ષણ અને અલૌકિકાજ હતી. સમુદ્રોનો ભૂમધ્યસમુદ્ર નામક રાજા એ નગરની સુંદરતા, એ નગરના બંદર અને એ નગરના ટાપુઓને જોઇને અતિશય પ્રસન્ન થતો હતો અને જેની ઉપર એટલે કે, જે સ્થાનમાં સમુદ્રના જલ તથા આકાશનું સંમેલન થએલું દેખાય છે, ત્યાં જાણે સ્વચ્છ નીલવર્ણ આકાશનો શામિયાનોજ કરેલો હોયની! એવોજ ભાસ થતો હતો. પરંતુ જે વેળાયે પ્રાતઃકાલમાં સૂર્ય ભગવાન્ આકાશને પોતાનાં સુવર્ણકિરણોથી રંગી નાખતા હતા, તે વેળાયે તો વળી આકાશની શોભા અવર્ણનીયજ થઈ જતી હતી.

એક બીજી બાજૂએ—આકાશ તથા પૃથ્વીના સમ્મેલનસ્થાનમાં એ નગરીની આસપાસ ઉભેલા અને આકાશ સાથે વાર્ત્તાલાપ કરતા પર્વતોનાં અત્યુચ્ચ શિખરો દૃષ્ટિગોચર થતાં હતાં અને તે સર્વના મધ્યમાં તે સર્વથી પૃથક્ અને અતિશય ઉચ્ચતમ વેસુવિયસ નામક ગિરિરાજ ઉભો હતો અને તે જાણે અન્ય સર્વ પર્વતોનો સમ્રાટ્જ હોયની ! એવોજ જોનારને ભાસ થયા કરતો હતો.

જેમની ઉંચાઇ સમુદ્રની સપાટીથી ચાર હજાર ફીટની છે તે પર્વત સોમના તથા પર્વત ઓટ્રેજનો એ પર્વતની બે બાજૂએ અડોઅડ ઊભા હતા, પરંતુ વેસુવિયસ સાથે સરખાવતાં એમની યોગ્યતા એટલી જ દેખાતી હતી કે, જેટલી યોગ્યતા કુંજર સમક્ષ કીડીની હોય છે. વેસુવિયસ પર્વતની તળેટી ઉત્તમોત્તમ ઉદ્યાનો, સુંદર ગ્રામો અને પ્રચંડ રમણીય પ્રાસાદો વડે આચ્છાદિત હતી. એ ભૂમિ ખરેખર બહુજ ફળદ્રુપ તથા સુંદર હતી અને એ કારણથી જ અનેક જનો પ્રસન્નતાથી એ ભૂમિમાં આવીને વસ્યા હતા.

પરંતુ પર્વતના ઉપરના ભાગની સ્થિતિ એથી સર્વથા ભિન્ન પ્રકારની હતી, એટલેકે ત્યાં તો કેવળ ભયંકરતા તથા નિર્જનતાનો જ વિસ્તાર જોવામાં આવતો હતો. એ પર્વતમાંથી નીકળતા એક પ્રકારના ધગધગતા રસની સરિતાના વહનથી તે સ્થાનમાં એક પ્રકારના વિલક્ષણ લીસોટા પડી ગયા હતા. વસ્તુ સ્થિતિ આવી હોવા છતાં ઇ.સ. ૧૪૯૫ના મે માસમાં નેપ્લ્સમાં કોઈ મનોહર દૃશ્યનું જેમ અસ્તિત્વ નહોતું તેજ પ્રમાણે ત્યાંનું આકાશમંડળ પણ નિર્મળ તથા સ્વચ્છ નહોતું અને સમુદ્રમાં પણ સર્વથા અશાંતિ તથા અસ્થિરતાનો આવિર્ભાવ થએલો હતો. એ ભયંકરતાનું કારણ એ હતું કે, ગઇ કાલે સંધ્યાસમયે એ સ્થાનમાં ભયંકર ભૂમિકંપ થયો હતો અને આજે સૂર્યોદય થવા પૂર્વેથીજ જ્વાલામુખી પર્વત વેસુવિયસ્‌માંથી રક્ત પાષાણ, ભસ્મ અને ગળેલા ધાતુઓના રસ આદિ પદાર્થોની ભયાનક વૃષ્ટિ થવા માંડી હતી. એ સર્વ થયા પછી એક તે ભયાનક શબ્દ ત્યાં સાંભળવામાં આવ્યો કે, જેનો વૃત્તાન્ત આજ પર્યન્ત પણ ઇતિહાસમાં જળવાયલો આપણને મળી આવે છે. હવે અગ્નિ અને પાષાણ પ્રથમ કરતાં પણ કાંઇક અધિક બળથી પક્ષીઓ પ્રમાણે વાયુમાં ઉડતા દેખાવા લાગ્યા. તેમના ઉડ્ડાણની ઉંચાઇ કોઇ પણ પ્રકારે ત્રણ હજાર ફીટ કરતાં ઓછી તો નહિ જ હોય અને તેમાંથી એક પ્રકારનો કાળો તથા દુર્ગંધયુક્ત ધૂમાડો બહાર નીકળીને નેપ્લ્સ નગરને પોતાની વિશાળ ચાદરમાં છુપાવી દેવા લાગ્યો. તે ધૂમાડામાંથી પર્વતમાંનો ની-

ફળતો અગ્નિ સૌદામિની સમાન ચમકી રહ્યો હતો અને તેનાં યોગે ઉષ્ણુતાનો એટલો બધો વિસ્તાર થઈ ગયો હતો કે, કેટલાક ગાઉ પર્યન્તની ક્ષેત્રભૂમિ અગ્નિ સમાન તપ્ત અને સ્પર્શ કરવાને અયોગ્ય બની રહી હતી. એ પછી અલ્પ સમયમાં જ એ જ્વાલામુખી પર્વતના સર્વથી ઉચ્ચ તથા દૃઢતમ શિખરના બે કકડા થઈ ગયા અને તેમાંથી પાષાણુ તથા ધાતુઓનો રસ નદીના પ્રવાહ પ્રમાણે વેગપૂર્વક બહાર નીકળી પડ્યો. કેટલાક સમય પર્યન્ત એ ગલિત ધાતુનો રસ મંદતાથી વહન કરતો રહ્યો, પરંતુ ત્યાર પછી કેટલીક વારે એ ધાતુરસની સરિતાનો વેગ અતિશય પ્રબળ થઇ ગયો અને તેથી તે ઘોર નાદ કરતો ચતુર્દિશામાં પ્રસરી ગયો. હવે ઉપર્યુક્ત સુંદર ઉદ્યાનો, ગ્રામો, ઉત્તમોત્તમ મહાલયો, સ્વાદિષ્ટ ફળોનાં સ્થાનો અને પરમરમણીય ફરવા હરવાનાં સ્થાનો બળીને ભસ્મ થવા લાગ્યાં; જ્વાલામય જ્વાલામુખીમાંથી નીકળતો ઉષ્ણુરસપ્રવાહ તેમને નષ્ટ ભ્રષ્ટ કરી નાખવા લાગ્યો.

ધીમે ધીમે નગરમાંના મોટા મોટા મહાલયોમાં નિઃસ્તબ્ધતા પ્રસરવા લાગી. ઉડતા ઉછળતા પાષાણો આવી આવીને તે મહાલયોનાં દ્વાર તથા ગવાક્ષોમાંના કાચ સાથે અથડાવા અને કાચોને ચૂર્ણ કરવા લાગ્યા; ધૂળનો વંટોળિયો ચારે તરફ ફેલાઇ ગયો અને અલ્પ સમયમાંજ જ્વાલામુખીમાંથી નીકળતો ઉષ્ણ પ્રવાહ નગરમાં આવી પહોંચ્યો, એ વેળાયે એક મહાભયાનક ધ્વનિ લોકોના સાંભળવામાં આવ્યો અને તેથી તેમનાં હૃદયોમાં એક પ્રકારની ભીષણ વ્યગ્રતાનો આવિર્ભાવ થયો.

સર્વ મનુષ્યો આમતેમ દોડાદોડ કરવા લાગ્યાં; સ્ત્રીઓ પોતાનાં બાળકોને છાતી સાથે ચાંપીને ચીત્કાર કરતી એક દિશામાં ભાગતી જતી હતી અને પુરુષો ઉપરથી આવી પડતી ધૂળથી પોતાનાં મુખોને હાથોવડે બચાવતા અને બીજા લોકોને સહાયતા આપતા પાછળ અને પાછળ હટતા જતા હતા. પરંતુ જ્વાલામુખીનો 'લાવા' નામથી ઓળખાતો તપ્ત રસ પણ હાથ ધોઇને તેમની પાછળ પડ્યો હતો; એટલે કે, તે તો મહા ભયાનક રૂપથી તેમને ભસ્મીભૂત કરવામાટે ઉછાળા મારતો આગળ અને આગળ વધતો ચાલ્યો આવતો હતો.

સૂર્યદેવનો આકાશમાં ઉદય તો થયો, પરંતુ સૂર્યની જ્યોતિ ઉડતી ધૂળ અને રક્ષા ઇત્યાદિના યોગે ઉદાસીનતા યુક્ત રક્ત વર્ણની થઈ ગએલી હતી અથવા તો તેનો પ્રકાશ એટલો પ્રબળ નહોતો કે જેના યોગે એ ભયાનક સ્થાનના દૃશ્યનું યથાયોગ્ય નિરીક્ષણ કરી શકાય.

એ પછી જ્વાલામુખી પર્વતમાંથી વળી બીજી પણ એક મહાભયંકર વસ્તુ નીકળવા લાગી. અર્થાત્ ઉષ્ણ અને ખદબદતું પાણી તે વિભક્ત શિખરભાગમાંથી નીકળીને પ્રથમ સીધું આકાશની દિશામાં જવા લાગ્યું કે જે એક વિશાળ તથા ઉચ્ચ સ્તંભ સમાન દેખાતું હતું. તે પાણી અમુક સીમાપર્યન્તની ઉચ્ચતાયે પહોંચ્યા પછી વિખરાઈ જવા લાગ્યું અને વેસુવિયસ પર્વતની ચારે તરફ પર્જન્યવૃષ્ટિ પ્રમાણે વર્ષવાલાગ્યું.

લગભગ અર્ધ પ્રહર પર્યન્ત આવો પ્રકાર ચાલતો રહ્યો અને ત્યારપછી ધૂળ તથા ચિંગારીઓની વૃષ્ટિ થવા લાગી. જોતજોતાંમાં એ બે વસ્તુઓનું મેઘમંડળ છવાયલું દૃષ્ટિગોચર થવા લાગ્યું. એ ધૂળનો રંગ સર્વથા કાળો હોવાના કારણથી ક્ષણમાત્રમાંજ નિમ્ન ભાગમાનું સમસ્ત દશ્ય અંધકારમય થઇ ગયું. સૂર્યનાં તીક્ષ્ણ કિરણો એ ભસ્મના મેઘમંડળને ભેદીને નીચે પડવાના કાર્યમાં સર્વથા અસમર્થ થયાં અને તેથી એ ટાપૂપર, જ્વાલામુખી પર્વતની ચારે તરફ ગાઉના ગાઉ પર્યન્ત, રક્ષાનું એક કૃષ્ણ મેઘમંડળ છવાયલું દેખાતું હતું અને તેની નીચેની ભૂમિ પણ સૂર્યનાં કિરણોનો તેને સ્પર્શ ન થવાથી કૃષ્ણવર્ણાજ જોવામાં આવતી હતી. એની સાથેજ ધૂમાડાના કારણથી ઉદ્ભવેલો એક પ્રકારનો ધૃણાકારક દુર્ગંધ પણ સર્વત્ર વિસ્તરતો જતો હતો. હવે તો વળી ભૂકંપનો પણ આરંભ થઇ ગયો અને દશ દિશામાં મહા પ્રલયનું એક ભીષણ દશ્ય દૃષ્ટિગોચર થવા લાગ્યું. ભૂકંપ થવાથી સમુદ્ર પણ પોતાના સ્થાનમાંથી આગળ વધ્યો અને ભયાનક રૂપથી ઉછળતો તીરપ્રાન્તની દિશામાં આગળ વધવા લાગ્યો; અર્થાત્ જાણે તે નગરને પોતાના અનંત ઉદરમાં પધરાવીને સ્વાહાકારજ કરવાનો હોયની ! એવોજ ભાસ થતો હતો.

ધીમે ધીમે અંધકાર ઘોરતર અને ઘોરતમ થતો ગયો; અને એ ઘોરતમ અંધકારમાં મોટા મોટા રક્તવર્ણ પાષાણો ચમકતા રક્તવર્ણ અગ્નિસ્ફુલિંગ સહિત પર્વતમાંથી બહાર નીકળ્યા કરતા હતા. એ લાલરંગના પાષાણો જાણે ચારે તરફથી ઘેરાયલા અને કુંડાળું વાળીને એકજ સ્થાનમાં બેઠેલા સર્પની મુખમાંથી બહાર કાઢેલી જિવ્હાજ હોયની! એવોજ ભ્રમ થઇ જતો હતો. કોઇ કોઇવાર પ્રાયઃ બહુજ મોટામોટા પાષાણખંડો અગ્નિસ્ફુલિંગો સહિત પર્વતમાંથી બહિર્ગત થતા હતા, અતિશય વેગથી પર્વતની આસપાસ પડતા હતા અને ચૂરચૂર થઇને સર્વત્ર વિખરાઈ જતા હતા. એ વિશાળ પાષાણખંડોના પાતથી થતો ધ્વનિ, જાણે સહસ્રાવધિ તોપોને એક સાથેજ દાગી દેવામાં આવી હોયની ! તેવા પ્રકારનોજ ભાસતો હતો.

જે વેળાયે ઉક્ત પર્વતની તળેટીમાંના નિવાસીઓ; ગ્રામ, પર્ણકુટી, મહાલય, ઉદ્યાન તથા ન્હાના ન્હાના દુર્ગોમાં વસતા લોકો આ ભયાનક દશ્યને જોઇને ભાગવા લાગ્યા; તે વેળાયે તેમનામાંના કેટલાક તો મંત્ર જપતા જતા હતા અને કેટલાકો ઇશ્વિરની પ્રાર્થના કરતા ન્હાસતા હતા. તેમનાં હૃદયોમાં ગભરાટની એવી તો છાયા છવાઇ ગઇ હતી કે તેણે તેમની બુદ્ધિનો નાશ કરી નાખ્યો હતો અને તેમની પાછળ જાણે કોઇ ભયાનક વરૂ જ પડયો હોયની, તેવા ગભરાટથી તેઓ પલાયન કરી રહ્યા હતા. એ વેળાયે તેમની બુદ્ધિ ઠેકાણે હતી જ નાહ, પોતાના પ્રાણની રક્ષામાટે પિતા પુત્રને ત્યાગીને અને પુત્ર પિતાને ત્યાગીને ચાલ્યો ગયો, એટલું જ નહિ, પણ પોતાના જીવનના રક્ષણ· માટે માતાઓ પોતાનાં પ્રાણપ્રિય સંતાનોને ગમે ત્યાં રઝળતાં મૂકીને પલાયન કરી ગઇ; કારણ કે, પર્વતના શિખરમાંથી નીકળતો લાલ રંગનો ‘લાવા’ લાલ રંગના સર્પ સમાન બરાબર લહરીઓ લેતો ઉપરથી ચાલ્યો આવતો હતો, પ્રકૃતિમાં વિભિન્નતાનો આવિર્ભાવ થતો જતો હતો અને સૂર્યના પ્રકાશનો સર્વથા લોપ થઇ ગયો હતો. પૃથ્વી ડોલ્યા કરતી હતી, સમુદ્ર ગર્જના કરી રહ્યો હતો અને આકાશપ્રદેશ અંધકારના અર્ણવમાં અદશ્ય થયો હતો. આવા અકલ્પનીય ભયંકર સમયમાં બે માનવમૂર્ત્તિઓ એ પર્વતના ઉપરિ ભાગમાં જવામાટે પર્વતપર ચઢતી જોવામાં આવી.

એ બે વ્યક્તિઓને પર્વતમાંથી નીકળતો ‘લાવા’ કશી પણ હાનિ પહોંચાડી શકતો નહોતો તેમજ ઉપરથી વર્ષતા પાષાણખંડો, અગ્નિ, ધૂળ અને ઉષ્ણ વારિ આદિમાં એ વ્યક્તિઓને નષ્ટ કરવાની લેશ માત્ર પણ શક્તિ હોય, એમ જણાતું નહોતું. જે સમયમાં અન્ય જનો એ લોમહર્ષણ સ્થાનમાંથી પ્રાણોને બચાવવામાટે પલાયન કરી રહ્યા હતા, તેજ સમયમાં એ બે વ્યક્તિઓ એ લોમહર્ષણ ઘટનાના ઉદ્ગમસ્થાનપ્રતિ બેધડક આગળ વધતી જતી હતી. ચઢાણનો ભાગ ભયાનક હતો અને વિનાશક વસ્તુઓની વૃષ્ટિ થયા કરતી હતી, છતાં તેની એ બે વ્યક્તિઓને કિંચિન્માત્ર પણ ભીતિ હતી નહિ.

હવે તેમનાં શરીરોને વાયુના તીવ્ર આઘાતો થવા લાગ્યા અને વહન કરતો ‘લાવા’ તેમના નિકટમાં આવી પહોંચ્યો. શરીરને ભસ્મીભૂત કરી નાખનારી ઉષ્ણતાની સીમામાં તે વ્યકિતઓ આવી પહોંચી હતી અને જ્વાલામુખીમાંથી નીકળતી જ્વાળાનો પ્રકાશ તેમનાં મુખમંડળોપર પડવા લાગ્યો હતો. આ વેળાયે પાષાણખંડો, ભસ્મ

અને અગ્નિના ઝંઝાવાતવડે દશ દિશાઓ વ્યાપ્ત થઇ ગઇ હતી અને જ્વાળામુખીમાંથી નીકળતો ફૂત્કાર એક સર્પના ફૂત્કાર પ્રમાણે તેમનાં શરીરોને સ્પર્શ કર્યા કરતો હતો. થોડીવારમાં જ જ્વાળામુખીમાંથી નીકળતી રક્તવર્ણ તથા મલિન જ્વાળાઓ જાણે તેમનાં વસ્ત્રોને આલિંગન આપતી હોયની! એવો ભાસ થવા લાગ્યો; પરંતુ આટઆટલી ભયંકરતા છતાં પણ તે વ્યક્તિઓ નિર્દ્વંદ્વ, એક ક્ષણ માત્રને માટે પણ ન અટકતાં અને કોઇ પણ પ્રકારની ક્ષતિ વિનાજ ઉપર જવામાટે અવ્યાહત ચાલીજ જતી હતી. જે સ્ત્રીઓનાં સંતાનો તેમવાથી વિયુક્ત થઇ ગયાં હતાં તે સહસ્ત્રાવધિ સ્ત્રીઓનો કાતર નાદ અને જે પુરુષો વહન કરતા 'લાવા' થી બળી ગયા હતા તે પુરુષોનો ચીત્કાર પણ એ બે વ્યક્તિઓના ગમનકાર્યમાં બાધા લાવી શકતા ન હોતા. સમુદ્રની ભયાનક ગર્જના, માઇલોના અંતરપરથી પડીને ચૂર્ણ થતા વિશાળ પાષાણોનો પાતધ્વનિ, વાયુના પ્રબળ અને અસહ્ય આઘાત, નગરનિવાસીઓના આર્ત્ત નાદ, મોટાં પુરાતન વૃક્ષોનો ભૂમિપાત, જ્વાલામુખીમાંથી નીકળતો ભયંકર ફૂત્કાર અને ધૂળના ચાલતા ઝંઝાવાતના સપાટા આદિ સર્વે એ બે આગળ વધતી વ્યકિતઓનાં શ્રવણોમાં પ્રવેશ કરી રહ્યાં હતાં, પરંતુ તેમના યોગે એ ઉભય વ્યક્તિઓની પ્રગતિમાં અવરોધ થવાનો લેશ માત્ર પણ સંભવ ન હોવાથી તેઓ તો અનવરોધ આગળ અને આગળ વધતી જ રહી.

હવે એ પર્વતે આગળ કરતાં પણ અધિક વિકરાળ મૂર્તિને ધારણ કરી લીધી. વધતા જતા મહા અંધકારે જ તેની આ દશા કરી નાખી હતી; અને આવા પ્રસંગે એ પર્વતપર ચઢવાના તેમના એ સાહસથી સ્પષ્ટ જણાઇ આવતું હતું કે, અવશ્ય એમનામાં સાધારણ માનવ બળ કરતાં કોઇ પણ અધિક ગુપ્ત બળનો નિવાસ હોવોજ જોઇએ.

ઉષ્ણ તથા રકતવર્ણ 'લાવા' નો પ્રવાહ હવે વળી આગળ કરતાં પણ અધિક વેગ અને શીઘ્રતાથી ચતુર્દિશામાં વહન કરવા લાગ્યો. ક્રમશઃ તે પ્રવાહની ઉન્નતિ થતી ગઇ, ઉત્પાત વધતો ગયો અને તે એટલે સુધી કે અડધા કલાકમાં તો એ પર્વત લાલચોળ થઇને અગ્નિમાંથી કાઢેલા લોઢાના લાલચોળ ગોળા પ્રમાણે ચમકવા લાગ્યો. એ ચમકતા તથા ચળકતા પર્વતપર તે બન્ને પથિકો નિઃશંક આગળ વધતા ચાલ્યા જતા હતા. જે વેળાએ એ પર્વત સર્વથા અગ્નિનો બનેલો જ દેખાતો હતો અને જ્વાલામુખીએ નરક કરતાં પણ અધિક ભયાનકતાને ધારણ કરી લીધી હતી; એટલું જ નહિ, પણ

મૃત્તિકાનું મેઘમંડળ આકાશમાં ઝૂલી રહ્યું હતું, તેવા સમયમાં એ ઉભય પ્રવાસીઓએ પોતાની ગતિને પૂર્વ કરતાં પણ વિશેષ વેગવતી કરી દીધી. આ તેમનો કેટલો બધો આશ્ચર્યકારક અને કૌતુકમય વ્યાપાર હતો, એની કલ્પના વાંચકો પોતેજ કરી શકે એમ હોવાથી એના વિશેષ વિવેચનની કશી પણ આવશ્યકતા નથી.

એ વેળાએ સમદ્રની ગર્જના, જ્વાલામુખીમાંથી નીકળતા પાષણોના નાદ તથા ઉપસ્થિત દશ્યના સર્વ કોલાહલો કરતાં પણ ભીષણ એક વિલક્ષણ ઉચ્ચધ્વનિ અચાનક સાંભળવામાં આવ્યો. જ્વાલામુખી પર્વતનો શિખરભાગ ફાટીને બે ભાગમાં વિભક્ત થઇ ગયો અને એ ફાટેલા બે ભાગની વચ્ચે બે ગજનો અંતર પડી ગયો. તેજ પ્રમાણે જ્વાલામુખીના નિકટમાં આવેલા ‘ લ્યુક્રાઇન્ ’ નામક સરોવરમાં ઉભરા આવવાથી વિક્ષોભ થવા લાગ્યો, તેની તલભૂમિ વેગપૂર્વક કંપવા લાગી અને ત્યાર પછી તેના મધ્યમાંથી એક ટેકરી બહાર નીકળી આવી. એ ટેકરી જોતજોતાંમાં એટલે કે, ત્રણથી ચાર કલાકના સમયમાં જ ચારસોથી સાડા ચારસો ફીટ જેટલી ઊંચી વધી ગઇ. અર્થાત્ જે ભીષણ ધ્વનિ થયો હતો તે આ પ્રકૃતિપરિવર્તનનો જ ધ્વનિ હતો એ નવેસરથી કહેવાની આવશ્યકતા નથી. એ નવીન ઉદ્ભવેલા લઘુ પર્વતે સરોવરને ચારે તરફથી ઘેરી લીધું. એનો ઘેરાવ દોઢ માઇલ જેટલો થઇ ગયો અને સરોવરનો અલ્પ ભાગ અવશિષ્ટ રહ્યો કે જેમાંનું જળ એ નવીનોદ્ભૂત પર્વતને અથડાઇને ક્રીડા કરવા લાગ્યું. અત્યારે હવે એ પર્વત ‘માઉન્ટ નોવો, અથવા ‘ નવીન પર્વત ’ના નામથી વિખ્યાત છે. પરંતુ એ વેળાયે પણ, કે જ્યારે સર્વત્ર મહાપ્રલયનું દશ્ય ઉપસ્થિત હતું ત્યારે, તે બન્ને પ્રવાસીઓ નિઃશંક અને નિર્ભય થઇને શીઘ્ર ગતિથી પર્વતપર ચઢતા ચાલ્યા જ જતા હતા.

જે સમયમાં મહાલયો અને ઉદ્યાનો ઇત્યાદિ જાણે કોઇ ગુપ્ત દ્વારના મુખમાં જ આવેલાં હોય તદ્વત્ પૃથ્વીના ઉદરમાં લુપ્ત થતાં હતાં તેમજ બાળક, યુવા અને વૃદ્ધ સ્ત્રી પુરુષો એ ભયાનક સ્થાનથી સહસ્રાવધિ ગાઉના અંતરપર પ્રાણને બચાવવામાટે ન્હાસી ગયાં હતાં અને ‘લાવા’ નો પ્રવાહ નગરમાં સર્વત્ર વહન કરી રહ્યો હતો, તેવા સમયમાં એ ઉભય વ્યક્તિઓ એ પર્વતના શિખરે નિર્વિઘ્ન જઇ પહોંચી. એ બે વ્યક્તિઓ તે અન્ય કોઇ નહિ, પણ આપણી કથાનો નાયક ફૉસ્ટ તથા તેનો ભદ્રંકર પિશાચ એ બે વ્યક્તિઓ જ હતી. પિશાચની પાછળ શીઘ્રગતિથી ચાલતા ફૉસ્ટે ગર્જનાયુક્ત સ્વરથી

પિશાચને ઉદ્દેશીને કહ્યું કે;—" કેમ પિશાચ ! આ સર્વ તારી વિદ્યાનો જ ચમત્કાર છે, ખરૂં કે નહિ ? "

એના ઉત્તરમાં પિશાચે મેઘગર્જના તુલ્ય તથા ગંભીર ધ્વનિથી જણાવ્યું કે: " હા, અવશ્ય આ સર્વ મારી વિદ્યાનો જ ચમત્કાર છે, પરંતુ એમાં તારો ભાગ પણ અવશ્ય છે જ. "

ફૉસ્ટે ભયકંપિત તથા ભગ્ન સ્વરથી કહ્યું કે;—"આ સર્વનાશમાં મારો ભાગ ! તું વ્યર્થ જ મને દોષભાગી બનાવે છે; કારણ કે, આટલો બધો ઉત્પાત કરી શકાય એવી શક્તિ મારામાં છે જ નહિ. "

ફૉસ્ટના આ ઉદ્‌ગારને સાંભળી પિશાચે હૃદયને વિક્ષુબ્ધ કરનાર અને શોણિતને શુષ્ક કરી નાખનાર વિકટ અટ્ટહાસ કર્યો અને ત્યાર પછી અત્યંત ઘૃણાદર્શક સ્વરથી ફૉસ્ટને ઉદ્દેશીને તે કહેવા લાગ્યો કે:- " દૃષ્ટિહીન મનુષ્ય, કદાચિત્ કેટલાક દિવસ વીતી જશે એટલે તું એમ પણ કહીશ કે, ગિરિરાજ બ્રોકેનપર ઊભા રહીને દક્ષિણ દિશાના જે અવસ્કંદનું મેં આવાહન કર્યું હતું અને જે ભયંકર ઝંઝાવાતના યોગે એલ્બી નદીના માઇલોના માઇલ પર્યન્તના ઉભય તીરપ્રાંતોની શોભા તથા ફળદ્રૂપતાનો સર્વથા નાશ થઇ ગયો હતો, તે કાર્યમાં પણ તારો કાંઇ હસ્ત નહોતો અને તું તો સર્વથા નિર્દોષ જ હતો ! તે મહાઘોર પાપનો ઉત્પાદક પણ તું તો મને જ ધારતો હોઇશ ! ખરૂં કે નહિ ? "

"નહિ, તે પાપનો ભાગી યથાર્થ રીતે હું પોતેજ છું !" ફૉસ્ટે દુ;ખદર્શક સ્વરથી કહ્યું: "પરંતુ જ્યારે પણ મને તે ઘટનાનું સ્મરણ થઇ આવે છે, ત્યારે મારાં રોમાંચ ખડાં થઇ જાય છે ! "

પિશાચ પોતાના સ્વરને કાંઇક મંદ કરીને પરંતુ ઉપાલંભના ભાવથી કહેવા લાગ્યો કે: " તું તારા પોતાના તે પાપકર્મનો પ્રાંજલતાથી સ્વીકાર કરે છે, એમાટે હું તને અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપું છું ! કારણ કે, નહિ તો સાધારણ નિયમ એવોજ છે કે, તુચ્છ મનુષ્યો પોતાનાં પાપો તથા પોતાના પ્રમાદોને મરી જતાં સૂધી પણ નથીજ સ્વીકારતા ! જો કે એ તેઓ સારી રીતે જાણતા હોય છે કે, અમુક વિષયમાં તેમનો પોતાનોજ સર્વ દોષ તથા અપરાધ છે, છતાં પણ પોતાના તે દોષ કિંવા અપરાધને સ્વીકારવાની ઉદારતા તેમનાથી કદાપિ બતાવી શકાતી નથી. " આ શબ્દો ઉચ્ચારતાં પિશાચનો સ્વર અતિશય કર્કશ થઇ ગયો અને તે એટલે સૂધી કે કદાચિત્ તેનાથી માનવહૃદયમાં કંપના આવિર્ભાવનો સંભવ પણ

ધારી શકાય. તે આગળ વધીને ધિક્કારદર્શક મુદ્રાથી બોલ્યો કે:- "અસત્યને સત્ય કરી બતાવવાની કળામાં કાળા માથાનો માનવી મહાચતુર અને કુશળ હોય છે; અને પોતાના અસત્યને સત્ય તરીકે સિદ્ધ કરી બતાવવાના કૌશલ્યમાં વિજય મેળવીને તે એટલો બધો પ્રસન્ન થાય છે કે જેનું વર્ણન થવું સર્વથા અશક્ય છે. મનુષ્યના શિર-પર જાણે અમુક એક વિકારનો પિશાચજ આરૂઢ થએલો હોયની! એમ પ્રત્યક્ષ જણાઇ આવે છે."

"તે કયા વિકારનો પિશાચ છે વારૂ?" ફ્રાસ્ટે આતુરતા દર્શાવી.

"તે અભિમાન, ગર્વ અથવા અહંકારનો પિશાચ છે, કે જે તારી સમસ્ત જાતિના હૃદયમાં પ્રવેશ કરીને જગતની મહાભારત ક્ષતિ કરાવ્યા કરે છે." પિશાચે સવિસ્તર ઉત્તર આપવાનો આરંભ કર્યો: "મેં અનેકવાર જોયું છે અને નિત્ય જોયા કરૂં છું કે, જે સ્ત્રી તથા પુરુષ એક બીજામાટે પોતાનાં તનમનધનની આહુતિ આપવાને તૈયાર હોય છે, તેઓ એક સાધારણ ક્ષુદ્ર કારણથી લડી પડે છે અને ધીમે ધીમે તેમનો એ ઝગડો એટલી સીમા પર્યન્ત વધી જાય છે કે, છેવટે તેઓ એક બીજાનાં પૂરાં પ્રાણવૈરી બની જાય છે! આમ થવાનું કારણ શું છે વારૂ? એનું કારણ કેવળ અભિમાન, ગર્વ કિંવા અહંકાર વિના બીજું કાંઇ પણ નથી! એ મિથ્યા અભિમાન અથવા અહંકાર પોતાના મસ્તકને અવનત થએલું જોવા ઇચ્છતો નથી અને તેથી મનુષ્યોને નિરન્તર વિગ્રહના માર્ગમા જ પ્રેર્યા કરે છે! જો ઉભયમાંનું એક મનુષ્ય પોતાના દોષ કિંવા પ્રમાદને જાણીને મૌનને ધારણ કરી લેતું હોય, તો વિગ્રહની વૃદ્ધિનો સંભવ રહે ખરો કે? મેં અનેકવાર એવા દશ્યનો સાક્ષાત્કાર કર્યો છે કે, ક્રોધના આવેશમાં આવીને અનેક મનુષ્યોએ પોતાના પરમહિતૈષી મિત્રોને માત્ર એકજ ગર્વદર્શક શબ્દ સંભળાવીને પોતાથી સદાને માટે ભિન્ન કરી દીધા છે. જો આવા પ્રસંગે એક વ્યક્તિ પોતાના દોષને નિષ્કપટ બુદ્ધિથી સ્વીકારીને પોતાના મિત્રને કેવળ એટલુંજ કહી દે કે, 'આમાં કેવળ મારોજ દોષ હતો!' તોપછી વાત આગળ વધવા પામે ખરી કે? અર્થાત્ એમ કહેવાથી મિત્રતાના ભંગનો લેશ માત્ર પણ સંભવ હોતો નથી. પરંતુ નહિ, એવા પ્રસંગે મનુષ્યના મસ્તકપર નિરંતર આરૂઢ અહંકાર પિશાચ તેને એટલી સીમા પર્યન્ત નમ્ર થવાની આજ્ઞા નથીજ આપતો! મેં વળી એવાં વિલક્ષણ દશ્યો પણ જોયાં છે કે:" હવે પિશાચનો કંઠસ્વર વિશેષ

અને વિશેષ ઉગ્ર થતો જતો હતો: "ભ્રાતાએ ભ્રાતાને ત્યાગી દીધો છે, માતાએ પુત્રીને પોતાથી પૃથક્ કરી દીધી છે, પિતાએ પુત્રના પ્રેમને છોડી દીધો છે અને ભગિનીએ ભ્રાતાસાથે સદાને માટે વૈર ભાવ બાંધી લીધો છે; પરંતુ તેમના મુખમાંથી એટલા શબ્દો નથી નીકળી શકયા કે: 'મારો દોષ થયો છે માટે મારા દોષની મને ક્ષમા કરો !' અને હા, વળી મેં એ પણ જોયું છે કે, સમ્રાટોએ પોતાના યોગ્ય પદાધિકારીઓને પદભ્રષ્ટ કરીને કાઢી મૂકયા છે, પ્રેમવતી પ્રમદાઓએ પોતાના પ્રેમી પુરુષોને ત્યાગી દીધા છે, પ્રેમી જનોએ પોતાની પ્રાણેશ્વરીઓના પ્રેમનો અનાદર કર્યો છે અને તેમના વિયોગ દુઃખ માંજ પોતાનાં જીવન વીતાડી દીધાં છે મનુષ્યોએ આ સર્વ કર્યું છે અને એ અવિચારમય કૃત્યોના પરિણામે અનેક યંત્રણાઓને પણ સહન કરી છે; છતાં પણ તેમના અંતઃકરણમાં વિરાજેલા અહંકાર પિશાચે તેમના મુખમાંથી નમ્રતાદર્શક શબ્દોને બહાર નીકળવા દીધા નથી ! તું એ તો જુએજ છે કે, આ કૃત્યને હું પોતે પણ અનિષ્ટ માનું છું અને એથી નિરંતર ભયભીત રહ્યા કરૂં છું; એટલુંજ નહિ, પણ હું એથી સદાને માટે ડરતો રહીશ અને એનાથી દૂર રહેવાનો મારાથી બની શકતો યત્ન કર્યા કરીશ; કારણ કે, જો હું પણ એ અહંકાર પિશાચને વશ થઇને વર્ત્યો ન હોત, તો આજે હું નરકનો અધિષ્ઠાતા થવાને બદલે સ્વર્ગનો સ્વામીજ થઇ બેઠો હોત !"

"તારૂં આ કથન જો કે સર્વથા સત્ય છે; છતાં અત્યારે આટલું દીર્ઘ વ્યાખ્યાન આપવામાં તારો શો ઉદ્દેશ સમાયલો છે તે હું સમજી શકતો નથી. આ અપ્રાસંગિક ભાષણથી તને કે મને શો લાભ થવાનો છે વારૂ ?" ફૉસ્ટે ઘૃણાથી કહ્યું; કારણ કે, એ વેળાયે પિશાચના ભાષણમાંનો એકે એક શબ્દ ફૉસ્ટના હૃદયમાં બાણના પરિણામને નિપજાવતો હતો.

"શું ત્યારે મારા આ કથનથી તારા અંતઃકરણમાં કાંઇ પણ આઘાત થયો છે? મેં આ વ્યાખ્યાન તને ઉપદેશ આપવાના ઉદ્દેશથી કર્યું નથી; કિંતુ અચાનક મારા મુખમાંથી આ વાકયો નીકળી ગયાં છે !" આટલું બોલીને પિશાચે પુનઃ એકવાર ભયાનક અટ્ટહાસ કર્યો અને ત્યારપછી તે પોતાના ભાષણની દિશાનું પરિવર્ત્તન કરીને કહેવા લાગ્યો કેઃ-" ઠીક, ત્યારે હવે આપણે આપણા પોતાના વિષયપર જ આવી જઇએ. તેં મને એવો પ્રશ્ન પૂછયો હતો કે, ' કેમ પિશાચ, આ સર્વે તારી વિદ્યાનો જ ચમત્કાર છે, કે નહિ ?' અને એ પ્રશ્નનું

મેં ઉત્તર આપ્યું હતું કે: 'હા, અવશ્ય આ સર્વ મારી વિદ્યાનો જ ચમત્કાર છે; પણ એમાં તારો ભાગ પણ અવશ્ય છે જ!' એટલે કે, આ ચમત્કાર કેવળ તારામાટે જ કરાયલો હોવાથી તું પણ આ પાપનો ભાગી થઇ ચૂક્યો છે."

"આ વિશ્વવિનાશક ચમત્કાર મારામાટે કરવામાં આવ્યો છે? પિશાચ, આ તું શું બકે છે?" ફૅાસ્ટે આશ્ચર્યચકિત થઇ ચીત્કાર કરીને એ શબ્દોનો ઉચ્ચાર કર્યો.

"હા, આ સર્વનાશની લીલા કેવળ તારા અને તારામાટે જ કરવામાં આવી છે; કારણ કે, અત્યારે હું તારો ગુલામ હોવાથી તારી પ્રત્યેક આજ્ઞાનું પાલન કરવાને શૃંખલાવિના જ બંધાયલો છું!" પિશાચે દઢતાથી કહ્યું.

"તું મારો દાસ નહિ, પણ ખરી રીતે મારો સ્વામી જ છે!" ફૅાસ્ટે હૃદયની ઘૃણા દર્શાવી કષ્ટયુક્ત મંદ સ્વરથી ઉદ્ગાર કાઢ્યો.

"હા, સત્ય છે; ભવિષ્યમાં તે દિવસ તો અવશ્ય આવવાનો છે જ કે, જે દિવસે તું મારો દાસ થઇશ અને હું સદાને માટે તારો સ્વામી થઇ જઇશ; પરંતુ તે દિવસ આજથી બાવીસ વર્ષે અને થોડાક માસપછી આવવાનો છે. વારુ, તો હવે મારા જે કથનના શ્રવણથી તું આટલો બધો આશ્ચર્યચકિત અને ભયભીત થઇ ગયો છે, તે મારા કથનનું રહસ્ય હવે હું તને સમજાવું છું તે સમજી લે. તને એ વાર્ત્તાનું સ્મરણ તો હોવું જ જોઇએ કે, ગઈ કાલે સંધ્યાસમયે વાચનામાં આપણો છેલ્લો મેળાપ થયો હતો, તે વેળાયે વાર્ત્તાલાપના પ્રવાહમાં તણાઇને તેં મારા તે રાજ્યને જોવાની ઇચ્છા દર્શાવી હતી કે જે રાજ્યનો હું અધિષ્ઠાતા સમ્રાટ્ છું; અને તારી તે ઇચ્છાનો મેં સ્વીકાર કરી લીધો હતો!" આટલું બોલીને પિશાચ એક પ્રકારની ભયંકર દૃષ્ટિથી ફૅાસ્ટને જોવા લાગ્યો અને ત્યારપછી તેણે પોતાના ભાષણને આગળ લંબાવીને કર્કશ તથા ઘૃણાદર્શક સ્વરથી કહેવા માંડ્યું કે: "મેં તને વચન આપ્યું છે કે, હું તને મારા રાજ્યનો સાક્ષાત્કાર કરાવીશ અને એ વિશે તેં તારી પ્રસન્નતા પણ દર્શાવી હતી. પરંતુ મારા તે રાજ્યનું દૃશ્ય એવું તો ભયાનક અને લોમહર્ષણ છે કે, જેની સીમા જ નથી! તેમજ અંતમાં તારો નિવાસ પણ સદાને માટે ત્યાં જ થવાનો હોવાથી તત્કાળ મારા તે રાજ્યનો તને સાક્ષાત્કાર કરાવી દેવાનું મારાથી સાહસ કરી શકાયું નહોતું. એટલામાટે મને એ જ યોગ્ય જણાયું કે, પ્રથમ પૃથ્વીનાં કેટલાંક ઉપસ્થિત ભયાનક દૃશ્યોને

દેખાડીને તારા હૃદયને પુષ્ટ કરવું અને ત્યારપછી જ તને મારા મહાભયાનક રાજ્યમાં લઇ જવો ! જે દશ્ય અત્યારે તારા નેત્રો સમક્ષ ઉપસ્થિત છે, તે ત્યાંની ભયાનક અવસ્થાનો એક અંશ માત્ર પણ નથી; કારણ કે, અત્યારે તો તું તારી ચારે બાજૂએ એક અંધકાર માત્રને જ વિસ્તરેલો જુએ છે, કેવળ એકજ જ્વાળામુખી પર્વતમાંથી નીકળતી જ્વાળાને નિહાળી રહ્યો છે, બળતા અગ્નિના કેવળ એટલા જ પ્રભાવને જોઇ શકે છે કે તેણે પૃથ્વીને વિભકત કરીને જળમાંથી એક પર્વતને ઉત્પન્ન કરી દીધો છે; પરંતુ ફ્રૅાસ્ટ ! આ સર્વ દશ્યોને જોઇને તું તારા અંતઃકરણને દૃઢ અને તૈયાર કરી લે ! આ સર્વ ભીષણતાને નિહાળીને મારા રાજ્યની ભયાનક, હા, અત્યંત ભયાનક વ્યવસ્થાને જોવામાટે તૈયાર તથા યોગ્ય થઇ જા ! હું અત્યારેજ તને જણાવી ચૂક્યો છું કે, અહીંનું દશ્ય ત્યાંના દશ્ય સાથે સરખાવતાં કિંચિન્માત્ર પણ ભયાનક નથી, અને મારૂં એ કથન અક્ષરે અક્ષર સત્ય છે ! આ સ્થાનમાં ભીષણકાય ભયાનક સર્પો કયાં છે, કે જેઓ મનુષ્યના દગ્ધ શરીરની આસપાસ ભયાનક રૂપથી લપટાયલા રહે છે અને વારંવાર પોતાની જિવ્હાને મુખમાંથી બહાર કાઢી ફણાને ચઢાવી મનુષ્યની જિવ્હાને ચૂસતા રહે છે ? અહીં તે મોટા મોટા અજગરો કયાં છે કે જેઓ મિસર દેશની નીલનદીમાંના મોટા મોટા મગર મચ્છો કરતાં પણ સોગણા મોટા હોય છે અને જેઓ પાપાત્માઓને સહસ્ત્રાવધિ પ્રકારની યંત્રણાઓ આપ્યા કરે છે; એટલું જ નહિ, પણ દુઃખ દઇ દઇને તેમનાં શરીરોને કોરી ખાય છે; છતાં પણ તે પાપાત્મા મનુષ્યો મરતાં નથી અને કદાપિ મરવાનાં પણ નથી ! આ ભૂમિમાં તે અવિચલ, અનિવાર્ય અને અપરિહાર્ય દુઃખ તથા કષ્ટોનો નિવાસ કયાં છે કે જે દુઃખ તથા કષ્ટો મનુષ્યોથી કદાપિ દૂર નથી થતાં અને તે મનુષ્યો પણ અહીં કયાં છે કે જેઓ લક્ષાવધિ પ્રકારની અસહ્ય યંત્રણાઓને સહન કરવા છતાં પણ જીવિત જ રહી શકે છે ? અહીંનાં મનુષ્યો જો આ ઉકળતા અને વહન કરતા ‘લાવા’ના પ્રવાહમાં પડે, તો એક ક્ષણ માત્રમાં જ બળીને ભસ્મીભૂત થઇ જાય છે; પરંતુ ત્યાંની સ્થિતિ એવી નથી; ત્યાં અગ્નિ કદાપિ બુઝાઇ જતો નથી અને ત્યાંનાં મનુષ્યો મરીને કદાપિ ત્યાંની ભયંકર યંત્રણાઓથી મુક્ત થઇ શકતા નથી; એટલો બધો અહીંની અને ત્યાંની સ્થિતિમાં ભેદ રહેલો છે.”

“બસ, તારા કથનની હવે સમાપ્તિ કર; આટલી ભયાનકતા જ સંપૂર્ણ છે; મારાથી તે ભયાનકતાનું અધિક વર્ણન સાંભળી શકાય તેમ

નથી !" ફૂસ્ટે પોકાર કરીને પિશાચને બોલતાં અટકાવવાને યત્ન કર્યો.

"ત્યારે શું હવે મારા રાજ્યમાં ભ્રમણુ કરવાની તારી ઇચ્છા નથી ? જો એમ જ હોય, તો મને તેવી આજ્ઞા આપ, એટલે હું અહીંથી જ તને તારા સ્થાનમાં પહોંચાડી દઉં." પિશાચે કહ્યું.

એના ઉત્તરમાં ફૂસ્ટે જણાવ્યું કે: "નહિ, અહીંથી જ પાછા વળી જવાની મારી ઇચ્છા નથી; કારણ કે, મારા હૃદયમાં તારા રાજ્યને જોવાની પ્રબળ આકાંક્ષા ઉદ્ભવેલી છે અને તેને મારે તૃપ્ત કરવી જ જોઇએ. પરંતુ એનું વિસ્મરણ થવા ન દઇશ કે સંધ્યાકાળ પર્યન્ત મારે વાયનામાં પહોંચી જવાનું છે."

"તારી જે કાંઇ પણ આજ્ઞા હોય તેનું તત્કાળ પાલન કરવાને હું કટિબદ્ધ છું. હુ અત્યંત શીઘ્રગામી છું એ તું નથી જાણતો કે શું ? કારણ કે, મારા એ શીઘ્રગતિત્વનો તને એક કરતાં અધિક વાર સાક્ષાત્કાર થઇ ચૂક્યો છે, અને વાયનાથી નેપલ્સમાં હું ક્ષણ માત્રમાં જ તને લઇને આવી પહોંચ્યો છું, એ એનું વળી નવીન ઉદાહરણ છે." પિશાચે પોતાની શીઘ્રગામિની શક્તિનું વિવેચન કરી સંભળાવ્યું.

આવા પ્રકારનો વાર્તાલાપ કરતા તેઓ એક એવા સ્થાનમાં આવી પહોંચ્યા કે, જ્યાં પર્વતનો શિખરભાગ વિભક્ત થઇ ગયો હતો અને તેથી હવે તે વહન કરના 'લાવા' માં થઇને શિખરભાગમાં જવામાટેના એકને બદલે બે માર્ગો તૈયાર થઇ ગયા હતા. એ બે માર્ગોને બતાવી પિશાચે ફૂસ્ટને ઉદ્દેશીને કહ્યું કે: "વારુ ત્યારે તું હવે આ માર્ગથી પર્વતના શિખરે જા અને હું આ બીજા માર્ગથી ત્યાં આવું છું."

"પરન્તુ બન્નેએ બે ભિન્ન ભિન્ન માર્ગને સ્વીકારી ત્યાં જવાનું શું કારણ છે વારુ ?" ફૂસ્ટે પ્રશ્ન કર્યો.

"એનું કારણ તો પ્રત્યક્ષ જ છે અને તે એ કે, તે વિભકત થએલા શિખરભાગમાં એટલો માર્ગ નથી કે જ્યાં આપણે બન્ને એકત્ર ઊભા રહી શકીએ." પિશાચે સમાધાનકારક ઉત્તર આપ્યું.

એ પછી પિશાચ અને ફૂસ્ટ બન્ને એકબીજાથી વિભકત થઇ ગયા; એક ઉત્તર દિશાના માર્ગમાં ચાલીને શિખરપર ચઢવા લાગ્યો અને બીજાએ ત્યાં જવામાટે દક્ષિણ પથનો સ્વીકાર કરી લીધો. અલ્પ સમયમાં જ તે બન્ને પર્વતના શિખરે જઇ પહોંચ્યા. પરંતુ એ ઉભયના મધ્યમાં વિશાળ ગર્ત્તા હોવાથી તેણે ઉભયને એક બીજાથી વિભક્ત

જ રાખ્યા હતા; તો પણ પોતાના સ્થાનમાંથી ફૉસ્ટ પિશાચને સારીરીતે જોઇ શકતો હતો અને તેના સ્વરને પણ સાંભળી શકતો હતો; એ જ પ્રમાણે પિશાચ પણ ફૉસ્ટને નિહાળી શકતો હતો અને તેના કથનને સાંભળી શકતે હતો.

અંધકારપ્રસારક મેઘમંડળ અદશ્ય થએલું હોવાથી સૂર્યનારાયણનાં તેજસ્વી કિરણો હવે પર્વતપર પડવા માંડયાં હતાં, ઝંઝાવાતની પણ શાંતિ થવા લાગી હતી અને જવાલામુખી પર્વતમાંથી નીકળતી જવાળાઓમાં પણ પ્રથમ કરતાં બહુજ ન્યૂનતા થઇ ગઇ હતી. ફૉસ્ટે પોતાના મસ્તકને ઉન્નત કરીને એક વાર આકાશનું અવલોકન કર્યું અને ત્યારપછી નિમ્ન ભાગમાં દૃષ્ટિપાત કરતાં એક મહાભયાનક ગર્ત્તા તેના જોવામાં આવી. તે ગર્ત્તાની ગહનતાનું સમસ્ત માનવ જાતિથી પણ અનુમાન કરી શકાય તેમ નહોતું, તોપછી બિચારા એકલા ફૉસ્ટની તે એટલી શી શક્તિ હોય કે તે એ ગર્ત્તાની ગહનતાનું અનુમાન કરી શકે !

હવે પર્વતમાંથી જવાળા નીકળતી નહોતી, વિક્ષુબ્ધ થએલો સમુદ્ર અત્યંત શાંત તથા સ્થિર થઇને પોતાના પ્રથમના સ્થાનથી સાડા ચાર માઇલ જેટલો પાછળ હટી ગયો હતો, ઝંઝાવત અદશ્ય થયો હતો અને ‘ લાવા ’ પણ શીતળતાને ધારણ કરવા લાગ્યો હતો. આવી રીતે ભયંકર દશ્યનું શાંત દશ્યમાં પરિવર્ત્તન થયું હતું ખરૂં, પરંતુ એ જવાલામુખી પર્વતના ફાટવાથી સર્વત્ર જે સર્વનાશનો વિસ્તાર થયો હતો, તે તો અદ્યાપિ જેવોનો તેવો જ અવિચલ હતો. નેપલ્સ્‌માંનાં ઘંટાગૃહોમાંથી એવા આશયનો નાદ કરાતો હતો કે જેના શ્રવણથી ભાગી ગએલા લોકો નગરમાં પાછા ચાલ્યા આવે અને ઇશ્વરે દયા કરીને નેપલ્સ્‌ નગરને અધિક હાનિ થવા ન દીધી તેટલામાટે ઇશ્વરને ગુણાનુવાદપૂર્વક ધન્યવાદ આપે. નેપલ્સ્‌ નગરની જો કે બહુ અંશે રક્ષા થઇ હતી, પરંતુ એ ઉત્પાતના યોગે ગ્રામ, કસબા, પર્ણકુટીઓ, મહાલયો અને ઉદ્યાનો આદિ તો સર્વથા નષ્ટભ્રષ્ટ થઇ ગયાં હતાં; અને એટલી હાનિ પણ ત્યાંના લોકોમાટે સંપૂર્ણ હતી. ફૉસ્ટે જેમાંથી ‘ લાવા, ’ અગ્નિ, તથા પાષાણ આદિ નીકળતા હતા, તે ગર્ત્તાનું જ્યારે એક ધ્યાનથી અવલોકન કર્યું, એટલે તેના અંતઃકરણમાં એક પ્રકારના અદ્‌ભુત અને ભયંકર કંપનો આવિર્ભાવ થવા લાગ્યો. ફૉસ્ટ તે ગર્ત્તાના અવલોકનમાં તલ્લીન થએલો હતો તેવામાં અચાનક પિશાચના મુખમાંથી નીકળેલા નિમ્ન શબ્દો તેનાં શ્રવણોમાં આવીને અથડાયા;—

"જોયું—મારા રાજ્યમાં જવાના અનેક માર્ગોમાંનો આ પણ એક માર્ગ છે; અને આ માર્ગને જોવા છતાં અદ્યાપિ મારા રાજ્યમાં ચાલવાનું અને તેના અવલોકનનું સાહસ તું કરી શકે છે ખરો કે?"

"હા, હું તારા રાજ્યનું અવલોકન તો અવશ્ય કરીશ!" ફૉસ્ટ પોતાની ઇચ્છામાં દૃઢ રહ્યો.

'જ્યારે તારી આવી દૃઢ ઇચ્છા છે, તો પછી ત્યાં ચાલવામાં અકારણ વિલંબ કરવાનું હવે કાંઇ પણ કારણ નથી." પિશાચે ગંભીરતાથી કહ્યું.

એ ક્ષણે પર્વત મહાવેગથી પુનઃ આન્દોલિત થવા–કંપવા–લાગ્યો અને ત્યારપછી તેનો વિભક્ત થએલો શિખરભાગ એક ભયાનક નાદ સહિત સંધાઇને એકરૂપ થઇ ગયો. એ પછી પિશાચ આવીને ફૉસ્ટના નિકટમાં ઊભો રહ્યો અને તેના હાથને પોતાના હાથમાં લઇને તથા પોતાની મર્મભેદિની દૃષ્ટિને તેનામાં એકાગ્ર કરીને બોલ્યો કે; "કેમ ફૉસ્ટ, તું ત્યાં આવવાને તૈયાર છે?"

"હા, હું સર્વ પ્રકારે તૈયાર છું" ફૉસ્ટે દૃઢતાથી ઉત્તર આપ્યું.

પિશાચે કહ્યું કે; "ત્યારે આવ મારી સાથે!"

પિશાચના મુખમાંથી એ શબ્દો નીકળતાં જ તે બન્ને વેસુવિયસની જે ગર્ત્તામાંથી જવાળા નીકળતી હતી તે ગહન ગર્ત્તામાં કૂદી પડ્યા અને નિમેષ માત્રમાં અદૃશ્ય થઇ ગયા.



# રા. રા. ઠક્કુર નારાયણકૃત અન્યાન્ય પુસ્તકો

## ઐતિહાસિક નવલકથા

| અંક | નામ | મૂલ્ય |
|---|---|---|
| ૧ | આનન્દાશ્રમ. ... ... ... ... | ૧—૪—૦ |
| ૨ | શાહજહાનના છેલ્લા દિવસો અથવા માધવી કંકણ (બીજી આવૃત્તિ) ... ... ... ... | ૧—૪—૦ |
| ૩ | ચંદ્રશેખર (બીજી આવૃત્તિ છપાય છે) ... ... | ૦—૧૨—૦ |
| ૪ | પ્લાસીનું યુદ્ધ અથવા લોર્ડ કલાઇવનું કપટતંત્ર ... | ૨—૦—૦ |
| ૫ | મહારાષ્ટ્રીટ ઉષ:કાળ અથવા જીવન પ્રભાતનો પૂર્વ ભાગ (બીજી આવૃત્તિ છપાય છે) ... ... | ૦—૮—૦ |
| ૬ | હળદીઘાટનું યુદ્ધ (બીજી આવૃત્તિ) ... ... | ૦—૮—૦ |
| ૭ | પદ્મિની અથવા ભસ્મીભૂત ચિત્તોડ ... ... | ૨—૦—૦ |
| ૮ | કત્લેઆમ અથવા દિલ્લીનો ડગમગતો રાજમુકુટ ... | ૨—૦—૦ |
| ૯ | ભદ્રકાળી અથવા પાવાગઢનો પ્રલય ... ... | ૨—૦—૦ |
| ૧૦ | જગન્નાથની મૂર્ત્તિ અને ભારતનું ભવિષ્ય. ... | ૨—૦—૦ |
| ૧૧ | વિશ્વરંગ અથવા ઐતિહાસિક કથાપંચક... ... | ૦—૧૨—૦ |
| ૧૨ | ૨૫૦૦ વર્ષ પૂર્વેનું હિન્દુસ્તાન ... ... | ૦—૧૨—૦ |
| ૧૩ | આર્ય આદિત્ય ચક્રવર્ત્તી બાપ્પા રાવળ ... ... | ૦—૪—૦ |
| ૧૪ | દિલ્લીની સુલ્તાના રજીયા બેગમ (બીજી આવૃત્તિ)... | ૦—૬—૦ |
| ૧૫ | કયસરની કુટિલતા* (હવે પછી પુસ્તકરૂપે છપાશે)... | ૦—૧૨—૦ |
| ૧૬ | નાયકનન્દિની× (હવે પછી પુસ્તકરૂપે છપાશે) ... | ૧—૦—૦ |
| ૧૭ | ચાણુકયનન્દિની અથવા ચચ્ચ અને સુહધી. ... | ૨—૦—૦ |
| ૧૮ | ભયંકરભદ્ર અથવા કેવળ ૨૪ વર્ષના ક્ષણભંગુર સંસાર માટે ( પ્રથમ ખંડ )+... | ૨—૦—૦ |
| ,, | ,, ,, ( દ્વિતીય ખંડ ) ... | ૨—૦—૦ |
| ,, | ,, ,, ( તૃતીય ખંડ ) ... | ૨—૦—૦ |
| ,, | ,, ,, ( ચતુર્થ ખંડ ) ... | ૨—૦—૦ |

* આ વાર્ત્તા 'ગુજરાતી' પત્રમાં પ્રકટ થઈ ચૂકી છે અને તેને થોડા સમયમાં પુસ્તકરૂપે પ્રકટ કરવામાં આવશે.

+ આ વાર્ત્તા ઇ. સ. ૧૯૦૭માં અમદાવાદના 'પ્રજાબન્ધુ' પત્રમાં પ્રકટ થઈ હતી અને તેને અલ્પ સમયમાં પુસ્તકરૂપે પ્રકટ કરવામાં આવશે.

+ "ભયંકરભદ્ર"નો પ્રથમ ખંડ પ્રકટ થઇ ચૂકયો છે, દ્વિતીય ખંડ છપાય છે અને તૃતીય તથા ચતુર્થ ખંડ સત્વર પ્રકટ કરવામાં આવશે.

| અંક | નામ | મૂલ્ય |
|---|---|---|
| ૧૯ | બેગમ બાજાર અથવા રંગમહાલયમાં રતિતાંડવ. ( પ્રથમ ખંડ )* ... | ૦-૧૨-૦ |
| ,, | ,, ,, ( દ્વિતીય ખંડ ) ... | ૦-૧૨-૦ |
| ,, | ,, ,, ( તૃતીય ખંડ ) .. | ૦-૧૨-૦ |

## સામાજિક નવલકથા

| અંક | નામ | મૂલ્ય |
|---|---|---|
| ૨૦ | વિલાયતી વિલાસમાં ફૅશનબાઇ ખલાસ ... | ૧—૮—૦ |
| ૨૧ | સંદિગ્ધ સંસાર અથવા સાધુ કે શયતાન ? ... | ૧—૮—૦ |
| ૨૨ | ચુડેલનો વાંસો અથવા એક નટીની આત્મકથા ... | ૧—૮—૦ |
| ૨૩ | કુસુમકંટક અથવા રમણી કે રાક્ષસી ?... ... | ૧—૦—૦ |
| ૨૪ | આજકાલનું હિન્દુસ્તાન અથવા પ્રાણહારક મૃગજળ× | |
| ,, | ,, ,, ( પ્રથમ ખંડ-તૃષ્ણા )... | ૧—૮—૦ |
| ,, | ,, ,, (દ્વિતીય ખંડ-જલાભાસ)... | ૧—૮—૦ |
| ,, | ,, ,, ( તૃતીય ખંડ-આકર્ષણ )... | ૧—૮—૦ |
| ,, | ,, ,, ( ચતુર્થ ખંડ-મૃગજળ )... | ૧—૮—૦ |

## ધર્મ, ઇતિહાસ અને તત્ત્વજ્ઞાન ઈત્યાદિ

| અંક | નામ | મૂલ્ય |
|---|---|---|
| ૨૫ | મૃગશીર્ષ અને વેદોમાં આર્યોનો ઉત્તરધ્રુવનિવાસ ... | ૨—૦—૦ |
| ૨૬ | જ્ઞાનેશ્વરી ગીતા ( સચિત્ર ) ... ... ... | ૪—૦—૦ |
| ૨૭ | અમૃતાનુભવ અને હરિપાઠ ... ... ... | ૨—૦—૦ |
| ૨૮ | શ્રી વિવેકાનન્દ વિચારમાળા પ્રથમ પુષ્પ ... ... | ૨—૪—૦ |
| ૨૯ | ,, , ,, દ્વિતીય પુષ્પ ... ... | ૨—૪—૦ |
| ૩૦ | ,, ,, તૃતીય પુષ્પ ... ... | ૨—૪—૦ |
| ૩૧ | ,, ,, ,, ચતુર્થ પુષ્પ ... ... | ૨—૪—૦ |
| ૩૨ | ,, ,, ,, પંચમ પુષ્પ ... ... | ૨—૪—૦ |
| ૩૩ | શ્રી અમરલાલ ચરિત્ર દી મૂળ અને ગુર્જર ગદ્ય અનુવાદ ) ... ... ... ... ... | ૧—૦—૦ |
| ૩૪ | અનન્તાનુભૂતિ કિંવા અનન્ત જીવન ... ... | ૧—૪—૦ |

---

* "બેગમબાજાર"નો પ્રથમ ખંડ પ્રકટ થઇ ચૂકયો છે. દ્વિતીય ખંડ છપાય છે અને તૃતીય ખંડ પણ અલ્પ સમયમાં જ પ્રકાશિત થશે.

× "આજકાલનું હિંદુસ્તાન"ના પ્રથમના બે ખંડ પ્રકટ થઈ ચૂકયા છે અને બાકીના બે ખંડો પણ થોડા વખતમાંજ છપાઇને બહાર પડશે.

## નાટકો

| અંક | નામ | મૂલ્ય |
|---|---|---|
| ૩૫ | માલવકેતુ અથવા માયાપ્રભાવ નાટક ( સમગ્ર ) ... | ૦-૧૨-૦ |
| | એજ નાટકનો સંક્ષિપ્ત સાર અને ગાયનો (મળતાં નથી) | ૦—૨-૦ |
| ૩૬ | પરશુરામ નાટક-સંક્ષિપ્ત સાર અને ગાયનો ... | ૦—૨-૦ |
| ૩૭ | વસુંધરા અથવા બેધારી તલવાર નાટક-સંક્ષિપ્તસાર અને ગાયનો ... ... ... ... | ૦—૨-૦ |
| ૩૮ | ચાલૂ જમાનો અથવા પારકે પૈસે પરમાનન્દ નાટક-સંક્ષિપ્તસાર અને ગાયનો ... ... ... | ૦—૨-૦ |
| ૩૯ | દગાબાજ દુનિયા અથવા વીસમી સદીનો પિશાચ નાટક-સંક્ષિપ્તસાર અને ગાયનો ... ... | ૦—૨-૦ |
| ૪૦ | દેવી દમયન્તી અથવા કલિકૌટિલ્ય નાટક-સંક્ષિપ્તસાર અને ગાયનો ... ... ... ... | ૦—૨-૦ |
| ૪૧ | દેવી દ્રૌપદી અથવા મહાભારત દિગ્દર્શન નાટક-સંક્ષિપ્તસાર અને ગાયનો. ... ... ... | ૦—૨-૦ |
| ૪૨ | દેવી ભદ્રકાળી નાટક-સંક્ષિપ્તસાર અને ગાયનો. ... | ૦—૨-૦ |
| ૪૩ | માયામોહિની નાટક-સંક્ષિપ્તસાર અને ગાયનો. ... | ૦—૨-૦ |
| ૪૪ | અનંગપદ્મા નાટક-સંક્ષિપ્તસાર અને ગાયનો. ... | ૦—૨-૦ |
| ૪૫ | કૃષ્ણભક્ત બોડાણો નાટક ( સમગ્ર ) ... ... | ૦—૮-૦ |

## લોકકથા.

| | | |
|---|---|---|
| ૪૬ | ભારતલોકકથા-ભાગ ૩ જો-બંગાળાની જૂની વાર્ત્તાઓ ( પ્રથમખંડ ). ... | ૦-૧૨-૦ |
| ૪૭ | „ „ ભાગ ૪ થો-બંગાળાની જૂની વાર્ત્તાઓ ( દ્વિતીય ખંડ છપાય છે ).... ... | ૦-૧૨-૦ |

## પ્રકીર્ણ લેખસંગ્રહ ઈત્યાદિ.

| | | |
|---|---|---|
| ૪૮ | નારાયણ ગદ્યગંગા-પ્રથમ તરંગ (છપાય છે). ... | ૨—૮-૦ |

## એ ઉપરાંત રા. ઠક્કુર નારાયણે જે પુસ્તકોની અન્યનાં હોવા છતાં પૂર્ણાહુતિ કરી છે, જે પુસ્તકોનું તેમના હસ્તથી સંશોધન થએલું છે અને જે પુસ્તકો તેમના હસ્તે વિભાગશઃ લખાયલાં છે

## તે પુસ્તકો





